

# श्री ब्रह्मसूत्र

अथवा

# वेदांत दर्शन.

(વેદવ્યાસ પ્રણિત સરળ ટીકા સહિત બ્રહ્મસૂત્ર)

રચી પ્રસીદ્ધ કર્તા

કવિ ઇન્દિરાનંદ લલિતાનંદ પંડિત.

નાગર ફળીયા-સુરત.



સંવત ૧૯૮૨]   પૌષ પૂર્ણિમા.   [સને ૧૯૨૫

મુલ્ય રૂ. પાંચ.



કવિ ઇન્દિરાનંદ લલિતાનંદ પંડિત.
મુંબઇ કસ્ટમ ઑફીસના માજી ડેપ્યુટી એકાઉંટન્ટ.
નાગર ફળીયા—સુરત.

ॐ यस्माज्जातं जगत्सर्वं यस्मिन्नेव विलीयते।
येनेदं धार्य्यते चैव तस्मै ज्ञानात्मने नमः ॥

પ્રકર્ષજ્ઞાનસ્વરૂપ સૂર્યના સરખા, તેજ:પુંજ, શાંતિ આનંદ શાક્ષી, હૃદયમાં ધબકારા કરનાર, નિર્લેપ, સર્વત્રવ્યાપક વિભુ, જે ઉદરમાં રકતા-ભિસરણ કરી પાચન વિગેરે ક્રિયા ચલાવે છે, જડ અને જીવ તથા ચર અને અચરમાં સૂર્યના કિરણો પેસી જે પ્રમાણે ગરમી આપે છે અને સર્વત્ર વ્યાપી રહે છે, જેનાથી આ અખિલ બ્રહ્માંડ ઉત્પન્ન થયું છે, જેમાં પાછું લય પામે છે અને જે આ જગતના સર્વ પ્રાણી પદાર્થનું પોષણ તોષણ રક્ષણ અને વ્યવસ્થા કરી રહ્યો છે એવો જે કોઇ ૐકાર નામે ઓળખાય છે એવા આત્મસ્વરૂપને અનન્ય ભાવે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી વારંવાર નમન કરૂં છું. તે મને સદ્‌બુદ્ધિ આપો અને આરંભેલું કાર્ય જે આ સ્વર્ગના અનંત સુખ વૈભવ ઇત્યાદિ મેળવવાનું સાધન અને નિર્ગુણ બ્રહ્મમાં નિર્વિકલ્પે સ્થિત થઇ સર્વ શક્તિરૂપ આ અલ્પ શક્તિ જીવ મોક્ષ ગતિ પામે એવું આરંભેલું કાર્ય **આ બ્રહ્મસૂત્ર** નિર્વિઘ્ને પાર પાડો.

इत्योम्.

# ॐ कार स्तोत्रम्

भुजंगी वृत.

अकारात्मकः सृष्टिकर्ता स्वयंभुः
रुकारात्मकः पालकश्चक्र पाणी;
मकारात्मकः शंकरः शान्तनोति,
स्तमोंकारमादि स्वरूपं नमामि. १

अकारे स्थितं देहिनां स्थूल कर्म,
उकारे स्थितं सूक्ष्म सद्भक्तिभावः;
मकारे स्थितं कारणं ज्ञान पूर्णं,
स्तमोंकारमादि स्वरूपं नमामि. २

अकारा श्रितं विश्व मूला श्रयंसत्,
उकारा श्रितं सर्व भूतान्तरं चित्;
मकाराश्रित: शुद्ध आनन्द कंद,
स्तमोंकारमादि स्वरुपं नमामि. ३

अकारस्तु सत्त्वं स्वयं ब्रह्म संस्थं,
उकारो रज: क्षत्रिये सन्नि विष्टं;
मकारो विशां दृष्यते तत्तम: स्या,
स्तमोंकारमादि स्वरुपं नमामि. ४

अकारास्तु पाताल लोकाख्येकोभू,
उकारो भुवर भूमि लोक प्रसिध्ध:;
मकारस्तु स्व कथ्यते स्वर्ग लोक:,
स्तमोंकारमादि स्वरुपं नमामि. ५

अखंड निजं निर्गुणं निर्विकल्पं,
विभु व्यापकं सर्व वेदादिमूलं;
स्मरन्मुच्यते पाप तापान्मनुष्य,
स्तमोंकारमादि स्वरुपं नमामि. ६

शान्तिः शान्तिः शान्तिः

## સૂચના

આ વેદાંત સૂત્રમાં શંકર ભાષ્યનો અક્ષરશઃ તરજુમો ન કરતાં, તેમજ ઉપનિષદની શ્રુતિઓ સંપૂર્ણ નહિ લખતાં, વર્તમાન કાળને અનુસરી હાલના વિવિધ ધર્મો અને સંપ્રદાયો ઉપર વિવેચન ઘણે ખરે ઠેકાણે પોતાની કલ્પનાનું કર્યું છે. શંકરાચાર્યની ટીકા લખ્યાને આજ બે ત્રણ હજાર વર્ષ થઇ ગયાં છે. તે કાળમાં જે કાળે આ (શંકરાચાર્યની) ટીકા લખાઇ તે કાળનાં અને તે તે દેશનાં લોકોની શંકાઓ, વિજ્ઞાનશાસ્ત્રો,

પ્રવર્તેલા ધર્મો અને વાદવિવાદ કરનારાઓ શંકાઓ ઉઠાવી, તેમનું ખંડન મંડન કરી, જે ભાગે દશ ઉપનિષદની શ્રુતિ વિરૂદ્ધ તકરારો હતી અને જે જે અંશે ઉંધી સમજણ હતી તેને રદ કરી લોકોને સત્યમાર્ગે અને સન્માર્ગે સમજણ આપી તેમની ખાત્રી કરી આપી છે. તે કાળના અને તે દેશના રાજા અને પ્રજાઓ તથા ધર્માચાર્યો અને શાસ્ત્રવેત્તાઓ મરણ પામ્યાથી હવે તેમાંની શંકાઓ હાલમાં નથી જેવા કે, પ્રધાનવાદ પ્રકૃતિવાદ, પરમાણુવાદ, કાપાલિકમત, જૈન દિગંબરોનો મત, શુન્યવાદી અને તાર્કિકોના મત, કપિલાચાર્યનો મત ઇત્યાદિ ઇત્યાદિ મતો છે તેના ખંડન છે. હાલમાં તેમાંનો એક પણ વાદ અથવા ધર્મ પ્રચારમાં નથી. તેથી જેવી રીતે સંસ્કૃતભાષા અને લેટીન તથા ગ્રીક ભાષાઓ, ડેડ લેન્ગવેજ થઇ પડી છે તેવીજ રીતે આ શંકરાચાર્યની ટીકાઓ ડેડ વિવેચન જેવી થઇ પડી છે. એટલા માટે હમારી કપોલ કલ્પનાથી વર્તમાન દેશ-કાળના લોકોના તર્ક વિતર્કો તથા વિજ્ઞાનશાસ્ત્રો વિષે થોડું થોડું દિગદર્શન કરાવ્યુ છે. લોકને સન્માર્ગે દોરવવા અને સત્ય શું છ તેનો અનુભવ આપવાની સ્થિતિમા તેમને મુકી ખાત્રી કરી આપવી. એવા ઉદ્દેશથી અમે ટીકા કરી છે અને દાખલા દલીલો પણ બાળક છોકરાને સમજણ પડે તેવી સાદી ભાષામાં અને ટુંકામાં રચવાનો પ્રયત્ન કરી વિદ્વાનજનોના ચરણમાં મુકી છે. તેમાં અમારી જે કાઇ ભુલ ચુક હોય તેને સુધારવા હમને લખી મોકલવાની પ્રાર્થના હમે કરીએ છીએ.

હમારો જગતમાં ચાલતા કોઇ પણ ધર્મની નિંદા કરવાનો હેતુ નથી. પણ જગતના સર્વ ધર્મોને માન આપવું એ હમારો મત છે. કારણ કે, ધર્મ શબ્દ વડે દેશ, કાળ અને જન સમુદાયની પરિસ્થિતિને અનુસરી તેને ધર્મના અથવા પંથના અથવા જાતિના લોકોને અનુકુળ પડે એવા ઉન્નતિના માર્ગ ઓળખાણ કરાવવા આગેવાનોએ પ્રયત્ન કર્યા છે અને તે સર્વને હમે નમ્રતાપૂર્વક વંદન કરીએ છીએ. તેમના લખાણમા અને વેદના લખાણમા જ્યાં જ્યા હમને તફાવત જેવું જણાયુ છે ત્યાં ત્યાં હમે થોડુ થોડુ દિગ દર્શન કરાવ્યુ છે. તે ઉપરથી સમજુ લોકોએ પોતાને અનુકુળ પડતો માર્ગ લેવો ઉચિત છે.

૪

# બ્રહ્મ દર્શન

બ્રહ્મ કાંઇ દૃષ્ટ વસ્તુ નથી. દૃષ્ટા દૃશ્ય થઇ શકતો નથી. સ્વસ્વરૂપે સ્થિત છે. મોક્ષ સ્થિતિ પ્રાપ્ત કરવી એનો અર્થ એ છે કે, **अहम् व्यष्टि** અભિમાનનો લય બ્રહ્મમા કરવો અને ચાર દેહના પણ બ્રહ્મમાં લય કરવા ત્યારેજ નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિ થઇ એમ કહેવાય. પ્રાપ્ય વસ્તુ છે તેની વળી પ્રાપ્તિ કેવી રીતે કરવી. માટે નિર્ગુણ વસ્તુ લગભગ અપ્રાપ્ય વસ્તુ જેવું છે અને સ્થિતિ જડ પથરા જેવી છે. એટલે કે ક્લેશ કર્મ તેનો વિપાક તેના સંસ્કાર, ઇચ્છા અને પ્રયત્ન રાગ અને દ્વેશ, બંધ અને મોક્ષ એ સર્વનુ જ્ઞાન છે તેના ફળમાં અથવા પુન્યાપુન્ય જે ગુણત્રય છે તેમાં આસક્તિ રહિત થવુ. મૌન ધારણ કરવુ, નિર્વિકલ્પ સમાધિમાં રહેવું, શાંતિ, સુખ, આનંદ, અભય, વિભુત્વ, પ્રજ્ઞાન સર્વનું આદિકારણ અને તેનુ જેમાં સમાઇ જવું તે નિર્ગુણ બ્રહ્મ છે. એનો અનુભવ થવો એજ એનું દર્શન છે અથવા પ્રાપ્તિ છે. નિર્વિકલ્પમા એટલો તો વિકલ્પ રહે છે કે, મને નિર્ગુણતા પ્રાપ્ત થાય એવી રીતનો પણ સંકલ્પ જ્યાં છે ત્યાં તેને સગુણપણું એટલે કે ગુણત્રય વળગી ચુક્યા એટલે પાપમાન થયો. લગભગ દુનિયાદારીના વ્યવહાર અથવા ચાર શરીર (કેદખાના)ને લઇને જે કાંઇ વ્યવહાર કરવામા આવે છે, તેનો ત્યાગ કરવા અથવા તો આશક્તિ ઉઠાવી નાખવી અથવા બ્રહ્મમાં લય કરવા એ સંસાર વ્યવહારથી કેવળ ઉલટી રીતનુ કર્મ છે અને તે સગુણ બ્રહ્મમાજ દિન પરદિન પ્રગતિ કરાવી નિર્ગુણમા જવાનો માર્ગ ખુલ્લો કરી ઇશ્વર કૃપાએ નિર્ગુણમાં હડસેલો મારી અનુગ્રહ કરી મેળવી દે છે, એનુ નામ મોક્ષ સ્થિતિ છે. સત્વગુણથી સ્વર્ગીય સુખ અને વૈભવ પ્રાપ્ત થાય છે. રજો ગુણના ઉત્કર્ષથી રાજા થવાય છે અને તમો ગુણના ઉત્કર્ષથી જડતા પ્રાપ્તિ થાય છે અજ્ઞાન અને મોહ થાય છે. આથી કાંઇ વીશેષ હમે લખી શકતા નથી. **इत्योम्.**



| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | લોક | ચક્ર | સ્થાન | સ્વાદ | આકૃતી | બીજ | અંગુલ | વૃત્તી | ફળ | કોશ | દેશ | અવસ્થા | દેહ | ભુમી | વર્ણ | દેવ |
| ૧ | ભૂ: | મુલાધાર | પૃથ્વી | મધુર | □ | લ | 16 | આનંદ | સ્થુદેહ etc | અન્ન | ગુદા | જાગ્રત | સ્થુળ | શુભે. વી. તનુમા | સીંદુર | ગણેશ |
| ૨ | ભુવ: | સ્વાધીન-ષ્ઠાન | જળ | તુરો | U | વ | 12 | પરોપકાર | સુ૦ સહન | પ્રાણ | લીંગ | સ્વપ્ન | સુક્ષ્મ | સત્વાપત્તી | પીત | બ્રહ્મા |
| ૩ | સ્વ: | મણીપુર | તેજ | તીખો | ▲ | રં | 8 | કામ | પાચન | મનોમય | નાભી | ,, | ,, | ,, | નીલ | વીષ્ણુ |
| ૪ | મહ: | અનાહત | વાયુ | ખાટો | ◇ | ય | 4 | વૈરાગ્ય | કાવ્ય | વિજ્ઞાન | અંત:કર | ,, | ,, | ,, | શુભ્ર | રુદ્ર |
| ૫ | જન: | વીશુદ્ધી | આકાશ | સંરસ | O | હ | 1 | નિષ્કામ | ત્રીકાળવિશ્વ દૃષ્ટી | આનંદ | કંઠ | સુસી | કારણ | અસંસ. પદાર્થ | ધુમ્ર | જીવ |
| ૬ | તપ: | અજ્ઞા | મન | ... | ... | .. | ... | ... | જીવન મુક્તા | ... | ભ્રુવ | તુર્યા | મહાકારણ | ... | રક્ત | હંસ |
| ૭ | સત્યં | સહસ્ત્ર દલ | આત્મા | ... | .. | ... | .. | ... | મોક્ષ | .. | બ્રહ્મરંધ્ર | .. | .. | ... | ચંદ્રીકા | ઓંકાર |

સાત પ્રકારે ચેતન વિશ્વમાં વસ્યું છે. ૧ જડ. ૨ ઝાડ. ૩ પશુ. ૪ મનુષ્ય. ૫ પીતૃ. ૬ દેવ. ૭ શુદ્ધ ચેતન.

અમચમ૦ વીરાટનાં. ૧ મહી. ૨ જ.ગ. ૩ તેજ. ૪ વાયુ. ૫ આકાશ. ૬ સ્વર્ગ. ૭ શુદ્ધ ચેતન.

વિરાટની વ્યાપ્તી મહીમાં—વૈશ્વાનરની ૭ ચક્ર અને સુત્રાત્માની સાતે ચક્રમાં.

ૐ

# श्री ब्रह्मसूत्र

એટલે

## वेदांत दर्शन उपोद्घात.

હે ઇષ્ટદેવ ! અને હે વિદ્વજ્જનો ! વેદો ઉપર મુનિવર્ય વ્યાસજીએ બ્રહ્મ સૂત્ર અથવા વેદાંતસૂત્રો રચી જનસમુદાયને જાણે યાસ્ક મુનિએ નિઘંટ અને નિરૂક્ત રચી જેમ વેદાર્થ સ્પષ્ટ કર્યા છે તેવીજ રીતે આ વેદાંત સૂત્રો ઉપર ભગવાન વ્યાસ મુનિએ સૂત્ર રચી જનસમુદાયને તરવાનો સહેલો માર્ગ સુગમ કરી આપ્યો છે. અને તેના ઉપર શ્રીમદ્ શંકરાચાર્યે ભાષ્ય કરી તેથી પણ વધારે સુખ મેળવવાનો સુગમ માર્ગ કર્યો છે. આ મહાન પ્રજ્ઞાનાનંદ સુખ મેળવવા માટે મારે ગાંઠની ખીચડી ખાઇ દ્રવ્યવાન ભાગ્યશાળીઓની હવરાઇ ઉપર ઉધાઇને ખાવા માટે એ સૂત્રો ઉપર મારા જેવા પામરે ટીકા કરવી એ હાસ્યાસ્પદ જેવું છે. તેમ છતાં આ પ્રયત્ન મેં શા કારણથી આરંભ્યો છે, તે સહેજસાજ જણાવું છું. સમજુ લોકો તો એક અક્ષરથી તેજીને ટચકારો અને ગધેડાંને ડીફાં હોય તેમ ટચકારાથીજ સમજી જશે. અને તેમાંની ભૂલચૂકો તથા યદવા તદવા લખાણ સુધારી, સુધારવા માટે મને સૂચના કરશે અને વાંચશે.

વિદ્વાનલોકો તો સંસ્કૃત ટીકાઓ વાંચીને સમજી જશે. પણ નાના બાળકો, સ્ત્રીઓ, વિધવાઓ–સોહાસિનીઓ અને અધકચરૂં ભણેલાં દુઃખને સુખ માની ભ્રમે ભમતાને સુખનો માર્ગ કાઇ જડે તે માટે જરાતરા મીઠું મરચું ભભરાવી તેમના જેવી બાલ અને સરળ ભાષામાં માર્ગ દર્શાવવાનો પ્રયત્ન કરવો એ મારા સાત્વિક અંતઃકરણની પ્રેરણા થવાથી આ ગ્રંથનો મેં પ્રારંભ કર્યો છે. આયુરદા હશે તો ઇષ્ટની કૃપાથી તે આ ગ્રંથ પૂરો કરાવશે અને લોકોપયોગી થઈ પડશે. પૈસાવાળાની હવરાઈ ઉપર ઉંધાઇ ખાવાને રાખી મૂકવામાં નહિ આવે એવી આશાથી રચના કરી છે.

હવે કેટલાએક શબ્દો સમજાવવા માટે નીચે મુજબ હું લખું છું.

૧ કુતરો અને ગધેડો.

૨ માણસ અથવા મનુષ્યત્વ.

૩ રાક્ષસ–દૈત્ય.

૪ દેવ–પિતર, પિતા, પુત્ર, વર, વહુ, માતા, કન્યા, મુનિ, યોગી, ભક્ત, ઇત્યાદિ શબ્દો મારા યોગસૂત્રમાં, ફક્રધ્યાનમાં અને કાવ્યાનંદ નિધિમાં સમજાવેલા છે તેના કરતાં અત્રે કાંઇ વિશેષ ઉમેરો કરૂં છું.

કુતરો—ગધેડો આ જીવોને પશુ કહે છે. પશુ એટલે માત્ર અંતઃપ્રેરણાથી પોતાના પેટ ભરવા વીગેરે સિવાય બીજું વિશેષ ભાન તેને હોતું નથી. તેમનામાં લગ્નવિધિ નથી. ગાય ભેંસના લગ્ન કદી સાંભળ્યા નથી. તેના ગળામાં દોરડું હોય છે અને પકડીને બાંધી મૂકેલા હોય છે. ધરધણી પાણી પાય, પૂળો નાંખે, અગર ઘાસ નાંખે એટલુંજ તે ખાઇ શકે છે. નથી તેનાથી મંગાતું કે મને તૃષા લાગી છે પાણી પાઓ—તડકે કે વરસાદમાં બાંધ્યો હોય તો ઘોડો એમ નથી કહેતો કે મને છોડીને તબેલામાં બાંધો. આ પ્રમાણે દરેક પશુના સંબંધમાં સમજી લેવું. આ વૃત્તિને પશુવૃત્તિ કહે છે. એ પશુના શરીરમાં બુદ્ધિરૂપ સંચો ગોઠવ્યો નથી એટલુ માણસ કરતા ઓછુ છે. તે સિવાય સર્વ પ્રકારે તે મનુષ્યના સરખુ છે.

પશુને હમેશા ઉર્ધ્વગતિ કરવાની છે. તેને અધોગતિ નથી. પશુ જુઠું બોલતા નથી. ભાવિને માટે દાણા દુણી ભરી રાખતા નથી. બાયડીને લુગડાં લત્તા અને ખોરાકી પોષાકી આપતાં નથી અને છોકરાંઓને નિશાળે મૂકી ભણાવતા નથી. તેઓ યથાકાળે ઋતુગામી હોય છે પશુઓ ફ્રેંચ લેટર્સ રાખતા નથી.

૨ મનુષ્ય. એ દ્વિપાદ પશુ છે. એટલુજ નહિ પણ દેવ પિતર અને પશુઓ અસત્ય ભાષણ કરતા નથી પણ પશુ કરતાં અધમ એવા પિશાચ રાક્ષસ, દૈત્ય તમ પ્રકૃતિના ભાવને પામેલા વિદ્યા ધન બુદ્ધિ ઐશ્વર્ય એક સંપ ઇત્યાદિનો દુરૂપયોગ કરે છે. જુઠું બોલે છે. વિશ્વાસઘાત કરે છે. કેફ કરે છે. વ્યભિચારની વૃદ્ધિ કરવા માટે ઉ-તેજક માદક સ્તંભક ઇત્યાદિ ઔષધિઓનો ઉપયોગ કરી સાક્ષરો જે વિપરિત ભાવથી અવળા થાય તે રાક્ષસી ભાવ પામે છે. તેઓ ગુહેન્દ્રિયને હમેશા પ્રજ્જ્વલિત કામાતુર રાખવા માટે પોટલીઓ અને દારૂના લીન્ટો રાખી મૂકે છે. અને તેલ મર્દન કરે છે. એટલે આ રાક્ષસો મનની તમો ભાવનાને લીધે નારકીય સ્થિતિનો જન્મ તરતજ પામે છે. પશુઓ તીર કામઠાં બનાવી અગર રસાયની દ્રવ્યો બનાવી કોઇનો દેશ ધન, ધર સંપતિ સ્ત્રી ઇત્યાદિ દરિયા માર્ગે કે પૃથ્વિ માર્ગે ખેતરનાં ખેતર અને ગામના ગામ લુટી અલેકઝાન્ડરધીગ્રેટ પીંઢારા ઇત્યાદિના જેવા લોકોના ગામના ગામ સળગાવી મૂકવાનો ધંધો કરતા નથી. અલેકઝાન્ડર ધી ગ્રેટ કહેનારા રાક્ષસોજ હોવા જોઇએ આ વાત અલેકઝાન્ડરધીગ્રેટ અને લુટારાનો સંવાદ વાંચવાથી સ્પષ્ટ સમજી શકાશે. થોડું લખ્યું ઘણું કરીને વાંચજો.

મનુષ્યને બુદ્ધિરૂપી યંત્ર તેના શરીરમાં એક વધારે હોવાથી તે શાસ્ત્રોક્ત અને વૈદિક કર્મ કરી દાન, દયા, પરોપકાર, યજ્ઞાદિ કર્મ, મહેલ, ઘર, કીલ્લા, કોટપુર, વિમાન, આગબોટ, ધનબોટ, રેલ્વે, મોટર, વીગેરે બાંધી જનસમુદાયને સુખ પણ

આપી શકે છે ત્યારે તેનો જન્મ પુનઃ તેની ભાવનાને અનુસરી રજોગુણની વૃદ્ધિએ મનુષ્યનો થાય છે તથા વિદ્યા વૃદ્ધિએ અને ઇશ્વર ભક્તિએ સત્યનુ પરિપાલન કરવાને લીધે દેવનો જન્મ થાય છે, આ સત્વ ભાવનાનું ફળ છે. અને તમો ગુણાત્મકની વૃદ્ધિએ રાક્ષસી જન્મ પામે છે. ઇન્દ્ર, વરૂણ, યમ, અગ્નિ, સૂર્ય એ સત્ય દેવ કહેવાય છે જેનું વર્ણન વેદમાં, શાસ્ત્રપુરાણમાં સંપૂર્ણ લખેલું છે એ સત્વ પ્રકૃતિના જીવો છે. રજોગુણી મનુષ્ય એ તો સર્વને વ્યવહારમાં નજરે આવે છે. આ પ્રમાણે પ્રકૃતિને અનુસરી જે જે ભાવના થાય છે તે તે ભાવના પ્રમાણે વાસના વડે બંધાયલો જીવ ૮૪ લક્ષ યોનીમાં ફર્યા કરે છે અને અંતે મોક્ષ પામે છે. એવું શાસ્ત્રકારો લખે છે. ઇતિહાસ શાસ્ત્રવેદ અને જગતનો અમારો અનુભવ તે ઉપરથીજ સાર અમને સુજ્યો તે અમે લોક કલ્યાણર્થે સર્વને અનુભવમાં આવવા અર્થે પરોપકાર બુદ્ધિથી લખ્યો છે, અમારા લખવામાં જે કાંઇ ભૂલચૂક હોય તો તે સજ્જનોએ સુધારી દરગુજર કરવી.

જે વામ માર્ગીઓ એટલે કે નિરાભિમાનતા છોડી અત્યંત અભિમાને અંધ થયલા અધર્મના ઉલટા રસ્તે ચાલી મદ્ય માંસ વ્યભિચાર, જુગાર, પૈસો મેળવવો આળસુ, કામના કાયર કાયા કષ્ટ વેઠીને તપ કરનાર અને તે દ્વારા વરદાન મેળવી મદોન્મત થનારને દૈત્યની સંજ્ઞા અપાય છે જેવાકે કુંભ કર્ણ વગેરે.

જે ઉદ્યમી પરાક્રમી હોય, વામી અને દૈત્યના ગુણવાળા તે રાક્ષસો કહેવાય છે. જેવાકે ઇંદ્રજીત, રાવણ, કંસ વગેરે. પૂતના સૂર્પનખા વગેરે પણ બ્રાહ્મણ ક્ષત્રીયના પુત્ર પૌત્રી હોવા છતાં રાક્ષસની ગણતીમાં આવ્યાં છે. અને તેનીજ બહેન દેવકીને તપસ્વીની દેવી તરીકે ગણવામાં આવે છે. કારણ કે તે વૈદિક ધર્માચરણના અવલંબી થઇ સત્ય માર્ગને અને ધર્મને કદાપી છોડતા નથી. અને સતીની ગણતીમાં તેમને સ્વર્ગના અધિકારી ગણ્યા છે.

બે માથા, ત્રણ માથાં, ચાર માથાં પાંચ માથાં, છ માથાં, દશ માથાં, તેમજ બે જીભ, સહસ્ત્ર આંખ, સહસ્ત્ર પગ, દશ હાથ, ચાર હાથ, આઠ હાથ, ત્રણ પગ, ઇત્યાદિ વેદમાં રૂપકાલંકાર વડે વર્ણવેલા છે. શું બે માથા ધરાવે છે? એ અલંકારનો અર્થ એ છે કે શું તું અતિ ગવિષ્ઠ છે. વસ્તુતઃ બે માથાં તેને નથી. તેવીજ રીતે રાવણને દશ માથાં નથી પણ અતિ અભિમાની ક્રૂર રાક્ષસ તરીકે તેને દશ માથા અને વીશ હાથવાળો ગણવામાં આવ્યો છે ઇંદ્રિને હજાર આંખ નથી પણ તેની જ્ઞાનશક્તિ અને આત્મ તેજબલ એવાં છે કે તે સર્વ

જાણી શકે છે. सहस्र शिर्षा-सहस्र पाद સહસ્રપાદ સહસ્રભુજ એ પણ રૂપકાલંકાર છે કેમકે જો હજાર માથાં હોય તો બે હજાર આંખ, અને બે હજાર પગ હોવાં જોઇએ. પણ તેને બદલે એક હજાર પગ અને એક હજાર હાથ એમ લખેલું છે. એટલે તેનો અર્થ એ છે કે આ વિશ્વરૂપ ઇશ્વરના અનંત હસ્ત પાદ અને આંખો એટલે કે તતરૂપના પશુ પક્ષી મનુષ્ય દેવ એમની આંખો પગ વગેરે તેજ ઇશ્વરના અનંત કાર્ય કરવાના સાધનો છે અને તેને વિનોદ કરવાના સ્થાનો છે.

ચિત્રમાં ચિત્રકારોએ કવિની વાણીને ભીતપર પીંછીએ વતી રંગી રાવણના દશ માથાં બનાવ્યાં છે તેમાં કોઇ ચિતારાએ એક સીધી લીટીમાં અને એકજ દીશામાં દશ માથા ચિતર્યા છે અને બીજા ચિતારાએ ગોળાકૃતિમાં ચિતરી રાવણને બતાવ્યો છે. આ ઉપરથી એ કાલ્પનિક વસ્તુ છે. એમ સ્પષ્ટ જણાશે.

વેદ–બાઇબલ કુરાન, ઝંદાવસ્તા, વગેરે ગ્રથોને ઇશ્વરની વાણી તરીકે માનવામાં આવે છે. એમના કર્તાઓ ઋષિઓ પયગમ્બર, લોકના પાપ નિવારક ઇસુ ખ્રિસ્ત, ઝોરાસ્ટર આ સર્વ કોઇ ઇશ્વરના સ્વરૂપમાં પોતાન તપ પ્રભાવથી જઇ બેઠા છે. અને લોકોના કલ્યાણ માટે પોતાને જે જે કાંઇ પ્રેરણા થઇ તે તે પુસ્તક દ્વારા લેવા ભાવી મનુષ્યના કલ્યાણને અર્થે સુગમ માર્ગ કરી મૂક્યા છે. અમે વૈદિક છીએ એટલે સ્વાભાવિક રીતે અમને વેદનું અભિમાન હોવું જોઇએ, બીજા ગ્રથમાં જે કાંઈ લખ્યુ છે તે તેને મળતું વેદમાંથી મળી આવશે પણ જે જે કાંઇ વેદમાં છે તે સર્વ વેદ સિવાયના અન્ય ગ્રથોમાંથી મળી આવતું નથી માટે અમે વેદને કંઇ એક વધારે માનીએ છીએ. વેદમાં એકલા ઇશ્વરનું વર્ણન કે સ્તુતિ નથી પણ બ્રહ્મ શબ્દ વડે જડ જીવ ઇશ્વર ઇત્યાદિના ભેદ સમજાવ્યા છે. તેમજ ઇશ્વર શબ્દ એક ગોટાળા જેવો છે. ઇશ્વરમાં શું સમજવું ? શુદ્ધ ચૈતન્ય ? ભૌતિક જગત, દેવ કે પિતર ? આ સૃષ્ટિ કે જીવ ? મન કે બુદ્ધિ ? ચિત્ત કે અહંકાર ? ઇન્દ્રિયો કે પરમાણું, કર્મ કે જ્ઞાન ? ભાવના કે ભક્તિ ? ઉપાસના કે ધ્યાન. સવિકલ્પ કે નિર્વિકલ્પ કે લય ? એ સવનો ખુલાસો જીજ્ઞાસુને વેદ દ્વારા મળી શકશે. દેવ તરીકે દરેક શ્રુતિને માથે જે લખવામાં આવે છે તેનો અર્થ એ છે કે અનંતશક્તિનો મહાસાગર જે કાંઇ બ્રહ્મ છે તે એક શબ્દ વડે સમજાઈ શકાતો નથી અને મનમાં ઉતરતો નથી. એટલા માટે તેની પ્રત્યેક દિવ્ય શક્તિ જુદી જુદી રૂપકાલંકાર વડે કરીને પૃથક પૃથક વર્ણન કરવામાં આવી છે. જેથી બોધક

માણસને પણ ભક્તિ, વૈરાગ્ય, તપ, યોગવિદ્યા, સદ્‌વિદ્યા, માયા, બુદ્ધિ ઇત્યાદિ સમજી શકાય છે. દેવને આકાર હો કે ન હો પણ તેને આકાર બનાવવાની શક્તિ છે. ઇંદ્રિ પર કાયા પ્રવેશની વિદ્યા વડે ગધેડો પણ થઇ શકે છે, બ્રાહ્મણનું પણ રૂપ લઇ શકે છે અને દેવનું દિવ્યરૂપ પણ લઇ શકે છે જેવી રીતે એક કુંભારને મટોડીના લોચામાંથી હાથી ઘોડા ઉંટ ગાગર બનાવતા આવડે છે એવી આ પંચભુતના પરમાણુની વિવિધ શકિતના ઘાટ રચી તેમાં ભરાવું એવી યૌગિક શકિત સંકલ્પ માત્રેજ તેઓને પ્રાપ્ત થઇ શકે છે. એવી શકિત સર્વ દેવોમાં છે. અને તે સર્વત્ર વ્યાપક છે. દેવ એ એક જાતના સાત્વિક વિભુ એટલે કે સર્વત્ર વ્યાપકપણું અસત્યથી રહિત પુણ્યવાન જીવો છે. અત્રે જે મનુષ્યાવતારમાં પરોપકૃત્તિમા સર્વસ્વ ગુમાવે છે, ધર્મયુદ્ધમાં પ્રાણ અર્પણ કરે છે એવા વીર દાનેશ્વરી, તપસ્વી જ્ઞાની બુદ્ધિમાન, જેવાકે શ્રીમત શંકરાચાર્ય, સ્વામી દયાનંદ, બાળગંગાધર તીલક, મહાત્મા ગાંધીજી, એ સર્વ મરણ પછી દેવ થવાના. આ તપ તેજ વિદ્યા પુણ્ય સત્ય આગ્રહી કર્મયોગીઓ જે વૃત્તિના અહી છે અને મનુષ્યરૂપે અમને દેખાય છે તેજ હવે પછી મરણાન્તરે દેવ થવાના અને પાછા પોતાના સહાયકારકો અને દુઃખ વેઠતા દીનપર દયા કરવાના. સહજ પુકારતાં તેઓ દયાર્દ્ર અંતઃકરણથી ગુપ્તદ્વારાએ એટલે કે અંતરમાં પ્રેરણારૂપે ધૈર્ય આપવાના. માર્ગ બતાવવાના, માર્ગ સુગમ કરી આપવાના મદદ કરવાના સાહિત્યો મેળવી આપનારા અદૃષ્યરૂપે થવાના. જો દેવ જુઠું બોલે કે રજો તમાત્મક પ્રકૃતિ વિશેષવાળા થાય તો તેઓનું દેવપણું જતું રહે છે. જો મદદ ન કરે તો તેને કોઇ નમે પણ નહિ. અને તેમની આબરૂ તથા ઐશ્વર્ય જે કાંઇ ત્રીલોકમાં પૂજાય છે તે જતી રહી બે કોડીના બની શકે છે વૃંદાનો છળ કરવા માટે વિષ્ણુને પથ્થરનો અવતાર લેવો પડયો હતો તેમ.

દેવોના શરીર તેજોમય ગેસના વિશેષે કરીને હોય છે. જો કે તે શરીરમાં પાંચે મહાભૂતોનો પ્રવેશ છે. છતાં તેજનો ભાગ અતિ ઘણો છે, અને બીજા મહાભૂતોના ભાગ ઘણા કમી છે. જે પ્રમાણે પર્વતની દેહમાં પૃથ્વિનો જડાંશ વિશેષ છે તેથી તે હાલી શકતા નથી પણ દેવના શરીરમાં તેજનો અંશ કે જે ચૈતન્યની ઘણી નજીકનો છે. તે તત્વના બનેલાં છે તેથી તેને સર્વત્ર સૂર્યના કીરણની પ્રમાણે વ્યાપક થતા અને જેવા રૂપની ઇચ્છા થાય તેવું આવડે છે; ગેસ એક કાચની નળીમાં બળતો હોય તે વખત એ ગેસનો પ્રકાશ નળી જેવડો લાંબો થઇ જાય છે. એક ચક્રમાં દીવો પ્રકટાવીએ તો તેનું રૂપ ગોળાકાર થાય છે. એક ત્રિકોણાકારમાં સળગાવીએ તો ગેસ ત્રિકોણાકાર થાયછે

તેમ પંચકોણ ષટ્કોણ લાંબો સીધો થઇ શકે છે એવા દેવના શરીરો સમજવા. જન્મના તેઓ બાવીશ વર્ષની ઉમરના હોય છે અને તે ઉમર બાલત્વ અને વૃદ્ધત્વ વિનાની હોય છે. તેમને રોગ થતો નથી અને તેમના શરીર ષડ્વિકારી નથી. તેમના આયુષ્ય અતિ લાંબા હોય છે અને સ્વેચ્છા પ્રમાણે તેમને સર્વ વૈભવ વિના પ્રયાસે પ્રાપ્ત થઇ શકે છે.

યજ્ઞમાં વારવાર સોમરસનુ હવન દેવને પ્રિય છે અને તે અર્પણ કરવામાં આવે છે તેનું કારણ અમને એમ લાગે છે કે મનુષ્યને જે પ્રમાણે ઘઉ, ઘી, ખાંડ, ગોળ ઇત્યાદિ મિષ્ટાન્ન ભાવે છે. બ્રાહ્મણોના મુખમાં પાણી છૂટે છે અને હરખે ભરાય છે તે પ્રમાણે દેવો સોમરસનું નામ સાંભળતાં હર્ષે ભરાય છે અને ખાવાને ઉત્સુક થાય છે. સોમ એ સર્વ ઔષધિઓમા શ્રેષ્ઠ સાત્વિક વિર્ય પ્રદ વૃદ્ધિ કરનાર આલ્હાદક વસ્તુ છે તેથી તે તેમને પ્રિય હોય એમ લાગે છે.

વેદમાં માસાદિકના હોમ છે. છતાં વેદ અહિંસક કહેવાય છે. તેનુ કારણ અમને એમ જણાય છે કે જે કાંઇ દેવોને અર્થે બળિદાન આપવામાં આવે છે તે વડે કરીને તે મરનાર પશુ અનેક અવતાર ધારણ કરી જે શ્રેણીએ સ્વર્ગમાં ચઢનાર છે તેને ઓળંગી એકદમ વિના પ્રયાસે સ્વર્ગમાં જાય છે. કુતરા અને ગધેડા પણ વિના પ્રયત્ને સ્વર્ગમા જાય છે. દેવોમાં પણ સુક્ષ્મ શરીર હોવાને લીધે તેના ષટ્વિકાર કામ ક્રોધાદિક તેઓમાં પણ હોય છે. બ્રહ્મવિદ્યાના તારતમ્યને લીધે તેઓના મનોવિકાર અને પૂર્વજન્મોના કરેલા કર્મોના અભ્યાસ ભિન્ન ભિન્ન હોય છે. જેવી રીતે કે કોઈ ખાળકુવામાં ઉતરી રોજ નરકના ગાડાં ભરનાર ભંગી–કોઇ મહાપુણ્યના કારણને લીધે સ્વર્ગમાં જાય છે. પણ તેનામાં અવિદ્યાનો અંશ વિશેષ હોવાથી સ્વર્ગમાં પણ તેને કામ ક્રોધાદીક દુસ્મનો દુ:ખ આપે છે. આ એના જન્માતરોના અધ્યાસને લીધે છે. જો આપણે એ ભગીને ઉદ્દેશીને સોમરસની ધૃતની મધની કે ગુલાબના ફુલોની આહુતિ આપીએ તો તેને તે અપ્રિય થઇ પડે છે પણ કાંદા કે લસણ–સુકા બાજરીના રોટલાની આહુતિ આપીએ તો તે ખુશ થઇ જાય છે. એનું કારણ એ છે કે તે જન્મો જન્મ કાંદા લસણ અને સુકો રોટલો ખાતો આવ્યો છે. આ વિષય પચ તંત્રમાં એક રૂષિએ પ્રતિપાદન કર્યો છે. અને તે એ છે કે એક ઉદરડીનું બચ્ચું કાગડાની ચાંચમાંથી પોતાના હાથ ઉપર પડતાં તેમણે ઝાલ્યું અને યોગબળે કન્યા બનાવી અને તેના વિવાહને માટે કોઇ ઉત્તમ પુરૂષને શોધવા માંડયો. ઉંદરડીની કન્યાને કહ્યું કે આ તેજોમય સૂર્યનારાયણ છે તો એ કન્યાએ સૂર્યના દુર્ગુણ ગાઈ કહ્યું કે એ મને પસંદ નથી. આ પ્રમાણે

બીજા સર્વની નાપસંદગી કરી. પછી એક ઉંદરને બતાવ્યો એટલે તે ઉંદરડીએ ઉંદરનેજ પસંદ કર્યો. તે પ્રમાણે કોઈ પણ પુણ્ય કર્મને લીધે એટલે કે લોક કલ્યાણ અર્થે વીર વામીએ સ્વધર્મ જાણી પ્રાણ અર્પણ કર્યો તો એ વીર પુરૂષને સ્વર્ગ પ્રાપ્તિ થઇ અને દેવત્વ મળ્યું પણ એની ઇચ્છા મદ્ય માંસ વ્યભિચારની હોવાથી અને તમાત્મક ખોરાકની ટેવ અને અધ્યાસ એનામાંથી અવિદ્યાને લીધે નહિ જવાથી એને એજ પ્રિય લાગ્યા. વેદ કાંઈ એકલા સાત્વિક પુરૂષોને માટેજ નથી. એનો અખિલ વિશ્વના કલ્યાણને માટે સર્વને સામાન્ય છે. જેવી રીતે કે વરસાદ સૂર્યનો તડકો ચદ્રના કીરણ અને આકાશ ઉપર કીડીથી માંડીને બ્રહ્મા સુધી સર્વનો સામાન્ય તેના ઉપર હક છે તે પ્રમાણે ઇશ્વર જ્ઞાનનો અધિકાર અને ભણવાનો હક સર્વને છે પણ અધિકાર ભેદે કરીને પોતાના જ્ઞાન પ્રમાણેજ તેને લઇ શકે છે. જેવી રીતે કે એક નાની લોટીમાં પાસેર ગંગાજળ માઇ શકે છે પણ એક મોટો ચરૂ હોય તેને ભરીએ તો તેમાં પાંચ મણ પાણી માંઇ શકે છે તે પ્રમાણે સમજવું.

હાલના વેદાંતીઓએ **फाल्गुने बालका ईव** પ્રમાણે આદિ ભણ્યા વગર વેદનો અંત લઈ બેઠા છે. એવા અધકચરાને અમે વેદાન્તક કહીએ છીએ. વૈદિક કહેતા નથી. બ્રહ્મ વસ્તુ જે નિર્ગુણ છે તે અવાંગ મનસ ગોચર છે. નિર્વિકલ્પ સમાધિમાં લયમાં ગયા વગર પ્રાપ્ત થતી નથી તેમજ તે દ્રષ્ટા હોવાથી દૃષ્ય પણ થઇ શકતું નથી એ તો અવ્યવહાર્ય છે. ત્યારે તેને કેમ સમજવો માટે વેદના આદીમાં સગુણ બ્રહ્મની કંઇક શકિત દર્શન કરાવી છે. જેવી રીતે કે રાજાની સત્તા શી છે તે કહી શકાતુ નથી. રાજાને મળી શકાતું પણ નથી ત્યારે મ્યુનીસીપાલીટીના ઝાડુ કાઢનારથી માડી મુખ્ય પ્રધાન સુધી દરેક દરજ્જાના અધિકારીની સત્તા શું શુ છે તેનું વર્ણન કરી તેની સાથે મિત્રાચારી અને લાગવગ લગાડયા પછી તેને રાજી કરી તેની પાસેથી જે કાંઇ તેના અધિકારમાં આપવાનું છે તે પ્રથમ મેળવી લેવું એટલે આપણી ખાત્રી થાય કે કંઇ સત્તા છે ખરી ? જાણે કે કોઇ રાજા દૂર દેશમાં વસે છે એટલે તેની કાંઇ એકદમ મુલાકાત થઈ શકે એમ નથી મારા બારણા આગળ કચરો પડયો હોય તો રાજા કંઈ લઇ જતો નથી. અને સહજ બોલાવ્યાથી ઝાડુ કાઢનાર તરત દોડી આવે છે. માટે રાજાને મળવું હોય તો પાયરીધર પાયરી જવાનું છે નહિ તો હાલના વેદાંતીઓની પેઠે કાર્ય સિદ્ધ ન થવાથી નાસ્તિક તરીકેની મનોભાવના બધાય છે. માટે હે વેદાન્તકો તમે વેદનો આદિ જાણીને પછી અંતભાગ જાણે એકડેએક ન આવડતું હોય તેવા મૂર્ખાને

એમ. એ. ની ચોપડીના રહસ્ય સમજાવવા એ અધિકાર વિના નિભાવતા આપનારી મુર્ખાઇ છે. એમ ઘણાનુ માનવું છે.

અમે વેદમાં કુતરા ગધેડા ગાય ઘોડા ઇત્યાદિને સ્વર્ગવાસ થાય છે એવું લખ્યું છે તે જોઇને અમને અજ્ઞાની લોકો હસી કાઢશે પણ અમો એ વાતનો ખુલાસો કરીએ છીએ કે જીવ તરીકે સર્વ કોઇ એક સરખા છે. પારસી મુસલમાન કે અમેરિકન, યુરોપીયન, હબસી, ચીનો કે જાપાની, કે રશિયન કે હિંદવાસી કીડી વાઘ અને હાથી એ સર્વ જીવ છે. સઉના કર્મ પ્રમાણે તેમને ઇશ્વરે ભિન્ન ભિન્ન દેહ આપ્યા છે. પણ જે જીવાત્મા પોતાનું સર્વસ્વ અર્પણ લોક કલ્યાણાર્થે કરે છે અથવા અજાણતા પણ લોકોપકારક કૃત્યમાં આવી જાય છે તો તેને સ્વર્ગવાસ આપ્યા વિના ઇશ્વર રહેતા નથી. વનની વનસ્પતિને પણ સ્વર્ગવાસ આપે છે. કેમકે વનસ્પતિને પણ જીવ છે. દૃષ્ટાંત તરીકે એવી કલ્પના કરો કે કેટલીએક સતિઓનુ ખૂન કેટલાએક જુલમી રાક્ષસોએ—એટલે માણસોએ કર્યું. તે ઉપરથી તે રાક્ષસોને અટકાવવા માટે કેટલાક ધાર્મિક માણસોએ ક્રુઝેડ જગાવી સામ સામુ મહાન યુદ્ધ થયું અને લાખો માણસો કરોડો ઘોડા ખચ્ચર કુતરા પારસી મુસલમાન ચીના, હિંદુઓ તથા પ્રાશ્ચાત્ય લોકો પાપીઓની સાથે લડતા લડતા મરણ પામ્યા. કેટલાએક ઉદાર ગૃહસ્થોએ ઘર વેચીને પણ લડાઇમાં પૈસા આપ્યા. કેટલાક ડૉક્ટરોએ દરદીઓની મફ્ત સારવાર કરવા માડી અને ઠેકઠેકાણેથી વોલન્ટીયરો આવ્યા. કેટલાક મહાત્માઓ હીમાલયની ગુહા છોડીને તથા દેવમંદિરોની પ્રાર્થના છોડીને લોકોપકારક લડાઇમાં પ્રાણ આપ્યા એ સર્વ કોઇને ઇશ્વરે સ્વર્ગવાસ આપ્યો. કારણ કે એ સર્વ જણાએ લોક કલ્યાણાર્થે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું છે. અન્ન જળ વિના ભાર વહન કરનારા અને તોપની સામે દોડનારા ચોકીદાર કુતરાઓ. તથા સર્વ માણસોને એક સરખું સ્વર્ગ પ્રાપ્ત થઇ પૂર્ણ આયુષ્યને દીર્ઘ વૈભવ મળ્યા. તેમને ચોર્યાસી લાખ યોની પૈકી ક્રમેક્રમે ઉપર ચઢવાને બદલે એકદમ કૂદાકડો મરાવી સ્વર્ગમાં ઇશ્વરે મોકલ્યા. અને સર્વને સુખ આપ્યું અને આ પુણ્ય પુરું થતાં ફરી પાછા તેઓ પોતપોતાના કર્મના તાર લગ્યે વિવિધ દેહો અનેક લોક લોકાન્તરમાં ભોગવવા લાગ્યા અને દેવત્વ મટી ગયું આવું કરવાને ઇશ્વરને કોઇ તરેહનો બાધ આવી શકતો નથી કે અટકાવ થઇ શકતો નથી. શંકરાચાર્યને પણ ઢેડાને ત્યાં જમવાનું નોતરું કબુલ કરવું પડ્યું અને કૂતરાના મુડદામાં ભરાવું પડ્યું હતું. અને ઢેડાની લાકડીનો માર પણ ખા[illegible]યો હતો. તેમજ મંડન મિશ્રની સ્ત્રીએ કામશાસ્ત્રના પ્રશ્નો પૂછ્યા

ત્યારે કામશાસ્ત્રને ભણવા મુએલા રાજાના શરીરમાં ભરાઇ તે શિખવું પડયું હતું. આ વાત સર્વ કોઇને જાણીતી છે માટે ગ્રંથવિસ્તાર ભયે કાંઈ વધુ લખતા નથી. જ્યારે હજારો લોકોને વેદાંતશાસ્ત્રનો બોધ કરવાને માટે શ્રીમદ્ શંકરાચાર્ય કથા કરતા હતા તે સાંભળવાને એક ઢેડો પણ બેઠો હતો. તેણે શ્રદ્ધાથી તે સાંભળીને કહ્યું કે, ગુરૂ મહારાજ આપ સર્વને બ્રહ્મ તરીકે જાણનારા છો અને તમારી બુદ્ધિમાં કાંઇ ભેદાભેદ નથી માટે આવતી કાલે મારી છોકરીના લગ્નનો વરો છે અને ન્યાતિ ભોજન છે. આપ કૃપા કરીને તેમાં જમવા પધારજો. શ્રીમદ્ શંકરાચાર્યે તે વખત કબુલ કર્યું કે હું આવીશ. કથા સાંભળનાર સર્વ ભક્તોએ ગુરૂનુ વચન મિથ્યા થનાર નથી અને તેઓ ઢેડને ત્યાં જમવા જશે એમાં પણ ખોટુ નથી તે ઉપરથી બ્રાહ્મણ તથા ઇતર જાતિએ કાનમાં છાની વાતો કરવા માંડી. બીજે દિવસે ઢેડાઓની ન્યાત જમવા વખત થયો કે તરતજ શ્રીમદ્ શંકરાચાર્ય પોતાના સ્થાનેથી ઉઠીને ઢેડના ઘર ભણી ચાલ્યા. રસ્તામાં એક મરેલું કુતરૂં પડેલું હતું તેની કાયામાં પ્રવેશ કર્યો અને ઢેડના બારણા આગળ જ્યઇને બારણા ઠોકયાં અને બધા જમવા બેઠા હતાં ત્યાં આગળ ગયા જે ઢેડે નોતરૂં કર્યું હતુ તેણે ગુરૂવર્યને ઓળખ્યા નહિ અને કૂતરો જાણી લાકડીના માર માર્યો. અને હાડ હાડ કર્યું તે છતાં કૂતરારૂપી શકરાચાર્યે ખાવાનું માંગ્યું અને ફરી માર પડ્યો તથા બારણે સાંકળ ચઢાવી બેઠા. કૂતરાએ ઘણી બુમો પાડી પણ ખાવાને આપ્યું નહિ. શંકરાચાર્યે કૂતરાના દેહમાંથી પાછો મનુષ્ય શરીરમાં પ્રવેશ કર્યો આ પ્રમાણે યોગ વિદ્યાના પ્રભાવથી પર કાયા પ્રવેશ સર્વ યોગી કરી શકે છે તે અમારૂં યોગશાસ્ત્ર વાંચવાથી માલમ પડશે. યોગીને સ્વર્ગના દેવ થતાં જેમ આવડે છે તેમ કૂતરા ગધેડા થતાં પણ આવડે છે. આ વાત અસંભવિત નથી. જેને કુંભારની વિદ્યા આવડે છે તે મટોડીના લોચામાંથી વિવિધ પ્રકારના આકારો બનાવી શકે છે. એમાં વેદ કે ઇશ્વરનો કાંઈ વાંક નથી.

ઝોરોસ્ટરે જે અગ્નિનું યથાર્થ સ્વરૂપ જોયું અને મોક્ષગતિએ ગયા તે અગ્નિ અને તે યજ્ઞનું સ્વરૂપ અમારા હિંદી ભાઇઓ તેમજ પારસી ભાઇઓમાંના ઘણુંજ થોડા સમજતા હશે. યજ્ઞ ધાતુ ઉપરથી યજ્ઞ શબ્દ નિકળ્યો છે. એટલે કે પવિત્ર અગ્નિદ્વારાએ હોમ કરી સ્તવન કરવા સિવાય ઇશ્વરને પ્રસન્ન કરવાનો સહેલો સીધો અને લોકોપકારક બીજો માર્ગ નથી. એ સંબંધી ઋગ્વેદના ૧૩૯માં સૂકતમાં વરસાદ પાડવાની યોજના છે તે જોવી. સૂર્યનારાયણ યજ્ઞ કરે છે. વાયુદેવ યજ્ઞ કરે છે પૃથ્વિદેવી યજ્ઞ કરે છે ઇત્યાદિ ઇત્યાદિ. આ

વાત લખવાથી હાલના જમાનાના લોકો અમને હસી કાઢશે પણ અમે સહજ દિગદર્શન કરાવીએ છીએ-વધારે જાણવું હોય તો વેદમાં જોઇ લેવું.

અગીઆરી એટલે સસ્કૃતમાં જેને યજ્ઞાગાર કહે છે તે. પવિત્ર હોમ અગ્નિ છોડી દઇ હિંદુઓએ જ્યારે મૂર્તિપૂજા કરવા માંડી ત્યારે પારસીભાઇ-ઓના ધર્માચાર્યે તે પવિત્ર અગ્નિ આજ સુધી જાળવી રાખ્યાં છે. પણ હવે પછીના પારસીઓ હિંદુઓની માફક એ પવિત્ર અગ્નિને છોડી દેશે એવો અમારા મનમાં ભય રહે છે. અગીઆરીમાં પૂજા કરનાર અગ્નિનું સ્થુલ શરીર માત્ર જોય છે તેનુ સુક્ષ્મ શરીર તેમ કારણુ શરીર અને મહાકારણુ શરીર તો ઋષિ મુનિઓ અને ઝોરોષ્ટરે જે જોયું તે આ છે.

चत्वारिसंगास्य त्रयोस्य पादाद्वेशिर्षे सप्तहस्ता सो यस्य त्रिद्या बद्धो वृषभोरोरविति महोदेवो मर्त्यां आविवेष ॥

વેદનો ખરો અર્થ તો ઇશ્વરજ જાણે છે. જે જે વિષયમાં જેની જેની જેવી બુદ્ધિ કેળવાયલી હોય તે તે પ્રમાણે તેઓ તેનો અર્થ કરે છે પણ તે સર્વ કોઇને જ્ઞાનનો લાભ તેમાંથી થાય છે. અને ઇશ્વર કૃપાને પાત્ર થાય છે.

૧ અગ્નિનું બાહ્ય સ્વરૂપ રૂપકાલકાર વડે કવિ મૂતિકાર અને શીલ્પીએ ચાર સીંગડાવાળું (એટલે ચારે તરફ પોતાની જ્વાળા ફેંકનાર ધૂમાડાની ધ્વજા વાળું ત્રણ પગવાળું, બે મ્હોડા અને સાત હાથવાળું એવું એક રકતવર્ણનુ કલ્પ્યું છે. અને તે અનુસાર ચિતર્યું છે કવિએ વાણીમાં અને ચિતારાએ ચિત્રપટ ઉપર છબી કાઢી અને શિલ્પીએ પથ્થર કોતરીને મૂતિ બનાવી છે.

બીજો અર્થ.

યજ્ઞકર્તાએ એક કુડ બનાવી તેમાં ચાર પ્રકારના શરીરમાં પાંચમો પુરૂષ અગ્નિ દેવ જેવા પ્રકારનું ધ્યાન ધર્યું હોય તેવુ તેને દર્શન આપે છે. જેવી રીતે કે દશરથ રાજાને છોકરાઓ થવા માટે દૂધપાક લઇ તેની સ્ત્રીને ખવડાવવા આપ્યો. અને ચાર પુત્ર થયા. આ વાત પ્રસિદ્ધ છે. ત્રીજું સાત જીભવાળું એટલે સાત તરફ જવાળા કાઢી હવાને બાળી રાખ કરનારં સ્વરૂપ. તથા તેની અદરનુ તેજોમય પ્રકાશિત શરીર. એટલે કેવળ તેજસ્વરૂપ સોનાના બાળેલા રસ જેવુ.

અગ્નિનું ચોથુ પીળા રંગનું શરીર કલ્પ્યું છે. પાંચમું તેનું પુરૂષાકારે દિવ્ય ઇશ્વરના જેવું સ્વરૂપ કલ્પ્યું છે. આ સર્વ સ્વરૂપ વિશ્વવ્યાપક વિવિધ સ્વરૂપે છતાં જેણે જેણે જ્યાં જ્યાં જેવો જેવો દીઠો ત્યાં તેવો તેવો તેને સ્મર્યો.

અને વિજય પામ્યા. આગબોટ આગગાડી અને તોપના ધડાકા પર્વત ફાટે તે વડવાગ્નિ દાવાગ્નિ ચુલામાંનો અગ્નિ અને દીવો તથા જીવન શકિત મરી મરવાની તીખાસ ઇત્યાદિમાં વિવિધરૂપે અગ્નિ વિશ્વવ્યાપક છે એતું વર્ણન ગ્રંથ વિસ્તાર ભયે અમે કરતા નથી તે તો ઋગવેદ વાંચનારને સ્પષ્ટ કરી આપશે. થોડામાં જાણવા માટે ઋગવેદ અનુવાક ૨૧ સુક્ત ૧૪૦મું વાંચવું.

હવે નિરૂક્તકાર જે અર્થ કરે છે તે વેદ એટલે વિદ્ ધાતુ ઉપરથી નીકળેલો શબ્દ જેનો અર્થ જ્ઞાન એવો થાય છે. એ જ્ઞાન સ્વરૂપનું વર્ણન આ પ્રમાણે છે. ચાર શૃંગ એટલે ચાર વેદ, ત્રણ પગ એટલે કર્મ ઉપાસના. અને જ્ઞાન. બે માથાં એટલે સવાર સાંજ. સાત હાથ એટલે સાત પ્રકારના છંદ અથવા કવિતા એ રૂપી વેદમાં ઇશ્વર પ્રાપ્તિનું સાધન ઇષ્ટ વસ્તુ અને સ્વર્ગ પ્રાપ્તિનું સાધન અને ઇશ્વરીજ્ઞાન મેળવવાનું સાધન અને આ વિશ્વના સર્વ પદાર્થોનું જ્ઞાન ભર્યું છે. એનું નામ વિદ્યા છે. એ વિદ્યા બે પ્રકારની છે. ૧ પરા, ૨ અપરા. પરા જેથી ઇશ્વર ઓળખાય તે વેદાન્ત અને યોગ અપરા એટલે ઋગવેદ, યજુર્વેદ, સામવેદ, અર્થવવેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત છંદ, જ્યોતિષ એ મળીને અને ચાર ઉપવેદ એટલે કે વૈદકશાસ્ત્ર ધનુવિદ્યા એટલે તોપગોળાની વિદ્યા કિલ્લા ઘર બાંધવાનું શિલ્પશાસ્ત્ર ગાનવિદ્યા એ મળી ચૌદ વિદ્યા છે. પંદરમી વિદ્યા નથી. હાલ તો વિદ્યાનો અર્થ ગોટાળો થાય છે. જે કાંઇ હાલમાં વિમાન આગબોટ ઇત્યાદિની વિદ્યા છે તે કળા કહેવાય છે. એ કાંઇ વિદ્યા નથી, બસે ભાષા ભણવા પણ ભાવ એકનો એકજ છે હાલમાં તો વિદ્યાને બદલે ઘણી ભાષા શિખવાય છે. અને વિદ્યાસ્થાન એ કોઇ કોઇ જગ્યાએ પૈસા કમાવાનું અને છોકરા પાસે દંડ ફી ઓકાવવાનું કારખાનું હોય એવું લાગે છે.

જે પ્રમાણે અગ્નિ હુત દ્રવ્યને છિન્ન ભિન્ન કરી તેની રાખ બનાવી દે છે. અને ત્યારપછી કાંઇ જણાતું નથી. પણ જ્યારે ચોમાસુ આવે છે ત્યારે એ પરમાણુઓને હજાર ઘણા વધારી વૃષ્ટિ દ્વારાએ પૃથ્વિમાં ઉગાડે છે અને દીવાળી ઉપર આખી દુનિયાને ચારો વનસ્પતિ ધાન્ય ઇત્યાદિ અન્ન જળથી પોષી "ભયો ભયો" કરાવે છે. તુષ્ટિ અને પુષ્ટિ આપે છે તે ખાઇને ખેડુતો અને પક્ષીઓ તથા ઢોરો હર્ષમાં નાચી કુદીને ગાય છે તે પ્રમાણે નિશાળમાં એક છોકરો મહેતાજીની સોટી ખાતો હોય તે વખત તેને કોઈ ઓળખતું નથી પણ તે જ્યારે એક મોટા વાઇસરાય અથવા હાઇકોર્ટનો જડજ કે સેનાપતિ નિવડે છે અને રવિન્દ્રનાથ અમર પરશુરામ ભીષ્મ, દયા

નંદ, બાલગંગાધર તીલક, અને મહાત્મા ગાંધીજી જેવો નિવડે છે. ત્યારે તેનાથી આખી દુનિયા ચકિત થાય છે. તે પ્રમાણે આ વેદવિદ્યા ઇશ્વરની સાથે સંબંધ ધરાવે છે એતુ નામજ વિદ્યા છે. ઇશ્વરની રચેલી સૃષ્ટિ અને તેના નિયમ જાણીને તે પ્રમાણે ચાલવાથી દીનપરદિન સુખ વૈભવ આદિ વૃદ્ધિ પામી અંતે સર્વ શકિતમાન સર્વજ્ઞ સર્વ ઐશ્વર્યવાન સર્વ નિયામક. સર્વ સાસન કર્તા સર્વ પ્રચાલક એવું સ્વેચ્છાચારી આત્મ સ્વરૂપ જે કલિ કલેષ અને દુ:ખમાં રીબાતું હતું અને કેદખાનામા પડયુ હતું તે દરિયામાં જે પ્રમાણે તિમિંગલ પ્રાણી ઉરાડતું ઉરાડતુ યથેચ્છગમન કરે છે. અને મહાસાગરને જેવી રીતે અનેક આગબોટો અને ગન બોટો ડુબાડવાતું સામર્થ્ય છે તે પ્રમાણે તેને ગન બોટો તરાવવાનું પણ સામર્થ્ય છે જેથી પામર મનુષ્ય કૃતકૃત્ય થઇ જાય છે એનુંજ નામ વિદ્યા છે. અને હાલમાં ચાલે છે તે તો લોકોના અજ્ઞાનનો લાભ લઇ તેની પાસે પૈસા કેમ કઢાવવા તેનું નામ વિદ્યા છે એમ ઘણાં લોકો પાછળથી બબડે છે.

હું જાગું છું? કે ઉંઘુ છુ કે નિર્વિકલ્પ સમાધિમાં છું, કે જાગ્રત સ્વપ્ન સુષુપ્તિથી પર દૃષ્ટા સાક્ષીરૂપે છુ. અહાહાહા! ગંગા તટે નિરાંતે બેઠો હતો. અને આનંદ આનદ આનદમાં ડુબ્યો હતો. સુખ સમાધિ લાગી હતી આત્મ જ્યોતિનો પ્રકાશ ઝળહળ સર્વત્ર ફેલાયો હતો. જ્ઞાન સાગરમાં હું તરતો હતો હું મારી મસ્તીમાં અલમસ્ત અને ઉન્મત છું. ત્યાં આ કોલાહલે મને ક્યાં વ્યુત્થાનમાં નાંખી પ્રતિપ્રસવમાં પ્રસવ્યો. હાહાહાહા! આ કોલાહલ તે કયાંનો? લાવો કાનમાં આંગળી ઘાલું આનો ધાવરે ધાવરેનું રણશિગડું ફુકાય છે. આંખ ઉઘાડીને જોઉ છું તો ધૂમાડાના ગોટેગોટ દેખાય છે બંબાવાળા દોડાદોડ કરી રહ્યા છે. લોકો સામાન સરંજામ લઇને નાસતા જાય છે. સાત માળની હવેલી ઉપર સીડી મૂકી સૂતેલા માણસ બળવા લાગ્યા અને બુમરાણ કરી રહ્યા.

તેને બચાવવા ખાતર ગોદડામાં વીંટી ગુથેલી જાળીની સીડીમાં નાંખી નીચે જીવ ઉગારવા ખાતર ફેંકે છે. અહાહા હા! મારી આત્મજ્યોતિ ક્યાં ગઇ? અને આ અગ્નિની જ્યોતિ કેમ પ્રકટ થઇ? શું આ લોકની ચીસો મારો બૃહદ અનંત અખંડ અને અગાધ આનદને હચમચાવી નાંખશે? અહાહાહા! બ્રહ્મ જ્યોતિને બદલે આતો સર્વ દેવના સામર્થ્ય રૂપી તેજ એકત્ર કરી સદા શિવે પોતાના ત્રીજા નેત્રમાં ઢાંકયું હતું તે ઉઘડયું કે શું? ત્રિપુરાસુરના ત્રણ નગરો ભભૂકે ભડકાવી ફરીથી શું શિવે નૃત્ય કરવા માંડયુ. લાવો હું પણ એમની

સાથે નાચું. સર્વ મંગલમય, સર્વ શાંતિમય, નિજાનંદ નિધિ સર્વ પ્રાણીના પ્રાણરૂપ અંતર્યામિ રૂપ કલ્યાણકારી અને નિડર મૃત્યુજંય મારાજ સ્વરૂપની સ્થિતિ જે આત્મજ્યોતિ છે તેને પામી હુંજ શિવરૂપ થાઉં.

વાહરે ? તાંડવ પ્રિય વિશ્વ વિનાશક જ્યોતિરૂપ શિવ ? ઉભા રહો. જરી, આ અખંડ અદ્વૈત બૃહદાગ્નિની જ્યોતિનું વેદમાં પ્રતિપાદન કરેલું જે સગુણ બ્રહ્મ સ્વરૂપ છે તેના થોડા એક મંત્રો ભણી લઉં અને નમન કરૂં.

अग्निरज्योति ज्योति अग्निस्वाहा. घृतायस्वाहा. गृहायस्वाहा. मनुष्याय स्वाहा. पशवे स्वाहा. सस्याय स्वाहा. ग्राम्याय स्वाहा. पृथीव्याय स्वाहा. नदियाय स्वाहा. पर्वताय स्वाहा. वनवस्पतये स्वाहा. वृक्षाय स्वाहा. सर्वाय स्वाहा. गृहयाय स्वाहा. सूर्याय स्वाहा. चंद्राय स्वाहा. अंतरिक्षाय स्वाहा. सर्वगुं स्वाहा.

ॐ जलमिति भस्म. ॐ स्थलमीति भस्म. सर्व भस्म रितिशेषं अहं बृहद् ज्योतिरुपं अखंड अद्वैतं सगुणश्च निर्गुणाश्चब्रह्म सुखं आनंद रुपम अस्मि.

કરૂણાસાગર મોટા વટોળીઆ સાથે પોતાના દયારૂપ મોજાં ઉછાળી કલી કલેશ મૃત્યુ અને ભયરૂપી હોડીઓને ડુબાડતો જાય છે. હે પાવક ? હે પ્રાણ ? હે અંતરાત્મા ? વ્યષ્ટિના અહંકારનો નાદ ઉતારવા અને તેને શુદ્ધિ આપી, પાપ દહન કરવાનો અને દેહ રહિત બનાવનાર હે દિવ્ય પાવક ? બૃહદ જ્યોતિ અગ્નિ હે પાપ દહન કરનાર ? અને પદાર્થના અણુઅણુને છિન્ન ભિન્ન કરી નાંખનાર તારી તો અજબકૃતિ હું જોઉં છું. હું તને તે ભેટું કે તારૂં સ્તવન કરૂં કે તારામાં મળી લયમાં એક થઇ જાઉં. અહાહાહા ? શો આનંદ ? શો આનંદ. અખિલ વિશ્વની સર્વ શકિત અને સર્વ મંગલરૂપ તો હું બૃહદરૂપમાં બળતાંજ પામ્યો. બળવા દો આ મારા હાડકા ચામડાના શરીરને. મને રોજ ક્ષુધા તૃષાથી વ્યગ્ર કરતું હતું. વાહ ? વાહ ? હે અગ્નિ ? તારો વિશ્વ વિલાસ કંઇ અજબ જણાય છે. મારા મન વાણી અને તર્ક તને કાંઇપણ પહોંચી શકતા નથી તો હવે તારૂં સ્તવન પણ કેમ કરૂં ? લાવ તારા ધ્યાનમાંજ લિન થઇ જાઉં. અને નિર્વિકલ્પ સ્વરુપસ્થ સ્થિતિને પામું. પછી કોનું સ્તવન કરવાનું બાકી રહ્યું. જેવો તું તેવો હું અને તે તો કયાંહિ ડુબી ગયું.

અહાહાહા ! આ પ્રમાણે સ્વરૂપાનંદ સ્થિતિમાં નિમગ્ન થયલો યોગી પોતાની આદિ દેહનો અહંભાવ જેમાં દઢ થયો છે તે સ્થુલ સુક્ષ્મ અને કારણ શરીર કયાં ગયા તે જાણતો પણ નથી. પોતે પણ આગમાં બળી ગયા છતાં જાણે દેહરૂપી કાષ્ઠ

લોહવત્ જડ કારાગૃહ ભસ્મ થવાથી ઉલટો વધારે વધારે આનંદ આનંદની સ્થિતિ પામતો જતો આ યોગી વારવાર સુખનો અનુભવ લે છે, પોતે સર્વ ઐશ્વર્ય અને સર્વ સામર્થ્યવાન એકજ અદ્રય બ્રહ્મ સ્વરૂપ છે. આવી નવી સૃષ્ટિઓ રચવાનું સામર્થ્ય એનામાં છે. આ સ્વેચ્છાચારી યોગી સંસ્કાર અને ઇચ્છા રહિત હોવાથી સુખ સમાધમાં અથવા નવી સૃષ્ટિ રચી તેમાં મ્હાલવા અને તેની સાથે રમમાણ થવા સામર્થ્યવાન છે. ઇતિ ૐ શાંતિ શાંતિ શાંતિ.

હવે ઉંચેથી ધબ લઇને નીચે પડયો. મોહ અને અવિદ્યાએ આવીને મને ગ્રસ્યો. મારી તમાત્મક પ્રકૃતિએ અંધકાર કરી નાંખ્યો. સત્યજ્ઞાન અનંત ચિદ્જ્યોતિનો પ્રેમ ઉડી ગયો મારા મિત્ર કલિ દુરાચાર, વ્યભિચાર, મદ્ય અને માંસ, સટ્ટો, જુગાર અને ચોરી વિશ્વાસઘાત અને ખૂન લઇને અહંકાર આવી પાછો મારામાં ભરાયો અને વિશ્વ વિલાસને બદલે ફરી પાછો સીનેમેટોગ્રાફનો ખેલ શરૂ થયો જન્મ સ્થિતિ અને મરણનો રેંટીયો ફરવા લાગ્યો અને હાય પીટ ક્ષુધા તૃષા ટાઢ તડકો ને વરસાદ અને પવનના સપાટા વાગી કંચન અને કામીની મેળવવા આ મનરૂપી દેડકુ કર્મ સસ્કાર અને ઇચ્છાને વળગી કુદાકુદ કરવા માંડયુ. મન તો ગભરાય છે આંખ મીંચીને જરી શાંતિ વળવા એકાંતમા બેસું છુ ત્યારે અધકાર સિવાય બીજું કાંઈ દેખાતું નથી. અને અને પોતાની વિકાળ દાઢ પસારીને મને ગ્રસિ જવા આવેલું મૃત્યુ જોઉં છું. હાય વરાળ અને ભાવીની પ્રેતદશા મારી સામેને સામે ઉભી રહી છે. મારૂં મન કહે છે કે વેદ અને શાસ્ત્ર તો ધૂર્ત ભાંડ અને નિશાચરોએ કલ્પેલા બ્રાહ્મણોને પેટ ભરવાના અને લોકોને ધૂતવાના સાધનો છે. હવે શાંતિ તે કેમ મળે ? લાવ ત્યારે પેલા કવીએ એક કૃષ્ણ જન્મનું કંઈ જોડકણું જોડયું છે તેનુ ટાયલું વાંચીએ તો ઘડી ગમત થાય. એમ કહી નીચે મુજબ ગાવા માંડયું:–

## શ્રી કૃષ્ણજન્મ.

### કેદારો દાદરો અથવા હરીગીત.

(અથવા જેને જે ફાવે તે રાગમાં ગવાય)

સુખમાં સુતીતી ત્યાં અચાનક ઉઠી વદતાં દેવકી,
આવેશમાં આવી સગર્ભા બેઠી થઇ બોલે નકી.
આર્યજનના રક્ષણે હું દૈત્ય સઘળા સંહરી,
કંસ સરખા લાખ મારીશ, પાપીઓ નિશ્ચય કરી.

મધ્ય બિંદુ કેદખાનું સ્વતંત્રતાનું ઘર કરી,
પીડાયલા સંતો સહુના બંધનો કાપી હરી.
બાર વર્ષે બધ બેડી છોડાવશું તમને ઠરી,
ત્યાં સુધી ધીરં રાખજો તપ યોગ ધ્યાને સંચરી.

અખિલ ભુમંડલ તણાં નૃપ રાજ્યના વિજય કરી,
ઉતારીને ભૂભાર સઘળો ધર્મનું સ્થાપન કરી.
ભાર ભૂનો હું ઉતારીશ દુષ્ટને પટકી દઈ,
સંત સાધુ ધર્મ સતિ ગો, રક્ષા સંચારી મહિ.

સ્તબ્ધ થઇ વસુદેવ જુએ બોલતી નિજ સુંદરી,
આશ્ચર્ય આ શું દેવના હે દેવ ! બોલતી દેવી ખરી.
આવેશ આશા તેજનો ગીરી સિંહમુખ સમ દીસતી,
કે આ બધાં આ તીર્થની, પુણ્ય ભ્રાંતિ વાસતી.

ખડખડે કારાગૃહમંહિ કર હસ્ત બેડી જડી જહાં,
વદે દેવકી ઉંઘો પતિ કે જાગતા શું છો કંઇ.
આવ્યો પ્રસુતી કાળ ઉઠો, ચિન્હ રૂડાં શુભ અહીં,
ગગડે ગડડ ગગને છે દુંદુભી દેવના સ્વર્ગે રહી.

થાય વૃષ્ટિ પુષ્પની, આજ કારાગ્રહ મંહી,
અતિદિવ્યતેજભણુકેચતુર્ભુજસ્યામ મૂર્તિપ્રકાશીરહી.
કીરીટ કુંડલ તિલક ભાલે, પીત પીતામ્બર છે જંહી,
દીવ્ય શંખ ને ચક્ર અબ્જ કર ગદા ધરી ઉભી રહી.

આકાશમાં વાણી વદે હું છઉં જગદીશ શ્રી,
આપના તપના ફળો હું આપવા અવતરૂં હરી.
મુજને લઇ ગોકુળ જઇને, નંદ ઘેર મુકી આવજો,
પુત્રી શક્તિ યશોદાની મારે બદલે લાવજો.
યશ આર્યરૂપ ભૂષણ યશોદા મૂર્તિ સદ્રુપ જે નરી,
પૂર્વની એ છે તપસ્વી તેહના દુઃખ હરી કરી.
આપું સુખ સુપુત્ર થઇને આનંદ માંહિ ઉછરી,
દેવ દેવી શ્રુતિઓ સઘળી ગોપ ગો જ્યાં અવતરી.

બંધ બેડી ચોકી તાળાં તુટી યમુના માર્ગ દે,
ફરી જેમનું તેમ સર્વ થાશે, કંસથી ડરશો નહિ.
અંધારી શ્રાવણ મધ્યરાત્રિ અષ્ટમી રોહીણી મહિ,
કૃષ્ણ બાળક થઈ સુતા, જયઘોષ ગગને ઘુમી રહી.

× × ×     × × ×     × × ×

ભુકંપ સ્વપ્ને કંસ જોતો, ફાટતા જ્વાળામુખી,
ઉંઘતો સૈયા થકી, ગબડા પડયો તે ક્ષણ નકી.
મૃત્યુએ નિજ કેસ ઝાલી ભૂપરે પટકયો ચઢી,
છાતી ઉપર પાપ સઘળાં ચઢી બેસતાં દાબી અડી.
બાલ હત્યા જે કરી તે ઉભી આવી ને ખડી,
મહા મૂર્છિત થઇ પડયો છે પાપી ફળ કૃતિને કરી.
આઘાત થએલાં કર્મનો પ્રતિ આઘાત છાતીપર પડી,
યમમાર્ગ દીસતો મહા ભયંકર કંસને જાગ્રત કરી.
દૃષ્ટિ પડતાં જેમ જેમે બીજ દટાયાં ભુપરી,
ગ્રંથો વાંસની જેમ ફાટી, ફટ કરી ઉગતી ખરી.
ઉંઘ ત્યાંથી નાશી ચાલી દીપ હોલવી તમને ભરી,
એકલો બીહે બહુને મૃત્યુ દેખે ફરી ફરી.
ડાકિની કે શાકીનીરૂપ બાલહત્યા ભય ભરી,
ચિસ કારમી પાડે ભયંકર કંસ રહેતો થરથરી.
જેહને પૂર્યા હતા તે વેર વાળે છે અરી,
પરહિત કર જે પીડીયા તે ભચકાવતા ભાલા છરી.
સ્વપ્નમાં નિજ કાળને મૃત્યુ જુએ જીવ થરથરી,
કંસ ઝબકી ત્રાસી ઉઠયો, આથડે પડી ફરી ફરી.
ઇન્દિરા આનંદ ચિદ્ જ્ઞાન તેજોમય હરી,
સત્ય વાણી શ્રુતિ સમાને કર્મ ફળ દેવા ઠરી.

કારાગ્રહમાં નાંખેલા વસુદેવ અને દેવકી કે જેના હાથ પગમાં દૈત્ય રાક્ષસ ક્રૂર કંસે બેડી નાંખી તાળા મારી સખત ચોકી પહેરા રાખ્યા હતા. તે કેદખાનામાં મધ્યરાત્રિએ પ્રસુતિના ખાટલામાં દેવકીજીએ બેઠાં થઇ બળોતીયાં ખંખોળવા માંડયા. અને અતિ આક્રંદ કરી માતૃભાવને લીધે રોવા લાગ્યાં અને કહેવાં લાગ્યાં કે હે પુત્ર ! તું કયાં ગયો ! તારા મુખ દર્શન વિનાં હવે મારા પ્રાણ ટકવાના નથી. તે સમયે જાણે આગ લાગી હોય અને તેમાં ચારે પાસથી બંબાની ધારે તે આગ હોલવવાને માટે ઉડતી હોય તે પ્રમાણે વાત્સલ્યભાવના ઉભરાથી દેવકીના બને સ્તનમાથી દૂધની ધારાઓ ઉચે ઉડી ભોયપર પડવા લાગી. ભોંય ઉપર ઉંઘતા વસુદેવના દીલ ઉપર તેમાંની કેટલીએક ધારા પડી. તેથી ચમકીને જાગી ઉઠયા અને જોયું તો હે પુત્ર તું કયાં ગયો ? કયા ગયો ? તારા મુખનું દર્શન મને કરાવ એમ કહી દેવકીને રડતાં બેઠેલાં જોયાં અને પ્રસુતિનો ખાટલો દૂધથી ભીનો થયેલો જોયો. તે વખતે વસુદેવે કહ્યું. અહો હો ! ધન્ય છે. ઇશ્વર તારી અપાર લીલાને ? એમ કહી દેવકીને વાંસે હાથ ફેરવી કહ્યું. હે આર્યપુત્રી–શીલવતી તમે જાણતા નથી કે તમારા પુત્રને હું યશોદાને ત્યાં મૂકી આવ્યો છું. તે અહીં કયાંથી હોય ? માટે આક્રંદ મુકી દો. તમારા રૂદનથી મારૂં પણ અંતઃકરણ કંપે છે. આ જગત ઝાંઝવાના જળ જેવું છે. તેમાં પુત્ર, પિતા, માતા, સગાં સહોદર એ સર્વ મિથ્યા ધ્યાસ છે. તમે સુજાણ થઇને જ્ઞાન સ્વરૂપ અનત આનંદને આત્મારામનું સ્મરણ કરવું કેમ ભૂલી ગયાં. માટે રૂદન છોડી શાંત બનો. દેવકીજી બોલ્યાં. પ્રાણપતિ ? તમારા વેદાંતની વાતો હાલ મારા મનમાં ઠસતી નથી. મારે મારો પુત્ર જોઇએ છીએ. તેને તમે કેમ પારકે ઘેર મૂકી આવ્યા. ત્યાં તેને ભૂખ લાગશે. ત્યારે તો યશોદા ઊંઘતી હશે. એ બહુ ઉંધાળવી છે એ હું જાણું છું. તેને ટાઢ વાતી હશે ત્યારે કોણ ઓરાઢશે. છોકરો તો મલમૂત્રમાં પડયો રહેશે. હાય ! હાય ! મારા પુત્રને પરાયે ઘેર મૂકતાં તમારો જીવ કેમ ચાલ્યો. માટે તેને પાછો અંહી લાવો. એમ કહી રૂદન કરવા માંડયુ.

વસુદેવે ફરી સમજાવવા માંડયું. હે ભોળી ! પૂર્વે અનેક રાજાઓ થઇ ગયા. તેનાં અનેક દ્રષ્ટાંતો તો તમે જાણો છો. રાજ્યાભિષક થવાની વખતેજ વસિષ્ઠ જેવા મહાત્મા સાનિધ્યમાં છતાં શ્રી રામચંદ્રજી સીતા સહિત વનવાસ ગયા. અને બે છોકરા અને સીતા જેવી અહરાજ્યકુશળ વહુ પણ જતી રહી અને હે પુત્ર ! હે પુત્ર ! કરતાં કરતાં દશરથના પ્રાણ ગયા. અને રાણીઓને વૈધવ્ય પ્રાપ્ત થયું તે સમયે માતા કૌશલ્યાની શી અવસ્થા થઇ હશે તેનો

વિચાર કરો. તે સમયે દેવકીજી બોલ્યા. મ્હારા મનમાં એકપણ તમારી વાત ઠસતી નથી. મારા પુત્રનું મને તો મુખદર્શન કરવો. નહિતો મારે માટે તિલ-દર્ભ લાવો. એમ કહી ફરી રૂદન કરવા માંડયું. તે વખત વસુદેવે આકાશભણી ઉંચુ જોઇ બે હાથ જોડયા. અને કહ્યું અહો ઇષ્ટ ! ધન્ય છે તારી લીલાને આ વાત્સલ્યભાવમાં ઘેલી થઇ ગએલી ધર્મપત્નીને હું કેવી રીતે શાંત કરૂં. અહાહા ! અદ્‌ભુત પ્રેમ–અગાધ પ્રેમ. અનંત પ્રેમમય પ્રેમ સ્વરૂપ અને પ્રિય ધામ આત્મારામ આ પ્રેમઘેલી પ્રિયાનો અનિવાર્ય વાત્સલ્યભાવ શુદ્ધ અને નિર્મળ અજ્ઞાની સબરીના અંતર જેવુંજ અતિ સંવેગવાન છે. તેને આપ શાંત કરો. આ દેવકીજી જગદંબાજ હોય નહિ તેવી લાગે છે. દક્ષપ્રજાપતિના યજ્ઞોત્સવ સમયે વાત્સલ્યમાત્રથી જગદંબાનો અગાધ અને અનિવાર્ય પ્રેમ પિતાને ત્યાં જવા માટે ઉભરાયો અને આખરે દેહ ભસ્મિભૂત થયો. તેવો આ દેવકીનો પ્રેમ છે માટે હે જગન્નિયંતા જેના વિના એક તૃણની પણ ગતિ થઇ શકતી નથી તેના ચરણમાં આ આર્યપુત્રીને હું મુકું છું. હે પ્રભો ? એની આગળ મારૂં તો કઇ ચાલતુ નથી તમે એને ધીરજ અને શાંતિ આપો અને મૃત્યુથી બચાવો. આ કારાગૃહમાં આપ વિના અમારૂં કોઇ નથી. જેવી રીતે પોતાના દેશના ઉદય કાજે ઝટતા ધર્મવીરોને કોઈ રાજા કેદખાનામાં પૂરે તે પ્રમાણે અમારી સ્થિતિ છે. પૃથ્વીરાજની આંખ ફોડી હાથમાં બેડી જડી કારાગૃહમાં પૂર્યો અને આખરે ચદ બારોટની સાથે બાથ બીડી મરણને શરણ થવું પડયું એવી અમારી સ્થિતિ છે.

એટલામાં બહારથી મોટો કોલાહલ શબ્દ થયો. જેલના તાળા કોઇ ઉઘાડતું હોય એમ લાગ્યું અને એક બ્રાહ્મણ કેદખાનામાં ધસી આવી બોલ્યો. અફસોસ અફસોસ સનાનની તૈયારી કરો. વસુદેવે પુછ્યું. શુ થયું ? શુ થયું ? બ્રાહ્મણ બોલ્યો, વ્રજવાસિઓને મહાન સંકટ પ્રાપ્ત થયું છે. દેવકીએ પૂછ્યું. પણ નંદરાય તો સુખી છેને ? બ્રાહ્મણ બોલ્યો અરે સાંભળો તો ખરા. મહારાજા કંસે હુકમ કાઢેલો હતો કે તરત જન્મેલાં સર્વ બાળકોને મારી નાંખવા તે ઉપરથી પૂતનાએ સ્તન ઉપર ઝેર ચોપડી જે જે ગામમાં જાય તે તે ગામના તરત જન્મેલા બાળકોને તેની માતાની પાસેથી રમાડવાને મીષે છીનવી લઇને સ્તને વળગાડે અને મારી નાંખે તે પ્રમાણે યશોદા નામની કોઈ સ્ત્રી હશે તેના હાથ-માંથી પૂતનાએ સતીકાના ખાટલામાંથી તરત જન્મેલા શ્રી કૃષ્ણને લઇ ધવ-ડાવવા માંડયા વસુદેવે કહ્યું શિવ શિવ. દેવકીએ બુમ પાડી હાય ! હાય ! બ્રાહ્મણ ફરી બોલ્યો. જરા સાંભળો તો ખરા. તે સમયે શ્રી કૃષ્ણભગવાને

ઝેરની સાથે પૂતનાના પ્રાણ પણ ચૂસી લીધા. વ્રજમાં હાહાકાર વર્તી રહ્યો. યશોદાએ પુત્રને લઇ પોતાની છાતીએ ચાંપ્યો. અને ગોપોએ પૂતનાના શરીરના કટકા કરી બાળી નાંખ્યા. તેથી તમોને સનાન છે. એકદમ ચમકીને વસુદેવે આવેશમાં પૂછ્યું કે પછી તે છોકરાનું શું થયું? તે બ્રાહ્મણે કહ્યું કે પુત્ર યશોદા અને નંદાદિ સર્વ ગોપો સુખરૂપ છે અને ત્યાંથી બાળક ઉપરથી વિઘ્ન ગયું તેથી મહાન ઉત્સવ થાય છે. આ સાંભળી દેવકી અને વસુદેવ અત્યંત હર્ષ પામ્યાં–શોક દૂર થયો. ઇતિ ॐ

આ પ્રમાણે પ્રાર્થના વિદ્વજ્જનના દેહરૂપી કારાગૃહમાં અંતર્યામિરૂપે બેડીએ જડાયલા અંતર્યામિ શ્રી કૃષ્ણને સખાને મિત્રને બ્રહ્મને વિષ્ણુના ચરણમાં મૂકી અમારૂ આ યદવાતદવા કથન શિવાર્પણ કરીએ છીએ ॐतत्सत् ब्रह्मार्पणमस्तु.



ॐ

# श्री ब्रह्मसूत्र

## (વેદાંત દર્શન)

### अथातो ब्रह्म जिज्ञासा ।

**સૂત્રાર્થ**—હવે બ્રહ્મને જાણવાની ઇચ્છા થાય છે.

**ટીકા**—ઇશ્વરની કર્મ ઉપાસના વડે રજસ તમોમલ એટલે મલવિક્ષેપ, કલિમલ કલેશ કેટલેક દરજ્જે ધોવાયા પછી મનુષ્યને સત્વગુણનો વધારો થાય છે. ત્યારે બ્રહ્મ શું છે? જીવ શું છે? ઇશ્વર શું છે? જડ શુ છે? ઇત્યાદિ ઇત્યાદિ જાણવાની ઇચ્છા થાય છે. શોધતાં શોધતાં દિનપ્રતિદિન જ્ઞાન વધતું જાય છે. પણ કાંઇ બ્રહ્મ જણાતુ નથી. નથી જણાતું માટેજ તે કહ્યું છે. જો તે જણાય તો, તે, બ્રહ્મ આ જગતની દૃષ્ય વસ્તુ કહેવાય એટલા માટે બ્રહ્મ તે દૃષ્ટા છે. દૃષ્ય નથી. અને દૃષ્ટાને દૃષ્ય કરનાર જે કોઈ બીજા દૃષ્ટા હોય તો અનવસ્થા પ્રસંગ પ્રાપ્ત થાય છે માટે દૃષ્ટાનો દૃષ્ટા કોઇ છેજ નહિ દૃષ્ટા સાક્ષી એનુંજ નામ બ્રહ્મ. અને તે દૃષ્ટા હું છુ મારા સિવાય બીજો કોઈ નથી.

જગતના લોકો કહે છે કે અમારે બ્રહ્મને જાણવાની જરૂર શું છે? તો તેના ઉત્તરમાં અમે કહીએ છીએ કે તે માણુસ કોઇ દારૂડીયાના લવારા જેવું બેભાનમાં બોલતો હોય તેવો છે. મારે કાંઇ પણ સુખ જોઇતું નથી એ તેના બોલવાનો ભાવ છે. આનંદ, વૈભવ, પ્રીત, નિત્યત્વ, વિજય, શ્રી જોઇતી નથી એજ તેના કહેવાના ભાવનો અર્થ થયો પરાજય, શંકા, મરણુ, જરા, દુઃખ આદિ ક્ષણીક સ્થિતિ તે પ્રાપ્ત કરી મરવાનેજ ઇચ્છે છે. આ પ્રમાણે હોવાથી આવા વિચાર દૂર કરી નાંખવા માટે આ બ્રહ્મસૂત્રનો ઉદ્દેશ છે. નિત્ય, શુદ્ધ, બુદ્ધ સ્વરૂપનું જ્ઞાન કરાવી વિજય પ્રાપ્ત કરાવવો એ તેનો હેતુ છે. બ્રહ્મ ઇશ્વર, પ્રકૃતિ પુરૂષ વિવિધ પ્રકારના જન્મ ક્ષણે ક્ષણે ઉર્ધ્વગતિ અને ઉન્નતિ મેળવી સ્વરૂપ સ્થિતિ પામવી એ વિષયો અમારા રૂદ્રાધ્યાય તથા પાતંજલ યોગસૂત્રની ટીકામાં તથા કાવ્યાનંદ નિધિમા ઠેર ઠેર સમજાવવા પ્રયત્ન કર્યો છે તે જીજ્ઞાસુએ વાંચી લેવા.

હવે પ્રગતિ કેવા પ્રકારે થાય છે તે અમે કહીએ છીએ.

જેને સતકર્મ કરવાની અંતરપ્રેરણા થઇ તેને સ્વર્ગ મળ્યુ, અને જેને સ્વર્ગ મળ્યું તેને સુખ મળ્યું. સુખ મળ્યું તેને નિર્ભયતા મળી. અને નિડરપણું મળ્યું તે સર્વજીત થયો.

જેણે ભક્તિવડે કરીને સહાય મેળવી તેને આનંદ પ્રાપ્તિ થઇ આનંદ પ્રાપ્તિ થઇ એટલે ઐશ્વર્ય મળ્યુ ઐશ્વર્ય મળ્યું એટલે જ્ઞાન સુઝયું અને જ્ઞાન સુઝયું એટલે વિજય પ્રાપ્ત થયો, વિજય પ્રાપ્ત થયો એટલે સર્વશક્તિમાન થયો.

જેણે શુભ કર્મની ઇચ્છા કરી તે વીરને ઉત્સાહ ભરાયો, ઉત્સાહ ભરાયો એટલે શુભ કર્મ કરવા મંડયો, શુભ કર્મ કરવા મંડયો એટલે શુભ ફળ થવા માંડયા, શુભ ફળ થવા માંડયા એટલે કીર્તીયશ આદિ મળી જ્યાં ત્યા વાહવા થઇ.

**जन्माद्यस्ययत ॥ २ ॥**

**સૂત્રાર્થ**—જેમાંથી આ જગતની ઉત્પત્તિ થાય તે બ્રહ્મ છે.

**ટીકા**—કોઇ વસ્તુ ખરી છે કે ખોટી છે. તેનો નિર્ણય કરવા માટે અને ચિત્તમાં અનુભવ સ્થિર થવા માટે વિદ્વાનોએ નિશ્ચય કર્યો છે કે લક્ષણ અને પ્રમાણથી જે સિદ્ધ થાય તેજ સત્ય છે. અને જો તેથી આપણાં મનનું સમાધાન ન થાય તો તે સમજવામાં આપણી કંઇ ખામી છે એમ જાણવું. બ્રહ્મ છે કે નહિ એ જાણવા માટે પહેલો સવાલ એ છે કે તું છે કે નહિ ? ર હું છું કે નહિ ?

આ જગતના નિયમ જોતાં જણાય છે કે જો આપણે કંઇ નહિ વાવીએ તો કંઇજ ઉગે નહિ. અને જો કંઇ વાવીએ તો તેમાંથી કંઇપણ ઉત્પન્ન થાય એનો અનુભવ એ કે અભાવમાંથી ભાવ ઉત્પન્ન થતો નથી. અને ભાવમાંથી અભાવ ઉત્પન્ન થતો નથી. જો કંઇ છે તો તેમાંથી કંઇ નિપજે છે. અને જો કંઇ નથી તો તેમાંથી કંઈ ઉત્પન્ન થવાનું નથી.

બ્રહ્મનું લક્ષણ એ છે કે આ જગત ઉત્પન્ન થાય છે. કેટલોક વખત સુધી તે કંઇ ક્રિયા કરે છે. અને પાછુ તેનો નાશ થાય છે. આ વાત સર્વ કોઇને જાણીતી છે. હું છું અને તું છે એ ઉપરથી સિદ્ધ થાય છે કે અસ્તિત્વ એવું કંઇ સત્ય છે. નાસ્તિત્વ અથવા અભાવ કઇજ નથી. ભાવ રૂપે સર્વ આપણે સ્થિત છીએ.

પ્રત્યેક શાસ્ત્રમાં પ્રથમ કેટલીક સરતો માનવી પડે છે કે ત્યારેજ સત્ય નિર્ણય ઉપર આવી શકાય છે. જો ન માનીએ તો અનવસ્થા પ્રાપ્ત થાય. અને કોઇપણ નિર્ણય ઉપર અવાય નહિ. બુદ્ધિ સ્થિર થાય નહિ અને ફલ પ્રાપ્તિ પણ થાય નહિ. અને બધુ ગરબડ સરબડ થઇ જાય માટે વ્યવસ્થિત થવાની જરૂર છે.

બીજો એક નિયમ અનુભવમાં આવે છે કે આ જગતનો સ્થિતિ લય અને ઉદ્ભવ થવાને માટે કોઇ કારણ છે. કારણ વિના કાર્ય સંભવી શકતું નથી. અને તેથી બ્રહ્મ એજ જગતનું કારણ છે. અને જન્માદિ તેનુ લક્ષણ તથા વેદાદિક શાસ્ત્ર તેનુ પ્રમાણ છે. જગતના સર્વ પેગમ્બરોનો અનુભવ છે. અને તેને વસ્તુ સાક્ષાત્કાર થયો છે માટે અનંતકાળથી મનાતી આવેલી વાત આપણી હુજ્જાતાઇથી એકદમ સ્વીકારવી નહિ અને ના પાડવી એ આપણા મુર્ખાઇ સિવાય બીજુ કાંઇ નથી. આપણુ અધુરૂં જ્ઞાન એ તેનું કારણ છે. આ બ્રહ્માંડમાં અને અનંતકાળની ગતિમા આપણે આખા સમુદ્રમા એક ટીપા જળની સમાન પણ નથી. તો આપણે ના કહીશું તો તેથી આ સર્વ શાસ્ત્રોના અનુભવ ખોટા ઠરી ચાવાકે અને વામિઓના મતને જન સમુદાય કેવી રીતે સ્વીકારશે ?

જેમ જેમ બ્રહ્મ વિચારમા જીજ્ઞાસુ આગળ વધતો જાય છે તેમ તેમ તેને અનુભવ સાક્ષાત્કાર થતો જાય છે. માટે પોતેજ બ્રહ્મ છે એ પ્રમાણ છે.

## शास्त्रयोनित्वात. ३

અર્થ—વેદાદિ શાસ્ત્રો ઇશ્વર છે. એમ પ્રતિપાદન કરે છે. ૩.

ટીકા—એક મનુષ્યની આખી જીંદગીનો અનુભવ જે કાંઇ ભાવિની પ્રજાના કલ્યાણ અર્થે લખી રાખ્યો હોય તેનું નામ એક કાળનો એક પુરૂષનો અનુભવ છે. આખી પૃથ્વિના મનુષ્યો સૃષ્ટિની ઉત્પત્તિથી તે આજ સુધી લોકો ખાડામાં ન પડે માટે તેમને સંસાર માર્ગ સહેલો કરી આપવા માટે જે નિયમો ઘડઇ ઘડઇને અનુભવમાં આવ્યા અને તેમાં કઇ દોષ હોય તે સુધારતા ગયા તેનું નામ શાસ્ત્ર કહેવાય છે કે જેને હાલ સાયન્સ કહે છે. એ શાસ્ત્ર અજ્ઞાત અને અબાધિત અર્થ જણાવનારૂં છે. લોકોને સહજ જાણીતું છે. અને જેમાં બાધ આવે એવાં વાકયનું જ્ઞાન કથન કરવા માટે કંઇ શાસ્ત્રની પ્રવૃત્તિ હોતી નથી. અનેક શાસ્ત્રોનાં એકત્ર અનુભવને તત્વજ્ઞાન કહે છે. સર્વ તત્વ-જ્ઞાનોનું સંદોહન કરી જે કાંઇ નિર્ણય થયો તેને બ્રહ્મજ્ઞાન કહે છે. અથવા વૈદિકજ્ઞાન કહે છે. આ જ્ઞાન દુનિયાના સર્વ મનુષ્યોને અને સર્વ ધર્મને વત્તા ઓછા પ્રમાણમાં થયું છે. સર્વ ધર્મના પેગમ્બરોએ તેનો સાક્ષાત્કાર કરેલો છે. તેમજ ડાર્વિન ઇત્યાદિ વાંદરાના દીકરાઓએ પૂંછડું નીકળી ગયાં છતાં પણ મસ્તી વખત સ્વીકાર્યું છે કે ઇશ્વર જેવો કોઇ નિયામક જોઇએ ખરો એવું અમને લાગે છે. જૈનોએ પણ તપાદિકથી ઇશ્વિરના જેવી સ્થિતિ જીવને થવાનું

સ્વીકાર્યું છે. ચાર્વાક જેવા ખ-પ-ચ માં નિમગ્ન થએલા તેને પણ મરતી વખત વિચાર થયા કે જનમવું. મરવું એ શુ ? કાંઇ સમજણ પડતી નથી. માંસાહારી મદ્ય પી વ્યભિચારી વામ માર્ગના પંચમકારને સેવન કરનાર વામીઓ પણ જગદમ્બા દેવીના નામથી દારૂ પીને ગટરમાં પડયા હોય તો પણ શકિતનું અસ્તિત્વ કબુલ કરે છે અને તેને પુંજે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે ઇશ્વરનું અસ્તિત્વ માનનારા અને નહિ માનવાનુ ડોળ ઘાલનારા મદોન્મત્ત દ્રવ્ય રાજ્યાદિથી છકેલા પણ ઇશ્વરને તો સ્વીકારે છે.

જે કોઇ એક દસ્તાવેજ લખે છે તે દસ્તાવેજમાં પોતાની મીલકતની વ્યવસ્થા અને શું શું કરવું તે લખી જાય છે. અને તેમાં લખે છે કે આ દસ્તાવેજ મેં કર્યો છે. એમાં મારી સહીના દસકત ખુદના છે. અને હું ખુદા છું. એટલે બ્રહ્માસ્મિ છુ. એના સાક્ષી તરીકે બાજુએ સહી કરનારાઓ છે. તેમનાં નામ બ્રહ્મા વિષ્ણુ અને રૂદ્ર અને મહર્ષિ મહાત્મા અને પેગમ્બરો છે. આ દસ્તાવેજને આર્ય ધર્મવાળા વેદ કહે છે. ક્રીસ્તિઓ બાયબલ કહે છે. મુસલમાનો કુરાન કહે છે. પારસીઓ જંદાવસ્થા કહે છે. ઇત્યાદિ ઇત્યાદિ.

જેવી રીતે ચીનનો ફોજદારી કાયદો ચીનાઓનેજ લાગુ પડે છે. જર્મનીનો ફોજદારી કાયદો જર્મનીમાં ચાલે છે. હિંદુસ્તાનનો ફોજદારી કાયદો હિંદુસ્તાનમાં ચાલે છે તે પ્રમાણે મુસલમાનોને કુરાનની કલમો તોડવાથી કુરાન પ્રમાણે શિક્ષા થાય છે. ખ્રીસ્તી ગુનેહગારને બાયબલ પ્રમાણે શિક્ષા થાય છે.

દરેક ધર્મના મનુષ્યે પોતે જે મંડળમાં જન્મેલો છે તે જન્મ ભૂમિનો ધર્મ પાળવો જોઇએ, ખ્રીસ્તીએ ચીનનો ધર્મ પાળવો ન જોઇએ. અને ચીનાએ ખ્રીસ્તી થવું ન જોઇએ. બ્રહ્મસૂત્ર આર્ય લોકોને માટે છે. માટે વેદાદિ શાસ્ત્રને માની તદનુસારે આ પુસ્તકની રચના છે.

**वेद प्रणितो धर्मः अधर्म स्तद् विपर्ययः ॥**

વેદમાં જે કહ્યું છે તેનું નામ ધર્મ. એટલે સુખી થવાનો રસ્તો. જેને નિશ્રેયષ્કર કરીને કહે છે. અને તેથી અવળું ચાલવું તેનું નામ અધર્મ અથવા પાપ કહે છે.

**तत्तु समन्वयात् ४.**

સૂત્રાર્થ—સર્વ શાસ્ત્રોમાં બ્રહ્મનું અસ્તિત્વ છે. એવું પ્રતિપાદન કરેલું છે. અને તેમાં પ્રમાણનો પરસ્પર વિરોધ નથી.

ટીકા—પ્રત્યક્ષ અનુમાન અને શબ્દ આ ત્રણ પ્રમાણોમાં શબ્દ પ્રમાણ શ્રેષ્ઠ માનેલું છે. શબ્દ અંતઃકરણમાં અર્થ સ્ફુરણ થયા પછી નાભિમાંથી મુખદ્વારા પ્રકટ થાય છે. અને તે કાને સંભળાય છે માટે વેદની ઋચાઓનો શ્રુતિ એટલે કાને સાંભળેલું તે, એવો અર્થ થાય છે.

વેદ વિરૂદ્ધ કુતર્ક ઉઠાવ્યાથી જે આપણે કંઈ સાંભળ્યું છે અથવા લોકો માને છે તે વાતની હાની અને ન સાંભળેલું તેની પ્રાપ્તિનો દોષ પ્રાપ્ત થાય છે. અને ચિત્ત અનવસ્થિત્ થાય છે. માટે જીજ્ઞાસુએ વેદાનુકૂલજ તર્ક કરવા અને ગુરૂશાસ્ત્ર ભણાવે તેમ ભણવું. નિશાળે જનાર પહેલા વિદ્યાર્થીએ એવો તર્ક ન ઉઠાવવો કે અ અક્ષર પહેલ શા માટે ભણવો. અને તેને બદલે મીંડુ ભણીએ તો શુ થાય. આવી રીતના તર્કવાળો વિદ્યાર્થી કોઇ દિવસ ભણી શકતો નથી. તેમ વેદ વિરૂદ્ધ કુતર્ક કરનાર માણસ બ્રહ્મને જાણી શકતો નથી જો તર્ક કરવા હોય તો શાસ્ત્ર ભણી રહ્યા પછી જે જે બાબત અનુભવમાં ન આવે તે તે વિષયમાં ન્યાયપૂર્વક વિચાર અને પ્રચ્છા કરવી ઉચિત છે.

શુભાશુભ કર્મના પ્રમાણમા સુખ, દુઃખ, સારો નઠારો દેહ, ઉંચી નીંચી યોની, શુભ અશુભ ફળ, ઉત્તર માર્ગે કે દક્ષિણ માર્ગે કે યમયાતનામાં જવું થાય છે. તે પણ કર્મના સવેગ અને તારતમ્યને આધિન છે. અધિકારપણુ તેને આધિન છે. તેમજ નિષ્કામકર્મ કરનારને જીવન મુક્તિ કે મરણ પછી મોક્ષ સ્થિતિ પ્રાપ્ત થાય છે.

આ સકામ અને નિષ્કામ કર્મના ફળો છે.

થીઓસોફીસ્ટ ધર્મના અનુયાયી વિદૂષી બાઇ એનીબીસેન્ટનું કહેવું એવું છે કે ઉચ્ચ યોનિમાંથી પાછો મનુષ્ય નીચ યોનિમાં એટલે પશુ આદિ યોનિમાં જતો નથી. આ માનવું વેદ વિરૂદ્ધ હોવાથી અમે સ્વીકારતા નથી, નહુષ રાજાને સર્પ થવું પડયું હતું. જય વિજયને રાવણ કુંભકર્ણ આદિ થવું પડયું હતું અને ત્રિશંકુને આકાશમાં લટકવું પડયું હતું.

દુઃખ, જન્મ, પ્રવૃત્તિ, દોષ, અને મિથ્યાજ્ઞાનના ઉત્તર ઉત્તરના નાશમાં પૂર્વ પૂર્વનો નાશ થવાથી મોક્ષ થાય છે. એમ ગૌતમ ઋષિનું માનવું છે.

યજુર્વેદના ૪૦માં અધ્યાયમાં.

**सपर्यगाच्छुक्र? मकायमव्रण मस्नाविरम्.**

એ મંત્રમાં નિર્ગુણ બ્રહ્મસ્વરૂપનું વર્ણન કરેલું છે. પણ નેતિ નેતિ એ શબ્દ વડે કરીને જગતના પદાર્થો અને વેદના શબ્દો નિર્ગુણ બ્રહ્મને બતાવી શકતા નથી. જ્યાં વાણી અને મન પહોંચી શકતાં નથી અને જેને જ્ઞાન

વિષય કરી શકતો નથી ત્યાં તેનું વર્ણન પણ કેવી રીતે થઇ શકે. નિર્ગુણને શબ્દમાં લાવવા જાય તો શ્રુતિનો વિરોધ છે. દ્રષ્ટા દૃષ્ય થઇ શકતો નથી. જ્યાં શબ્દની ગતિ નથી તેને શબ્દમાં બોલી શકાય પણ નહિ. જો બોલે તો દોષ આવે. જો કોઇ વિશેષણ લગાડે તો સગુણ બ્રહ્મનુ વર્ણન થાય. તેથી વેદ નિર્ગુણ બ્રહ્મનું પ્રતિપાદન કરે છે અને તેથી મોક્ષ છે એમ કહે છે. ત્યારે બ્રહ્મ તે શું છે? અથવા શું અભાવનું નામ બ્રહ્મ છે?

વેદશાસ્ત્ર અને ગુરૂનો અનુભવ છે કે ભાવરૂપે બ્રહ્મ સ્વંય જ્યોતિ સ્વરૂપ છે. આ તેમનો પ્રત્યક્ષ અનુભવ છે. તેથી એ અનુભવ ગમ્ય છે. એટલા માટે એ દ્રષ્ટા બ્રહ્મને જગતના કોઇપણ પદાર્થથી જોઇ શકાય કે વિષય કરી શકાય તેમ નથી. અને તેથીજ એ જાણવાને શકય નથી એવું નામ આપ્યું છે. આપણામાં એને **सत्यंज्ञान अनंत ब्रह्म** કરીને કહે છે. અંગ્રેજીમાં એને રેયેલીટી એકઝીસ્ટન્ટસ અથવા ટ્રુથ કરીને કહે છે. અને તે ઓમની પોન્ટન્ટ એટલે સર્વશકિત ઓમની સીઅન્ટ સર્વત્ર સ્થિત વિભુ. ઓમની પ્રેઝન્ટ એટલે સર્વકાળ અને કાલતિત તે નિર્ગુણ બ્રહ્મ છે. તે સર્વ શકિતમાન છે. તે સર્વજ્ઞ છે. તે પ્રેરક છે. ને સર્વરૂપ છે. ઇત્યાદિથી તેનું અસ્તિત્વ પ્રતિપાદન કરે છે માટે તેનો અભાવ સિદ્ધ થઇ શકતો નથી.

**ईक्षतेर्नाशब्दम ॥ ५**

**સૂત્રાર્થ**–પ્રધાન એ જગતના કારણરૂપે નથી. કારણ કે શ્રુતિમાં તેવું પ્રતિપાદન કર્યું નથી.

**ટીકા**–અચેતન પ્રધાનના સંકલ્પથી આ જગત ઉત્પન્ન થયું છે, તેને માટે શ્રુતિ પ્રમાણ નથી. માટે આત્મા જે ચેતન છે તેનો સંકલ્પ એજ કારણને લીધે જગતની ઉત્પત્તિ છે.

જડપ્રધાન અવિદ્યા નથી. જગતના જડ પરમાણુઓના સંકલ્પથી જગતની ઉત્પત્તિ થઇ છે અને તે તેનું કારણ છે એમ કહી શકાય નહિ. કેમકે તમાત્મક પ્રકૃતિ જડ હોવાથી તેમાંથી ચૈતન્યરૂપ સંકલ્પ ઉઠી શકે નહિ. એટલે જડમાંથી ચૈતન્ય ઉત્પન્ન થયું એમ કારણ કલ્પી શકાય નહિ. સકલ્પ કરવો એ ચૈતન્યનું લક્ષણ છે માટે ચૈતન્યના સંકલ્પથીજ જગતની ઉત્પત્તિ છે. ચૈતન્ય એ કારણ અને જગત એ કાર્ય છે, એમ સિદ્ધ થાય છે. દારૂ પીવાથી ઘેલછા ઉત્પન્ન થાય છે. તે પ્રમાણે અજ્ઞાનમાંથી જ્ઞાન ઉત્પન્ન થયું અથવા જડમાંથી ચેતન ઉત્પન્ન થયું એમ કહેવાય નહિ. અગ્નિ વિદ્યુત અને સૂર્ય જેવા તેજોમય પદાર્થ જોવાને માટે લાકડા અને કોયલા લઇને જોઇએ તો તે કંઇ તેનાં તેજને બતાવી શકતાં નથી. આત્મ ચૈતન્યજ તેને જોઇ શકે છે.

શુદ્ધ ચતન્યને સ્થુલ સુક્ષ્મ આદિ સાધનોની સંકલ્પ કરવા માટે આવશ્યકતા નથી. જડ સાધનો વિનાજ ચેતનમાં સંકલ્પ ઉઠવાની શકિત છે.

**गौणश्चेन्नात्मशब्दात् ॥ ६**

સૂત્રાર્થ—પ્રકૃતિને ગૌણ કારણ કહીએ તો આત્મશબ્દ વડે તેમ નથી.

આ જગતનું કારણ પ્રકૃતિ કહીએ તો શ્રુતિમાં આત્મા એ શબ્દ છે માટે આત્મા એજ કારણ સપ્રમાણ છે.

ટીકા—એક સમયે ગોપાલનંદન પોતાના ઉદ્યાનમાં કાંકરા ઉપર માથે હાથ મૂકી વિમાસણ કરતા કરતા બેઠા હતા. ત્યાં આગળ નારદજીએ આવી પ્રણામ કર્યા. તો પણ દુઃખમાં ડુબેલા એ ભગવાન જાગ્યા નહિ, નારદે બૃહતિ વિણાને મોટો નાદ કર્યો અને કરતાલ જોરથી વગાડતાં વગાડતાં ભગવાનની સ્તુતિ ગાવા માંડી. એટલે ભગવાને ઉંચું જોયુ. નારદને દીઠા અને પ્રણામ કર્યા. નારદે પૂછ્યુ કે, હે ષડ ઐશ્વર્ય સંપન્ન જગદિશ્વર? તમે શું ચિંતન કરતા હતા, મને આવ્યાને ઘણો વખત થયો; પણ આપ તો ઉંડા વિચારમા પડયા હો તેમ મને લાગ્યું હતું. શ્રી ભગવાને કહ્યું, મહા મુનિશ્વર! આપે પારિજાતકનુ પુષ્પ આપ્યુ તેમાંથી તો મારી સર્વ પટરાણીઓમા કજીયા રીસામણા મનામણાં અને મહેણાં ટોણા થયાં અને મારી સાથે રીસાયા. હું ગરૂડપર બેસી આખા વિશ્વમાં ફર્યો પણ કાંઇ શાંતિ થઇ નહિ. ઘડીએ ઘડીએ એકપર એક વિચાર આવવા લાગ્યા. મને જંપીને બેસવા વખત આવ્યો નથી. એક પાસથી સભા મધ્યે દ્રૌપદિની લજ્જા રાખવા માટે હવે શું કરવું તેનો વિચાર, અને બીજી બાજુ સુધન્વાને તાતી તેલ કઢામાંથી રક્ષણ કરવાનો વિચાર, ત્રીજી બાજુએ ભિષ્મની પ્રતિજ્ઞા પૂર્ણ કરવી, અર્જુનના પ્રાણનું રક્ષણ કરવું. ઇશ્વર વચન, વેદ વચન, અને બ્રાહ્મણનું વાકય, સતિના વાકય સત્ય કરવાં અને રાક્ષસોને સજ્જનોની આડે આવતાં પીડા કરતા અટકાવવા મારે રોજ માર ખાવા, આવા પ્રપ્રચ કરવાથી હું કંટાળી ગયો છું. માટે હવે તો હું શાંતિનું સ્થળ શોધુ છું. તેથી હે મુનિશ્વર મને કોઇ શાંતિનો માર્ગ બતાવો.

શ્રી નારદજીએ કહ્યું કે–તમે ઉષના કવિની પાસે જાઓ. ઉષના કવિએ કહ્યું કે તમે શિવના ત્રિશુળ ઉપર બેસો. એટલે શાંતિ થશે. જગતનો કોઇ પદાર્થ તમને શાંતિ આપે એમ નથી. જ્યારે ભગવાન ત્રિશુળ ઉપર બેઠા ત્યારે એ ત્રિશુળ ૐકારના રૂપમાં ફેરવાઇ ગયું. ત્રિશુળ એટલે આધિ વ્યાધિ ઉપાધિ અથવા અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત એવા ત્રિતાપ ૐકારમાં ફેરવાઇ

ગયા. અને વૈરાગ્ય પ્રાપ્તિ થઇ. વૈરાગ્ય થતાં ષડ સંપતિ પોતાની મેળે આવી. અને સ્વરૂપ સ્થિતિ થઇ. સ્વરૂપસ્થ સ્થિતિ થતાં આનદ આનંદ સુખ સુખ પ્રજ્ઞાન પ્રજ્ઞાન શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આત્મા નિર્લેપ નિરાલબ હું છુ. શોક ભય દુઃખથી રહિત છું આ સર્વ મારૂંજ સ્વરૂપ છે ત્યાં કલિ કલેષ અને દુઃખનો સ્પર્શ પણ નથી. આ પ્રમાણે ભગવાનની સ્વરૂપસ્થ સ્થિતિ પલટાઇ ગઇ. આ વાત જો કે ભગવાનને લાગુ થતી નથી પરંતુ લોક કલ્યાણ અર્થે તેમને સમજવા માટે કોઇ કવિએ જોડી કાઢી હોય એમ અમને લાગે છે.

## तन्निष्ठस्य मोक्षोपदेशात् ॥ ७

**સૂત્રાર્થ**—સતપદાર્થમાં જેને પ્રીતિ છે. તેને અર્થાત્ સતપદાર્થ બ્રહ્મમાં નિષ્ઠા રાખનારને મોક્ષ મળે છે.

**ટીકા**—બ્રહ્મ એજ સત્ય હોવાથી પ્રકૃતિ જગતનું કારણ ઠરી શકતી નથી.

એક વખત દિવાળીના દિવસમાં સુખડીઆની દુકાને ખાંડના રમકડાંનો એક મોટો જથો મોટા થાળામાં ભરી રાખ્યો હતો. તેમાં હાથી, ઘોડા, બંગલો, મકઇ, ગાડી, રાજા, હાંકનાર અને બળદીયા સીપાઇ, માણસ હરણ, ઢોર વીગેરે અનેક ઘાટ હતા. તેમાંના બધા રમકડાની કાઉન્સીલ મળી. અને પરસ્પર પૂછવા લાગ્યાં કે આપણે કોણ ? અને આપણો ઉત્પાદક કોણ ? આપણામાં શું સામર્થ્ય છે ? તે સબધી વાર્તા કરવા લાગ્યા. એક જણે કહ્યું કે આપણી ઉત્પત્તિનું કારણ ખાંડના પરમાણુઓ છે, એમ સાભળ્યું છે. પણ આપણે તો કઇ ખાંડના પરમાણુઓ દેખતા નથી. તેમ શેરડીમાં પણ દેખતા નથી. આવો વિચાર કરતાં કરતાં બીજાએ કહ્યું કે લાકડાના બીબાં એ આપણું કારણ છે. ત્રીજાએ કહ્યું કે કડઇ એ આપણું કારણ છે. ચોથાએ કહ્યું કે દેવતા એ આપણું કારણ છે. આ પ્રમાણે વાદવિવાદ કરતાં કરતાં એવા નિશ્ચય ઉપર આવ્યાં કે એ કારણ જોવાને આપણે જઇએ અને અનુભવમાં લાવીએ ત્યારે ખરી વાત જણાશે. એજ મુજબ ઇશ્વરને શોધનાર શાસ્ત્ર વચન ઉપર વિશ્વાસ રાખે અને પોતાનો કોઇ ઉત્પાદક છે તેનો નિર્ણય કરવા જાય છે. હવે ખાંડના રમકડાં પોતાના ઉત્પાદકને શોધવા નીકળ્યાં પ્રથમ લાકડાના બીબાંને જોયાં તો તે છૂટાં પડયાં હતાં તેની સાથે અથડાવાથી રમકડાં ભાંગવા માંડયાં પણ કારણ કંઈ જણાયું નહિ. બાકી રહેલાં રમકડાંએ તેથી કડઇને પોતાની ઉત્પાદક કલ્પી અંદર જવા લાગ્યાં તો કડાઇ ઠંડી હતી. એટલે ભઠ્ઠી ઉપરથી ઉતારી હતી તેથી એ પણ કારણ જણાયું નહિ. ત્યારે કેટલાક અગ્નિ

ઉપર બીજી કડાઈ મૂકી તેમાં ખાંડ ઉકળતી હતી ત્યાં ગયાં. ત્યાં તેમને માલમ પડયું કે અગ્નિ આપણું કારણ છે. માટે આપણે આ ઉકળતી ચાસણીમાં જઇને આપણા ઉત્પાદકને શોધીએ. તે સમયે એ રમકડાં ચાસણીમાં જવા લાગ્યાં અને શોધ તો પૂરી થઇ નહિ એટલામાંજ તે બધાં રમકડાં ઓગળી ગયાં તેમાંથી નામ રૂપ અને અભિમાન જતાં રહ્યાં અને બધાં ચાસણીરૂપ થઇ ગયાં. એ રમકડાનો ઉત્પાદક સુખડીઓ તો કંઇ નજરે આવ્યો નહિ. એ પ્રમાણે આ દૃષ્ટાંતથી કડાઇને માયા સમજવી અથવા પ્રકૃતિ સમજવી. શોધવાના પ્રયત્નને યોગ માર્ગ સમજવો. અને શોધવા જવાને માટે ઇશ્વર કૃપા પાત્ર થવાની ઇચ્છા સમજવી, ઇશ્વરને જોતાં પહેલાં તો તે સમષ્ટિમાં ભળી ગયો. અને વ્યષ્ટિદેહ ગળી ગયો. એટલે જેમ ચાસણીમાં રમકડું ભળી ગયું તેમ અભિમાની પણ ઇશ્વરથી એક થઇ રહ્યો. તેથી આ અન્ન રસમય ચાસણીની પેઠે દેહ સ્થુલ સુક્ષ્મને કારણ વ્યષ્ટિ હતી તે ભૌતિક પંચ મહાભૂતમાં એટલે સમષ્ટિમાં ભળી ગઈ.

સમષ્ટિમાં મહાદેવ અને મહાવિદ્યાના દર્શન થતાંજ પોતે સુખડીયા બની ગયા અને સુખડીયાની સર્વશક્તિ તેનામાં આવી. તે પ્રમાણે જીવ ચેતન ઇશ્વરના શાસ્ત્રનો અભ્યાસ અને વાદવિવાદ કરતાં કરતાં બ્રહ્મરૂપ થઈ ગયાં. પણ બ્રહ્મ દેખાયું નહિ. ત્યારે કહેવા લાગ્યો કે દ્રષ્ટા બ્રહ્મરૂપ તો હું છું. સાક્ષી હું છું. હું તો સર્વને જોઉં છું પણ બીજા કોઇ મને જોઇ શકતા નથી. જો તે મારા જેવા થાય તોજ મને જોઇ શકે.

## हेयत्वावचनाच्च ॥ ८

**સૂત્રાર્થ**—અનાત્મ પદાર્થ હેય અર્થાત્ ત્યાગ કરવા યોગ્ય છે.

**ટીકા**—નિષેધના અકથનથી સતશબ્દથી પ્રધાનનું ગ્રહણ થઇ શકે નહિ જ્યા જ્યાં સત શબ્દવડે પ્રધાનનું ગ્રહણ છે ત્યાં લક્ષ્યબિંદુ આત્મા એ કારણ ગ્રહણ કરેલું છે. જડ પ્રધાન તો માત્ર પાટલા ઉપર ધૂળ ભભરાવેલી હોય તેના સરખું છે. નિશાળીયાને પાટલા ઉપર ધુળ ભભરાવવાનો હેતુ અક્ષર કહાડતાં આવડવું એ કારણ છે. તે પ્રમાણે પ્રકૃતિના વર્ણન વડે કરીને તેનો પ્રચાલક આત્મા કારણીભૂત છે. એ બતાવવા માટે શ્રુતિદ્વારા જડનું વર્ણન છે. જડની સાહયતા વિના પણ આત્મ ચૈતન્ય જે કારણ છે, તે સવ કાંઇ કરી શકે છે, જાણી શકે છે, જોઇ શકે છે તેને કાર્ય કરવામાં જડની અપેક્ષા નથી. તે (ચૈતન્ય) સ્વતઃ શક્તિમાન છે.

**स्वाप्ययात् ॥ ९**

**સૂત્રાર્થ**—સ્વ અર્થાત્ સદ્રૂપ આત્મામાં જીવનો લય થતો હોવાથી પ્રધાન સત્ શબ્દવાચ્ય નથી.

સુષુપ્તિકાળમાં જીવોનો પોતામાં લય હોવાથી બ્રહ્મજ જગતનું કારણ છે.

**ટીકા**—પ્રકૃતિની સામ્યાવસ્થા કે જેને પ્રધાન કહે છે. તે જગતનું કારણ અને સત છે. એમ કહેવાય નહિ. કારણકે स्व શબ્દ વડે કરીને પ્રકૃતિ એવો અર્થ થઇ શકે નહિ કેમકે તે જડ હોવાથી સત શબ્દ જડ રહિત જે શુદ્ધ ચૈતન્ય આત્મા તેનેજ સ્વ કહી શકાય છે. સુષુપ્તિકાળમાં વ્યષ્ટિરૂપ આત્મા જેના ઉપર કર્મ સસ્કારનુ બંધન અથવા આવરણ નાંખે છે તે સહિત વૃત્તિઓ લયમાં જાય છે તેથી કરીને તે કોઇપણ પ્રકારની ઇચ્છા કરતો નથી. અને આત્મા વ્યષ્ટિ દેહમાં સ્વસ્વરૂપે રહે છે. બંધન યુક્ત હોવાથી તેને જીવ એવી સંજ્ઞા આપેલી છે. તેનો લય થાય છે. તેથી તેને સુષુપ્તિ અવસ્થા કહે છે.

**દ્રષ્ટાંત**—જે પ્રમાણે સૂર્યનુ એક કીરણ એ સૂર્યજ છે સૂર્યનો જે ગુણ તેજ ગુણ એનામાં છે. તે કીરણ સૂર્યનો એક કકડો છે એમ પણ નથી. સૂર્યથી ભિન્ન છે એમ પણ નથી પણ તે કિરણ ઉપર વાદળું આવવાથી અંધારૂં થઇ જાય છે. તેજ પ્રમાણે આ દેહની અંદરનો જે જીવ છે તે સૂર્યના કીરણ જેવો શુદ્ધ ચૈતન્ય છે. તેના ઉપર દેહરૂપી ઠીકરાનું કલેડુ હોવાથી જ્યારે તેમાં સંસ્કારો સ્ફુરણ થઇ ઇચ્છા થતી નથી ત્યારે તેને સુષુપ્તિ અવસ્થા પામ્યો એમ કહેવાય છે. પણ એનું વાસનાબંધન જતું રહ્યું નથી. જો જતું રહ્યું હોય તો તે આવરણ વિનાનો ચિદ્રુપ મુક્ત આત્મા કહેવાય. એટલે સ્વ-રૂપે સ્થિત છે એમ કહેવાય માટે જે જડપ્રકૃતિની સામ્યા વસ્થા તેનું ગ્રહણ સત શબ્દ વડે થઇ શકે નહિ. આત્માનુંજ ગ્રહણ થઇ શકે છે. અને તેથી આ જગતનું કારણ આત્માજ છે એવો અર્થ થઇ શકે છે.

**गति सामान्यात ॥ १०**

**સૂત્રાર્થ**—સર્વ વેદાંતમાં ચેતનનેજ જગતના કારણરૂપે માન્યું છે. માટે પ્રધાન એ જગતનુ કારણ નથી. બ્રહ્મ તત્વમાં સર્વ વેદાંતોના તાત્પર્યનો સમાવેશ થઇ જાય છે. માટે બ્રહ્મ કે જે ચેતનની મૂર્તિ છે તેજ જગતનું કારણ છે.

**श्रुतत्वाच्च ॥ ११**

**સૂત્રાર્થ**—આ જગતના કારણરૂપ ચૈતન્યજ છે. જેમ સુષુપ્તિમાં લય થવાથી જગતનુ કારણ બ્રહ્મ છે તેજ પ્રમાણે જાગ્રતના જ્ઞાનનું કારણ પણ બ્રહ્મજ છે.

ટીકા—પાછલાં સૂત્રો ઉપરથી સમજી શકાશે કે જડ પ્રધાન અચેતન જગતનું કારણ નથી. પણ નિરપેક્ષ બ્રહ્મ ચૈતન્ય એજ જગતનું કારણ છે. જેને જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ નિર્ગુણ, દ્રષ્ટા, સાક્ષી શુદ્ધ ચૈતન્ય કહ્યો છે. તે કોઈ પણ સાધનની અપેક્ષા વગર સર્વ કાંઇ કરી શકે છે. તે જગતની સ્થિતિ ક્ષય ઉદ્‌ભવનું કારણ છે તે સિદ્ધ થઇ ચૂક્યું છે. જે સગુણ બ્રહ્મ છે તે જીવરૂપ અને નામ રૂપાત્મક છે. સત્સરૂપ ચિદ્રુપ, આનંદરૂપ કેવલ સુખરૂપ નિર્લેપ નિરબાધિત તો નિગુણ બ્રહ્મજ છે.

आनन्दमयोऽभ्यासात् ॥ १२

સૂત્રાર્થ—બ્રહ્મ એ આનદમય રૂપેજ છે. સર્વ શ્રુતિઓનો ઉદ્દેશ આનંદ એ બ્રહ્મ છે. એમ દર્શાવે છે. જીવને ઉદ્દેશીને આનદ શબ્દ વાપર્યો નથી. માટે આનંદ એજ બ્રહ્મનુ સ્વરૂપ છે.

ટીકા—કવિ એટલે કે ક્રાંત દર્શી એટલે ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળને સ્વર્ગ મૃત્યુ અને પાતાળને ઓળગીને દશ દિશાની પેલી તરફ જઇને પોતાના વિચારમાં નવ રસે ડુબેલો સ્વતઃ સિદ્ધ આનંદ બ્રહ્મને પામેલો જે ઇશ્વર તેનું નામ કવિ છે કવિ એજ બ્રહ્મનું નામ છે. હાલના કોઇ કોઇનાટકોની કવિતા જોતાં તે કવિની હોય એમ લાગતું નથી પણ કપિની હોય એમ લાગે છે. હર્ષમાં આવે છે ત્યારે હૂપ હૂપ હીપ હીપ કરે છે પણ આર્ય જનો તેમ કરતા નથી તેઓ તો હરહર મહાદેવ શંભૂ હર ૐ એમ બોલી કહે છે જેમાંથી રસમય આનદ ઓગાળી નાંખ્યો છે, તે કાવ્યજ કહેવાય નહિ. જોવાથી કે સાંભળવાથી રસલિન થાય તે રસિક.

विकार शब्दान्नेति चेतन प्राचुर्यात् ॥ १३

સૂત્રાર્થ—આનંદ એ બ્રહ્મમાં એક જાતનો વિકાર છે. એમ જો તમે ધારો તો તે ખોટું છે. અનહદ આનંદ એ બ્રહ્મનું સ્વરૂપ છે. મય શબ્દનો અર્થ તદ્રુપતાને સૂચવે છે. આનંદમય થવું એટલે આનંદમાં તદ્રુપ થવું, તેનાથી એક થવું તેવો છે. શ્રુતિમાં જ્યાં જ્યાં વર્ણન છે ત્યાં ત્યાં બ્રહ્મનો ગુણ અથવા બ્રહ્મમાં વિકાર એમ થતો નથી પણ નિરતિશય આનંદ સ્વરૂપ તેજ બ્રહ્મ. સાકરમાં ગળપણ તે કાંઈ સાકરથી જુદુ હોય શકે નહિ. સાકર એજ ગળપણ અને ગળપણ એજ સાકર. તેમ બ્રહ્મ એજ આનંદ અને આનંદ એજ બ્રહ્મ.

**तद्धेतुव्यपदेशाच्च ॥ १४**

**સૂત્રાર્થ**—જે કોઈ બીજાને આનંદ આપી શકે તેમાં વિશેષ આનંદ હોય તોજ તે અન્યને આપી શકે જેમકે સાકર ગેબરમાં ભેળવાથી ઘઉંના મેદાને ગળપણ આપી શકે છે પોતામાં એટલે સાકરમાં ગળપણ ઘણું છે, તેથીજ તે મેદાને આપી શકે છે અને મેદો ગળ્યો થાય છે તે પ્રમાણે આ જગતના વિષયોમાં એટલે સ્ત્રીધન પુત્ર કીર્તી લોકહિત, વીરત્વ, વિદ્યા ઇત્યાદિમાં પરોપકૃતિ જે કંઈ આનંદ ભાસે છે તે બ્રહ્મનુંજ સ્વરૂપ છે. જડમાં આનંદ એ સ્ત્ર માત્ર એટલે સ્વતઃ સિદ્ધ નથી માટે આનંદ એજ ચૈતન્યનું સ્વરૂપ છે,

**मान्त्रवर्णिकमेव च गीयते ॥ १५**

**સૂત્રાર્થ**—મંત્રમાં દર્શાવેલ બ્રહ્મનુંજ કથન છે, માટે આનંદમય આત્માજ પર છે. પર એટલે જેનાથી બીજો કોઇ મોટો નથી તે પર. એટલા માટે નામરૂપ, પ્રીતિરૂપ, સત્યસ્વરૂપ, રસાનંદમય, નિર્ગુણબ્રહ્મનેજ પરશબ્દ લગાડેલો છે. એજ પરમાંથી આકાશાદિ પંચમહાભૂતોની ઉત્પત્તિ થાય છે. પ્રાણી માત્રની ઉત્પત્તિ તેમાંથી થઇ શુદ્ધ ચૈતન્ય જે શ્રુતિમાં જે મંત્રો છે તેમાં આનંદમય આત્મા એમ વર્ણન છે. તેથી આનંદ અને આત્મા એ બે વસ્તુ નથી અથવા તો તેનો ગુણ નથી એમ સિદ્ધ થાય છે.

જે પર તે તો અંતર્યામિ રૂપે દેહ ઇન્દ્રિયો, મહાભૂતો,, પ્રાણો ઇત્યાદિને નિયમમાં રાખી કાર્ય કરાવે છે માટે તેનું નામ મહેશ્વર, મહામાયા, મહાવિષ્ણુ ઇત્યાદી સમષ્ટિરૂપ ઇશ્વર સંજ્ઞા આપી છે.

**नेतरोऽनुपपत्ते ॥ १६**

**સૂત્રાર્થ**—આનંદમય આત્માથી ભિન્નરૂપે કાંઈ નથી. કારણ કે તેથી ભિન્નની પ્રાપ્તિ થતી નથી.

**ટીકા**—પરમાત્માથી ભિન્ન જે જીવ તે આનંદમય નથી. માટે આનંદમય તે નિર્ગુણબ્રહ્મજ છે. ઇતર બીજી કોઇ વસ્તુ આનંદમય નથી.

હીસ્ટીરીયામાં હશે, દારૂ પીને હશે, ચોરી કરીને ખુશ થાય, ઘેલછામાં હશે, કોઇને ધોલ મારીને ખુશ થાય એનું નામ આનંદ નથી. આનંદ એ એક આવેશ વગરનો ક્ષીણ ન થાય એવો, ઘડીમાં આવે અને ઘડીમાં જાય એવો નથી. રસમય થઇને હૃદયનું સદ્રુપ નિર્લેપ અબાધિત ભય રહીત અખંડ સદ્રુપ જ્યોતિ ચૈતન્ય તેનું નામજ આનંદ છે.

## भेदव्यपदेशाच्च ॥ १७

**સૂત્રાર્થ**—જીવનું ભેદરૂપે કથન હોવાથી આનંદમય જીવરૂપે નથી.

**ટીકા**—અવિદ્યા તથા માયા એ બે ઉપાધિને લીધે જીવ આનંદમય નથી. જીવ અને આત્મા એનો ભેદ છે. તેથી આનંદમય શબ્દ વડે જીવનું કથન શ્રુતિમાં નથી સગુણ બ્રહ્મ જે જીવ માયા વિશિષ્ઠ ચૈતન્ય છે. તે પ્રકૃતિ રૂપ ઉપાધિયુક્ત તેનો સ્વામી કહેવાય છે તેથી તેને ઇશ્વર એવી સંજ્ઞા આપી છે. માયા મિથ્યાભિમાન મિથ્યાભાસ સસ્કારથી લેપન થયેલો, જન્મ મરણ રોગ ભય દુ:ખને અધિન, ષડવિકારી ષડ્રિપુવળો, બંધન તથા ક્લેશવાળો પામર અશક્ત તે જીવ કહેવાય છે. એટલે પ્રાણી કહેવાય છે. અને જે કેવલ તમાત્મક પ્રકૃતિરૂપ મન વિનાનો, ઇન્દ્રિય વિનાનો, પ્રાણ વિનાનો, એવો કેટલાક ભૌતિક પરમાણુઓનો જથો તેનુ નામ જડ એવુ કહે છે. વ્યષ્ટિરૂપે તેનું નામરૂપ ઘડાય છે. કોઇ નામ જનમ્યા પછી પાડે છે અને બ્રહ્મરૂપની કલ્પના કરે છે. આ બને મિથ્યા ભાસ છે. માયા એટલે કઇ નહિ. શુન્ય શુન્ય. ઇશ્વરની સત્તાથી સત્તાભાસવાળી જેવુ કે બેંકનો ચેક એ કાંઇ નાણું નથી. બેંકની સત્તા ઉડી ગઇ એટલે દેવાળું કાઢ્યું એકલે એ ચેક પાણીમાં ઉકાળી પી જવાના કોડી કામના નહિ. એનું નામ દૈત્યની માયા અથવા સીનેમેટોગ્રાફનો ખેલ છે. શબ્દનો અર્થ કંઇ નહિ અને માયા એટલે જે, જે કાંઇ નહિ છતાં ભુલાવામાં નાંખે છે અને વ્યવહાર કરાવે છે એનું નામ માયા! અવિદ્યા એટલે અયથાર્થ જાણવું જાણે કે:—

વા વાયાથી નળીયું ખસ્યું,<br>
તે દેખીને કૂતરૂં ભસ્યું;<br>
બહુ થયો ત્યાં શોર બકોર,<br>
કોઇ કહે કે દીઠો ચોર;

આ પ્રમાણે પોલીસની દોડ ધામ થવા માંડી. આનું નામ અવિદ્યા! સાચી તો એટલી વાત કે યથાર્થ વિદ્યા. સત્ય. તે એ છે કે વાયુના વહનથી નળીયું પડયું અને કૂતરૂં ભસ્યું તે સિવાયનું બધું ખોટારૂં. સત્યાસત્યની ખીચડી થઇ ગઇ. ભેળશેળવાળું તે રજસ તમોમલ, પરાજય કે જય આપે તે નક્કી ન કહેવાય. સત્યનું નામ વિદ્યા છે. તે સદા યથાર્થ દર્શાવનારી બુદ્ધિની વૃત્તિ છે.

**कामाच्च नानुमानापेक्षा ॥ १८**

**સૂત્રાર્થ**—આત્માની ઇચ્છાથી આ જગતની રચના છે. તેથી કરીને જડ પ્રધાન પ્રકૃતિમાં ઇચ્છા હોય એમ તર્ક કરવો નહિ. ઇચ્છા તો નિર્ગુણ બ્રહ્મમાંજ છે. અંહિ ઇચ્છા શબ્દનો અર્થ મનઃકામના અથવા સંકલ્પ એવો કરવો.

**ટીકા**—આ સ્થળે અમે કેવી રીતે શ્રુતિના અર્થ કરીએ છીએ તે કંઇ એક વાચક વર્ગને સ્પષ્ટ કરી દઇએ છીએ.

પ્રથમ ચાર સંહિતાના સ્વરવાળા મંત્રો છે. તેને ચાર વેદ કહે છે અને તે મંત્ર દૃષ્ટા ઋષિઓના હૃદયમાં સ્ફુરણ થએલા છે. તે ગુપ્ત સાંકેતિક સત્ય પવિત્ર વચનો છે. જેવી રીતે માતાના સ્તન અને જંઘા બીજા કોઇને બતાવવાના નથી પણ પતિ અથવા બાળક ત્યાં સ્પર્શ કરનાર અધિકારી છે. તે પ્રમાણે આ ગુપ્ત સંકેત જીવ અને ઇશ્વર વચ્ચેનો છે એવી અમારી સમજ છે. જે પ્રમાણે આત્મજ્યોતિ જે પ્રકાશક અગ્નિ છે તે દિવાની પેઠે સર્વત્ર દૃષ્ટા સાક્ષી શુદ્ધ ચૈતન્ય છે. અને જ્યાં જ્યાં ઉપાસનાને અર્થે પ્રાકૃતિક પદાર્થોનું વર્ણન છે. ત્યાં ત્યાં તતપદાર્થ દ્વારા શુદ્ધ ચૈતન્યનીજ ઉપાસના છે. જેવી રીતે કે કોયલો અને અગ્નિ પદાર્થને છિન્ન ભિન્ન કરવાની તથા દાહક શક્તિ અને પ્રકાશકપણું ધરાવે છે પણ તે સર્વ સામર્થ્ય એ કોયલાનું નથી પણ કોયલાની અંદર જે અગ્નિ છે તેનીજ શક્તિ અને સામર્થ્ય છે. તેજ પ્રમાણે સર્વત્ર નિર્ગુણ બ્રહ્મની શક્તિ છે. આ સૂત્રમાં કામશબ્દ વડે કરીને જડ પ્રકૃતિની ઇચ્છા છે એ અર્થ સંભવતો નથી. ઇચ્છા કરવી, સંકલ્પ કરવો એ ચૈતન્ય અથવા જ્ઞાનનું લક્ષણ છે તે કાંઇ જડ પ્રકૃતિમાં નથી. માટે અંહિ કામ શબ્દવડે કરીને ઇશ્વરના સંકલ્પથી સૃષ્ટિ થઇ એજ અર્થ અમે કરીએ છીએ.

**अस्मिन्नस्य च तद्योगं शास्ति ॥ १९**

**સૂત્રાર્થ**—આનંદમય આત્મામાં જીવનો મોક્ષ છે. એમ શાસ્ત્ર કહે છે.

**ટીકા**—શ્રુતિમાં એમ ઉપદેશ કર્યો છે કે તદ્રુપ યોગને બ્રહ્મભાવરૂપે કથન કર્યો છે. બ્રહ્મભાવમાં સ્થિત થવાથી જીવને મોક્ષ પ્રાપ્તિ થાય છે. એટલે તે આનંદમય થાય છે પણ જ્યાં સુધી અવિદ્યાદિક ઉપાધિવાળી જીવ દશા છે અને જડતા છે તેમજ જડપ્રકૃતિ છે. તે આનંદ છે એમ કંઇ ઠરતું નથી.

જ્યાં દ્વૈત છે અને તન્મયતા નથી ત્યાં ભય છે. એટલે કે જન્મ મરણ દેહ બંધન સંસ્કાર જડત્વ કલિમલ કલેશ અવિદ્યા ઇત્યાદિ.

આવી રીતેનાં જીવ અને પ્રધાનને જગતનું કારણ કલ્પી શકાય નહિ. જીવાત્મા બ્રહ્મ સરખો છતાં રજસ તમોમલને લીધે અજ્ઞાની છે. તેમજ જડ

પ્રધાન પ્રકૃતિને જગતનું કારણુ સંકલ્પ કરનાર તરીકે કલ્પી શકાય નહિ. બ્રહ્મ તે તો આનંદ આત્મા છે. એટલે અદ્દશ્યરૂપ, અશરીરરૂપ, અનિર્વચનિયરૂપ, અનાધારરૂપ, તથા અભયરૂપ છે.

अन्तस्तद्धर्मोपदेशात् ॥ २०

**સૂત્રાર્થ**—આદિત્ય તથા ચક્ષુની અંદર જે પુરૂષ છે તે પરમાત્મા છે. શ્રુતિનો તેવો ઉપદેશ છે.

**ટીકા**—દૃષ્ટાનું નામ બ્રહ્મ છે. અધ્યાત્મ દ્રષ્ટા, અંતઃકરણ છે. અધિદૈવ દૃષ્ટા સૂર્ય છે. જેના વડે સર્વ દેખાય છે. અને અધિભૂત દ્રષ્ટા આંખમાં દેખાય છે. એ ત્રણે દ્રષ્ટાઓ ચિદ્દશાકતરૂપ દ્રષ્ટા છે. કે જેને પુરૂષ એટલે કે પરિપૂર્ણ કહે છે. વ્યષ્ટિરૂપ પુરી એટલે દેહમાં શયન કરનારો એટલે રહેનારો જે અક્ષી પુરૂષ છે. તે દૃષ્ટાસ્વરૂપે છે. સમષ્ટરૂપમાં સૂર્યમાં રહેલો પુરૂષ તેજ દૃષ્ટા છે. અને અનિરવચનિય દ્રષ્ટા તે પણ પુરૂષ છે. એ પુરૂષને બતાવવાને શબ્દની કે મન વાણીની ગાત નથી. માટે અમે પણ ચૂપ રહીએ છીએ. એ જે કંઇ છે તેનું નામ The unknown [ધી અનનોન] અથવા તો અનનો એબલ છે. તે જેવો હોય તેવો છે તે આનંદમય છે. અને તેજ જગતનું કારણ છે.

શ્રુતિમાં ઉપાસના માટે આંખમાં જે પરિપૂર્ણ તત્વ છે તે અને સૂર્ય મંડળમાં જે પારપૂર્ણરૂપે છે તે પુરૂપ છે. એમ કહેવાની મતલબ આત્માનું દર્શન કરાવવાના ઇરાદાથી લખ્યું છે. પણ પુરૂષ શબ્દવડે જીવ કે જે અવિદ્યાત્મક છે તેનું કથન નથી.

भेदव्यपदेशाच्चान्य ॥ २१

**સૂત્રાર્થ**—આદિત્યાભિમાની જીવથી ઇશ્વરનો ભેદ છે એમ કહેવાથી જીવથી ઇશ્વર અન્ય છે. એમ સિદ્ધ થાય છે.

**ટીકા**—શ્રુતિમાં આત્માથી સૂર્ય ભિન્ન છે. એટલે જુદો છે એમ કથન કર્યું છે. પ્રલય સમયે સૂર્ય લયમાં જાય છે. અને ઉત્પત્તિ સમયે સૂર્ય પાછો ઉત્પન્ન થાય છે માટે ઉત્પત્તિ સ્થિતિ અને લય સૂર્યને છે. આત્માને નથી. જો કે સૂર્ય એ આત્માનો દેહ છે. આત્માનો પ્રચાલક છે અને સૂર્યમાં તેમ સૂર્યની બહાર પણ આત્મા છે છતાં સૂર્ય એ આત્મા નથી. એવો શ્રુતિનો અભિપ્રાય છે.

आकाशस्तल्लिंगात ॥ २२

**સૂત્રાર્થ**—આકાશ બ્રહ્મરૂપે છે. કારણકે આકાશ બ્રહ્મના ચિહ્નરૂપે છે.

**ટીકા**—શ્રુતિમાં બ્રહ્મના આશયથી આકાશ શબ્દ વાપર્યો છે માટે ભૌતિક આકાશ એમ અર્થ કરવો નહિ આકાશ એટલે vacum [વેકયુઅમ] અથવા poracity [ પોરાસીટી ] એટલે શબ્દ ગુણવાળુ ભૌતિક આકાશ

એવો અર્થ લેવો નહિ. શ્રુતિમાં ભૌતિક આકાશની ઉત્પત્તિ **तस्मात** એટલે નિર્ગુણ બ્રહ્મથી **वा** એટલે અથવા **ए तस्मात्** એને અર્થ એ કે સગુણ બ્રહ્મથી **आकाश** એટલે **भौतिक आकाश** શબ્દ ગુણવાળું પ્રલયાંને નાશ પામનારૂં અથવા તો બ્રહ્મમાં લય થવા વાળુ જે છે તે આકાશ. આનંદમય આકાશ એવો અર્થ કરો તો તે બ્રહ્મ પરત્વે આકાશ છે અને તેજ બ્રહ્મનું સ્વરૂપ છે. ભૌતિક આકાશમાં વિભુપણું એટલે કે સવ ભૌતિક પદાર્થોને મૂકવાનું સ્થાન છે. માટે વિભુત્વને લઇને શ્રુતિએ બંનેને આકાશ શબ્દ સરખો લાગુ પાડયો છે.

**अत एव प्राण: ॥ २३**

**સૂત્રાર્થ**—આકાશ જ્યારે બ્રહ્મરૂપે છે ત્યારે પ્રાણ પણ બ્રહ્મરૂપે છે.

**ટીકા**—આગલા સૂત્રમાં આકાશને વિષે અમે જે ટીકા કરી છે તેવીજ ટીકા પ્રાણ વિષે પણ સમજવી. વિસ્તાર ભયે પુનઃ વિવેચન કરતા નથી. પ્રાણ શબ્દવડે ઓકસીજન અથવા તો પ્રાણ વાયુ સમજવો નહિ. એકજ વાયુ આધુનિક રસાયન શાસ્ત્રમા દશ પ્રકારનો તેના ગુણ કર્મ યોગે કરીને ગણાવ્યો છે. સ્થાન ભેદે કરીને, તથા ક્રિયા ભેદે કરીને આર્ય જનોએ વૈદક શાસ્ત્રમાં ૪૯ જાતના વાયુ લખ્યા છે. અને સમષ્ટીરૂપે તે એકજ વાયુ છે. આ વાયુ પ્રલયાન્તે નિર્ગુણમાં લય થઇ જાય છે. માટે શ્રુતિનો આશય **यह: प्राणस्य प्राण:** એટલે કે જે એક સમષ્ટિનો વાયુ છે તે વાયુને ચલાવનારો વાયુરૂપ બ્રહ્મ છે. ઉપનિષદમાં કહ્યું છે કે **नमस्ते वायु त्वमेव प्रत्यक्ष: ब्रह्मासि** હે વાયુ ? તમે પ્રત્યક્ષ બ્રહ્મ સ્વરૂપજ છો તમને અમે નમસ્કાર કરીએ છીએ. આ ઠેકાણે પ્રાણ વાયુને ચલાવનાર નિર્ગુણ ચૈતન્ય બ્રહ્મ છે તેનુ નામ વાયુ છે.

**ज्योतिश्चरणाभिधानात ॥ २४**

**સૂત્રાર્થ**—જ્યોતિ બ્રહ્મરૂપે છે. કારણ કે ચતુર્થપાદ જ્યોતિને બ્રહ્મરૂપે કહેવામાં આવ્યું છે.

**ટીકા**—જ્યોતિ શબ્દવડે કરીને ભૌતિક તેજનો અર્થ નથી પણ આત્મ ચૈતન્ય જે જ્યેતિની જ્યોતિ છે તેનું વર્ણન છે. કારણકે ભૌતિક જ્યોતિથી સ્થિતિ લય ઉદ્ભવ થતાં નથી તે જડજ છે. અને સૂર્યની જ્યોતિ એટલે કીરણ અથવા તડકો તેમજ અગ્નિની જ્યોતિ એટલે દીવાના કીરણો તેમજ ચંદ્ર અને વિદ્યુતની જ્યોતિ ગ્રહ ઉપગ્રહોની જ્યોતિ આવ જા કર્યા કરે છે.

પ્રલયાન્તે ભૌતિક જ્યોતિનો ગ્રહ ઉપગ્રહોના બ્રહ્મમાં લય થયો એમ કહેવાય છે. માટે ભૌતિક જ્યોતિને બદલે તુર્યપાદ બ્રહ્મજ્યોતિનીજ આરાધના છે એમ સમજવું અને તેજ આનંદરૂપ જગતનું કારણુ બ્રહ્મ સ્વરૂપ છે.

छन्दोभिधानान्नेति चेतन् नथा चेतोपर्णनिगदातथाहि दर्शनम ॥ २५

સૂત્રાર્થ—છંદનું પ્રથમ સૂચન કરવામાં આવેલું હોવાથી જ્યોતિ બ્રહ્મરૂપે નથી એમ કદી છે નહિ. કારણુ કે છંદ વડે ચિત્ત સમાધાન કર્યું છે. આજ રીતના બીજાં વાકયો પણુ જોવામાં આવે છે.

ટીકા—ગાયત્રિ તથા વિરાડ ઇત્યાદિ શબ્દ વડે છંદનું કથન નથી. ગાયત્રિ અને વિરાડ શબ્દ વડે કરીને શ્રુતિમાં આત્મ ચૈતન્ય એ અર્થ છે. કારણુ કે કવિતાના અક્ષરો કઇ સર્વત્ર વ્યાપક નથી સર્વત્ર વ્યાપક વિભુ બ્રહ્મ છે. માટે ગાયત્રિ છન્દ છે એવી શંકા તમે કરો તો તે ખોટી છે. આવાં સર્વ સૂત્રોનો આશય એવો છે કે પ્રાકૃત સર્વ પદાર્થો જ્યાં જ્યાં શ્રુતિમાં વર્ણવેલા છે અને જેથી સ્થિતિ લય ઉદ્‌ભવ ચિતનું સમાધાન ઇત્યાદિ વર્ણન છે. તે સર્વ ભૌતિક પદાર્થનું વર્ણન નથી પણુ શ્રુતિનો નેમ એટલે લક્ષ્યાર્થ બ્રહ્મ ચૈતન્યમાં છે માટે ત્યાં બ્રહ્મ એજ અર્થ કરવો તે જગતમાંનો પદાર્થ છે એમ અર્થ કરવો નહિ.

भूतादिपादव्यपदेशोपपत्तेश्चैवम् ॥ २६

સૂત્રાર્થ—ભૂતાદિ પાદો રૂપે છે એવું કથન કરેલ હોવાથી પણુ એમ સિદ્ધ થાય છે કે અંહી બ્રહ્મનુંજ કથન કરેલું છે.

ટીકા—ગાયત્રિના ભૂતાદિપાદ છે એવુ જ્યાં કથન કરેલું છે. ત્યાં ચાર પગવાળા પૃથ્વીયાદિ ભૌતિક પદાર્થનું ગ્રહણુ કરવું નહિ પણુ આત્મ ચૈતન્યનુંજ ગ્રહણુ કરવુ. તેના ચાર પાદ કહ્યા છે. તે સ્થુલ બુદ્ધિવાળાને સમજાવવા માટે તેના ચાર વિભાગ પાડયા છે. જેવી રીતે કે કોઇ પુસ્તકના ચાર પાદ છે એવું જ્યાં કથન હોય ત્યાં આગળ ચાર પગવાળી ભેંસ એવો અર્થ સમજવો નહિ પણુ તે પુસ્તકના ૪ અધ્યાય છે એમ સમજવું તે પ્રમણે ગાયત્રિના ૪ પાદ છે. તેને ગાયત્રિછંદના ચાર ચરણુ સમજવાં નહિ પણુ એકજ બ્રહ્મ ચાર અધ્યાયમાં વર્ણવ્યું છે એવો આશય લેવો. આવી તરેહના રૂપકાલંકાર વેદમાં ઠેર ઠેર છે. તેમજ શ્લેષાલંકાર પણુ ઠેર ઠેર છે. સૂર્યની પ્રાર્થના તે ભૌતિક સૂર્યનારાયણને લાગુ પડે છે તેમ બ્રહ્મને પણુ લાગુ થાય એવો અર્થ નીકળે છે. માટે બંને અર્થ કરે તો તે સત્ય છે.

**उपदेशभेदान्नेति चेतनोभयस्मिन्नप्य विरोधात् ॥ २७**

**સૂત્રાર્થ**—ઉપદેશના ભેદને લીધે બ્રહ્મનું જ સૂચન નથી એમ કહેવું ખોટું છે. કારણ કે બંને ઉપદેશમાં જ્ઞાનની સાદૃશ્યતા છે.

**ટીકા**—જુદી જુદી રીતે ઉપદેશ શ્રુતિમાં કર્યો છે ત્યાં આગળ તે પરસ્પર વિરોધી છે એમ સમજવુ નહિ. જે પ્રમાણે ભિન્ન ભિન્ન માર્ગેથી નીકળેલી નદીઓનું પર્યવશાન સમુદ્ર છે તે પ્રમાણે પ્રકારાન્તરે વર્ણન કરેલું હોય તો પણ તે બ્રહ્મ ચૈતન્યને સ્ફુટ સમજાવવા માટે છે.

**प्राणस्तथाऽनुगमात ॥ २८**

**સૂત્રાર્થ**—પ્રાણ બ્રહ્મરૂપે છે કારણ કે તે રીતનું પ્રમાણ છે.

**ટીકા**—પ્રાણમાં અજર અમર અને આનંદ સુખ ઇત્યાદિ નથી. તેમજ તે અન્યને અજરત્વ અમરત્વ આપી શકતો નથી. તે જડ છે. માટે વેદ શ્રુતિનો આશય એ છે કે પ્રાણ શબ્દ વડે ત્યાં બ્રહ્મ ચૈતન્ય સમજવું. જુદે જુદે ઠેકાણે પ્રાણ શબ્દ વપરાયલો છે. કોઇ ઠેકાણે વાયુને પ્રાણ કહ્યો છે તો બીજે ઠેકાણે જીવને પ્રાણ કહ્યો છે કોઇ ઠેકાણે બ્રહ્મને પ્રાણ કહ્યો છે કોઇ ઠેકાણે ઇંદ્રિ તથા દેવોને પ્રાણ કહ્યા છે. આ સર્વ પ્રકરણ પરત્વે છે. પણ તે સર્વનો અર્થ બ્રહ્મ તરીકે કરવાથી કોઇ પણ રીતનો બાધ આવતો નથી. આ ઉપરથી સ્વામી દયાનંદે જે કાંઇ અર્થ બ્રહ્મ પરત્વે કર્યા છે તેને બાધ આવતો નથી.

**नवक्तु रात्मोपदेशादिति चेदध्यात्म सम्बन्ध भूमाह्यस्मिन ॥ २९**

**સૂત્રાર્થ**—વકતાના આત્મોપદેશથી કોઇને એમ થાય કે પ્રાણ બ્રહ્મરૂપે નથી. તો તેના સંબંધમાં કહ્યું છે કે ઇન્દ્રિ પ્રતર્દનવાળા સંવાદના પ્રકરણમાં અધ્યાત્મ સંબંધી આત્માનોજ ઉપદેશ કર્યો છે.

**ટીકા**—પ્રાણ શબ્દ વડે કરીને શરીરનો અર્થ કરવો નહિ કારણ કે અજર અમરપણું શરીરમાં છે નહિ માટે ત્યાં શ્રુતિનો અર્થ આત્મ ચૈતન્ય છે એમ કરવો.

**शास्त्रदृष्टयातुपदेशो वामदेववत् ॥ ३०**

**સૂત્રાર્થ**—વામદેવની માફક શાસ્ત્રદૃષ્ટિ વડે આ ઉપદેશ યોગ્ય છે.

**ટીકા**—શાસ્ત્રદૃષ્ટિએ વામદેવે ગર્ભમાં જે પ્રમાણે કહ્યું હતું કે હું ઇન્દ્ર હતો હું સૂર્ય હતો હું મનુ હતો તેજ પ્રમાણે ઇન્દ્રે પણ દેહને લઇને કથન કર્યું નથી પણ આત્મ ચૈતન્યને ઓળખી તેનું કથન કર્યું છે. એટલે તેનો અર્થ આત્મા પરત્વે કર્યો છે દેહ પરત્વે નહિ.

ગાયત્રિમંત્ર ચતુષ્પાદ છે. એટલે કે તેને ચાર ચરણ છે. તેમાં તેના ચાર ચરણ અથવા તો ૨૪ અક્ષરનો જપ કરવામાં આવે છે. જ્યાં શબ્દ ઉઠયો ત્યાં આકાશનો ભૌતિક ગુણ થયો અને તે શબ્દ ચાર પ્રકારની વાણીમાં બોલાય છે હવે એ ગાયત્રિ મંત્ર છે અને એને જપવાથી ગાયત્રિ જપનું ફળ થાય છે તે ગાયત્રિમાં જે કાંઇ બ્રહ્મશકિત છે તે ફળ આપનારી છે અને તેનુ નામજ ગાયત્રિ છે. એટલે ગાયત્રિ શબ્દરૂપે નથી. પણ બ્રહ્મની પુણ્યફળ આપનારી શક્તિ તે ગાયત્રિ છે. દ્દષ્ટાંત. એક વખતે મારા કાકા જે શાસ્ત્રી હતા અને ઇશ્વરના ભજનમાં પોતાનો કાળ વ્યતિત કરવા માટે સુરતના સબરજીષ્ટારની નોકરીનું રાજીનામું આપી પેનસનર થયા હતા. તેમને અત્રેની હાઇસ્કુલના શાસ્ત્રી વિશ્વનાથભાઇ, ડૉકટર બુલર સાહેબ કે જેઓ જર્મન વિદ્વાન સંસ્કૃત જાણનારા હતા તેમની મુલાકાતે તેડી ગયા. મારા કાકાએ તો તેમને મળવાની ઘણી ના કહી. પણ સાહેબની ખુશામતમાં ને તેમને તેડી ગયા. ડૉકટર બુલર વિદ્વાનોની મુલાકાત કરવા ઘણો ઉમ્માહી હતો તેમને મળીને થોડી વાત થયા પછી ડૉકટર બુલરે પોતાની વિદ્વતા જણાવવા માટે એક ચોપડી કાટી તેમાથી ગાયત્રિ મંત્ર વાંચી બતાવી તેનો અર્થ પણ અગ્રેજીમાં કરેલો હતો તે વાચી બતાવ્યો. મારા કાકા એકદમ ગુસ્સે થઇ ગયા કે આ અપવિત્ર મધ માંસ ખાનારો અને નિત્ય સ્નાન નહિ કરનારો ગાયત્રિ મંત્રની આ પ્રમાણે અવહેલના કરે છે તેથી ચીડવાઇને કહ્યું કે તમે વાચો છો અને આ તમારો અર્થ છે તે અમારી ગાયત્રિ નથી એ તો બાળબોધ અક્ષરો છે અને તે ગાયત્રિના છાણ-અથવા મળ સમાન છે. બુલર સાહેબ ચકિત થઇ ગયા અને મારા કાકા ત્યાંથી સલામ કરી ઉઠી ગયા. અને ઘેર ચાલી આવી વિશ્વનાથશાસ્ત્રીને બહુ કડુવચનો કહ્યા કે, તું મને મુલાકાત કરવા કેમ તેડી ગયો. પરંપરાનો ઉપદેશ નથી. યજ્ઞોપવિત નથી. બ્રાહ્મણ બ્રાહ્મણીથી જન્મ નથી વેદાનુયાયી નથી. વૈદીક કર્મ કરતો નથી એવા અનઅધિકારીને એક ચોપડીમાં અક્ષરો છાપી ગાયત્રિ મંત્ર જાણવાનું અભિમાન ધરાવે અને ગાયત્રિ શું છે તે સમજે નહિ તેની સાથે મને મુલાકાત કેમ કરાવી ? અને ગાયત્રિ મંત્રની અવહેલના કેમ કરાવી. તું પણ ગાયત્રિ સમજતો નથી એમ શાસ્ત્રીને કહ્યું. ગાયત્રિ તો બ્રહ્મશકિત છે તે પુણ્યફળ આપનારી મોક્ષદાયિની છે. તું રોજ સંધ્યા કરે છે પણ તેં બ્રહ્મને ઓળખ્યું નથી તો બ્રહ્મવિદ્યા તને કયાંથી ફળી ભૂત થવાની માટે હવેથી આવી રીતની ગાયત્રિની અવહેલના સમજ વગર કરીશ નહિ.

જ્યાં જ્યાં હું એવો શબ્દ વપરાય છે તે સૂર્ય વામદેવ કે કોઇ ઋષિ છે એમ સમજવો નહિ. હું કહેવાનો અર્થ આત્મચૈતન્ય જે અજર અમર છે તેજ અર્થ લેવો. તે સિવાયના બીજા સર્વ પદાર્થ નાશવંત છે અથવા તો પરબ્રહ્મમાં લિન થનારા મુકત પુરૂષો છે. પણ કોઇ વ્યષ્ટિ પુરૂપ નથી.

**जीव मुख्या प्राणलिंगान्नेति चेन्नोपासा त्रैविद्या द्राश्रितत्वादिह तद्योगात ॥ ३१**

**સૂત્રાર્થ**-જીવના સૂચન વડે તેમજ મુખ્ય પ્રાણના સૂચનવડે પ્રાણ બ્રહ્મ નથી એમ શંકા થાય તો તે ખોટી છે. કારણ કે બ્રહ્મનીજ ઉપાસનાના ત્રણ પ્રકાર કહેલા છે તથા તે સર્વ ઉપાસનાઓ બ્રહ્મનેજ આશ્રિત છે. તથા તે સર્વ ઉપાસનાઓ બ્રહ્મના વિષયક જ છે.

**ટીકા**-જીવ અને મુખ્ય પ્રાણની ઉપાસના જ્યાં કહી છે. ત્યાં તે બંને વસ્તુ બ્રહ્માશ્રિત છે. માટે તેનું પરિપૂર્ણ ફલ થઇ શકે નહિ તેટલા માટે આ બે શબ્દવડે કરીને બ્રહ્મ ચૈતન્યની જ ઉપાસના કરવી કે જેથી પરિપૂર્ણ ફળની પ્રાપ્તિ થાય. શ્રુતિનો આશય પ્રાણ અને જીવની ઉપાસના કરવી એમ નથી.

**ॐ ततसत ब्रह्मार्पणमस्तुः ॐ शांतिः**

**પ્રથમ અધ્યાય પ્રથમ પાદ સંપૂર્ણ.**



# श्री ब्रह्मसूत्र अध्याय. १.

## પાદ ૨.

**सर्वत्र प्रसिद्धोपदेशात् ॥ १**

**સૂત્રાર્થ**—મનોમય આદિ ધર્મની જે ઉપાસના કહી છે તેથી બ્રહ્મજ ઉપાસ્ય ઠરે છે. કારણકે આ રીતનો પ્રસિદ્ધ ઉપદેશ છે.

**ટીકા**—નિત્ય જે બ્રહ્મ તે સંબંધી કર્મ અને ઉપાસનાનું ફળ નિત્ય છે. અને અન્ય દેવોની ઉપાસના અને કર્મ વીગેરેથી સ્વર્ગાદિ નાશવત સુખ લક્ષ્મી, કીર્તિ, યશ, વૈભવ, પુત્ર, દારા ઇત્યાદિ સુખનાં ફળો નાશવત છે. શાસ્ત્રકારોએ લખ્યું છે કે પુણ્યનો ભોગ થઈ રહયો એટલે સ્વર્ગના દેવો અને પિતરો પણ મૃત્યુલોકમાં આવી પુનઃ પુનઃ જન્મમરણાદિ સસ્રાતની રેંટમાળમાં ફર્યા કરે છે એટલા માટે આ શાસ્ત્રનો ઉદ્દેશ બ્રહ્મ જે નિત્ય વસ્તુ છે તેને જાણવી અને માયાવી પદાર્થો જે અનિત્ય છે તેની તરફ પ્રયત્ન કરવો તેનું ફળ પણ અનિત્ય છે. આ સર્વનો નિત્યા નિત્ય વિવેક જાણી સર્વ બંધનથી છૂટવું અને અજર અમર થવું એ આ શાસ્ત્ર જાણવાથી થાય છે.

**જીવ અને મનનું સ્વરૂપ.**

**ब्रह्मा विष्णु इशान इंद्रादि नामरुप द्वारा स्थुलोहि मीति मिथ्या ध्यास वसात्त जीवः शयेकोपि देहारम्भ भेदवशात् बहु जीवः॥** ઈત્યાદિ નિરાવલમ્બ ઉપનીષદમાં જીવનુ વર્ણન છે. શ્રીમંત શંકરાચાર્ય **जीवो ब्रह्मेति व्यजानात** એ શ્રુતિનો આશ્રય લઇ જીવ બ્રહ્મસ્વરૂપ છે એમ કહે વિશિષ્ટા દ્વૈતવાળા રામાનુજાચાર્ય **द्वासुपर्णा सयुजा सखाया०** એ મંત્ર વડે કરીને ઇશ્વર અને જીવનો ભેદ બતાવે છે. તેમજ બ્રહ્મવિષયમાં તેઓ વિશિષ્ટાદ્વૈત મત ધરાવે છે. તેમજ વલ્લભાચાર્ય તથા માધવાચાર્ય અને સ્વામી દયાનંદ તથા બીજા જૈનાદિ મત મતાંતરોવાળા વિવિધ પ્રકારે જીવ બ્રહ્મ ઇત્યાદિની ખીચડી બનાવી બહુ ગરબડ સરબડ કરે છે. એટલા માટે બ્રહ્મ સ્વરૂપ ૐકારને નિર્ગુણ સગુણ પ્રકૃતિ પુરૂષ ઇશ્વર જીવ ઇત્યાદિ છૂટાં છૂટાં સમજાવવાની જરૂર છે. અમને અંગ્રેજીના યથાર્થ શબ્દો જડતા નથી. તો પણ એનરજી અને મેટર અને તેના મિશ્રણો અધકચરા વિદ્વાનોને સહેલી રીતે સમજાવવાને માટે નીચે મુજબ જણાવીએ છીએ.

દીવાદાંડીનું એક મોટું ફાનસ છે. તેમાં અંધારી રાતે એક મોટો સર્ચ લાઇટનો દીવો મૂકેલો છે. જેનું અજવાળું સર્વત્ર પડે છે. ફાનસ અને દીવો

વીગેરે મળી જે કંઇ છે અને જેનું વર્ણન પુરેપુરૂં કરી શકતા નથી તેને સર્વ વસ્તુનો ખજાનો અથવા ૐકાર અથવા બ્રહ્મ અથવા સર્વ સંગ્રહ એ નામ આપી જેમ વેદ ચૂપ થયા. તેમ અમે પણ મૌન રાખીએ છીએ. આ દીવાની આજુબાજુએ એજ ફાનસમાં એક સફેત રંગનો પડદો છે. તે ઢાંકણ ઉપર એક પીળા રંગનું ઢાંકણુ છે અને તેના ઉપર એક મટોડીના ઠીંકરાનો પડદો છે. કે જેમાંથી દીવાનું તેજ બિલકુલ દેખાતું નથી. જે મટોડીનું ઢાંકણુ છે જે પીળા રંગનુ ઢાંકણુ છે અને જે સફેત કાચનું ઢાંકણુ છે તેને સત્વ રજ તમાત્મક પ્રકૃતિ કહીએ છીએ. એ પ્રકૃતિમાંથી અથવા તો દીવો અને પ્રકૃતિ બે મળીને તેમાંથી પ્રથમ આકાશ ઉત્પન્ન થયું. આકાશમાંથી વાયુ ઉત્પન્ન થયો. વાયુમાંથી અગ્નિ ઉત્પન્ન થયો. અગ્નિમાંથી પાણી ઉત્પન્ન થયું. અને પાણીમાંથી પૃથ્વી પેદા થઇ. પૃથ્વિમાંથી અન્ન ઉત્પન્ન થયું. અન્નમાંથી વીર્ય થયું. વીર્યમાથી પ્રાણી માત્રની ઉત્પત્તિ થઇ. પ્રાણીમાત્રમાંથી કર્મ ઉત્પન્ન થયુ. અને કર્મથી જ્ઞાન ઉત્પન્ન થયું. અને જ્ઞાનથી સર્વ બંધન છૂટી જઇને સ્વરૂપ સ્થિતિ પ્રાપ્ત થઈ. એનો આધાર નીચેની શ્રુતિઓ વાંચવાથી જડશે. અને સ્પષ્ટ થશે.

**तस्माद् वा ए तस्मात आकाश सम०** આ અનુભવ કોઇને ખોટો લાગશે માટે કઇક સ્પષ્ટ કરીએ.

"**तस्मात**" એ શબ્દ વડે કરીને એનરજી નામનો દિવો તેમાંથી એટલે ૐ કારમાંથી થયો. "**वा ए तस्मात**" એનો અર્થ એ છે કે અથવા તો પેલાં ત્રણ ઢાંકણ કાચના જેનું નામ આપણે સત્વ રજ અને તમ પાડયુ છે એ ત્રણ ઢાંકણુમાંથી આકાશ આદિ પંચ મહાભૂતો ઉત્પન્ન થયાં એમ અર્થ કરીએ તો જેમાં એકજ ગુણ છે અને સર્વથી પાતળામાં પાતળા સુક્ષ્મ પરમાણુ છે. જે પરમાણુમાં બુદ્ધિ મન અહંકાર ચિત્ત ઉત્પન્ન કરવાની શકિત છે. અને જેમાં તેજોમય પરમાણુના સંસ્કાર તથા અધ્યાસ રાખવાની તથા છોડવાની શકિત છે, તેને આકાશ તત્વ કરીને કહે છે. તેથી કઈ એક ધટ અથવા જાડા પરમાણુઓ જેમાં શબ્દ અને સ્પર્શ એ બે ગુણ છે તેને વાયુ કરીને કહે છે. એ વાયુમાં મહાબલ છે. તે અહીંથી તહિં દોડે છે. અને તે જ્યાં ત્યાં ભરાય છે. તે વાયુ ઉત્પન્ન થયો. એ વાયુ જીવાત્માનો ઘોડો છે. એ ઘોડા ઉપર બેસીને જીવ જાય છે. અને આ શરીર કોહીને નષ્ટ થાય છે. વાયુમાંથી અગ્નિ ઉત્પન્ન થયો. અગ્નિમાંથી જળ ઉત્તપન્ન થયું. જળમાંથી વીર્ય અને વીર્યમાંથી પુરૂષ ઉત્પન્ન થયો. આ ઉપરથી જણાશે કે સ્થુલ, સુક્ષ્મ, અને કારણ એ ત્રણે દેહ અન્નરસમય છે. એ

ત્રણે દેહ જડ છે. એ ત્રણે દેહને ચલાવનાર જે ચેતન છે. કે જેને આપણે દીવાદાંડી માંના ફાનસની ઉપમા આપેલી છે અને જેનો પ્રકાશ ત્રણે જાતના ઢાંકણોથી અને પાંચ ભૂતોથી અન્તરસમયમાં થઇને પ્રકાશે છે. એ **સ્વયંજ્યોતિ આત્મા છે.** એની એજ જ્યોતિ જ્યારે **પ્રકૃતિ** અથવા **માયા** જેને કહે છે તેને નિયમમાં રાખનાર તરીકે હોય છે. ત્યારે એ જ્યોતિનું નામ **સગુણ બ્રહ્મ** કહે છે. અથવા એને **મહાદેવ, મહાવિષ્ણુ, મહેશ્વર, પુરૂષ** એવું નામ અપાય છે અને એ સમષ્ટિરૂપ પ્રકૃતિને **મહેશ્વરી,** મહામાયા, **મહાલક્ષ્મી,** ગાયત્રિ, **સાવિત્રિ** ઇત્યાદિ નામથી પુજવામાં આવે છે. હવે **મહામાયાને** માટે નિરાલમ્બ ઉપનિષદમાં આ શ્રુતિ છે.

**ब्रह्मण सकाशात नाना विचित्र जगत रचन सामर्थ्यात बुद्धि रुपा ब्रह्मशक्तिरेव प्रकृति॰**

જાણે બીજુંજ બ્રહ્મ હોય તેના સરખી વિવિધ પ્રકારના વિચિત્ર જગતની અઘટ ઘટના રચવાના સામર્થ્યવાળી બુદ્ધિરૂપ એવી જે બ્રહ્મની શક્તિ તે આ મહામાયા અથવા પ્રકૃતિ છે. એ જડ છતાં એમાં પેલા ફાનસમાંનો એક દીવો છે તેનુંજ અજવાળું હોવાથી એ સર્વ જડ નથી. જડમાં ચેતન મળી જડચેતન આકાર નિરાકાર સમષ્ટિ વ્યષ્ટિ, અભિન્ન ભિન્ન શરીર અશરીર. ઇત્યાદિ રચના કરી આ જગતમાં પ્રકાશે છે અને પરસ્પર સંબંધ ધરાવે છે. જેવી રીતે એક પુરૂષ ઘરમાં એકલો હતો. પરણ્યો એટલે બે થયાં છોકરાં થયાં એટલે ૧૦ થયાં. નોકર ચાકર વધ્યાં એટલે ૨૦ થયા. છોકરાનો પરિવાર વધ્યો, વહુઓ આવી એટલે ૪૦ થયાં. તે પ્રમાણે આ જગતમાં બ્રહ્મના એક વિભાગમાં એટલે ¼ભાગમાં આખું વિશ્વ સમાયલું છે. અને એના ત્રિપાદ તો એમના એમ છે. એ બૃહદજ્યોતિનુ વર્ણન પુરૂષ સુકતમાં છે. તે ઋગવેદમાં વાંચી લેવું. અત્રે લખતાં પાર આવે તેમ નથી.

**त्रिपादउर्ध्वउदित** એ મંત્રમાં પાદ એ શબ્દ કલ્પના માત્ર છે. વસ્તુતઃ બ્રહ્મ કઇ ચાર પગવાળું જાનવર નથી. કે તેના ચાર વિભાગ પણ પાડેલા નથી.

હવે જો આપણે પેલા ફાનસમાંનો દીવો લઇ લઇએ તો આમાનું કઇ થાય નહિ. બધુ શૂન્ય. એટલે જે જે ચમત્કાર છે તે સઘળો બૃહદજ્યોતિનોજ છે.

**पुरुष ए वेदम सर्वम्** એ મંત્રમાં સઘળુંજ બ્રહ્મમયછે. બ્રહ્મ સિવાય બીજું કંઇજ નથી. **अंहब्रह्मास्मि** એ અર્થ એ મંત્રમાં સમાયલો

છે. તેમ મુસલમાનીમાં ખુદ (અંહ) આ (હું) એવા શબ્દો વાપર્યા છે. ખુદા એટલે હું પરમેશ્વર કોઇ પૂછશે કે નઠારૂ તે બ્રહ્મ છે. તો તેના જવાબમાં કઠરૂપનિષદની શ્રુતિ અમે મૂકીએ છીએ,

**यथोर्ण नाभि** જેવી રીતે કે કરોળીયો પોતાની લાળવડે કરીને તંતુ બનાવી તેની જાળ રચે છે તે તંતુ ઉપર દોડધામ કરી રહ્યો છે અને આનંદ ભોગ ભોગવે છે. અને ઇચ્છા થાય છે કે કરોળીયો પોતાનું એનું એ ઘર જે બાંધેલું છે તે લાળ પેટમાં ઉતારી દે છે. તે પ્રમાણે આ જગતમાં સ્થિતિ લય ઉદ્દભવ થાય છે. જે પ્રમાણે માણસના શરીર ઉપર નીમાળા હોય છે. નખ હોય છે. મલમૂત્ર પસીનો ઇત્યાદિ થાય છે. તેમ નીમાળા કાતરવાથી કંઇ દુઃખ થતું નથી. નખ લીધાથી દુઃખ થતું નથી પણ સુખ અને ખુબસુરતી વધે છે તે પ્રમાણે બ્રહ્મમાંથી જડવસ્તુ નીકળે છે. જીવતો નખ કાપવાથી દુઃખ થાય છે. અને પાકેલો કાપવાથી સુખ થાય છે એ દ્રષ્ટાંત પ્રમાણે સર્વ સમજી લેવું.

એક પરમાણુને બિંદુ કહે છે. બે પરમાણુને લીટી કહે છે. ત્રણ પરમાણુને ત્રિકોણ આકૃતિ કહે છે. એ ત્રિકોણ આકૃતિમાં અહંવૃતિ સ્ફુરે એટલે તે દેહવાળો જીવ થાય. જેમ જેમ મોટો તેમ તેમ તે વધારે પરમાણુનો અભિમાની છે. અહીંથી માંડી સૂર્યમંડળ સુધી આખું બ્રહ્માંડ એનો અભિમાની તે સમષ્ટિરૂપ દેહવાળો મહેશ્વર છે.

**ब्रह्मा विष्णु इशान इन्द्रादि नामरुप द्वारा स्थुलोहिमिति** એ નિરાલમ્બ ઉપનિષદમાંની સ્તુતિ પ્રમાણે જીવનું સ્વરૂપ છે. એ જીવ એક છતે દેહના આરંભ ભેદને લીધે અનેક જીવ છે. જેને દેહનો મિથ્યાધ્યાસ છે. કે આ દેહ તે હું છું. બીજી કોઇ વસ્તુ નથી એવું ખોટું મનમાં ઠસાવી બેઠેલો તે જીવ. દેહને વશ થઇ ગએલો તે જીવ. જેવી રીતે એક રેલ્વે એન્જીનમાં ખુબ વરાળ એકઠી કરી મૂકેલી હોય છે. એ વરાળનું સ્વરૂપ નિરાકાર બ્રહ્મ જેવું છે. અને તે એક સમષ્ટિરૂપ છે. અદ્વૈત છે. દ્વૈત નથી. પણ જ્યારે એ વરાળ નળીમાંથી બહાર કાઢે છે ત્યારે ધુમાડા જેવી આખા વાતાવરણમાં વિસ્તાર પામી જાય છે. અને ઠંડી પડે છે એટલે એનાં અનેક ટીપાં વરસાદ જેવાં બંધાઇ જાય છે. અને તે વાતાવરણમાંનું પાણી ઝાડના દરેક પાંદડા પોતામાં ખેંચી લે છે અને તે પાંદડામાં વ્યાપક થઈ સર્વત્ર મગી રહે છે. તે પ્રમાણે વરાળરૂપ બ્રહ્મમાંથી વરસાદના ટીપાં જેવા જીવ પ્રકટી દરેક પાંદડા સરખા દેહમાં ભળી રહે છે. અને દેહ અને જીવ જુદો છે એવું લાગતું

નથી. દેહ તેજ જીવ એવો અધ્યાસ થાય છે. આ ઉપરથી સમજાશે કે જીવ એક છતાં અનેકરૂપ ધારણ કરી રહ્યો છે.

એ રીતે અનેક જીવ ભિન્ન ભિન્ન છે એવું પ્રતિપાદન કરનાર જૈનમતનું ખંડન થાય છે. પાશ્ચીમાત્ય વિદ્વાનો આ પૃથ્વી ઉપરના પ્રાણીમાત્ર સિવાય બીજું બધું પોલંપોલ શૂન્યશૂન્યં માની બેઠા છે પણ સમસ્ત પૃથ્વી અખિલ બ્રહ્માંડમાં એક રાઇના દાણા જેવડી પણ નથી તો તેમાંના ક્ષુદ્ર જંતુઓનું અભિમાન મિથ્યા હોય એમાં નવાઇ શી. જેમ જેમ હલકા પરમાણુના તત્વમાં જીવ શરીર ધારણ કરે છે તેમ તેમ તે વિશેષ શક્તિ ધારણ કરે છે. વાયુવી શરીર છે. જલમય શરીર છે. આકાશીય શરીરો છે. અને પૃથ્વિયાદી શરીરો છે અને તે એક એકથી શ્રેષ્ઠ છે. જેવી રીતે કે સૂર્યલોકના દેહ, અગ્નિલોકના દેહ, મગળલોકના દેહ, શુક્રલોકના દેહ, ચદ્રલોકના દેહ ઇત્યાદિ આખા જગતમાંહિ એ દેહી વિનાની તસુપુર પણ જગ્યા નથી એવું જ્યારે આર્યશાસ્ત્ર પ્રતિપાદન કરે છે ત્યારે પાશ્ચામાત્ય બુદ્ધિ પોલપોલ દેખે છે.

**विवक्षित गुणोपपत्तेश्च ॥ २**

**સૂત્રાર્થ**—વિવક્ષિત ગુણની પ્રાપ્તિ બ્રહ્મને વિષે હોવાથી પર બ્રહ્મજ ઉપાસના કરવા યોગ્ય છે.

**ટીકા**—જે કાંઈ પ્રાપ્ત કરવાનું છે તેની પ્રાપ્તિને અર્થે જે કાંઇ ઉપાસના કરવાની છે તેમાં ગુણોનો સમાવેશ હોવાથી તે ગુણોની ઉપાસના કરવાની નથી પણ બ્રહ્મની ઉપાસના કરવાની છે. શ્રુતિમાં પ્રાણ મન ઇત્યાદિ લીંગો વડે જે વર્ણન કર્યું છે તે બ્રહ્મમાં પણ સંભવે છે.

**નિર્ગુણ બ્રહ્મસ્વરૂપ.**

**सपरियगाच्छक्र** એ યજુર્વેદના ૪૦માં અધ્યાયનો મંત્ર છે નિરાલમ્બ ઉપનિષદમાં **महद्द अंहकार**. એ મંત્રવડે કરીને બ્રહ્મનું દિગ્દર્શન કરાવ્યું છે. તથાપિ **न इति न इति** એમ કહી ભગવતિ શ્રુતિ ચૂપ થઇ જાય છે. તેમજ **यतो वाचो निर्वतंते०** ઇત્યાદિ શ્રુતિમાં તથા કઠ ઉપનિષદમાં **नायमात्मा०** ઇત્યાદિ વચનોથી આત્માનુ જ્ઞાન તર્કથી વાદવિવાદ કરવાથી જણાતું નથી.

**ना विश्वतो०** (કઠ૦) **अथोत्तरेण० तदेजति तन्मेजति. (यजुर्वेद अ.४०)**

**अनुपपत्तेस्तु न शारीर ॥ ३**

**સૂત્રાર્થ**—આ ગુણોની ઉપપતિ શરીર સંબંધી નહિ હોવાથી તે ગુણો શરીર સબધી કહેવાઇ શકે નહિ

ટીકા-જીવમાં ક્ષણીક અને ચળ વૃત્તિને લીધે તે વૃથા સંકલ્પી છે. માટે જીવની ઉપાસના યોગ્ય નથી. સત્ય, દૃઢ, અચળસંકલ્પવાન બ્રહ્મ હોવાથી બ્રહ્મનીજ ઉપાસના ઘટે છે.

**कर्म कर्तव्य पदेशाश्च ॥ ४**

સૂત્રાર્થ-શ્રુતિમાં એવો ઉદ્દેશ છે કે જીવનું કર્મ તથા કર્તા પણું છે આ હેતુથીજ મનોમયત્વાદી વિશિષ્ટ જીવ શરીર સંબંધી નથી.

ટીકા-શ્રુતિમાં કર્મ કર્તવ્યનો ઉપદેશ બ્રહ્મ પ્રાપ્તિને અર્થે છે. પણ આ દેહ છોડયા પછી ઉત્તર લોકમાં ગમન પ્રાપ્તિ અર્થે જે ઉપાસના કરવાની છે. તે બ્રહ્મોપાસના છે. જીવની ઉપાસના નથી. કેમકે કર્મ અને કર્તા એ બે ભિન્ન વસ્તુ છે. એક નથી. માટે શ્રુતિનો અર્થ બ્રહ્મ પ્રાપ્તિ અર્થે એમ કરવો. બ્રહ્મ પ્રાપ્તિ અર્થે જીવની ઉપાસના કરવી એ કંઇ સયુક્તિક નથી.

**शब्दविशेषात् ॥ ५**

સૂત્રાર્થ-શબ્દના ભેદને લીધે મનોમયત્વાદિ ગુણ શારીર રૂપે નથી.

ટીકા-જીવ અને બ્રહ્મ એ શબ્દેને માટે એકજ સામાન્ય શબ્દ શ્રુતિમાં નથી કે જે બંન્નેને લાગુ પડે તેમજ બનેને એક સરખીજ વિભકિત નથી માટે જેમ ડાંગરમાં ચોખા છે. તે પ્રમાણે જીવમાં બ્રહ્મ ચૈતન્ય છે એવો શ્રુતિનો અર્થ કરવો. મન-પ્રાણ જીવ ઇત્યાદિની ઉપાસનામાં એ ત્રણે વસ્તુરૂપ બ્રહ્મજ છે તે નીચેની શ્રુતિથી સ્પષ્ટ થશે.

**ॐ कोयमात्मेति वय मुपास्यमहे प नवारुपं पश्यति०**

**यदेतत्हृदयं मनश्चैत्तत्०**

**सर्वाण्येवैतानि प्रज्ञानस्य नामधेयानिभवन्ति.**

ઇત્યાદિ શ્રુતિમાં હૃદય ઇત્યાદિને બ્રહ્મરૂપ અથવા તો બ્રહ્મનુંજ બીજું સ્વરૂપ કહ્યું છે. એ પ્રમાણે જીવ અને પ્રાણનું સ્વરૂપ છે,

**स्मृतेश्च ॥ ६**

સૂત્રાર્થ—સ્મૃતિમાં પણ આ રીતનું પ્રમાણ છે. કે મનોમયત્વાદિ વિશિષ્ટ જીવ શારીર નથી.

ટીકા—સ્મૃતિઓમાં પણ વ્યવહાર દશામાં બ્રહ્મ અને જીવ મનપ્રાણ ઇત્યાદિને માટે જુદા જુદા શબ્દ છે. તેથી જો કે આ સર્વ બ્રહ્મસ્વરૂપ છે છતાં અદ્વૈત પક્ષ લેતાં અનુભવગમ્ય મૌનજ રહે છે. કંઇ કહેવાતું નથી. અને તે અવ્યવહાર્ય છે. એમ શ્રુતિ પણ કહે છે.

**अदृष्ट अव्यवहार्यं मग्राह्यं अग्राह्यं अलक्षणं अचिंत्यं० ઇત્યાદિ**

નિરાલમ્બ ઉપનિષદ્‌માં જીવનું વર્ણન કરેલું છે તે આગલા સૂત્રમાં કહ્યું છે. પણ ત્યાં ઇશ્વરનું સ્વરૂપ કહ્યું નથી માટે અંતર્યામિરૂપે હૃદય પ્રદેશમાં (**द्वासुपर्णा**) એ શ્રુતિમાં જીવ અને ઇશ્વરનું વર્ણન છે તે નિરાલમ્બ ઉપનિષદ્‌માં "**ब्रह्मैव स्वशक्ति प्रकृत्याभिधेय०**" બ્રહ્મજ પોતાની સ્વશક્તિનો આશ્રય લઇને શક્તિ જેનું નામ પ્રકૃતિ છે તેનો આશ્રય લઇને સર્વ લોકોને સર્જીને અંતર્યામિરૂપે શરીરમાં પ્રવેશ કરીને બ્રહ્માદિક દેવોની ઇન્દ્રિયો નિર્માણ કરી નિયમમાં ચલાવનાર તે ઇશ્વર છે.

બૃહદારણ્યમાં "**यथाग्नं क्षुद्रा**" જે પ્રમાણે એક મોટી અગ્નિની ભઠ્ઠી બળતી હોય તેમાંથી ઝીણા ઝીણા અસંખ્ય તણખાઓ નીકળે છે તે અલ્પશક્તિ તરત હોલાઇ જાય તેવા અને પામર હોય છે. સર્વ લોક સર્વ પ્રાણ સર્વ દેવો તથા તેના પાલન કરનારાઓ લોકપાલ નાના મોટા તતડીયા જેવા છે. ઉપનિષદો વાંચવાથી સમજાશે કે બ્રહ્મ, જીવ, પ્રાણ, મન, ઇત્યાદિ બ્રહ્મજ છે કે બ્રહ્મથી ભિન્ન છે. કે બ્રહ્મથી ભિન્નાભિન્ન છે તે વાણી કે તર્કથી કહી શકતા નથી. જ્યાં જ્યાં અમે બોલીશું અને બ્રહ્મને શબ્દમાં લાવવા કોશિષ કરીશું ત્યાં દોષાપત્તિ આવશે. માટે અનુભવ ગમ્ય જે બ્રહ્મ સાક્ષાત્કાર છે તેનું વર્ણન કરવામાં હવે કલમ ન ચલાવવી એજ અમે શ્રેયષ્કર ધારીએ છીએ. એક કવિએ કહ્યુ છે કે હે પ્રભુ? મારા ત્રણ અપરાધ ક્ષમા કરજો. પહેલો અપરાધ એ કે મે તમારા દર્શન કર્યાં. રજો અપરાધ એ કે તમારી સ્તુતિ કરી. અને ત્રીજો અપરાધ એ છે કે હું કાશી યાત્રા કરવા ગયો. આ સર્વ શ્રુતિ વિરૂદ્ધ આચરણ મેં કર્યું. પહેલું એ કે તમે દૃષ્ટા છો એમ શ્રુતિ કહે છે તેને દૃષ્ય બનાવી હું જોવા ગયો, અને તમે કંઇ દેખાયા નહિ. બીજો અપરાધ એ કે જ્યાં શબ્દની ગતિ નથી શેષ નારદ વેદ અને શારદ થાકી ગયાં તોય તેમનો પત્તો લાગ્યો નહિ તેનું વર્ણન કરવા મેં હીંમત ભીડી. ત્રીજો અપરાધ એ કે તમે દેશકાળથી અપરિચ્છિન હોવા છતાં કલ્પના કરી કે તમે દેશ કાશીમાં છો અને અહિ નથી. માટે આ સર્વ શ્રુતિ વિરૂદ્ધ આચરણ હે કરૂણાસાગર ? દયાનિધિ ? ભકત વસ્તલ ભગવાન મારો અપરાધ ક્ષમા કરી હું જે અધમ અને પામર છું તેને સદ્‌બુદ્ધિ પ્રેરો.

**अर्भकौकस्त्वात्त द्व्य पदेशाश्च नेति चेन्न निचाय्यत्वा देव व्योमवश्च ॥ ७**

**સૂત્રાર્થ—મનોમયત્વાદિ** વિશિષ્ટ પરમાત્મા અલ્પસ્થાનમાં રહેલ હોવાથી તે પરમાત્મારૂપ નથી. એમ જો કોઇ કહે તો તે ખોટું છે. કારણકે એક વસ્તુમાં ધ્યાન કરાવવા પરમાત્માને મનોમયત્વાદિ વિશિષ્ટ તથા આકાશ સદૃશ કહેલ છે.

**ટીકા—एषाआत्मा** એ શ્રુતિમાં હૃદયાન્તરકાશ એ સુક્ષ્મ છે તેમાં જીવની ઉપાસના છે. એવી શંકા કરો તો તે સંભવે નહિ. કેમકે ચક્રવર્તી રાજાને અમારા નગરનો અધિપતિ કહીએ તો તેમાં દોષાપત્તિ નથી. કારણકે બાલબુદ્ધિમાં મહદ્ વિષય એકદમ પ્રવેશ કરી શકતો નથી. તેને સૂર્ય કેવડો છે એ સમજાવવા માટે એમ કહેવું પડે છે કે સૂર્ય તો એક મોટા સોનાની કથરોટ જેવડો છે. તે પ્રમાણે બ્રહ્મતુ આકાશ કરતાં પણ મોટાપણું બાલબુદ્ધિના માણસના ખ્યાલમાં લાવવા માટે મહદાકાશને બદલે હૃદયાન્તર આકાશ એવું કહીને બતાવ્યું છે તેથી કરીને જીવની ઉપાસના માટે એ બોધ છે એમ સમજવું નહિ. સર્વત્ર બ્રહ્મનીજ ઉપાસનાનો એ બોધ છે. કેન ઉપનિષદમા **श्रोत्रस्य श्रोत्रम** ઇત્યાદિ શબ્દ વડે કરીને એ શ્રુતિ વડે કર્ણગોલક કર્ણેન્દ્રિય સાંભળનાર જીવરૂપ બ્રહ્મ અને તેની અંતર બાહ્ય અને તદ્રુપ બ્રહ્મજ છે. માટે કાનની જીવની કે કર્ણેન્દ્રિયની ઉપાસના કરવાની છે એવો અર્થ સમજવો નહિ પણ તે તે નામથી સર્વ ચૈતન્યરૂપ જે બૃહદ આત્મજ્યોતિ છે. તેનીજ ઉપાસનાનો અર્થ કરવો.

શ્રુતિમાં કહ્યું છે કે **सो प्राणःस प्राणः श्चक्षुः श्चक्षुः** ઇત્યાદિ
સૂર્ય એ એક પ્રકાશના કીરણોનો ગોળો છે. એનો પ્રકાશ આખા બ્રહ્માંડમાં છે. એનો અર્થ એજ સમજવો કે સૂર્ય સર્વત્ર વ્યાપક છે. પણ ચોમાસામાં વાદળું આવવાથી સૂર્યનો પ્રકાશ ઢંકાઇ જાય છે તેમ છતાં સૂર્યનું સર્વત્ર વ્યાપક તેજ કાંઇ જતું રહ્યું નથી અથવા તેનો અભાવ થયો નથી પણ આપણી આંખે ન દેખાય એવી તરેહથી એક કાળો પડદો હોય તેવું વાદળું છે. એ વાદળામાં પણ પ્રકાશ તો પડેજ છે પણ વાદળના પરમાણુઓ આવવાથી આંખ ઉપર પાટો બાંધ્યો હોય તેવું દેખાય છે. હું સુરતમાં છું તે સુરતમાં વરસાદને લીધે ખરે બપોરે અંધારૂં છે, છતાં તે નવસારી મુંબઇ ઇત્યાદિ સ્થળે વાદળા વગરનો સૂર્ય હોવાથી પ્રકાશ જેવો ને તેવો સર્વત્ર વ્યાપક છે. માટે જો કોઇ એમ કહે કે સૂર્યને વાદળાએ ઢાંકી નાંખ્યો તો તે તદન ખોટું છે કેમકે સૂર્ય મંડળનો વિસ્તાર હજારો યોજનનો છે તેના ઉપર અડધા માઇલનું વાદળ આચ્છાદન કરી શકતું નથી. એતો સૂર્ય ઉપર રાઇના દાણા જેટલું પણ નથી.

આ દ્રષ્ટાંત વિચાર કરી વાંચવું એટલે બ્રહ્મ સમજાશે. જે સૂર્યનો ભાગ વાદળા વાળો છે તેટલા અડધા માઇલના પ્રદેશને વ્યક્તિરૂપ કહીએ તેના સરખો જીવ છે. હવે બીજુ દ્રષ્ટાંત કહીએ છીએ.

છાપરાના નળીયામાં કાણું હોય છે તેમાંથી પૈસા બે પૈસા જેવડો તડકો પડે છે. હવે જો કોઇને બ્રહ્મતત્વ બતાવવુ હોય તો અમે તેને પેલા છાપરાના બાકા અગાડી લઇ જઇએ અને બાકામાંથી સૂર્ય જે વિશ્વમાં વ્યાપક તેનું અજવાળું બતાવીએ છીએ બે પૈસાભાર કીરણના ઓળાના સમુહને એકકાચની આરસી ઉપર મૂકી આમ તેમ કૂદાવીએ અને એમ કહીએ કે અમે સૂર્યને કૃદાવીએ છીએ તો તેથી સૂર્ય કાંઇ કુદતો નથી. માનનારની માન્યતા માત્ર ખોટી છે તે પ્રમાણે અતઃકરણમાં જે વેન્ટીકલસ એટલે આકાશ છે તે પડદો ફુલાવે છે અને હૃદયમાં ધબ ધબ ધબાકા કરી નાડીમાં રકત પ્રવાહ ચલાવે છે તેને અમે જીવ કહીએ છીએ. જીવ આવાગમન કરે છે જેવી રીતે કે પેલો છાપરાના બાકામાંથી આવતો સૂર્યનો તડકો આરસીમાં પડી ભીંત ઉપર જા આવ કરે છે તે પ્રમાણે બ્રહ્મરૂપી સૂર્ય કાંઇ આવજા કરતો નથી પણ બ્રહ્મની સત્તા અથવા પ્રકાશ વડે વેન્ટીકલસના પડદા હાલચાલ કરે છે તે સત્તા અથવા શકિત તે બ્રહ્મશકિત છે અને તે રકતાભિશરણ કરાવનારી છે આ ઉપરથી બ્રહ્મશકિતજ સર્વ કાંઇ કરે છે. આરસીનો ઓળો કાંઇ કરી શકતો નથી.

**सम्भोग प्राप्तिरिति चेन्न वैशेष्यात् ॥ ८**

**સૂત્રાર્થ**—બ્રહ્મને સંભોગની પ્રાપ્ત છે એમ કહેવું તે તદન ખોટું છે. કારણકે સંભોગની પ્રાપ્તિના સંબધમાં ભેદ રહેલ છે.

**ટીકા**—હૃદયાકાશમાં જીવ અને ઇશ્વર ( **द्वासुपर्णा सखाया** ) એ શ્રુતિમાં શરીરરૂપી વૃક્ષ ઉપર હૃદયના વ્રેન્ટીકલ્સમાં એટલે હૃદયાકાશમાં જે કઇ પડદા અને પોલાણ છે અને જે ઉઘાડ દે થઇ હૃદયમાં ધબકારા કરી રકતાભિષરણ કરે છે અને આ શરીર રથને ચલાવે છે તે બે પક્ષી જીવ અને શિવ છે એવું વર્ણન છે તેઓ એકજ હૃદયમાં પાસ પાસે રહે છે. આ સંગતિ દોષવડે કરીને જીવના ગુણ દોષ શિવમાં આવશે એવી શંકા કરવી નહિ કારણકે કલેશ કર્મવિપાક અને તેના આશય જીવને છે. અને તેથી કરીને તે સુખ દુઃખાદિ ભોગ ભોગવે છે. શિવ કર્મ કરતો છતો અવિદ્યા રહિત હોવાથી કર્મથી બંધાતો નથી અને તેને કર્માશય નથી. કર્મ વિપાક કાળથી તે કાલાતિત છે તેથી તેને સુખ દુઃખ ઇત્યાદિ ભોગ જીવની પેઠે થતા નથી.

એક ચંદ્રમાનું બીંબ હોય તે એક સો થાળીની અંદર આભાસરૂપે અથવા પ્રતિબિંબરૂપે સો ચંદ્ર દેખાય છે. હવે દરેક થાળીની અંદર જે જળ ભર્યું છે તેમાં ખાટો, ખારો, તીખો, કડવો, કસાણો મધુર એવા વિવિધ સો પ્રકારના પદાર્થોના જુદી જુદી થાળીમાં જુદા જુદા મિશ્રણો છે. આ સ્થાને જે કાંઇ પ્રત્યેક થાળીમાં જુદો જુદો સ્વાદ ભર્યો છે. તેવો તેવો તેમાંનું જળ ચાખી જોવાથી લાગે છે. અને ખારૂં ખાટું લાગ્યા કરે છે. તેથી એવો અધ્યાસ થાય છે કે આ ચંદ્ર (એટલે થાળીમાંનુ પ્રતિબિંબ) ખારો છે ખાટો છે ઇત્યાદિ. ચંદ્રનું બીંબ એટલે જીવાત્મા સમજવો. અધ્યાસને લીધે આ સર્વે ખારાશ ખટાશ ચંદ્રને લાગુ કરાય છે. અને તે ચંદ્ર ખારો ખાટો છે એમ કહેવાય છે. આ ઠેકાણે એવું સમજવું કે આકાશમાંનો ચંદ્ર તે શિવ છે. થાળીમાંનું ચંદ્રબીંબ તે જીવ છે. તેમા જળરૂપ જે ખારો ખાટો સ્વાદ લાગે છે તે ભૌતિક દેહના અંતરમાં પૂર્વ જન્મકૃત સંસ્કારો છે. અને તેને લીધે ખારો ખાટો સ્વાદ એ ભોગ સ્થાને છે. એમાં આકાશના ચંદ્રને થાળી સાથે કાંઈ લેવા દેવા નથી. અને વસ્તુતઃ તે ખારો ખાટો પણ થતો નથી તેમજ અંદરનો જીવાત્મા તે ચંદ્રબીંબ સમાન હોવાથી તે ચંદ્રબીંબ એટલેકે જીવ ખારો ખાટો નથી. તોપણ અંહવૃત્તિના અધ્યાસથી કરીને તે બિંબ એટલે જીવ ખારૂં ખાટું ભાસે છે. અથવા લાગે છે. વસ્તુતઃ બિંબને કાંઇજ નથી. તેજ પ્રમાણે સુખદુઃખ ભોગ નથી બ્રહ્મના કે નથી શિવના, કે નથી જીવના, પરંતુ અંહવૃત્તિના અધ્યાસથી જીવ સુખી દુઃખી ગણવામાં આવે છે. આ ઉપરથી બીજા દૃષ્ટાંતો પણ સમજુએ પોતાની કલ્પના કરી જીવ શિવ બ્રહ્મ સંસ્કાર અંતઃકરણ અને અભિમાન એ સમજી લેવાં.

**अत्ता चराचर ग्रहणात ॥ ९**

**સૂત્રાર્થ**—પરમાત્માજ ભક્ષક રૂપે છે. કારણ ચરરૂપે તેમજ અચરરૂપે પરમાત્માનુંજ ગ્રહણ થાય છે.

**ટીકા**—કઠ ઉપાનષદની શ્રુતિ **यस्य ब्रह्म** માં જણાવ્યા પ્રમાણે સર્વ ચરાચર એટલે સર્વ સ્થાવર જંગમનો સંહાર કર્તા ઇશ્વર છે એવો અર્થ કરવો. અગ્નિ અને જીવ સંહાર કર્તા નથી તેનું કારણ કે અગ્નિનો પણ સંહાર થઈ શકે છે. જળથી અગ્નિ બુઝાઇ જાય છે. જીવ અવિદ્યા ગ્રસ્ત છે અને મરણ ધર્મી છે માટે શ્રુતિમાં જે સંહાર કર્તા કહ્યું છે તેનો અર્થ શિવ એમ કરવો. પણ જીવ અથવા ભૌતિક અગ્નિ છે એમ અર્થ કરવો નહિ.

દૃષ્ટાંત તરીકે કોઇ માણસનો દાંત દુખતો હોય તે બૂમ પાડતો પાડતો ડૉકટર પાસે જાય, ડૉકટરે ચીપીઓ લઇ દાંત ખેંચી કાઢી રોગીને સારો કર્યો

આ કર્મમાં ચર સ્થાને ઓરે અરે કરતો દરદી છે અચર સ્થાને એટલે જડને ઠેકાણે દાંત છે. તથા ચીપીઓ છે. ચરસ્થાને પાછો એટલે કે ચૈતન્યરૂપ ડોકટર છે. તેણે દાંત કાઢયો. અને ફેંકી દીધો અને દરદીને સુખી કર્યો. આમાં દાંત છે તે પણ બ્રહ્મ સ્વરૂપજ છે. ચીપીઓ જે કાંઇ જડ છે તેનામાં દાંત કાઢી નાંખવાની શકિત નથી. તે સ્વતઃ કાંઇ દાંત કાઢતો નથી. દાંત તો ડોકટર કાઢે છે પણ લોકોમાં ચીપીઆએ દાંત કાઢયો એમ કહેવાય છે. એ ચીપીયો, દાંત. ડોકટર, અને દરદી એ સર્વ બ્રહ્મશકિતજ છે. પણ તે બ્રહ્મની જુદી જુદી શકિતના રૂપાંતરજ છે. શકિતરૂપ જે શિવ એટલે ડોકટર અથવા ઇશ્વર છે તે પણ બ્રહ્મનીજ શકિત છે એટલે પુરૂષ કે પ્રકૃતિ છે. દુઃખ દેનાર દાંત તે પણ બ્રહ્મની જડ પ્રકૃતિ છે. ચીપીઆમાં જે દાંત પકડવાની શકિત તે શકિત પણ બ્રહ્મની છે. લોઢાની નથી દરદીને જે દુઃખ થતું હતું તે જીવ શકિત પણ બ્રહ્મનીજ છે. પુરૂષની શકિત અને પુરૂષ એ બે જુદા નથી.

## प्रकरणाम्न ॥ १०

સૂત્રાર્થ—પરમાત્માનો જે સ્થળે વિષય છે. ત્યાંજ આ બાબત છે માટે પરમાત્માજ ભક્ષકરૂપે છે.

ટીકા—**ऋतंपिबन्तो** એ શ્રુતિમાં બુદ્ધિરૂપ ગુહામાં હૃદયાકાશ વિષે રહેનાર જીવ અને ઇશ્વર કેવળ જુદાજ છે. અજવાળું અને અંધારૂં એ જેમ ભિન્ન ભિન્ન છે તેમ અવિદ્યાગ્રસિત જીવ અને સર્વ વિદ્યાના **ईशिता** જે શિવ છે તે કેવળ એકબીજાથી જુદા છે એવુ શ્રુતિનાં જ્યાં જ્યાં ઇશ્વર વિષયક વિવેચન છે ત્યાં ત્યાં તે કેવળ એક બીજાથી ભિન્ન સ્વરૂપે છે. જેવી રીતે કે હીરાની ખાણુમાં બે કટકા હીરાના છે. તેમાં એક કકડો મટોડીથી વેષ્ઠિત ઠીકરાં જેવો છે. તેની કીંમત ઘણી જુજ ઝવેરીઓ આપે છે બીજો હીરો પહેલ પાડી ધૂળ વીગેરેથી રહિત ચકચકતો રાજાના મુકુટમાં વિરાજે છે. તેની કિંમત લાખો રૂપિયાની થાય છે તેજ પ્રમાણે જીવાત્મા અને પરમાત્મા અને તે બંનેની શકિત સામર્થ્ય ભિન્ન ભિન્ન છતાં બંને કકડા તો હીરાજ છે હીરા સિવાય બીજું કાંઇ નથી માત્ર કીંમતમાં ફેર છે. તે પ્રમાણે શિવ અને જીવ એ બંનેના ચૈતન્યમાં કાંઇ ફેર નથી પણ વિદ્યા અને અવિદ્યાને લીધે ભિન્ન ભિન્ન સામર્થ્ય છે. તેમજ સુખ દુઃખાદિ ભોગનો લેપ જીવને છે. શિવને નથી. માટે નાના માછલાને ખાઇ જનાર મોટું મગરમચ્છ છે. તે પ્રમાણે જીવોને મરણ આપનાર અને જન્મ આપનાર તથા કર્મના ફળો આપનાર શિવ છે. માછલાંરૂપે તો બંને એકજ છે. પણ શકિત ભિન્નભિન્ન છે.

## गुहां प्रविष्ठावात्मानौ हि तद्दर्शनात् ॥ ११

**સૂત્રાર્થ**—જીવાત્મા તથા પરમાત્મા રૂપે બેઉ આત્માઓ ગુહારૂપી અંતઃકરણને વિષે પ્રવેશ પામેલ છે.

**ટીકા**—હૃદયાકાશમાં બે આત્મા રહેલા છે. ૧ અંતર્યામિરૂપે ઇશ્વર કે જે કર્મના ફળની વ્યવસ્થા કરનાર છે તે અને ૨ કર્મના ફળ ભોગવનાર જીવઃ છે એવો આ બે આત્માનો અર્થ કરવો. પણ કર્મફળ આપનાર અથવા કર્મ ભોગવનાર બુદ્ધિ છે એવો અર્થ કરવો નહિ. બુદ્ધિ જડ છે. અને જીવાત્મા ચેતનરૂપ સમાન ધર્મવાળો આત્મા જેવોજ છે. આ વાત સર્વત્ર જાણીતી છે.

કોઇને આકાશ બતાવવું હોય તો ખુલ્લી આંખે તેને સૂર્ય બતાવી કહેવું કે જો આ આકાશ. તો તે અજ્ઞાનીની આંખ મીચાઇ જાય અને સૂર્યનું તેજ ખમાય નહિ. અને કહે કે આકાશ તો કાંઇ મારાથી દેખાતું નથી. ત્યારે તેને ભુરાં ચશ્મા પહેરાવીએ અને એક છાપરાના કાણામાંથી અજવાળું આવતું હોય તેમાંથી બહાર જોવડાવીએ અને કહીએ કે જો આ કાણામાંથી બહાર તને ચંદ્ર, સૂર્ય, તારા, ધ્રુવ નક્ષત્ર ઇત્યાદિ દેખાશે. દુરબીનની સહાયતાથી તે સઘળું જુએ છે અને કહે છે કે હા મે આકાશ દીઠું. ગુરૂ તેને કહે છે કે તું ઉભો છે ત્યાં પણ આકાશ છે. તારી આંખમાં-ચશમામાં અને દુરબીનમાં અને દુરબીનની બહાર પણ આકાશ છે અને તું જે ઘરમાં ઉભો છે ત્યાં અને જેમાં પૃથ્વી પણ રહી છે તે પણ આકાશ છે, એમ સમજ. ત્યારે શિષ્ય કહે છે કે હું યથાર્થ સમજ્યો. અને આકાશ શું તે મેં જાણ્યું. ગુરૂએ કહ્યું કે તું પહેલાં જાણતો ન હતો તેથી તને સમજાવવાની ખાતર આ છાપરાનુ બાકું બતાવ્યું છે તેજ પ્રમાણે જ્યાં શ્રુતિમાં હૃદયાકાશ એમ લખ્યું છે. ત્યાં જીવ અને ઇશ્વર તથા બ્રહ્મ એ સર્વ ચૈતન્ય વગર બીજું કાંઇ નથી પણ સમજાવવા ખાતર હૃદય ગુહામાં લખ્યું છે. શાખા અરૂંધતિ ન્યાયે આ કથન છે.

## विशेषणाच्च ॥ १२

**સૂત્રાર્થ**—જે વિશેષણ આપેલ છે તે વડે પરમાત્મા તથા જીવજ યુક્ત છે.

**ટીકા**—**आत्मानं रथिनं विद्धि** એ શ્રુતિમાં રથિન એ વિશેષણ ઇશ્વરને લગાડેલું છે. કે જે આ શરીરરૂપ રથને ચલાવનાર રથ છે. અને તે વિષ્ણુનું પરમ ધામ છે એમ પણ કહ્યું છે.

જ્યાં જ્યાં વિશેષણ લગાડેલાં છે. ત્યાં ત્યાં જીવ અથવા તો સગુણ બ્રહ્મ સમજવા. જન્મ મરણ એ મિથ્યાભાસ સરખા છે. વસ્તુતઃ જીવાત્માનું મરણ છેજ નહિ. જે પ્રમાણે સર્પ પોતાની કાંચળીને તજી દે છે અને તેથી કરીને તે સર્પને સુખ થાય છે કાંઇ દુઃખ થતું નથી જેવી રીતે કે આપણે

હજામત કરાવી નાંહી નાંખીએ ત્યારે આપણને સુખ થાય છે અને નવું તેજ આવે છે તે પ્રમાણે જીવાત્માને રહેવાને નાલાયક થઇ ગયલું શરીર તજી પોતાની વાસના ફળરૂપ થાય એવું શરીર મેળવવાથી તે રાજી થાય છે. દુઃખી થતો નથી. આ સામાન્ય અને પુણ્યવાન પુરૂષોની ગતિ છે. તો પણ પાપીને જો પ્રેત દશા પ્રાપ્ત થાય અને તેના મરણ પછાડી તેની ધર્મક્રિયા કોઇ કરે નહિ તો તેની એ દશામાં ઘણું દુઃખ થાય છે. જેને યમયાતના કહે છે. એટલેકે ઇચ્છા થાય પણ ઇચ્છા પ્રમાણે કાંઇ મળે નહિ. વારંવાર તેને પોતાની સ્મરણ શક્તિ જેને સસ્કાર કરીને કહે છે અથવા વાસના કરીને કહે છે તે તેને ભય લજ્જા, શંકા, ત્રાસ ઘૃણા અને શોક કરાવ્યા કરે છે. જેવી રીતે કે તે પ્રેતને પુષ્કળ તરસ લાગે, નિર્મળ ગગાજળ વહેતું દેખે તો પણ એનાથી તે પાણી પીવાય નહિ. અને તરસે તરફડયા કરે. ભૂખ લાગે તો ખવાય નહિ અને ભૂખનુ દુઃખ થયા કરે. એને કૃત કર્મનો શોક તથા પશ્ચાતાપ થયા કરે. મેં મિથ્યા વિશ્વાસઘાત. ખૂન, ચોરી, ઇત્યાદિ કર્યાં જીવનો હતો ત્યાં સુધી કોઇએ જાણ્યું નહિ. હવે મારી આબરૂ ખુલ્લી થવા પ્રસંગ આવ્યો છે. એવો મિથ્યાભાસ પ્રેત દશામાં થઇ તેને શોક થયા કરે છે. વિશેષ વિવેચન ન કરતાં શિવગીતા, ગરૂડ પુરાણ ઇત્યાદિ ગ્રંથોમાં જોઇ લેવું. જેવી રીતે માણસ ઉંઘી જાય છે. અથવા તેને સ્વપ્ન આવે છે તેવીજ રીતનું મરણ છે. માત્ર એટલુજ કે એ ઘણા લાંબા વખત સુધીની ઊંઘ છે. અને દેહાદિક વીગેરે સ્થુલ વિષયોનો તેમાં સાથ થઈ તે સાથે આવતી નથી. સુક્ષ્મ શરીર માત્ર જેવું ને તેવુ રહે છે.

જ્યાં વિશેષણ છે ત્યાં આગળ જડની સાથે વત્તા ઓછા પ્રમાણમાં નિર્ગુણ જે શુદ્ધ ચૈતન્ય છે તે વિલાસ કરે છે. એટલે કે **ઋત** અર્થાત્ ફીઝીકલ ફીનોમીનોન ( Physical Phenomenon ) અથવા મેટર સાથ. દ્રવ્ય સાથ, સત્ય, જ્ઞાન, અનંત, સુખ, આનદ, જ્યોતિ, સ્વરૂપ, આત્મા એટલે નિર્ગુણ એનરજી ક્રીડા કરે છે. અને એવું સમજવું કે તે આ ક્રિયા જગતની સર્વ ક્રિયા કર્યા કરે છે. એ ક્રિયાનું નામ અમે સ્થિતિ, લય, ઉદ્ભવ, બંધન, મોક્ષ જન્મ અને આકારત્વ ધારણ કરવું ઇત્યાદિ કર્મરૂપ કહીએ છીએ.

અમે કાવ્યાનન્દનિધિ, પાતંજલ યોગસૂત્ર, રૂદ્રાધ્યાય ઇત્યાદિ પુસ્તકોમાં સ્થળે સ્થળે પુણ્યવાનને સ્વર્ગીય સુખ અને પાપીને પ્રેતદશા, ભેળશેળ પુણ્યવાળાને ચોર્યાસી લક્ષ યોનિ ઇત્યાદિ દેવયાન, તથા યમ માર્ગ વીગેરેનું વિવેચન થોડા ઘણા અંશે કરી તેનુ દર્શન કરાવ્યું છે તેથી વારંવાર પુનરૂક્તિ કરી નથી. તેમજ દૈત્ય, રાક્ષસ, મનુષ્ય, પિતર, દેવ, ઇશ્વર અને બ્રહ્મ આદિના સ્વરૂપ સમજાવવા પ્રયત્ન કર્યો છે. તેમજ વિદ્યા. અવિદ્યા, પાશ્ચાત્ય વિદ્યા, વૈદિક વિદ્યા દર્શાવવા યત્ન કર્યો છે.

પાશ્ચાત્ય વિદ્યાનો કોઠો અમે નીચે પ્રમાણે આપીએ છીએ.



**સમજ—અંગ્રેજી શબ્દોની**

વ્યુ ઓફ્ થીંગ્સ=પદાર્થ દૃષ્ટિ.
ડીપેન્ડન્ટ ઓન ધી ઇનટેલેકટ=અર્થ બુદ્ધિ ઉપર આધાર રાખનારૂં.
ઇન્ડીપેન્ડન્ટ એ ફ ઇન ટેલેકટ=બુદ્ધિની સહાયતા વગર સ્વતંત્રપણે સિદ્ધ.
ફીઝીક્સ=જડપદાર્થ વિજ્ઞાન અને શરીર શાસ્ત્ર.
મેટ ફીઝીક્સ=પ્રજ્ઞાન.
આઉટર એક્સપીરીઅન્સ=બાહ્ય જગતનો અનુભવ.
ટાઇમ એન્ડ સ્પેશ=દેશ. કાળ.
મેથેમેટીક્સ=ગણીત.
જ્યોમેટ્રી એરિથમેટિક=ભુમિતી અંકગણીત.
મોરફોલોજી.
ઇનઓરગેનીક=ઇંદ્રિય રહિત
મીનરોલોજી=ખનીજ પદાર્થની વિદ્યા.
જીઓલોજી=ભૂસ્તર વિદ્યા
મેટરીયલ વર્લ્ડ=સ્થુલ જગત.
નેચરલ સાયન્સ=સૃષ્ટિ વિજ્ઞાન.
ઓરગેનીક=સાવયવી.
બોટેની=વનસ્પતિ શાસ્ત્ર.
એનેટમી=હાડપિંજર.
નોનએસેનસીઅલ=બીન જરૂરીયાતી.
ફીઝીક્સ=પદાર્થ વિજ્ઞાન અને શરીર શાસ્ત્ર.
એસ્ટ્રોનોમી=ખગોળ વિદ્યા.
થીઅરી ઓફ્ ધી અંડરસ્ટેંડીંગ=વિજ્ઞાનવાદ.
મેટફીસીક્સ ઓફ્ નેચર=સૃષ્ટિનું પ્રજ્ઞાન.
મેટફીઝીક્સ ઓફ્ મોરાલીટી=નૈતિક પ્રજ્ઞાન.
ઇનર એક્સપેરીયન્સ=અંતર અનુભવ.
ફીઝીઓલોજી=જડ પદાર્થોનું જ્ઞાન.
લૉજીક. ન્યાય. હીસ્ટરી ઓફ્ સાયન્સ=વિજ્ઞાન શાસ્ત્રનો ઇતિહાસ.
એસ્થેટીક્સ—હીસ્ટરી ઓફ્ આર્ટ શીલ્પ=હુન્નરકળાનો ઇતિહાસ.
એથીક્સ—હીસ્ટરી ઓફ્ પીપલ=લોકોનો ઇતિહાસ.
એસેનસીઅલ કેમેસ્ટ્રી=(અગત્યની) રસાયન વિદ્યા.

ઓફ પ્લેટન્સ. ઓફ એનીમલ છોડવા અને પશુ પ્રાણીઓ.
એન્જીનીરીયંગ. યંત્ર વિદ્યા.

આ અગ્રેજી વિદ્યાના પ્રકાર થયા હવે છાંદોગ્ય ઉપનિષદના સપ્તમ પ્રપાઠકમાં ચૌદ વિદ્યાનું નીચે પ્રમાણે નારદે કથન કર્યું છે.

૧ ઋગવેદ. ૨ યર્જુવેદ. ૩ સામવેદ. ૪ અર્થવવેદ. ૫ ઇતિહાસ પુરાણ. ૬ ઉપનિષદો. ૭ કલા કૌશલાદિ વિદ્યા. ૮ ગણીત વિદ્યા. ૯ ચિન્હો દ્વારા વૃષ્ટિ આદીનું જ્ઞાન. ૧૦ કાનની વિદ્યા. ૧૧ તર્કશાસ્ત્ર. ૧૨ નીતિશાસ્ત્ર. ૧૩ કાવ્યો. ૧૪ તત્વોની વિદ્યા ૧૫ શસ્ત્રવિદ્યા. ધનુંવિદ્યા. ૧૬ નક્ષત્ર વિદ્યા. ૧૭ સર્પ અને તેના ઝેર ઉતારવાની વિદ્યા. ૧૮ નૃત્ય વિદ્યા. ૧૯ પ્રાકૃત જનોની વિદ્યા.

## अन्तर उपपत्ते ॥ १३

સૂત્રાર્થ—આંખને વિષે જે પુરૂષ છે તે પરમાત્મા રૂપે છે. કારણ કે આ રીતનું શ્રુતિનું પ્રમાણ છે.

ટીકા—**य एषोऽक्षिणि पुरुषः** એમાં પુરૂષ શબ્દવડે કરીને આંખની કીકીમાં રહેલો પુરૂષ તે જીવાત્મા છે કે આદિત્ય છે એવી શંકા થાય તો ત્યાં આત્મા શબ્દવડે કરીને નેત્રનો અધિષ્ઠાતા દેવ આદિત્ય છે એવો પુરૂષ શબ્દ વડે કરીને આત્મા એટલે ઇશ્વર એવો અર્થ કરવો કેમકે નેત્રસ્થાન દૃષ્ટાંતરૂપે અહંકાર વિનાનુ નિર્લેપ છે. તેવોજ ઇશ્વર દ્રષ્ટા, અમર, અને અલિપ્ત છે. સૂર્ય અને જીવ ઉભય અમૃતરૂપ અને અલિપ્ત અભિમાન રહિત નથી. માટે શ્રુતિમાં પુરૂષ શબ્દનો અર્થ ઇશ્વર છે એવો કરવો. આદિત્ય અને જીવ અથવા પ્રતિબિંબ એવો કરવો નહિ. તે પરમાત્માને ઓળખવા માટે નીચે પ્રમાણેનું જ્ઞાન આચરણ અને યોગ અવશ્ય જરૂરનો છે.

ઇશ્વરના ભયથી જેની વસ્તુ અથવા ભાગ જેનો જેવો હોય તેવો તેને આપીને બાકીનું ફળ પોતે ભોગવવું અને કોઇનું પોતાનું હોય તે લેવું નહિ. પાપથી લેવાય નહિ એવી તરેહના વૈભવ જે કર્તવ્ય કર્મથી પ્રાપ્ત થાય તો તે ભોગવ, વૈભવની તૃષ્ણા છોડી દે. જગતના સર્વ પદાર્થનું સ્વામિત્વ કોઇ વ્યક્તિનું નથી પણ તે ઇશ્વરનુ છે. કોઇની પોતાની માલકીનું નથી માટે મમત્વ છોડી દે, નિન્દા, સ્તુતિ, શોક, મોહ તજીને ઇશ્વરનું જ્ઞાન અને ઉપાસના વિગેરે કર્મ કરતાં છતાં તેમાં લેપાયમાન ન થઇને નિરાભિમાની થઇ મુક્તિનો પ્રયત્ન કર એ સંસાર ફળ ઇચ્છાનો ત્યાગ કરી કર્મ કર. કીર્તિ ધર્મથી એટલે

કે લોક દેખડામણી કર્મ કરવાથી લેપાયમાન થાય છે એટલે કે જન્મમરણાદિ પ્રાપ્ત થાય છે. કર્મરહિત થવું નહિ. જગતના પદાર્થમાં કમ્પનો એટલે (waves) છે. પણ ઇશ્વર કપન રહિત હોવાથી તેમાં જા આવ નથી એટલે હલનચલન નથી. સંયમથી ઇશ્વર જણાય છે, જડ પદાર્થ અથવા ઇન્દ્રિયોના વ્યાપારથી તે જણાતો નથી.

જીવ, ઇશ્વરની સત્તાવડે પોતાનું ગર્ભમાં ધારણ, પોષણ, વૃદ્ધિ, ક્ષય કરે છે. તે ઇશ્વરની સત્તા ન હોય તો થઇ શકે નહિ. તેથી તે પૂન્યકર્મમાં પ્રવૃત્ત થાય છે. કેમકે ફળદાતા હોવાથી પાપ પૂન્યના ફળ તે નિર્માણ કરનારો જે કોઇ છે તે ઇશ્વર છે. દુષ્ટથી ઇશ્વિર દૂર છે સંત વિદ્વાનની નીકટ છે. નિર અવયવ ઇશ્વરજ પદાર્થની અંતર્બાહ્ય હોઇ શકે છે. શાઅવયવી પદાર્થ અંતરમાં હોય તો બહાર નીકળી શકતો નથી, તે બહાર હોય તો અંતરમાં પેસી શકતો નથી માટે નિરાકારજ અંતર્બાહ્ય તદાકારમય છે. સર્વત્ર વ્યાપક ઇશ્વર વિના કોઇ પદાર્થ હોઇ શકતો નથી. જે ઇશ્વરને જાણે છે તે અધર્મમાં કદી પ્રવૃત થઇ શકતો નથી. જે અધર્મમાં પ્રવૃત થાય છે તેટલે અંશે તે ઇશ્વરને દેખતો નથી. જેમકે પોલીસના દેખતાં ચોર ચોરી કરી શકતો નથી જે સંશયયુક્ત છે તેની મનોભાવના સંપૂર્ણ નથી. મન વિના ઇન્દ્રિયો બાહ્ય પદાર્થને દેખી શકતી નથી તેથી મન વિનાનો કે જેની ભાવના સર્વ ઇશ્વરજ છે એવી થઇ તે ઇશ્વર સિવાય બીજું કંઇ દેખતો નથી. શરીરમાં બાર પ્રકારના મળ છે. શરીરથી પાપ થવાનો સંભવ છે. માટે ઇશ્વિર શરીર રહીત છે, મન રહિત છે. ઇન્દ્રિય રહીત છે, બુદ્ધિ રહીત છે. એકલોજ બ્રહ્મજ્ઞાન લેવા જે દોડે છે તે અજ્ઞાની કરતાં પણ વધારે ઉંધો પટકાય છે. જેણે ત્રણ આશ્રમના ક્રમે ચતુર્થ આશ્રમમાં પ્રવેશ કર્યો છે તે ઉંધો પટકાતો નથી. જેણે ત્રણ આશ્રમના કર્મ કીધા નથી તે કયા કર્મો ત્યાગ કરી સંન્યાશ્રમી થશે? ગ્રહણ કર્યા વગર ત્યાગ શેનો થઈ શકે. જ્ઞાન વિના કેવળ કર્મ અથવા કેવળ કર્મ વિના જ્ઞાન કરે તો બેઉ નિષ્ફળ થાય છે માટે જ્ઞાન સહિત કર્મ કરનારો ખરૂં ફળ ભોગવે છે.

**स्थानादिव्यपदेशाच्च ॥ १४**

**સૂત્રાર્થ—સ્થાન તેમજ નામ તથા રૂપના નિર્દેશથી ચક્ષુમાં પરમાત્માની** ઉક્તિ અયોગ્ય નથી.

ટીકા—સ્થાન શબ્દવડે કરીને નેત્ર સ્થાનનું એટલે નેત્ર ગોલકનું ધ્યાન ધરવું એવો અર્થ કરવો નહિ પણ સ્થાનનું દીગદર્શન પરમાત્માનું દર્શન કરાવવા માટે અને તેનું ધ્યાન ધરાવવા માટે છે. પરમાત્મા તો સર્વત્ર વ્યાપક છે કંઇ એકલા નેત્ર ગોલકમાં છે એમ નથી પણ શાખા અરૂંધતિ ન્યાયે ઉપાસકને ધ્યાન ધરવા માટે નેત્ર સ્થાન એમ કહ્યું છે. પરમાત્મામાં પણ નામ રૂપની કલ્પના એ નામરૂપ વગરનાને બતાવવા માટે છે. વસ્તુત: તેનું નામજ કંઇ નથી. તેમ તેનુ રૂપ પણ કઇ નથી. તે તો વ્યવહારમાં આવી શકે તેવો નથી તો તેથી શિષ્યને સમજાવવા માટે અને વ્યવહારમા લાવવા માટે નામ રૂપ કલ્પ્યાં છે.

આ પદમાં ઉપાસનાને અર્થે શ્રુતિમાં દર્શાવેલા વિવિધ પ્રકારો છે. તેની સમજણ પડવા માટે એક દૃષ્ટાંત આપીએ.

કોઇ એક માણસે બરફનું એક માટલું બનાવ્યું તેમાં બરફ ભર્યો અને તેને સર્વ બાજુએથી બરફથી ઢાંકયું અને કહ્યું કે આ માટલામાં જે કઇ છે તે બરફ છે. આ ઉપરથી બરફ એટલે માટલું એવો અર્થ કરવો નહિ અથવા તો માટલાની અંદર જેટલું છે તેટલુંજ બરફ છે એમ સમજવું નહિ અથવા તો માટલાની બહાર જે કંઇ છે તે બરફ છે એવો પણ અર્થ કરવો નહિ. આ પ્રમાણે **सर्वं खल्विदं ब्रह्म**નો અર્થ સમજવો પણ એમ બોલવાથી ઉપાસના ધ્યાન અને વ્યવહાર થઇ શકતો નથી. અને શિષ્યની સમજણમાં આવતુ નથી. માટે જડ, ચેતન, પુરૂષ અગ્નિ, આકાશ, આદિત્ય અક્ષી, પૃથ્વિ, વાયુ ઇત્યાદિ શબ્દોના અર્થ સમજી લેવા. વેદમાં કહ્યું છે કે

**तदेवाग्निः० अदितिर्द्यौरदितिः० इन्द्रंमित्रं ॥**

આ પ્રમાણે મંત્ર દ્રષ્ટા મહર્ષિઓએ અને આપ્ત વર્ગોએ બ્રહ્મ પરત્વે વેદના અર્થ કર્યા છે.

જ્યોતિ એ પરમાત્માનું તેજ કે જેનું નામ અગ્નિ છે, તે ત્રણ પ્રકારે આ વિશ્વમાં જણાય છે. એ તેજને જો બ્રહ્મજ્યોતિ કહીએ તો તે જ્ઞાનસ્વરૂપ દ્રષ્ટા છે. એટલે કે સર્વ પદાર્થનો જોનાર અનુભવનાર વૈભવ વિલાસ લેનાર ઇશ્વર છે. સાક્ષી સ્વરૂપ છે. બીજું સ્વરૂપ કહીએ તો જે તેજ સૂર્ય અથવા સ્વર્ગીય અગ્નિનો પ્રકાશ કે જે બાળનો નથી તેમજ શુન્યવર્તી આભાસ વગરનો જેવો કે ચંદ્રમાં રહેલો પ્રકાશ, ગ્રહ ઉપગ્રહોમાં રહેલો પ્રકાશ, સૂર્ય વિધુતનો પ્રકાશ, આપણને આંખે દેખાતો નથી એમ નથી પણ દેખાય છે તેમ છતાં તે આપણને બાળી નાંખતો નથી. એનું નામ અમે સ્વર્ગીય અગ્નિ

કહીએ છીએ. એ આત્મ જ્યોતિથી કંઇ એક ઉતરતી અથવા નજીકની વસ્તુ છે. હવે ગાર્હપત્ય અગ્નિ એટલે કે રાંધવાના ચૂલામાંનો અગ્નિ જે દઝાડે છે તે પૃથ્વી ઉપરનો બીજી જાતનો અગ્નિ છે, હવે ત્રીજી જાતનો અગ્નિ સર્વ પદાર્થોમાં રહેલો છે એ ગુપ્ત છે. શુન્યવત છે. પણ પદાર્થના કેટલાએક કારણથી તેનો ગુણ સ્પષ્ટ થઇ જણાય છે.જેવી રીતે કે લવીંગ, મરચાં, મરી, ચુનો, જઠરાગ્ની ઇત્યાદિમાં અગ્નિ છે. લવીંગ અજવાળું કરી શકે તેમ નથી તેમજ દઝાડી શકે તેમ નથી પણ દાંતે ચાવ્યાથી મોઢામાં તીખુ તીખું લાગે છે. તે ઉપરથી લવીંગ ગરમ છે. તીખું છે. એમ કહેવાય છે. આ ત્રીજા પ્રકારનો અગ્નિ છે. આ વાત કઠ ઉપનિષદ્‌માં નચીકેતાને યમરાજાએ જે ઉપદેશ ત્રણ અગ્નિનો કરેલો છે. તે આ ત્રણ અગ્નિના સ્વરૂપ છે.

**सुखविशिष्ठा भिधानादेव च ॥ १५**

**સૂત્રાર્થ**—સુખ વિશીષ્ટના કથનવડે આંખમાં જે પુરૂષ જોવામાં આવે છે તે બ્રહ્મરૂપે છે.

**ટીકા**—સુખરૂપ જે આત્મા છે તે આ અક્ષી પુરૂષ છે. તેજ વ્યોમવત્ સર્વ પ્રકાશક દ્રષ્ટા જલકમલવત્ દુઃખથી અલિપ્ત છે એનો અર્થ એ છે કે આંખ દુખવા આવી આંખમાં કાંકરી ગઇ. આંધળો થયો તો આખના દુઃખ વડે કરીને તેમાં રહેલો આકાશવત પુરૂષ એટલે પરબ્રહ્મ દુઃખી થતો નથી કે આંધળો થતો નથી તે તો સર્વત્ર સર્વદા અલિપ્તદ્રષ્ટા છે. પછી આંખ હો કે ન હો તો પણ એના દ્રષ્ટાપણાને કઇ બાધ થતો નથી. એ તો જેમનો તેમ છે. જેવી રીતે કે ઘટમાં કે મઠમાં ઘટાકાશ અને મઠાકાશ રહેલું છે ઘટના ફુટી જવાથી અથવા તો મઠાકાશ બળી જવાથી બ્રહ્દાકાશને કંઇ દુઃખ થતું નથી. તે તો અલિપ્ત છે. જ્યોતિની જ્યોતિ છે. તેમ અક્ષી પુરૂષ જે જ્યોતિની જ્યોતિ છે. તેના નિરતિશય આનંદમાં કદાપી કંઇ ખલલ પડતી નથી.

**श्रुतोपनिषत्कगत्यभिधानाच्च ॥ १६**

**સૂત્રાર્થ**—જેણે ઉપનિષદના રહસ્યને જાણ્યુ છે. એવા બ્રહ્મજ્ઞાની પુરૂષને બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. એ રીતનું સૂચન હોવાથી અક્ષીસ્થ પુરૂષ બ્રહ્મરૂપે છે.

**ટીકા**—અક્ષી પુરૂષની ઉપાસના કરનાર મનુષ્ય શ્રુતિ સ્મૃતિમાં કહેલા દેવયાન માર્ગ જેને બ્રહ્મમાર્ગ, જ્યોતિર્માર્ગ, ઉત્તરમાર્ગ ઇત્યાદિ નામ વડે કહે છે. તે માર્ગે આ દેહના પ્રારબ્ધભોગ પુરા થયા પછી અગ્નિલોક સૂર્યલોક ઇત્યાદિમાર્ગે સગુણ બ્રહ્મની ઉપાસના કરનારા જાય છે. તેજ માર્ગે અક્ષી પુરૂષની ઉપાસનાવાળા પણ જાય છે. એવું સર્વ ઉપનિષદની શ્રુતિઓનો આશય છે.

યમ લોકમાં જનાર પાપીઓ અધોગતિએ અંધારા રસ્તામાં જ્યાં અનંતદુઃખ છે ત્યાં જઈ વારંવાર જન્મમરણને પામે છે. અકાળમૃત્યુ, રોગ, દારિદ્રય, દુઃખ, ભય, ચિંતા, શોક ઇત્યાદિમાં રીબાયા કરે છે. એને માટે **યજુર્વેદ**ના ૪૦માં અધ્યાયમાં **असूर्या नाम ते लोका.** એ માર્ગે આત્માનું હનન કરનાર એટલે પોતે પોતાના હાથે પથરો લઇ માથામાં મારનાર લોહી કાઢનારના જેવો આત્મહત્યારો છે. જે માણસ અંહી જેવો છે તેવોજ મરણ પછી પણ જે જે સ્થાને અથવા લોકોમાં જશે ત્યાં ત્યાં તેવોજ રહેશે. જેવી રીતે કે ખંડુભાઇ નામનો પુરૂષ જડબુદ્ધિનો ચોર ખુની અને ક્રોધી અને દેશદ્રોહી હિન્દુસ્તાનમાં છે તે ફ્રાન્સ, જર્મની, ઇગ્લંડ, અમેરીકા કે ચીન જાપાન જ્યાં જશે ત્યાં એનો કંઇ જાતિ સ્વભાવ જવાનો નથી. કદાપિ ચીનમાં જઇ ચીનાઓના જેવાં કપડાં પહેરશે, લંડનમાં અંગ્રેજના જેવાં કપડાં પહેરેશે તો પણ કપડાની અંદરનો માણસ કદાપી બદલાઇ શકતો નથી. તે પ્રમાણે સઘળું સમજી લેવુ.

પુણ્યકર્મ કરનાર પુરૂષ અગ્નિ, સૂર્ય, ચંદ્ર, તારા, બ્રહસ્પતિ, ગંધર્વ ઇત્યાદિ લોકમાં થઇને જ્યાં અંધારાનું નામ પણ નથી અને સર્વ પ્રકાશમય છે, અને જ્યાં શિવદૂતો વિષ્ણુદૂતો મહર્ષિઓ તથા દેવો દુદુંભી વગાડી વિમાનમાં બેસી આવતા પુણ્યવાન નરને પુષ્પથી વધાવી ઉત્તરમાર્ગે તેડી જાય છે, ત્યાં જાય છે. યજુર્વેદના ૩૮માં અધ્યાયમાં **अंत्येष्टि कर्म** થઇ રહ્યા પછી **श्रुति** નીચે મુજબ જણાવે છે મંત્ર ૭મો **उग्र श्च० भीम श्च०** જોઈ લેવો.

**अनवस्थितेरसम्भवाच्च नेतरः ॥ १७**

**સૂત્રાર્થ**—છાયાત્માની, આંખમાં સ્થિતિ નહિ હોવાથી તેમજ તેનો અસંભવ હોવાથી અક્ષિસ્થ પુરૂષ બ્રહ્મરૂપે છે.

**ટીકા**—છાયા પુરૂષ એટલે ઓળો અથવા આરસામાં પડેલું પ્રતિબિમ્બ જીવાત્મા અક્ષી પુરૂષ અભિમાની, દેવતા એ આત્મા નથી. છાયાપુરૂષ નિત્ય નથી. આરસી ખસેડી લીધી એટલે પ્રતિબિંબ જતું રહે છે. તે અંતર્યામી પણ નથી. તેમજ જીવાત્મા જાગ્રત સ્વપ્ન અને સુસુપ્તિ અને સમાધિ અવસ્થામાં જુદે જુદે સ્થાને હોય છે માટે તે પણ અક્ષી પુરૂષ નથી. દેવતા ચક્ષુની બહાર હોવાથી તેમાં પણ અંતર્યામિપણું સંભવતું નથી માટે "અક્ષીપુરૂષ" શબ્દ જ્યાં જ્યાં આવે ત્યાં ત્યાં આત્મા એવો શ્રુતિનો અર્થ કરવો કારણ કે અંતર્યામિ રૂપે સ્થિત આત્મા એટલે સગુણ બ્રહ્મ અથવા નિર્ગુણ બ્રહ્મ છે, એવો અર્થ કરવો. હવે આગળના ત્રણ સૂત્રવડે કરીને અંતર્યામિનું વર્ણન કર્યુ છે.

अन्तर्याम्यधिदैवादिषु तद्धर्मव्यपदेशाच्च ॥ १८

**સૂત્રાર્થ**—પરમાત્માના જે ગુણો છે તે ગુણોનો ઉપદેશ હોવાથી અધિદૈવ આદિમાં અંતર્યામીરૂપે પરમાત્મા છે.

**ટીકા**—શ્રુતિમાં અધિદૈવમા રહેલા અંતર્યામિ એવું ત્યાં કથન છે પૃથ્વીઆદી જડ વસ્તુને ચલાવનાર, અનિત્યમાં નિત્ય સ્વરૂપ અને તેને નિયમમાં રાખનાર આત્મા છે. તે દ્રષ્ટાસાક્ષી છે. આત્મા અને અમૃત એ અધિદૈવ અભિમાની દેવતામાં સંભવતું નથી તેમજ તે કોઇ ષડ ઐશ્વર્યવાન યોગીમાં પણ સંભવતું નથી. આત્મામાંજ સંભવે છે. સર્વ ભૌતિક પદાર્થો પ્રલયાવસાને લય થવાના અથવા તો બ્રહ્મરૂપમા ભળી જવાના માટે તેમાં આત્મપણું સંભવતુ નથી. માટે તેને અંતર્યામિ પણ કહી શકાય નહિ. પરમાત્માના ગુણો નીચે પ્રમાણે છે.

સુખમય, આનંદયય, જ્યોતિર્મય, શાન્તિમય ભોગૈશ્વર્યમય સર્વાંશે બ્રહ્મરૂપ પરમાત્માના ગુણો છે. અન્ય સગુણ બ્રહ્મ અંશતા તેની એકેક કળારૂપ છે. જેવી રીતે કે આખા વિશ્વને બાળી નાખનાર પ્રલયાગ્નિને દ્રષ્ટાંત તરીકે આપણે લઇએ એનું નામ બ્રહ્માનદ છે તેમાંથી એકાદ ઘરમાં આગ લાગે ને ભડકાઓ થાય તેનું નામ ઇશ્વર છે તે ઘરમાંથી બારોડીઆ વિગેરેનાં લાકડાં જુદા આઘે પડી બળતા હોય તેવા દેવ, તેમાં અંગારા ધગધગતા હોય તેવા પિતરો અન્યગ્રહ ઉપગ્રહ ઇત્યિાદિ સ્વર્ગસ્થ તેજોમય લોકો છે. અને તેમાં મનુષ્ય એ ઝીણા તનખા જેવો છે. ઉપર દર્શાવેલા છે તે સર્વમાં અગ્નિજ એટલે બ્રહ્મજ થોડા વત્તા પ્રમાણમાં જવલંત શકિત એટલે આનદરૂપ બ્રહ્મ પ્રકાશે છે તતડીઓ કંઇ મોટી આગ લગાડી શકતો નથી. તે અતિ અલ્પ શકિત છે. જેવો અગ્નિમાંથી નીકળે છે કે તરત વાતાવરણમાંથી પૃથ્વીપર પડતા હોલવઇ જાય છે તે આગ લગાડી શકતો નથી તેવી રીતે સર્વત્ર બ્રહ્મવિષયમાં સમજવું. તેથી કરીને અધિદૈવતમાં પણ અતર્યામિરૂપે બ્રહ્મશકિત છે એ સ્પષ્ટ થશે.

કર્મનું બીજ જ્ઞાન છે. અને જ્ઞાનનું બીજ કર્મ છે. એમ જે જાણે છે તે યોગી અથવા શુભકર્મોનો કર્તા છે એટલા માટે યજ્ઞાદિ કર્મ આવશ્યક છે. હમે આગલા મંત્રની ટીકામાં ચાર અગ્નિનું વર્ણન કરી ગયા છીએ તે નિરાકાર અગ્નિ છે. પાંચમો અગ્નિ **अग्निम् दूतम् उपवहे.** ઇત્યિાદિ શ્રુતિમાં આવાહન કરેલા શરીરધારી અગ્નિનું વર્ણન કેટલેક અંશે હમે પાતંજલ યોગશાસ્ત્રની ટીકામાં કરી ગયા છીએ. આ ઠેકાણે કંઇક વિશેષ

જણાવીએ છીએ. શરીરધારી એ પાંચમો અગ્નિ છે. તે સાકાર અગ્નિ છે પંચાગ્નિ વિદ્યામાં સ્ત્રીને અથવા પૃથ્વી વિગેરેને તેમજ સ્ત્રી તરીકે અને સૂર્ય અથવા નર પશુ પ્રાણી મનુષ્ય તરીકે પંચમ અગ્નિ કહ્યા છે, કે જેના મન્થનથી પ્રજા ઉત્પન્ન થાય છે. એટલા માટે વિવાહિત સ્ત્રી સાથે ધર્મયુક્ત સભોગ કરવાથી તે નિંદ્ય કર્મ નથી પણ કર્તવ્ય કર્મ છે. શ્રુતિમાં જ્યાં જ્યાં પ્રકૃતિ જન્ય પદાર્થની ઉપાસના છે તે જડ પદાર્થની ઉપાસના નથી પણ તે પદાર્થમાં રહેલી જે જ્ઞાન, ક્રિયા, બળ ઇત્યાદિ બ્રહ્મશક્તિ છે, તેની ઉપાસના છે તેથી તે પદાર્થદ્વારા ફળ આપનાર તો બ્રહ્મશકિતજ છે. જેવી રીતે કે કોઈના ઘરમાં ચોરી થઇ એટલે એ પોલીસને ચોરી પકડવા માટે અરજ કરે છે, પણ સમ્રાટ જે રાજા છે તેની પાસે જઈ ફરિયાદ કરતો નથી કારણકે રાજાની પાસે જવામાં ઘણી અડચણો છે. જેવી રીતે કે વકીલ મારફત કલેકટર સાહેબને અરજી કરવી પડે, તે ગવર્નર સાહેબ તરફ તે અરજી મોકલે, ગવર્નર વૉઇસરૉય તરફ મોકલે, વૉઇસરોય સેક્રેટરી ઑફ સ્ટેટ તરફ મોકલે, સેક્રેટરી ઑફ સ્ટેટ પ્રાઇમ મીનીસ્ટર પાસે મોકલે ત્યારે છેલ્લીવારે તે સમ્રાટ આગળ તે ફરિયાદ વાંચી સંભળાવે છે. સમ્રાટ હલકા કામ જાતે કરતા નથી, તે વળી કોઇ બીજા અધિકારીને તે ચોરી પકડવા હુકમ કરે છે. પોલિસથી માંડીને પ્રાઇમ મીનિસ્ટર સુધી જે કાંઇ ચોર પકડી શિક્ષા કરવાની શકિત છે, તે પોલીસના મનુષ્યની નથી. પણ તે સમ્રાટની શકિત છે. જ્યારે પોલીસનો માણસ પેન્સનર થાય છે ત્યારે ચોર પકડવાની તેનામાં જે સત્તા છે તે જતી રહે છે. માટે તેની આગળ કોઇ ફરયાદ કરતું નથી. તે પ્રમાણે પ્રાકૃતિક પદાર્થની ઉપાસના તે બ્રહ્મોપાસના છે, એ નિઃશંય સ્પષ્ટ થશે. અને તેથી કરીને જેણે જેણે જેને જેને ઇષ્ટ દેવ તરીકે માન્યા છે અને સ્તુતિ કરી છે તે દેવની કે પ્રકૃતિજન્ય કોઈ પદાર્થની ઉપાસના નથી પણ તદ્દ્વારા બ્રહ્મની ઉપાસના છે અને તેજ ફળ આપે છે. મહાભારતમાં લખ્યુ છે કે એક ભીલે દ્રોણગુરૂને કહ્યું કે મને ધનુરવિદ્યા શિખવો ત્યારે દ્રોણગુરૂએ તેને તે શિખવી નહિ. એ ભીલે મટોડીના દ્રોણગુરૂ બનાવી તેનુ પૂજન કર્યું હતું ને શબ્દ વેધી થયો હતો. છતાં તે ધનુંવિદ્યા જાણીને ચોરી અને લુંટફાટ કરી ધનુંવિદ્યાનો દુરૂપયોગ કરશે એ ધાસ્તીથી દ્રોણ ગુરૂએ તેના જમણા હાથનો અંગુઠો દક્ષિણામાં માંગ્યો.

આ સ્થળે દ્રોણના શરીરથી અથવા તો મટોડીના પૂતળાની પાસે શિખવાથી ધનુંવિદ્યા પ્રાપ્ત થઇ એમ સમજવું નહિ. પરંતુ ભીલના અંતરમાં જે

ગુરૂભાવના બ્રહ્મ સ્વરૂપે રહી હતી, તેણે તેને ધનુર્વિદ્યાભ્યાસનું ફળ શુદ્ધ ભાવનાને લઇ આપ્યું હતું. તેજ પ્રમાણે મૂર્તિ પૂજા વીશે પણ સમજવું.

न च स्मार्तमतद्धर्माभिलापात् ॥ १९

**સૂત્રાર્થ**—સ્મૃતિમાં કહેલ પ્રધાન અંતર્યામિરૂપે નથી. કારણકે જે પ્રધાનનો ધર્મ છે તે ધર્મ અતર્યામિને લાગુ પડતા નથી.

*ટીકા*—સ્મૃતિ અને સાંખ્યશાસ્ત્રમાં નિરાકાર એવું પ્રધાન જડ હોવાથી તેમાં ચૈતન્યનો સભવ નથી માટે તેનો અતર્યામિ એવો અર્થ ઘટતો નથી. અંતર્યામિ અર્થ તો આત્મ ચૈતન્ય હોવાથી તેમાંજ ઘટે છે પણ પ્રધાનમાં નથી ઘટતો.

પ્રધાન એ પ્રાકૃતિક દ્રવ્ય છે. અને તે પરમાણુઓનું બનેલું છે. પરમાણુઓ પોતાની મેળે જડ હોવાને લીધે કાંઈ કરી શકતાં નથી, તેમ છતાં તેમાં ચૈતન્યરૂપ પુરૂષનો પ્રવેશ થવાથી હલન ચલન થાય છે. એ દ્રવ્ય પુરૂષની સાદૃષ્યતાવાળું બ્રહ્મની શકિતરૂપજ છે. જેવી રીતે કે, મારી લાકડી, મારી છત્રી, મારા જોડા, મારી પાઘડી, એમ બોલવાથી હું લાકડી, છત્રી, જોડા કે પાઘડી નથી. તેનાથી કંઈક જુદી વસ્તુ છું અને તે મારાથી જુદા છે, માત્ર તેમાં મેં મારૂં સ્વામિત્વ એટલે અભિમાન સ્થાપન કર્યું છે. તે પ્રમાણે મારૂં શરીર, મારી કર્મેન્દ્રિયો તથા જ્ઞાનેન્દ્રિયો, મારાં પંચપ્રાણ, મારૂં મન, મારી બુદ્ધિ, મારૂ ચિત્ત, મારા સંસ્કાર, મારા અંતરના ષટ વિકાર વિચાર ઇત્યાદિ લાકડી અને જોડા જેવા મારાથી ભિન્ન વસ્તુ છે. પણ તે સર્વ હું નથી કારણકે મારા સસ્કાર જ્ઞાનથી ધોવાઇ જાય છે જ્યારે હું નિર્વિકલ્પ સમાધિમાં હોઉ છું ત્યારે મારો જીવ તે પ્રજ્ઞાન બ્રહ્મજ છે તે સિવાય બીજું સર્વ મારૂં છે પણ તે "હુ" નથી.

शारिरश्चोभयेऽपि हि भेदेनैनमधीयते ॥ २०

**સૂત્રાર્થ**—શરિર અંતર્યામીરૂપે નથી. ખરેખર બેઉ શાખાવાળાઓ ભેદ દર્શાવે છે, છતાં સૂચન તો આખરે એકતુંજ થાય છે.

*ટીકા*—કણ્વશાખાવાળા, માધ્યંદિન શાખાવાળા, પરમાત્માથી જીવનું ભિન્નત્વ છે એમ માને છે. જીવાત્મા પરિચ્છન હોવાથી એક દેહમાંથી બીજા દેહમાં જાય છે. સુખદુઃખનો ભોકતા બને છે. કર્મ કર્તત્વ ધર્માભિમાની છે. સુખી દુઃખી છે. માટે અંતર્યામિરૂપે જ્યાં જ્યાં કથન છે ત્યાં ત્યાં ચૈતન્યબ્રહ્મ આત્મા એવો અર્થ કરવો પણ જીવ એવો અર્થ કરવો નહિ.

નીચેની શ્રુતિમાં અંતર્યામિનું સ્વરૂપ આ પ્રમાણે છે.

માંડુક્ય ઉપનિષદ. **सुषुप्तिस्थानमेकीभूत प्रज्ञानघन एव आनंद मयोह्यानंदभुक् चेतो मुख प्राज्ञ स्तत्रीय पादः। एषसर्वेश्वरएषसर्वज्ञ एषोतं अंतर्याम्य मेषयोनि सर्वस्य प्रभवाप्ययौहिभूतानाम नांतः प्रज्ञं० साआत्मासविज्ञेया०** તથા કઠઉપનિષદમાં **यत्तदद्रेश्यमग्राह्य०** ઇત્યાદિ લખ્યું છે.

**अदृश्यत्वादि गुणको धर्मोक्तेः ॥ २१**

**સૂત્રાર્થ**—પરમાત્મા અદૃસ્યત્વાદિ ગુણ વાળા છે. કારણ કે પરમાત્માના આ ધર્મો શ્રુતિમાં પાછળ કહેલા છે.

**ટીકા**—શ્રુતિઓમાં અદૃષ્ય અગ્રાહ્ય ઇત્યાદિ શબ્દો વડે જે ગુણોનું કથન કરેલું છે તે ધર્મો પ્રકૃતિ, પ્રધાન, જીવ, પંચમહાભૂતો, ઇત્યાદિમાં ઘટતાં નથી. પણ સામાન્ય અને વિશેષ જે જે કાંઇ છે તે તે ધર્મો જડભૂતોમાં સંભવતા નથી પણ એ સર્વ ધર્મ આત્મામાં ઘટે છે. જેવી રીતે કે એક મોટી ટંકશાળમાં આખી દુનિયાનો ખજાનો ભરેલો છે અને તેના સીક્કા પાડેલા છે. બીજી પાસથી એક મોટી વખારમાં કાગળનો જથો ભર્યો છે. અને એ કાગળોને હુંડી ચેક કે નોટનું નામ આપેલું છે હવે એક અગ્નિની ચિનગારી હુંડીની વખારમાં પડી તો બધું રાખ થાય છે. એ એનો ગુણ ધર્મ અને સ્વભાવ છે. તે પ્રમાણે જડ જે માયા તેના ગુણધર્મ સ્વભાવ ધૂળ અને રાખ જેવા છે અને તેની કોડી ઉપજે એમ નથી. હવે બીજી બાજુ જે ટંકશાળ છે તેમાં એક અગ્નિની ચિનગારી પડે તો ન બળવું અને પોતાના સ્વરૂપમાં સ્થિત રહેવું એ સીક્કાઓનો ધર્મ છે. ચાંદી તે ચાંદી અને સોનું તે સોનું. આખી ટંકશાળના છાપરા અને લાકડાં બળી જશે પણ અંદરના સોના રૂપાના સીક્કા ઓગળી જઇ તેના મોટા ગઠ્ઠાને ગઠ્ઠા રહેશે. અને એક વાલ પણ ઓછું થશે નહિ. અને નાણાનું કંઇ નુકસાન પણ થવાનું નથી. જ્યાં જ્યાં એ ગઠ્ઠાને લઇને વેચવા જઇશું ત્યાં ચોકશીની કસોટી ઉપર તેના ટચ પણ કમી ન થતાં જેટલાના તેટલા રૂા. ઉપજશે. તે પ્રમાણે જ્યાં જ્યાં ચૈતન્યમય આનંદમય પ્રજ્ઞાન સુખ અગ્રાહ્ય, અકારણ, અચક્ષુ, અશ્રોતા, પાદ તથા હસ્તથી રહીત નિત્ય, વિભુ, વ્યાપક, સુક્ષ્મ, પ્રાકૃત ભ્રહ્મરૂપે તથા અવ્યય ક્ષયથી રહિત અદૃષ્ય વગેરે વિશેષણો આત્મા જે સોનાનું નાણું છે તેના ધર્મ છે. એક ઠેકાણે જર્મન સીલ્વર, પીચગોલ્ડ ઇમીટેશન કાચના હીરા ઇત્યાદિ ઘટોત્કચની માયા જેવું છે. અથવા તો બોર લઇને સોનાની કઠ્ઠી આપવા જેવું છે. આવાથી બાળક, છોકરાં અને મૂર્ખાઓ ઠગાય છે. તેમ માયાથી મનુષ્યો

અને દેવ ઠગાય છે. એ ગીલીટવાળા ઇમીટેશન કાચના ફકડા અથવા પીંચ ગોલ્ડ અથવા ગીલીટવાળા વાસણો પારા ચઢાવેલા ઢબુઓ બજારમાં વેચવા જઇશું તો તેની કિંમત હીરા સોનું જે ખરૂં છે તેટલી ઉપજવાની નહિ. પારો ચઢવેલા ઢબુનો કઇ રૂપિયો ઉપજવાનો નહિ. અને રૂપિયો માંગવા જતાં અથવા રૂપિઆને ઠેકાણે ચલાવતાં ચોકશી તમાચો મારીને ગાળ દેશે. અને કહેશેકે ઢબુનો તે કોઇ રૂપિઓ આપે? ઠગવા આવ્યો છે કે શું? જા કોઇ કચરાપટીવાળાને આપ તે તને રૂપિઓ આપશે. તેમજ ગીલીટમાં જે કાંઇ પીળો ચકચકાટ છે તે કાંઇ તાંબાના લોટાનો કે તાંબાની થાળીનો નથી પણ એતો પેલી ટકશાળમાંના સોનાનો રસ છે, તેનો છે. એમા તો વાલ એક સોનું પેઠુ હશે. તે એક વાલની કીંમત પાવલું છ આના છે. તેની કીંમત વધુ આવે તેમ નથી. જયાં જયાં ચેતન છે એટલે કે વિજળીમાં ઝડપની અતિ વેગવાન ગતિ, સૂર્યમાં પ્રકાશપણુ, અગ્નિમાં દાહકત્વ, જીવમાં ચેતનપણું, પ્રકૃત્તિમાં જ્ઞાનક્રિયા શકિત, આનંદ સુખ, બલ જડત્વ મિથ્યાભ્યાસ બતાવાપણું ઇત્યાદિ ધર્મ આવ્યા છે. કલ્પના કરો કે સૂર્યાદિ પદાર્થોની કિંમત બ્રહ્મતત્વ વિના એક કોડી જેટલી પણ નથી, એના કરતાં કોયલાને હીરાંની કિંમત વધારે છે.

## विशेषणभेदव्यपदेशाभ्यां च नेतरौ ॥ २२

**સૂત્રાર્થ**—વિશેષણ તથા ભેદનુ જે નિરૂપણ છે તે વડે પરમાત્માજ સર્વ ભુત માત્રના કારણરૂપે છે. પણ જીવ કે પ્રધાન એમાંથી કોઇ કારણરૂપે નથી.

**ટીકા**—અને દિવ્ય એટલે સ્વયંજયોતિ અને અમૂર્ત એટલે નિરાકારપણું એ વિશેષણોના ભેદના કથનથી તે અક્ષર એટલે પ્રધાન અને જીવાત્મામાં ઘટતાં નથી. પ્રકૃતિ અને જીવ સ્વયંજયોતિ નથી. પર પ્રકાશી છે. આત્માના પ્રકાશ વડે તેમાં પ્રકાશ દેખાય છે તેથી આ પચ મહાભૂતનું ઉત્પતિ સ્થાન સ્વયંજયોતિ પરમાત્માજ છે. પ્રધાન અને જીવ ઉત્પત્તિ સ્થાન નથી.

સરખાવો શ્રુતિ **दिव्योह्यमूर्त पुरुष: अक्षरात् परत: पुरुष** એ મંત્રો.

## रुपोपन्यासाच्च ॥ २३

**સૂત્રાર્થ**—રૂપના અભિધાનથી પણ પરમાત્મા ભૂતયોનિ રૂપે છે, એમ સિદ્ધ થાય છે.

**ટીકા**—યજુર્વેદમાં રૂપકાલંકાર વડે કરીને જે પુરૂષનું વર્ણન છે તે પુરૂષ એટલે અંતર્યામિ પ્રધાન નથી. જીવનથી મહાભૂત નથી. કારણકે, જે

રૂપનું વર્ણન છે, તે આત્માને સર્વાન્તર આત્મા સ્વયંજ્યોતિ અપરિચ્છિન્ન ઇત્યાદિ વિશેષણો ઘટે છે, અલ્પજ્ઞ જીવ, જડ, પ્રકૃતિ અને પ્રધાન, ભૌતિક અગ્નિ એટલે કોયલા બળીને થાય તે, જઠરાગ્નિ એટલે અન્નને પાચન કરનાર પિત્ત, જેને અંગ્રેજીમાં gostric juice કહે છે. તે અથવા વૈશ્વાનર જે દિવ્ય શકિત અગ્નિની દેવતા અભિમાની કહેવાય છે તેનો આકાર અથવા પુરૂષ શબ્દ વડે કરીને અર્થ લગાડવો નહિ. આકાર કરવાની શકિત સ્વયંજ્યોતિ પરમાત્મામાંજ છે. અને તે શક્તિ બીજા પદાર્થોમાં ઉતરી આવેલી છે તેથી તે શકિતમાન દેખાય છે માટે આકારત્વ એ શબ્દનો અર્થ પરમાત્માંજ ઘટે છે. અલ્પજ્ઞ અને અલ્પશક્તિ જીવમાં ઘટતો નથી. તેમ વિષ્ણુ સુકતમાં કહ્યું છે કે **नते रुपं नचाकारो नायुधानि नचास्पदं तथापि पुरुषाकारो भक्तानांत्वं प्रकाशसे नैव किंचित परोक्षन्ते प्रत्यक्षो एमनकश्चचित कार्याणाम कारणं चैव वचसांवाच्य मुत्तमम् योगिनांपरमासिद्धि परमन्ते परम विदुः** ઇત્યાદિ૦

વળી યજુર્વેદમાં **सहस्त्रशिर्षा०** ઇત્યાદિ પુરૂષ સુકત સર્વને વિદિત હોવાથી તેમ ઠેક ઠેકાણે તેના અર્થ છપાયા હોવાથી અમે આ ગ્રંથમાં તે વિસ્તાર ભયથી અત્રે લખતા નથી. તેમજ **नमस्तेरुद्रमन्यव०** ઇત્યાદિ રૂદ્રાધ્યાયના અર્થ પણ લખતા નથી. કેમકે તેમાં પણ રૂદ્રને પુરૂષાકાર કલ્પેલા છે. વેદમાં ગુણત્રય વિભાગ વસાત નીચે મુજબ આત્મચૈતન્યના વિભાગ કરી એક પરમાત્માને બહુ રૂપે દર્શાવ્યા છે તેનુ કારણ એ કે અલ્પજ્ઞ જીવના ખ્યાલમાં બૃહદ્શકિતનાં ગુણ કર્મ સ્વભાવરૂપ ઇત્યાદિ આવી શકતાં નથી અને તે વિચાર કરતા ગભરાઇ ઉઠે છે.

દ્રષ્ટાંત તરીકે રૂપ અને આકાર કરવાની શકિત માર્કંડેય પુરાણમાં જ્યાં ચંડીપાઠ છે, ત્યાં બ્રહ્મની અદ્દ્ભુત આકાર કરવાની શક્તિનું વર્ણન રકત બીજના દ્રષ્ટાંતથી મુનિવર્યે દર્શાવ્યુ છે. જેટલાં લોહીનાં ટીપાં પૃથ્વી ઉપર પડે તેટલા રકતબીજ પાછા ઉત્પન્ન થતા હતા અને રકતબીજવડે કરીને આખી પૃથ્વિ ભરાઇ ગઈ એટલા આકાર થયા અને શકિતની સાથે યુદ્ધ કરવા લાગ્યા તે વખતે અનેક શકિત સમુહ જે બ્રહ્મ પોતાની જે બીજી શકિત જે સંહાર શકિતને મહાકાળી નામે ઓળખીએ છીએ, તેને બોલાવી કે જેણે પોતાના મુખમાં સર્વ રકતબીજને કાપીને ગળવા માંડયા. તેમજ શ્રી કૃષ્ણ ભગવાને રાસલીલામાં જેટલી ગોપી તેટલા કૃષ્ણ બનાવ્યા, તેમ બ્રહ્મ એ જગ કર્યો તે સમયે હતા તેટલાજ અને તેવાજ ગોવાળીયા અને વાછરડાં

બનાવ્યા, તેનું વર્ણન મુનિશ્વર વ્યાસે શ્રીમદ્ ભાગવતમાં કર્યું છે. સાધુઓની સંગતમાં આત્મચૈતન્યની ભકિત કરનાર ઉદયપુરની સમ્રાજ્ઞી મીરાં ઉપર તેના પતિ રાણાજીએ વ્યભિચારિણીનું તહોમત મૂકયું તે વખત સમ્રાજ્ઞી શ્રી મીરાંબાઇએ કહ્યું ? હે સમ્રાટકે હું નિર્મળ શુદ્ધ સીતાના સરખી સતિ છું. તમારી બુદ્ધિમાં મલવિક્ષેપ આવરણ શકિત પૂર્વકર્મના પાપયોગે સંશયાત્મક બની છે. તેથી આ તમને ખોટો ભ્રમ ઉત્પન્ન થયો છે. સર્વ ચૈતન્યરૂપ સર્વ શકિત સંપન્ન જે તમારો, મારો, આ સાધુ સતોનો અને અખિલ બ્રહ્માંડનો ચૈતન્યરૂપ આત્મા જે પતિ છે એટલે પાલનહાર છે તેની શકિત તમે જાણતા નથી. અને તે સર્વત્રવ્યાપક છતાં તેને તમે જોઇ શકતા નથી. આ સાંભળી તેણે કહ્યું કે મારા કરતાં વિશેષ બલવાન અને સામર્થ્યવાન તારો પતિ ક્યાં છે તે બતાવ ? નહિ તો હું તારા ટુકડેટુકડા કરી નાંખીશ, હમણાં તુ જેને પતિ કહે છે તેનું સામર્થ્ય હતું ન હતુ કરી નાંખુ છું. "મીરાંએ કહ્યું તેતો સર્વત્ર વ્યાપક છે. જ્યાં જોશો ત્યાં છે."

રાણાએ કહ્યું, "મને તો કોઇ ઠેકાણે દેખાતો નથી."

ત્યારે મીરાંએ કહ્યું કે, "સાધુ સમીપ એ નિત્ય વસે છે, દુષ્ટથી રહેછે દુર.

આ સાભળી સમ્રાટશ્રી રાણાજીને બહુ ક્રોધ ચઢયો. અને તરવારવતી મીરાંના બે કટકા કરી નાંખ્યા એટલે તરતજ પેલા બે કટકા મટી જઇને મીરાં જેવી બે મીરાં થઇ. તે જોઈ રાણાએ કહ્યું કે આતો કોઈ જાદુગર બાઇ દીસે છે એમ કહી તે મીરાંને કાપી નાંખી ત્યાર બેની ચાર થઈ. આખરે રાણાજીએ મીરાંને પગે પડીને કબુલ કર્યું કે તું સતિ છે. અને તારી શિખામણથી હું સમજ્યો છું કે તારો પાલનહાર પતિ તેજ મારો પતિ છે. હું મારા પાપ કર્મથી તેને દેખી શકનો નથી. એમ કરી ઇશ્વરભકિતમાં તે દિવસથી જોડાયો.

આવી તરેહના અનેક દ્રષ્ટાંતો ઘણે ઠેકાણે છે. તેમ દરેક ધર્મોમાં છે. તેટલા માટે રૂપ બનાવવાની શકિત જીવમાં કે પ્રધાનમાં સભવી શકતી નથી પણ તે શક્તિ આત્મામાંજ ઘટે છે.

આવી શકિત આત્માએ યોગિશ્વરમાં, યોગેશ્વરોમાં અને યોગીઓ કે જેને અણિમાદિક સિદ્ધિ જે ઇશ્વરને પ્રાપ્ત થાય છે, તેવાઓમાં પણ મૂકી છે. સમ્રાટે વૉઇસરાયમાં, વૉઇસરાયે ગવર્નરમાં, ગવર્નરે કલેકટરમાં, કલેકટરે મામલતદારમા, મામલતદારે તલાટીમાં, તલાટીએ રાવણીયામાં પોતાની શકિત મુકી છે. તે પ્રમાણે આત્માએ પોતાની શકિત હિરણ્યગર્ભથી માંડીને કીટ, પતંગ, અને પત્થર સુધી વધતા ઓછા પ્રમાણમાં મુકી છે.

**वैश्वानरः साधारण शब्द विशेषात् ॥ २४**

**સૂત્રાર્થ**—વૈશ્વાનર પણ પરમાત્મારૂપે છે. કારણકે આત્મા તથા વૈશ્વાનર આ બે સામાન્ય શબ્દમાં પણ વૈશ્વાનરની વિશેષતા છે. માટે તે પરમાત્મારૂપે છે.

**ટીકા—तस्य ह वा एतस्यात्मनो वैश्वानरस्य मूर्धैव सुतेजा** એ છાંદેગ્યની શ્રુતિમાં જ્યાં આત્મા અને વૈશ્વાનર શબ્દો આવે છે. ત્યાં એવી શંકા થાય છે કે આત્મા શબ્દ જીવને લગાડાય છે. તેમ બ્રહ્મને લગાડાય છે. અને વૈશ્વાનર શબ્દવડે બ્રહ્મા અથવા આ વિશ્વને અભિમાની અથવા ભૌતિકાગ્નિ અથવા તો જઠરાગ્નિ અથવા અગ્નિ દેવતા ઇત્યાદિ શબ્દો સાધારણપણે તેના અર્થ થાય છે. પણ શ્રુતિના આજુબાજુના સંબંધથી વૈશ્વાનર એટલે પરબ્રહ્મ પરમાત્મા એવોજ અર્થ કરવો ઉચિત છે. ભગવદ્‌ગીતામાં એ વિષયમાં એક એવો શ્લોક છે કે તું જે જે દેવતાની ઉપાસના કરે છે તે તે દેવતાની ઉપાસનાનું ફળ તદ્દષ્ટા આપનાર બ્રહ્મ ચૈતન્ય સિવાય અન્ય કોઇ નથી. દેવતાનું દૈવત બ્રહ્માત્મ ચૈતન્ય પાસેથીજ આ સર્વમાં ઉછીતું આપેલું છે. જેવી રીતે કે આ ઘરનો સ્વામી હાઉસટેક્સ આપનાર એક માણસ કહે છે કે આ મારૂં ઘર. તેનો પુત્ર કહે છે કે આ મારૂં ઘર. કીડી, મંકોડા, કાનખજુરા ઉંદર વગેરે કહે છે કે મારૂં ઘર પૌત્રો અને વંશજો કહે છે કે મારૂં ઘર, ઘરના નોકર ચાકર કહે છે કે મારૂં ઘર ત્યારે હવે એ ઘર કોનું? આ બધા ઘર છોડીને અગ્નિનીકુમારની ચિતામાં ભસ્મ થઈ જવાના તેમ નહિ થાય તો ઘર એને છોડીને ચાલ્યું જવાનું. વૈશ્વાનર કહે છે. કે એ ઘર તો મારે ખાવાનું છે. હું એ બધાને એક પલકમાં ભસ્મ કરી નાંખીશ. એક શ્લોકમાં કહ્યું છે કે

**धनानिभूमौ पशवश्चगोष्ठे भार्यागृहद्वारे जन स्मशाने देह श्चितायां परलोक मार्गे कर्मानुगोगच्छति जीव एकः**

આનો અર્થ એ થાય છે કે જે કાંઇ પૈસા ટકા અને ઘરેણાં ગાંઠા મેળવ્યા છે તે આ પૃથ્વિ પરજ રહી જવાના છે. પછી તેને બેંકમાં મૂકો, દાટી મૂકો કે તાળા તીજોરીમાં મૂકો તોપણ અહિંને અંહિ પડી રહેનાર છે. ગાડી, ઘોડા, મોટરો, વાડી, વછેરા તે પણ તબેલામાં અથવા જ્યાંના ત્યાં પડી રહેવાના છે. ઘરની બાયડી ઘરના ચકલા સુધી ફૂટીને પાછી ફરશે. મિત્ર સગાં ન્યાતીલા વીગેરે સ્મસાન ભૂમિ સુધીના શાથી છે. દેહને રોજ સાબુ ચોળી નવડાવતા, મીઠી મીઠી રસોઇથી તેનું પોષણ કરતા, તેની રાખ થતા સુધી તે ચિતામાં સાથી તરીકે રહી નાશ પામે છે. આ સર્વ એક પવનનો સપાટો મુખમાંથી નીકળી જતા તે પાછો ન આવે એટલે થાય છે. પરલોકમાર્ગનાં તો કરેલા

કર્મને અનુસાર જન્મ મરણ અને કર્મના ફળ લેવા માટે યમયાતના ભોગવતો ભોગવતો જીવાત્મા એકલો જાય છે.

**स्मर्यमाणमनुमानं स्यादिति ॥ २५**

**સૂત્રાર્થ**—સ્મૃતિવડે પ્રતિપાદન થતું પરમાત્મારૂપ વૈશ્વાનરરૂપે છે. એમ શ્રુતિ તથા સ્મૃતિ બેનું અનુમાન એક સરખું છે. સ્મૃતિમાં પણ વૈશ્વાનર શબ્દ છે તેનો અર્થ પરમાત્મા એવો કરવો.

**शब्दादिभ्योऽन्तः प्रतिष्ठानाच्च नेति चेन्न तथा दृष्टमपदेशाद् संभवात् पुरुषमपि चैनमधीयते ॥ २६**

**સૂત્રાર્થ**—શબ્દાદિવડે તેમજ અંદરને વિશે સ્થિતિ હોવાથી વૈશ્વાનર પરમાત્મારૂપે નથી એમ કહેવું અયોગ્ય છે કારણકે જઠર અગ્નિના સંબંધમાં પરમેશ્વરરૂપ દૃષ્ટિનો અર્થાત પરમેશ્વર તરીકેના ઉપદેશ શ્રુતિમાં છે. જો કે પરમાત્માની માફક જઠરાગ્નિમાં સ્વર્ગ મસ્તક આદિનો સંભવ નથી તેજ પ્રમાણે વાજસનેયી શાખાવાળાઓ પણ વૈશ્વાનરનું પુરૂષરૂપે નિરૂપણ કરે છે.

**ટીકા**—આ જગતને રૂપકાલંકાર વડે કરીને પુરૂષનું રૂપ આપી બ્રહ્મની અનંતશકિતનો પૃથક્ પૃથક્ આજુબાજુના સંબંધને અનુસરી અર્થ કરવાનો છે. વેદમા અનતશકિત બ્રહ્મની ઉપાસના કરવી એ મુખ્ય તાત્પર્ય છે. પામર અલ્પ અને પરિચ્છિન્ન જીવાત્માના ચિત્તમાં બ્રહ્મનો વિચાર પેશી શકતો નથી. કારણકે તે અશબ્દ અગ્યવહાર્ય અતર્ક અને મનવાણીથી નહિ વર્ણાય તેવું છે. જ્યારે એ એવું અઘરૂં છે ત્યારે દરેક માણસ એ નથી એવી કલ્પના કરી શકે. પરતુ તે છે તે છે એમ શ્રુતિ વારવાર પોકારીને કહે છે. પણ તે આ જગતનો પદાર્થ નથી નથી નથીજ એમ પણ શ્રુતિ કહે છે.

**अस्तिचेत ब्रह्मेति-नइति नइति** એ પ્રમાણે બીજી વખત પણ કહે છે.

આ બાબતસમજાવવાને માટે કરૂણાસાગર પ્રભુએ વેદમાં પોતાની સર્વ શકિતમાંથી મુખ્ય મુખ્ય શકિતઓ ભિન્ન ભિન્ન સ્વરૂપે પૃથક્ પૃથક્ દર્શાવી જીવથી ગૃહણ થઇ શકે તેવુ જ્ઞાન તેવી ક્રીયા તેવો ક્રમ તેવી ઉપાસના તેવુ સ્વરૂપ બતાવ્યુ છે. કે જેથી દીન દીન પ્રત્યે બુદ્ધિનો વિકાસ થતાં થતાં આખરે સર્વશકિત બ્રહ્મનું યથાર્થ જ્ઞાન થઇ અનંતમોક્ષ સુખ મળે. આ કરૂણાનીધીની કરૂણા છે. માટે જેનો જેનો અધિકાર છે તેવી વેદપ્રણિત ઉપાસના કરવી શ્રેષ્ઠ છે. દૃષ્ટાંત તરીકે એક મારવાડીને એક યોગી મળ્યો. તેણે કહ્યું કે મારે દરીયો જોવો છે તેમજ સૂર્ય નારાયણને મળવું છે, ને પગે લાગવું છે. તેણે કહ્યું આ દુર્ઘટ કામ છે, તમારાથી નહિ થાય મારવાડમાં પાણીના સાંસાં છે.

તેમજ બુદ્ધિનાં પણ ફાંફા છે. માટે તમે જે આ કુસ્તી કરીને રોજ દંડ પીલો છો. તેને બદલે દંડ કાઢતાં સૂર્યને નમસ્કાર કરી, જય સૂર્યનારાયણ એ મત્ર બોલતા જવું એટલે તે તમને દર્શન દેશે.

જય બ્રહ્મરૂપ મહાસાગર વરૂણ સ્વરૂપ અમને તમારાં દર્શન દેજો, એમ રોજ પ્રાર્થના કરીશ તો વરૂણદેવ પ્રસન્ન થશે અને તને દેખા દેશે. મારવાડીએ પૂછયું કે, વરૂણ દેવ કેટલો મોટો છે આ મારી આચમની જેવડો છે કે પંચ પાત્ર જેવડો છે. યોગીએ કહ્યું કે એથી મોટો. ત્યારે મારવાડીએ કહ્યું કે, ત્યારે શું મારા લોટામાં પાણી માય તેટલો છે. યોગીએ ના કહી કે એથી એ મોટો એમાં ઘણું પાણી છે. ત્યારે મારવાડીએ કહ્યું કે ગાગર જેટલો મોટો છે. યોગીએ ના પાડી કહ્યું કે એથી પણ મોટો છે. મારડી ખીજવાઇ ઉઠયો અને કહ્યું કે મારી ગાગર કરતાં વધારે પાણીનો જથો કોઇ ઠેકાણે છેજ નહિ સૌથી મોટી તો મારી ગાગર છે અને કહ્યું કે આ યોગી નથી પણ કોઇ ગપ્પીદાસ છે. પછી તેણે સૂર્યની ઉપાસના કરવા માંડી હવે સૂર્ય નારાયણ આવા મુરખા અને પાપી માણસની પાસે કેવી રીતે જઇ શકે? તેમ વરૂણદેવ તથા સૂર્યનારાયણ જો મારવાડીની પાસે ન જાય તો **ब्राह्म वाक्यो जनार्दन** અને **वेद प्रणितो धर्म** એ વાકય ખોટાં ઠરે માટે મારવાડીનું રૂપ લઇને સૂર્યનારાયણ તથા વરૂણદેવ બને જણા દર્શન દેવા ગયા. મારવાડીએ તે બેને જોઇને કહ્યુ કે મને જે બે મારવાડી લુટારા મળ્યા હતા તે તમેજ છો માટે અહીંથી જશો નહિ તો, ધોકો લઇને તમને કૂટી નાખીશ. આ ઉપરથી તેમણે કહ્યું કે અમે વરૂણ અને સૂર્ય છીએ. મારવાડીએ કહ્યું કે તમે ચોર છો વરુણને સૂર્ય નથી. માટે જેવા છો તેવા દર્શન દો. તો હું માનું. સૂર્યનારાયણે વિચાર કીધો કે મારે ફરવાના માર્ગમાંથી પૃથ્વિની નજીક એક તલપુર પણ જાઉ તો આખું બ્રહ્માડ તાપથી તપીને તરફડવા માંડશે માટે જેવો છું તેવો તો મારાથી જવાશે નહિ એમ કહી પોતાનું એક કીરણ ઠડામા ઠડુ હતું તે એના ઉપર નાખ્યુ એટલામાં તો આજુબાજુના પદાર્થો બળવા લાગ્યાં અને મારવાડીએ પણ બળી ગયો રે બળી ગયો એમ બૂમ પાડવા માંડી અને સૂર્યનારાયણને ગાળો ભાંડવા માંડી સૂર્યનારાયણે કહ્યુ જેવો છું તેવા સ્વરૂપે દર્શન કરવાની ઇચ્છા કરી, તો હવે તે દર્શન કરી લે નહિ તો થોડી વારમાં બળીને ભસ્મ થઇ જશો. તેણે કહ્યું મારે દર્શન કરવા નથી, તમે જાઓ અંહીથી. તેમજ વરૂણદેવે સમુદ્રનું એક મોટુ મોજું નાંખી મારવાડીને સમુદ્રમાં ઘસડયો અને કહ્યું કે મને જોવો હોય તો હજી આગળ આવ મેઢામાં આંખમાં ખારૂં ખારૂં પાણી જતાં મારવાડી ગભરાઇ ઉઠયો અને એ તણાઈ

ગયો ઓ ડુબી ગયો એમ બૂમ પાડી વરૂણ દેવને ગાળો દેવા માંડી. અને બોલવા માંડયું કે તમારા દર્શન મારે નથી કરવા. તમે અંહીથી ચાલ્યા જાઓ. તે પ્રમાણે અનંત શકિતનો સાગર અને અનંત તેજનો ભંડાર સર્વ સામર્થ્યવાન બ્રહ્મસ્વરૂપ જાણવાને જીવાત્મા અસમર્થ હોવાથી કરૂણા સાગર ઇશ્વરે કૃપા કરી મહર્ષિઓના અંતરમાં સૂર્યના એક એક કિરણ સમાન અથવા સાગરના એક એક મોજા સમાન પ્રત્યેક શ્રુતિમાં જ્ઞાનને દર્શાવ્યું છે. કોઇ ઠેકાણે અગ્નિ શબ્દવડે કરીને શુદ્ધ ચૈતન્ય બ્રહ્મ, કોઇ ઠેકાણે અભિમાની આત્મા દેવતા, કોઇ ઠેકાણે જઠરાગ્નિ, કોઇ ઠેકાણે 'એનીમલ હીટ, એટલે અતરસ્થ ઉરમા, કોઇ ઠેકાણે ભૌતિક ચુલામાંનો લાકડા કે કોયલામાંથી બનેલો અગ્નિ, ઇત્યાદિ નામ વડે તેના ગુણ કર્મ સ્વભાવનું વર્ણન કરી તે દ્વારા ફળની પ્રાપ્તિ ભિન્ન ભિન્ન સ્વરૂપે કરવાની છે. તે અગ્નિના સર્વ સ્વરૂપોમાં ઓતપ્રોત બ્રહ્મની જે એક અગ્નિરૂપ શકિત તેજ કાર્ય કરી રહી છે. તેમજ પ્રાણ, સૂર્ય, વૈશ્વાનર, આકાશ, જીવ, પૃથ્વિ ઇત્યાદિની ઉપાસનાઓ વેદમાં જીવની ઉત્તરોત્તર ઉન્નતિને અર્થે કરી છે એમ સમજી લેવું.

**अत एव न देवता भूतं च ॥ २७**

સૂત્રાર્થ—ઉપર દર્શાવેલા કારણોને લીધે વૈશ્વાનર દેવતારૂપે તેમજ ભૂતાગ્નિરૂપે નથી.

ટીકા—આગળ દર્શાવેલા કારણો ઇત્યાદિથી શ્રુતિમાં સ્વર્ગ જેનું મસ્તક છે ઇત્યાદિ રૂપકાલંકાર વડે જે વર્ણન છે તે આત્માનુંજ છે. અગ્નિ અભિમાની દેવતાનું નથી. તેથી વૈશ્વાનર શબ્દ વડે અગ્નિ દેવનું અથવા ભૌતિક અગ્નિનું વર્ણન છે. એમ સમજવું નહિ પણ તે સ્તુતિ આત્માને લાગુ પડે છે એમ સમજવું.

**साक्षादप्यविरोधं जैमिनीः ॥ २८**

સૂત્રાર્થ—સાક્ષાત્ વૈશ્વાનરની પરમાત્મા તરીકે ઉપાસના કરવી જોઇએ. એમ જૈમિનીનો પણ મત છે.

ટીકા—સાક્ષાત્ જઠર અગ્નિના સંબંધ વિના ઇશ્વરના ઉપાસ્યપણામાં પણ વૈશ્વાનર શબ્દ વડે કરીને અંતર્યામિરૂપે આત્માજ છે એવો જૈમિની ઋષિનો પણ મત છે.

જે પ્રમાણે એકજ અગ્નિ અથવા એકજ વાયુ આખા વિશ્વમાં જુદે જુદે સ્વરૂપે પ્રતિત થાય છે, જેવી રીતે કે, જે ઘરમાં આગ લાગી હોય તેમાં

બારીમાં બારી જેવડો,છાપરામાં છાપરા જેવડો, થાંભલામાં થાંભલા જેવો,બારોઠીયા, પીડીઆમાં, બારણામાં તથા ઘરમાં પડેલા ટેબલ, ખુરશી, બાંક વગેરે પડેલી વસ્તુઓમાં તેના તેના જેવો અને તેના તેના રૂપમાં ભરાયલો તેવડો દેખાય છે, અને તે સિવાય પણ અંદર બહાર ભડકારૂપે, તનખારૂપે, ધુમાડારૂપે, કોયલા રૂપે અને અગારારૂપે, ઘરની અંદર અને ઘરની બહાર દેખાય છે અને તે વ્યાપક છે, નિર્લેપ છે તે પ્રમાણે શુદ્ધ ચેતન જે પરમેશ્વર અંતર–બાહ્ય છે, તે તદરૂપે છે અને નિર્લેપ છે, જેવી રીતે કે ઘરમાં લાગેલી આગમાં એક ગોળી ભરેલી બંદુક છે, અને તરવાર પણ છે તેમાં તરવારને તપાવી તરવારની ભસ્મ થતાં પણ તેને અડકનાર અગ્નિ તરવારથી કપાઇ શકતો નથી. આગમાં મેલેલી બંદુકની ગોળી પણ છૂટી અગ્નિમાંથી પસાર થાય છે તોપણુ તે અગ્નિ તે ગોળાથી મરી જતો નથી કે તેને તે વાગતી નથી. તે પ્રમાણે ઇશ્વર નિર્લેપ છે તેને કોઈ દુઃખ, શોક, ભય, મરણ, અજ્ઞાન, બાધ કરતાં નથી. પછી તે અગ્નિ સ્પષ્ટ આંખે દેખાતો હોય કે ન હોય તેની કાંઇ આવશ્યકતા નથી. લાકડામાં રહેલો અગ્નિ છુપો છે. તેમજ પકવેલા ચુનાના પત્થરમાં કે મરચામાં અગ્નિ છુપેલો છે, પણ તે મરચું ચાખ્યાથી જીભને તરત લાગે છે કે એમાં અગ્નિ છે ને મોંહ બળી ગયું, બહુ તીખું લાગ્યું. ચુનાના પત્થરા ઉપર પાણી રેડતાં તે ફૂફડી ઉઠે છે અને ખદખદ ખીચડીની પેઠે તેમાં થાય છે, આંગળીઓ અડકતા તેમાં દઝાય છે. લાકડાને ચુલામાં સળગાવતા તેમાંનો અગ્નિ પણ ભડકા અને અંગારારૂપે આંખે પ્રત્યક્ષ દેખાય છે. સ્વર્ગીય અગ્નિનું સ્વરૂપ યજમાનને યજ્ઞયાગ કરવાથી દર્શન આપે છે. બોલાવવાથી તે યજ્ઞકુંડમાં દેહવાળો થઇ આપણી માગેલી વસ્તુ હાથમાં લઇ આવે છે, અને આપણી સાથ બોલે છે, એ દેહધારી અગ્નિ સ્વર્ગીય દિવ્ય શરીર ધારી છે. ઇત્યાદિ વાતોનું હમે સહેજસાજ દિગદર્શન આ પુસ્તકમાં અને કાવ્યનંદનિધિમાં તેમજ પાતંજલ યોગસુત્રની ટીકામાં અને રૂદ્રાધ્યાયમાં કર્યું છે.

હમને લોકો હસી કાઢે તોપણુ અસંભવિત વાત જેવુ પણ હમે જે કંઇ જાણીએ છીએ તે ખુલ્લીરીતે લોકોની આગળ તેમની સેવામાં મુકયું છે. અમે રૂદ્રાધ્યાયની ટીકામાં લખ્યું છે કે બીલનું ફળ હોમવાથી તે સુવર્ણરૂપ થઇ જાય એ આ મંત્રના પ્રયોગનું ફળ છે. સંસ્કૃત ટીકાકારે લખ્યું છે, તેનો તરજુમો અમે કર્યો છે. અમને લાગે છે કે ઇશ્વરે કોદાળી વગર સમુદ્રનો આવડો મોટો ખાડો ખોદયો. અને એડીસન સાહેબે ગ્લાડસન સાહેબનું ભાષણ ફોનોગ્રાફની પ્લેટમાં ઉતાર્યું અને બળા વગર બળાતું કામ કર્યું એ જેવું અજબ છે તેવુંજ

બીજના ફળનું સુવર્ણમાં રૂપાન્તર ઇશ્વરની મંત્રવડે ઉપાસનાથી થવું એમાં આશ્ચર્ય નથી. અમારા પૂર્વજોએ ગાયના વાછરડા પાસે અને ડગલા પાસે, એટલે અંગરખા પાસે વેદમંત્ર બોલાવ્યા હતા. અને તેથી તેમનું નામ વસ્તા અને કોકા પડયું હતું. એ વાત હાલ હસી કાઢવામાં આવશે. તેમ છતાં પણ જેને વેદના સ્વરગાન પરમાણુઓના કંપન એટલે વેવસ પ્રાણાયામ ઇત્યાદિ યોગૈશ્વર્યની માહિતી છે તેને તો આ વાત સત્યજ લાગશે.

મૂર્ખ માણસનું બોલવું અને આચરણ કરવું તે કોઇ પ્રપંચી, લુચ્ચા માણસ જેવુ અથવા તો દારૂ પીને લવારો કરનારના જેવું અથવા બાળક છોકરાના જેવું નિષ્ફળ નિવડનાર છે એમ વિદ્વાનો માને છે. લક્ષણ અને પ્રમાણથી જે કઇ સત્ય ન્યાયયુક્ત ભાષણ અથવા કર્મ હોય તેને કદી નિષ્ફળ નહિ થનાર માને છે. તેને તે સત્ય અને દેશકાલ દ્રવ્ય ઇત્યાદિથી બાધ થઇ શકતો નથી. એટલા માટે સર્વ દાનમાં વિદ્યાદાન અને વિદ્વાનોનુ બોલવુ અથવા લખવું શ્રેષ્ઠ છે. અન્નદાનથી ક્ષણિક તૃપ્તિ મળી ભુખ મટે છે પણ પછી ભુખને ભુખ રહે છે પૃથ્વીદાનથી અને કન્યાદાનથી સ્વર્ગીય સ્ત્રી સુખાદિ ભોગ મળે છે પણ જ્ઞાન મળતું નથી, જ્ઞાન વિના શાંતિ થતી નથી, રાજ પ્રપંચમાં કોઇ સમજે નહિ તે જાતની લુચ્ચાઇ કરી, રંકને રંજાડી નીચોવવાની જે કઇ બુદ્ધિ છે તેનું નામ પુણ્યકર્મ કહેવાય નહિ. આ પ્રકારની બુદ્ધિ તેનુ નામ ચોર, લુટારા, ખુની, સટોરીઆ, ઠગદલાલો, ખુશામતીઆ, પેટભરૂ ઇત્યાદિ જેવું છે. માટે તેને ધાર્મિક પુરૂષો બુદ્ધિમાન ગણતા નથી. તે તો નારકીય સ્થિતિ પ્રાપ્ત થવાના કર્મ છે. હાલમાં નિશાળોમાં ઘણી ભાષાઓ શિખવી છોકરાઓના મગજ બગાડતાં હોય તેવું શિક્ષણ લાગે છે. અને તેઓ ત્રીસ વરસની અંદર મરણને શરણ થાય છે. એક કવિ લખે છે કે, "મેટ્રીક તો મરવા પડયા, બી. એ. થતા બે હાલ, એમ. એ. થતા મરણે દીઠા જુવો કેળવણીના હાલ," એવી એવી વાતો જોડે અતિશયોક્તિ અલંકાર વાળી કવિની વાણી છે. તોપણ તેમાં કાંઇ સત્ય તો સમાયલુંજ છે. અને લોક હીત અને સદ્બોધનો તેમાં ઉદ્દેશ છે. સર્વ દાનમાં શ્રેષ્ઠ દાન વિદ્યાદાન છે. આ જન્મમાં કદાચ વિદ્વાનોને અતિશ્રમ અને દારિદ્ર વેઠી સ્વાર્થ સમર્પણ કરવો પડે છે, તેમ છતાં તે આવતા જન્મમાં અને નહિ ધોવાય તેવા સર્વ બંધનથી છૂટવા દીવસાનુ દિવસ ઉન્નતિ થવા બ્રહ્મવિદ્યા સિવાય બીજું જ્ઞાન અને દાન શ્રેષ્ઠ નથી. હમારા ગ્રન્થો જે સંસારી પ્રપંચથી ભરપુર નથી, તે સાધારણ લોકોને રૂચાત નથી. વાંચવાના અને ભણવાનાં અધિકારી સંત, સાધુ

ત્યાગી, સંન્યાસી અને ભિક્ષુકો છે. એટલા માટે હમારા ગ્રન્થો અને કાવ્યો દ્રવ્યવાન દાનેશ્વરીઓએ જથ્થાબંધ ખરીદ કરી, છોકરાઓની વરસગાંઠ, વિવાહ માતાપિતાના મરણની તિથિ, ઇત્યાદિ સમયે નિશાળોમાં છોકરાઓને ધર્મ શિક્ષણાર્થે દાનમાં આપવા એ શ્રીમંતોનું કર્તવ્ય છે.

આ પુસ્તક લેખનનો મિથ્યાભિમાની વિદ્વાનોનો સેવક હું છું. મારા અંતર્યામિએ મારી બુદ્ધ્યાનુસાર જે કાંઇ અન્તરમાં સ્ફુરણ કર્યું તે લોકકલ્યાણર્થે બહાર પાડયું છે. પછી જેમ બને તેમ સાદી અને સરળ ભાષામાં ગામડીઆઓ પણ સમજે અને બાયડી છોકરાઓને અધિકારી બનાવવા અને ધર્મના માર્ગે સુઝડવા એ મારી મનોવાન્છના છે, તે સર્વાત્મા ઇશ્વર સફળ કરો. હું વેદ શાસ્ત્રપુરાણ માનનારો શ્રી આદ્યશંકરાચાર્યનો અનુયાયી અને અગ્નિને બ્રહ્મ સ્વરૂપ જાણી તેમનો પૂજક છુ, તદનુસારે મારા ગ્રન્થોની રચના છે, તેમાં (૧) પરમાણુવાદથી (૨) પરિણામવાદથી વિવર્તવાદથી સમજાવવા પ્રયત્ન કર્યો છે. તેમાં અજાતવાદ અમે લખ્યો નથી, કારણકે તેના અધિકારી માસીસ Masses એટલે સામાન્ય જન સમુદાય નથી. એટલુ કહી આ ગ્રન્થ વિદ્વાનોના ચરણમાં મુકાયે છીએ.

अभिव्यक्तेरित्याश्मरथ्यः ॥ २९

**સૂત્રાર્થ**—શ્રુતિનું આ પ્રમાણેનું પરિચ્છેદન છે. એમ અસ્મરથિ મત-વાળા માને છે.

**ટીકા**—ઇશ્વરનું જ્ઞાન થવા માટે ઇશ્વરને પ્રાદેશમાત્ર છે, એવું ઉપાસના કરવા માટે સહેલું સમજાય તેથી લખ્યું છે. પણ આત્મા કાંઇ પ્રાદેશમાત્ર નથી. ઉપાસકોની સુગમતા માટે છે એમ અસ્મરથ્ય આચાર્ય માને છે.

अनुस्मृतेर्बादरिः ॥ ३०

**સૂત્રાર્થ**—બાદરિ નામના આચાર્ય એમ માને છે કે પરમેશ્વરને વિષે અનુસ્મરણ હોવાથી પ્રાદેશમાત્ર શ્રુતિયોગ્ય છે.

**ટીકા**—બાદરી આચાર્ય પણ આત્માને પ્રાદેશમાત્ર માને છે. તે પણ ઉપાસકની સુગમતાને અર્થે છે.

सम्पत्तेरिति जैमिनिस्तथाहि दर्शयति ॥ ३१

**સૂત્રાર્થ**—જૈમિનિ આચાર્ય માને છે કે સંપત્તિથી પ્રાદેશમાત્ર શ્રુતિ યોગ્ય છે. કેમકે શ્રુતિ પણ તેજ રીતી દર્શાવે છે.

ટીકા—કેટલીએક શ્રુતિમાં વૈશ્વાનર શબ્દવડે કરીને વિશ્વનું મૂર્ધાદિની કલ્પના અને પ્રાદેશમાત્ર તેમાં આત્મા છે. તે પણ ઉપાસનાની સવડ માટે છે. સર્વત્ર આત્માનીજ ઉપાસના સમજવી એવો જૈમિનિ આચાર્યનો મત છે.

आमनन्ति चैनमस्मिन् ॥ ३२

સૂત્રાર્થ—વળી જાબાલ મતાનુયાયીઓ આને પરમાત્માને આમાં અર્થાત્ મસ્તક અને દાઢીના મધ્યવિશે સ્થિતિ કરનારા રૂપે વર્ણવે છે.

ટીકા—આજ્ઞાચક્રમાં એટલે ગણપતિનું કે મહાદેવનું ત્રીજુ નેત્ર છે, તેનું વૈશ્વાનર શબ્દવડે કરીને ઉપાસકે ધ્યાન ધરવું. તેથી પણ આત્મજ્યોતિના દર્શન થાય છે. વસ્તુતઃ એ સ્થાનમા પણ શાખા અરૂંધતિ ન્યાયે આત્માનીજ ઉપાસના છે. એમ જાબાલઋષિ ઉપદેશ કરે છે.

॥ ॐ तत्सत् ब्रह्मार्पणमस्तु ॥



# श्री ब्रह्मसूत्र अध्याय १

## પાદ ૩.

### द्युभ्वाद्यायतनं स्वशब्दात् ॥ १

**સૂત્રાર્થ**—સ્વર્ગ તથા પૃથ્વિ આદિના આશ્રય રૂપે પરબ્રહ્મ પરમાત્મા છે. આ વાત આત્મશબ્દથી સિદ્ધ થાય છે.

**ટીકા:**—સ્વર્ગ અને પૃથ્વિનો આધાર આકાશ એટલે અંતરીક્ષ અથવા મુખ્ય પ્રાણવાયુ નથી. સ્વશબ્દવડે આત્મા સમજવો. એને માટે ઋગવેદની શ્રુતિનો નીચે મુજબ આધાર છે.

**अदिति द्यौ० अदिति द्यो० रदितिरंतरिक्ष मदिति र्माता सविता सपुत्राः विश्वेदेवा अदितिः पंचजना अदिति र्जात मदिति र्जनित्वं ॥**

આ શ્રુતિનો ભાવાર્થ

અદિત શબ્દ વડે કરીને **अदूदृति** એટલે બધાને ખાઇ જાય તે. એટલે સંહાર શકિત અથવા ઘો એટલે આકાશ એટલે અંતરિક્ષ અથવા પોલાણ તે સમજવું. અદિતિ એટલે જેને પુરાણમાં દેવ માતા કહી છે, તે અથવા પિતા જગત જનની અને જગત ઉત્પાદક પિતા, પુત્ર, પણ તેજ વિશ્વે દેવા અખિલ બ્રહ્માંડાધપતિ અથવા પિતરોના દેવ શ્રાદ્ધમાં આવે છે તે, **પંચજન** જે ઉત્પન્ન થઇ ગયું તે ભૂતકાળ, અને હવે પછી ઉત્પન્ન થશે તેની શકિતરૂપ આત્મ તત્વ છે. આ સર્વ શબ્દ આત્મા, અને તત્ અભિમાની દેવતા, તે પદાર્થો તે મહાભૂતો ઇત્યાદિને લાગુ પડે છે. કારણ કે એકજ આત્મા સર્વ રૂપ છે માટે ચિદાત્મ ચૈતન્ય જ્યોતિ જે મુખ્ય છે તેની ઉપાસના સર્વત્ર મુખ્યત્વે કરીને કરવાની છે, અને ગૌણ પક્ષમાં તત્ તત્ પદાર્થની ઉપાસના છે. જેવી રીતે કે આત્મચૈતન્ય શ્રીકૃષ્ણ ભગવાન જે સ્વયંજ્યોત વિષ્ણુ છે તેજ અંશાવતાર લઇ ગોપાલ થયા. જે વખતે બ્રહ્માજી છળ કરવાને અર્થે વાછરડાં સ્વર્ગમાં ઉઠાવી લઇ ગયા, તે વખતે વાછરડાં, ગોપ, બાળકો લાકડી, વાંસળી તેમના અંગરખા, ટોપી, વસ્ત્ર, ને જોડારૂપ ભગવાન પોતે થયા. તે પ્રમાણે આ મુખ્ય આત્મ ચૈતન્ય અંશા અંશી વિભાગે કરીને જડમાં જડ પદાર્થ સુધી થયાં છે. માટે આપણે જે ઉપાસના કરી જડ અવસ્થામાંથી શુદ્ધ ચૈતન્યરૂપમાં

મળવું તે અર્થે સર્વ કર્મ ઉપાસના અને જ્ઞાનનો આશય છે. એમાં એક છાણનો પોદળો જેને ગોવર્ધન પર્વત બનાવ્યો છે અને પૂજે છે તે અને જંગલમાં બાવળીયા નીચે જંગલીઓની મેલડી માતા કે જે એકાદ ગોખલામાં હોય છે તેની પૂજા અને પ્રાર્થના જે કોઇ શુધ્ધ ભાવથી કરે છે, તે શુધ્ધ ચૈતન્ય આત્માને પહોંચે છે, અને તેની મન વાંચ્છના પુરી થાય છે.

**मुक्तोपसृप्यव्यपदेशात् ॥ २**

**સૂત્રાર્થ**—મુકત પુરૂષને સંસાર બંધનથી મુકત થઈ પરબ્રહ્મ ગતવ્યરૂપે છે. આ રીતનો ઉપદેશ છે. માટે પરબ્રહ્મ સ્વર્ગ પૃથ્વી આદિના આયતનરૂપે છે.

**ટીકા:**—મુકત પુરૂષોના અનુભવ ઉપરથી મોક્ષમાં પ્રાપ્ત થવાને યોગ્ય બ્રહ્મ છે, એમ સિદ્ધ થાય છે, પણ સ્વર્ગ અને પૃથ્વિ અથવા પ્રાણ વાયુ નથી. માટે સ્વ શબ્દ વડે કરીને આત્માનેજ સમજવો.

આ સંબંધમાં શ્રુતિ પ્રમાણ અર્થવ વેદ **सत्येनोत्तभिता० येनद्यौरुग्रा० पृथ्विव०**

આ વેદવાકયો વડે આ સૂત્રનો ભાવાર્થ સુસ્પષ્ટ થાય છે એટલે અમારે કંઇ લખવાની જરૂર નથી.

**नानुमानमतच्छेदात् ॥ ३**

**સૂત્રાર્થ**—સ્વર્ગ પૃથ્વી આદિનું આયતન અનુમાન ગમ્ય પ્રધાન નથી કારણકે કારણબ્રહ્મ અપ્રધાનરૂપે અર્થાત્ ચેતનરૂપે છે.

**ટીકા**—સપ્ત લોકાદિ જડને ઉત્પન્ન કરે અને નિયમમાં રાખી ચલાવે તેમજ તેની વ્યવસ્થા કરે ઇત્યાદિ કર્મ થઈ શકે નહિ, માટે તત્‌શબ્દવડે કરીને સાંખ્યશાસ્ત્રમાં કહેલું પ્રધાન, તે સર્વનુ સ્થિતિ લય અને ઉદ્‌ભવ કરનાર છે, એવું અનુમાન કરવું નહિ. પણ એ સર્વશકિત આત્મામાંજ છે. એથી આત્મા એમ અર્થ કરવો. પ્રધાન છે એમ અર્થ કરવો નહિ.

**प्राणभृच्च ॥ ४**

**સૂત્રાર્થ**—જીવાત્મા પણ સ્વર્ગ પૃથ્વી આદિના આયતનરૂપે નથી.

**ટીકા**—પ્રાણ એટલે જીવપણ સ્થિતિ લય ઉદ્‌ભવ કરનાર અધિષ્ઠાન નથી. એ સર્વશકિત આત્મરૂપ ખજાનામાંજ છે. બીજા કશામાં નથી.

**भेदव्यपदेशात् ॥ ५**

**સૂત્રાર્થ**—જ્ઞેય તથા જ્ઞાતૃભાવનો વ્યપદેશ હોવાથી જીવાત્મા જીવને આયતનરૂપે નથી.

**ટીકા**—બ્રહ્મને જાણવાની તથા ઉપાસના કરવાની જરૂર છે. અને જે જ્ઞેય છે એટલે જાણવાની અને પ્રાપ્ત કરવાની વસ્તુ છે તે બ્રહ્મ છે. આવી તરેહનો જીવ અને બ્રહ્મમાં ભેદ હોવાથી અધિષ્ઠાન જીવને સમજાવતું નથી. પણ બ્રહ્મ સર્વનું આધિષ્ઠાન છે.

**प्रकरणात्** ॥ ६

**સૂત્રાર્થ**—પરમાત્માનુંજ પ્રકરણ હોવાથી જીવાત્મા આયતનરૂપે નથી.

**ટીકા**-કયા એક તત્વને જાણવાથી સર્વ જાણી શકાય છે. એ પ્રશ્નનો **कश्मिन्नु०** એ શ્રુતિમાં ઉત્તર આપ્યો છે કે એક બ્રહ્મ તત્વને જાણવાથીજ સર્વ જાણી શકાય છે. કારણકે તેજ સર્વજ્ઞાન અને સર્વ વસ્તુનુ અધિષ્ઠાન છે જીવમાં સર્વશક્તિ ન હોવાથી, તેમ સર્વજ્ઞાન ન હોવાથી, તેમાં સર્વોદ્ભવ સ્થિતિલય કરવાનુ સામર્થ્ય ન હોવાથી અને નિયમમા રાખી શકવાની શકિત ન હોવાથી, આજુ બાજુના વિષયનો સબધ લેતા એવો સ્પષ્ટ અર્થ થાય છે કે, તે સર્વનું આધિષ્ઠાન આત્માજ છે. જીવ નથી.

નાસ્તિકમત ખડન કરવા માટે અને જન સમુદાયને સમજાવવા માટે હમે આ ધોરણ હસ્તગત કર્યુ છે. તે એ કે (૧) શિષ્યની શકા ઉપનિષદની શ્રુતિ વિરૂદ્ધ અથવા વેદની ઋચાથી વિરૂદ્ધ છે, માટે તે હમે સ્વીકારતા નથી. એમ કહી હમે તેની વાત ઉડાવી દઇએ છીએ. શ્રુતિમાં એક બીજાથી વિરોધ છે નહિ. માટે તમારૂં માનવુ શ્રુતિ વિરૂદ્ધ હોવાથી હમે માનતા નથી. હમારી વાત સપ્રમાણ છે ને તમારી વાત સપ્રમાણ નથી. પ્રત્યેક શ્રુતિ બતાવતા અને ખડન મંડન કરતા ગ્રન્થનો મોટો વિસ્તાર થઇ જાય માટે એકજ શબ્દ વડે પતાવી દઇએ છીએ. જન સમુદાયને સહેલથી સમજાવવા માટે હમે દ્રષ્ટાંતની કલ્પના કરી વાર્તા રૂપે ને સાદા શબ્દમાં શકા નિવારણ કરીએ છીએ.

**स्थित्यदनाभ्यां च** ॥ ७

**સૂત્રાર્થ**—સ્થિતિ તથા ભોગનો શ્રુતિમાં વિભાગ પાડેલ હોવાથી જીવાત્મા આયતનરૂપે નથી.

**ટીકા**—કર્મફળનો ભોગ અને ઐદસૈન્ય સ્થિતિ, લય, ઉદ્ભવ કરનાર પામર જીવ નથી પણ અનંત આનદ અને અમૃતનો અગાધ સાગર સર્વશકિતરૂપ બ્રહ્મ છે તેજ અધિષ્ઠાન છે. અને જીવ અધિષ્ઠાન નથી એવો અર્થ સમજવો.

ચૂલામાં લાકડું સળગાવીએ તો લાકડાની રાખ થાય છે. પણ ચૂલાની રાખ થઇ થતી નથી. તેમજ એક દેહને એટલે જીવના શરીરમાં એક

ટાંચણી ચે ચીએ તો તેને ટાંચણી ભોંકાયાનું દુ:ખ થાય છે. પણ સામો માણસ જે બેઠો છે તેને કાંઇ ટાંચણી ભોંકાયાનું દુ:ખ થતું નથી એટલે જીવનુ જ્ઞાન ઘણુંજ ટુંકુ અને પરિચ્છિન સાડા ત્રણ હાથના શરીર જેટલુંજ છે. સમુદ્રમાં એક આગબોટ ચાલી જતી હોય અથવા તળાવમાં એક કાંકરો નાંખીએ તો તેના વતુલો હેંક આખા તળાવમાં થાય છે. સમુદ્રમાં આગબોટ દોડતી હોય તો તેના કંપનો આખા સમુદ્રમાં જણાય છે. તે પ્રમાણે બ્રહ્મને જે કાંઇ થાય છે, તેના કંપનો અખીલ બ્રહ્માંડમાં સર્વત્ર પસરી જ્ઞાન થાય છે. તેથી તેને અનંત જ્ઞાન થાય છે. આ ઉપરથી સ્પષ્ટ થશે કે શ્રુતિમાં જે કાંઇ હૃદયગુહામાં બે પક્ષી એટલે જીવ અને શિવનો ભેદ દર્શાવ્યો છે, તે વિશે વિશેષ વિચાર કરી વાચનારે વેદાનુકૂલ અર્થ કરી સમજી લેવો.

**भूमा सम्प्रसादादध्युपदेशात् ॥ ८**

**સૂત્રાર્થ**—ભૂમા આત્મા પરબ્રહ્મરૂપે છે, કારણકે પ્રાણનું નિરૂપણ કર્યા પછી તેનો ઉપદેશ છે.

**ટીકા**—છાંદોગ્ય ઉપનિષદ્‌માં **भूमात्वेव०** એ મંત્રથી ભૂમા તને મોક્ષનો માર્ગ બતાવશે એમ લખ્યું છે તે ઠેકાણે ભૂમા શબ્દવડે કરીને પ્રાણ એવો અર્થ સમજવો નહિ, કારણ કે સુસુપ્તિ અવસ્થામાં જ્યારે મન, બુદ્ધિ, ચિત, અહંકાર ભાસતાં નથી. તે સમયે પ્રાણ જાગે છે એટલે કે ઘન સુસુપ્તિ અવસ્થામાં જ્યારે શરીર કાષ્ટવત્ પડી રહે છે અને મનને તથા ઇન્દ્રિયોને માંકડ, ચાંચડ, મચ્છર કરડે તે જણાતા નથી, અને દેહ શબવત પડી રહે છે, તે સમયે ભૂમા એટલે પ્રાણ ક્રિયા કરતો રહે છે. તથાપિ તે જડ છે, તેથી તે જ્ઞાન કરાવી શકતો નથી. જ્ઞાન કરાવવાની શકિત તો બ્રહ્મમાંજ છે. તેથી તે ભવની પાર લઇ જઇ શકે છે. માટે ભૂમા શબ્દ વડે કરીને તે ઠેકાણે ચિદ્રુપ બ્રહ્મ સમજવો. પ્રાણ સમજવો નહિ.

**धर्मोपपत्तेश्च ॥ ९**

**સૂત્રાર્થ**—શ્રુતિએ પ્રતિપાદન કરેલ ભૂમાના ધર્મો પરમાત્મામાં છે. એ રીતની પ્રતિ પત્તિ હોવાથી ભૂમા પરમાત્મારૂપે છે.

**ટીકા**—ચૈતન્યપણું, અમરપણું, બંધ, મોક્ષ આપવાની શકિત, સત્યપણું, પોતાના સામર્થ્યમાં સ્વાશ્રયી થઇ રહેવું, ઇત્યાદિ ધર્મો સર્વ સુખની ખાણ જે બ્રહ્મ છે તેમાં સંભવે છે. પણ પ્રાણમાં સંભવતા નથી. માટે ભૂમા શબ્દ વડે કરીને બ્રહ્મ ચૈતન્યનો અર્થ કરવો.

જગતના સર્વ પદાર્થને આકાર છે. તે તે આકારને નાશ થવાનો ભય છે. આકાર સર્વત્ર વ્યાપક નથી. તે પરિચ્છિન્ન છે. એ આકારને કાયમ રાખવા માટે કંઇને કંઇ કરવું પડે છે. જેવી રીતે શરીરને ક્ષુધા તૃષા મટાડવા અન્નથી પોષણ કરવું પડે છે. અને જો તેમ ન કરીએ તો તે દેહ મરી જાય. એટલે આકાર ભાંગી જાય. આત્મા, પરમાત્મા નિરાકાર હોવાથી તેને જીવના જેવો ભય વગેરે થતો નથી. તેથી અલ્પશક્તિ અને અલ્પજ્ઞાનરૂપ એવો જે જીવ છે તેની ઉપાસના કરવી, એવો શ્રુતિનો કોઇપણ ઠેકાણે આશય નથી. પણ સર્વત્ર સર્વનું આદિ કારણ જે બ્રહ્મ છે, વિભુ છે, તેની ઉપાસના ઠેર ઠેર શ્રુતિમાં છે એવો અર્થ કરવો. જીવની, આકાશની, પ્રધાનની, કે અન્ય કારણની ઉપાસના કરવા માટે જ્યાં લખ્યું છે ત્યાં તત પદાર્થ જે બ્રહ્મનુ સ્વરૂપ છે તેની અને શુદ્ધ ચૈતન્ય બ્રહ્મનીજ ઉપાસના છે. પ્રાણની ઉપાસના નથી.

નીચેના ત્રણ સુત્રમાં અક્ષર બ્રહ્મ જે ૐ તેનુ અંતર શબ્દવડે કરીને ગ્રહણ કરવું કે બ્રહ્મ ચૈતન્યનુ ગ્રહણ કરવું તે દર્શાવ્યુ છે.

**अक्षरमम्बरान्तधृतेः ॥ १०**

**સુત્રાર્થ**—અક્ષર બ્રહ્મરૂપે છે. કારણકે આકાશાન્ત અર્થાત આકાશાદિ વિકાર સમુહના આશ્રયરૂપ અક્ષર બ્રહ્મ છે.

**ટીકા**—બ્રહદારણ્યની શ્રુતિમા ગાર્ગીના પ્રશ્નના ઉત્તરમાં યાજ્ઞવલ્કયે કહ્યું, કે અખિલ બ્રહ્માંડમાંની સર્વ વસ્તુનો આધાર આકાશ છે. એ આકાશ અક્ષર બ્રહ્મમાં છે તે ઠેકાણે અક્ષર બ્રહ્મનો અર્થ ૐ એ ન કરવો. ૐ તો વાચ્યાર્થ છે. પણ લક્ષ્યાર્થ બ્રહ્મ છે. ૐ એવો શબ્દ થવો એ આકાશનો ગુણ છે. માટે અક્ષર શબ્દવડે કરીને બ્રહ્મચૈતન્ય એમ અર્થ સમજવો. અક્ષરમાં ક્ષર-પણું છે એટલે ભુંસાઇ જવા પણું છે માટે અક્ષર તે બ્રહ્મચૈતન્યજ છે. કાગળ ઉપર લખેલી નિશાની જે ૐ તે નથી એમ સમજવું.

ૐ છે તે બ્રહ્મ સ્વરુપ હોવાથી આકાશથી પણ મોટું છે. જો કે આકાશ એ સર્વ વસ્તુનો આધાર છે. પણ તે અક્ષરબ્રહ્મ કરતાં નહાનું છે. માટે તદન્તરગત તે છે. જગતમાં શિવ અને ગણપતિ ઇત્યાદિને ત્રણ નેત્ર છે. સર્વ કોઇને બે નેત્ર છે. બે આંખે જો પાટો બાંધીએ તો આપણને કાંઇ દેખાતું નથી. પણ જેને ત્રણ આંખ છે તેની બે આંખે પાટો બાંધવાથી પણ તે ત્રીજી આંખે દેખે છે. એ ત્રીજી આંખનુ નામ જ્ઞાનમય શુદ્ધ ચૈતન્ય યોગાગ્નિ છે. અને તે અક્ષરબ્રહ્મ છે, તેને જ્ઞાનજ્યોતિ કરીને કહે છે, અને તે બે આંખ વગર ત્રીજી આંખેપણ જોઇ શકે છે. દૃષ્ટાંત તરીકે પ્રલય સમયમાં

અખિલ બ્રહ્માંડને નાશ થતું એ ત્રીજુ નેત્ર જુએ છે, અને આ વિશ્વ પાછું ઉદ્દભવતું પણ તેજ ત્રીજી આંખ જુએ છે. એ આંખનો નાશ કદી થતો નથી. તે તો દૃષ્ટા સાક્ષી છે.

હવે અક્ષરબ્રહ્મના સ્વરૂપમાં અખિલ વિશ્વરચના અને ત્રૈગુણ્ય પ્રકૃતિ નીચેના કોઠાથી સ્પષ્ટ જણાઇ આવશે.

**પુરૂષ અને પ્રકૃતિ વિષે ગુંચવણ ન થાય માટે કેટલોક ખુલાસો નીચે પ્રમાણે આપ્યો છે.**

| સત્વ પ્રકૃતિના ગુણ | રજો પ્રકૃતિના ગુણ | તમસ્ પ્રકૃતિના ગુણ |
|---|---|---|
| સર્વ ભુતમા અભેદ ભાવ તે સત્વ પ્રકૃતિ છે તેનુજ નામ બ્રહ્મ જ્ઞાન છે. (કર્તાની ભાવના) (હવે કર્મની ભાવના કહીએ છીએ) નિત્ય કર્તવ્ય કર્મ, અભિમાન રહિત, રાગ, દ્વેપ, તજીને જે નિષ્કામ કર્મ તે સાત્વિક કર્મ | દ્વૈતનુ જ્ઞાન જે ભેદ ભર્યું છે તેને રજો ગુણી જ્ઞાન કહે છે. (કર્તાની ભાવના) (હવે કર્મની ભાવના કહીએ છીએ.) કલેશવાળુ, અહંકાર યુકત, ફળેચ્છું કર્મ તે રજસ્ કર્મ | હેતુ વગરનું, તત્ત્વ વગરનુ, અતિ સંકુચિત્ત જ્ઞાન. એકજ વસ્તુને સર્વ વસ્તુ જેવું સમજે એવું અંધ પરંપરા જ્ઞાન તે તામસ જ્ઞાન છે. (કર્તાની ભાવના) (હવે કર્મની ભાવના કહીએ છીએ.) બંધન થાય એવું, ક્ષય કરે, બીજાને પીડા કરે, મોહાત્મક, સામર્થ્યના વિચાર રહિત કર્મ તે તામસ્ કર્મ છે. |

પ્રકૃતિ દ્રવ્યના ગુણો એક બીજાની વિરૂદ્ધ છે. જગતમાં બે મુખ્ય તત્વ ભૌતિક પદાર્થમાં જણાય છે. જેવી રીતે કે અગ્નિ અને જળ, જળનો સ્વભાવ નીચે ગમન કરવાનો છે, દેવતાને ઓલવી નાખનારો છે, ઠંડુ છે, શરદી કરવાવાળું છે, આલ્હાદ આપનાર છે, પર પ્રકાશી છે; અગ્નિએ ઉંચે ગમન કરનારો. જળને શોષણ કરી લેનાર, ગરમ, ગરમી કરનારો, સંતાપ કરાવનાર, પાચન કરનાર સ્વપ્રકાશી છે.

પૃથ્વીના ધર્મો કઠીણત્વ, અવયવ રચના, ગુરૂતા, આધાર આપવાપણું, સહિષ્ણુતા, સુરભિ, અસુરભિ છે.

વાયુના ધર્મ-તિર્યગગ્જવાપણું, પવિત્રત્વ, ચલત્વ, ગતિ આપવાપણું છે.

આકાશના ધર્મ–ષડ્જ, ગાંધારાદિસ્વરો, વિભુત્વ, અવકાશ આપવાપણું છે.

જળના ધર્મ–મધુર, આમ્લ, રસ, પ્રભા, શુકલતા, મૃદુપણું, ગુરૂત્વ, પૃથ્વિ આદિ ભુતોની પંચ અવસ્થા છે.

પ્રધાન દ્રવ્યો પાંચે ભૂતોમાં એક સરખી રીતે વ્યાપક થઇ રહેલાં છે તેથી તેનું નામ સામાન્ય પ્રધાન દ્રવ્ય એવું પડયું છે.

શબ્દ અને આકાર એ વિશેષ ધર્મ છે. એ બન્ને સર્વ ભુતોમાં જુદા જુદા છે.

પાંચે ભુતોમાં પ્રાપ્ત થએલું સત્વ, રજસ અને તમસરૂપ ત્રિવિધ પ્રકૃતિ દ્રવ્ય તે અન્વય છે. (અન્વય એટલે ઘણું કરીને કારણ શરીર હશે)

ગંધાદિ તન્માત્રાઓ ઉપાદાન કારણની સ્થિતિ છે. કાર્ય એટલે કારણ દ્રવ્યની અવસ્થા વિશેષ છે.

જય એટલે જે વસ્તુ ઉપર યોગીનો સ્વતંત્ર કાબુ હોય તેનું નામ તેનો જય કર્યો કહેવાય છે.

ગુણ એ પચ મહાભુત છે. અને પ્રધાન એ દ્રવ્ય છે.

સ્વરૂપ એટલે સાત્વિક અહંકારનું ઉત્પન્ન થવું.

તામસ પ્રકૃતિ દ્રવ્યનુ અણું તે અહંકાર છે. તેથી તેમાંથી અન્નની ઉત્પત્તિ છે અને અન્નથી મન થાય છે.

કારણના ગુણો કાર્યમાં હોય છે, કાર્યમાં તે ગુણોનો નાશ થતો નથી. ભોગ અને અપ વર્ગ એ બુદ્ધિસત્વમાં છે.

પ્રધાન એ ગુણત્રયની સામ્યાવસ્થાવાળી પ્રકૃતિનું નામ છે. પ્રકૃતિને હલનચલન કરી વત્તા ઓછા પ્રમાણમાં જગતમાં કર્મ કરનારી શકિતનું નામ આપીએ તો ઠીક લાગે છે. અને પ્રધાન તે લય થનારી હલન ચલન વગરની પ્રકૃતિ છે તેને પ્રધાન એ નામ આપવું હમને ઠીક લાગે છે.

મહત્ તત્વ એટલે પ્રકાશમય સત્વ સ્થિતિ તે બુદ્ધિ સત્ત્વનું નામ છે.

વૃત્તિનો જે આકાર તે પુરૂષનો આકાર હોય એમ થાય છે.

વિવર્ત એટલે વેઇવઝ (waves) અથવા કંપનો. ફોનોગ્રાફની પ્લેટ જોરમાં ફરવાથી બોલનારાના અવાજના વેઇવિઝ તેમાં થાય છે. તેથી તેમાં પુરૂષનો અવાજ અથવા ગાયન ગાવાની શકિત આવી સંભળાય છે.

આ સર્વ અક્ષર બ્રહ્મજ છે.

**सा च प्रशासनात् ॥ ११**

**સૂત્રાર્થ**—આકાશ પર્યંત સર્વ વસ્તુનું ધારણ કરવા રૂપ કર્મ અક્ષરનું છે. એમ શ્રુતિની આજ્ઞા છે.

**ટીકા**—જગતની સર્વ વસ્તુનો અર્થાત્ ચંદ્ર, સૂર્યાદિ ગ્રહગણોનો આધાર ચૈતન્યબ્રહ્મ છે. જેની સાસન કરવાની શકિત પ્રધાનમાં એટલે જડ-પ્રકૃતિમાં નથી. સૂર્ય, ચંદ્ર ઇત્યાદિ સર્વ જગત પોતપોતાના કર્મમાં મર્યાદાશીલ રહીને નિયમિત કર્મ કરે છે. તેનો નિયંતા પ્રધાન નથી પણ ચૈતન્ય બ્રહ્મ છે. શ્રુતિમાં કહ્યું છે **भीसास्मात० वात प्रवते भीसा तपति सूर्यः** ઇત્યાદિ ચૈતન્ય બ્રહ્મનો ભય છે, અને પ્રશાસન છે. તે શિક્ષા કરી શકે છે એટલા માટેજ વાયુ વહન કરે છે, અગ્નિ બાળે છે, ઇન્દ્રાદિ દેવો પણ છકી જતા નથી, તેટલા માટેજ ગણપતિએ હાથમાં અંકુશ રાખ્યો છે, શિવે ત્રિશુળ રાખ્યું છે. વિષ્ણુએ ચક્ર ગદા અને સારંગ રાખ્યા છે. લક્ષ્મી રાખી છે. શિવે મહાકાળીની સાથે લગ્ન કર્યા છે. બ્રહ્માએ બ્રહ્માસ્ત્ર રાખ્યું છે, અને હંમેશા જ્ઞાન વિચાર કર્યા કરે છે. અને નવાં નવાં શસ્ત્રો ઉત્પન્ન કરે છે, માટે પ્રશાસન વિના કોઇ કોઇને ગાંઠતુ નથી. જે જીવો પછી યક્ષ રાક્ષસ કીન્નર હો કે દેવ હો તો પણ તે સાધન સંપન્ન થયા વગર કોઇ પર પણ કાબુ રાખી શકતા નથી. માટે પ્રશાશનની અવશ્યે જરૂર છે. એમ આપ્તવાક્યો ઇત્યાદિશાસ્ત્રો જેઓ પ્રાણીમાત્રના સુખના અર્થે પ્રવૃત્ત થયાં છે, તે વેદ અને ઉપનિષદ કર્તવ્ય પ્રબોધે છે. એટલા માટે એકલાજ સત્વ ગુણથી જે કોઇ પ્રવૃત્ત થાય છે, તે ફોકટ ફાંફા મારી પરાજ્ય પામે છે.



**અક્ષર બ્રહ્મ.**

- **પુરૂષ.**
  - સંસ્કાર
  - જ્ઞાન
  - પ્રાણુ ઇત્યાદિ.
- **પ્રકૃતિ.**
  - પ્રધાન
  - માયા
  - અવિદ્યા
  - વિદ્યા
  - ભોગૈશ્વર્ય
  - સિદ્ધિઓ.

પાંચ મહાભૂતો તેના પરમાણુઓ એક એકથી ચડતી ઉતરતી શકિતના હલકા અથવા ભારે, સામર્થ્યવાન હોય છે.

શબ્દ તન્માત્રા, આકાશતત્ત્વ, વિભુ, સર્વ આધેય વસ્તુનો આધાર,સૌથી હલકા, મહાશકિતવાન બુદ્ધિની અંદરછે.

વાયુ, સૂત્રાત્મા, પ્રાણુ, સુક્ષ્મ શરીર.

અગ્નિ, સૂર્ય, વિદ્યુત, ચન્દ્ર, તારા, શરદી ને ગરમી.

જળ, રસ, તન્માત્રા.

પૃથ્વી સર્વથી વધારે જડ પરમાણુવાળી અને નાની છે.

### अन्यभावव्यावृत्तेश्च ॥ ११

**સૂત્રાર્થ**—બ્રહ્મથી ભિન્નનો ભાવ અક્ષર વિશે શ્રુતિ દર્શાવતી નથી, માટે અક્ષર બ્રહ્મરૂપે છે.

*ટીકા*—શ્રુતિમાં જ્યાં જ્યાં દ્રષ્ટા, શ્રોતા, મંતા, વિજ્ઞાતા, આધાર, ઇત્યાદિ વડે કરીને જે કંઇ અક્ષર બ્રહ્મ એટલે ૐનું સાધન બ્રહ્મદાહરણમાં ધરવાનું કહ્યું છે તે, જડ પ્રધાન અચેતનને ધ્યાનમાં ધરવાનું કહ્યું નથી. અચેતનમાં ચૈતન્યનો અભાવ ઇત્યાદિ ભેદ વડે કરીને અક્ષર શબ્દવડે ચૈતન્યનું ગ્રહણ કરવું. જડ પ્રધાન પ્રકૃતિનું ગ્રહણ કરવું નહિ.

### ईक्षति कर्मव्यपदेशात् सः ॥ १३

**સૂત્રાર્થ**—દર્શનના કર્મનો વ્યપદેશ હોવાથી અપર બ્રહ્મ પણ બ્રહ્મરૂપે છે.

**ટીકા**—ૐ શબ્દવડે કરીને જીવાત્માને ધ્યાન ધરવા યોગ્ય પરમપુરૂષ ચૈતન્ય છે. જડ પ્રધાન પ્રકૃતિ નથી. દર્શનથી સાક્ષાત્કાર કરવા યોગ્ય નિર્ગુણ બ્રહ્મ છે.

અપર બ્રહ્મ એટલે સગુણ બ્રહ્મનો ઉપદેશ શ્રુતિ કરે છે. તે દેશકાળ આકારાદિ વડે સગુણ બ્રહ્મ હોવાથી, ધ્યાન કરનારને દ્રષ્ટિગોચર થવા સૂર્ય લોક એટલે બ્રહ્મ લોકમાં જઇ, પ્રત્યક્ષ સ્વર્ગ સુખ લેવા સૂર્યની ઉપાસના અને સામ ગાયન વડે બંધનથી મુક્ત થઇ, સૂર્યમાં અભેદરૂપે રહી પરબ્રહ્મ એટલે નિર્ગુણ બ્રહ્મ ને પામે છે. એનુંજ નામ મોક્ષ એજ છેલ્લી પરમ ગતિ, એજ પરમાવધિ છે. એથી આગળ બીજું કાંઇ નથી.

### दहर उत्तरेभ्यः ॥ १४

**સૂત્રાર્થ**—દહરાકાશ પરમેશ્વરરૂપે છે. કારણ કે આ રીતના હેતુઓ છે.

ટીકા—છાંદોગ્યની શ્રુતિમાં દહરાકાશ એટલે હૃદયની અંદર જે કંઇ પોલાણ છે, અને જેને અંગ્રેજીમાં વેન્ટ્રીકલ્સ (Ventricals) કરીને કહે છે. તેમાનું આકાશ ઉપાસ્ય નથી. તેમજ જીવ પણ ઉપાસ્ય નથી. કારણ કે વાક્ય શેષવડે કરીને અજર, અમર, નિષ્પાપ, શોક રહિત, ક્ષુધા શૂન્ય, તૃષારહિત, સત્યકામ, સત્યસંકલ્પ ઇત્યાદિ આત્માનાં ઓળખઇ આવે એવાં ચિન્હો પરમાત્માના છે. જડ, આકાશ, પામર, મરણધર્મી જીવનાં નથી.

મનુષ્યના શરીરમાં આંબા ઉપર કેરી લટકતી હોય તેવું ડબી બાજુએ અન્તઃકરણ છે તેમાં જે કાંઇ પોલાણ છે તે મનુષ્યમાં મનનું સ્થળ છે. તથાપિ તેમાં અતિ અલ્પ પણું હોવાથી પૃથ્વી અને સ્વર્ગ આદિનો સમાવેશ સંભવતો

-નથી. તે તો મહત્ આકાશમાં સંભવે છે. જે પ્રમાણે છાપરાના કાણામાંથી આકાશ દેખાય છે. તેમાં સૂર્ય ચંદ્રાદિક સ્વર્ગ સમાઇ શકે નહિ, પણ મહત્ આકાશમાં તો તે પ્રત્યક્ષ સમાયલા દેખાય છે. છાપરામાંનું બાકું અને મહત્ આકાશ એ બે વસ્તુ જુદાં જુદાં છે, એ સમજ અભણ માણુસની છે. વિદ્વાન તો એમ સમજે છે કે, આ ધરજ બધું અને છાપરૂં મહત્ આકાશમાં રહ્યું છે. તે કાંઇ ઘરના છાપરાના કાણામાં નથી. તે પ્રમાણે દહરાકાશ અને મહત્ આકાશ એકજ છે. ભેદરૂપે જે શ્રુતિમાં કલ્પેલું છે, તે અલ્પજ્ઞ શિષ્યને ઉપાસના કરવા માટે ગુરુએ સમજાવ્યું છે.

**गतिशब्दाभ्यां तथा हि दृष्टं लिङ्गांच ॥ १५**

**સૂત્રાર્થ—**તેજ પ્રમાણે દહરાકાશ પરમાત્મારૂપે છે, એમ ગતિ તથા શબ્દવડે જોવામાં આવેલ તથા નિરૂપણ છે.

**ટીકા—**અખિલ બ્રહ્માંડને વસવાનુ ઠેકાણું મહદાકાશ છે. સુસુપ્તિકાળમાં અથવા સમાધ અવસ્થામાં જીવાત્મા મનુષ્યના હૃદયાન્તર આકાશ છે, ત્યાં ગતિ કરીને એટલે જઇને આશ્રય લે છે. તેથી કરીને શ્રુતિમાં આકાશની ઉપાસના કહી છે. પણ અન્ય લિંગો (એટલે ઓળખવાની ખાસ નિશાની) અજર, અમર, ઇત્યાદિ આકાશમાં સંભવતા નથી. માટે દહરાકાશ શબ્દવડે કરીને ચૈતન્યબ્રહ્મની ઉપાસના કરવી એ શ્રુતિનું તાત્પર્ય છે.

**धृतेश्च महिम्नोऽस्यास्मिन्नुपलब्धेः ॥ १६**

**સૂત્રાર્થ—**ધૃતિ અથવા ધારણુ કરવારૂપ શકિત દહરાકાસની કહી છે વળી આ ધારણુ કરવાનો (ધારણાકર્ષણ શકિત જેને અંગ્રેજીમાંcentry pital સેન્ટ્રીપીટલ એન્ડ સેન્ટ્રી ફ્યુગલ centry fugal ફોરસીઝ કહે છે અને જેને વિષે હમારા યોગસૂત્રો વિગેરે ઠેકાણે ઠેકાણે વર્ણન કરી ગયા છીએ તે છે) મહિમા પરમાત્મામાંજ જોવામાં આવે છે.

**ટીકા—**કેટલી એક શ્રુતિમાં વિધારણ કરનાર દહરાકાશ છે. એમ લખ્યું છે. ત્યાં આગળ મુખ્ય વિધારણ કરવાની શકિત ચૈતન્ય બ્રહ્મની છે. કારણકે તે મહદાકાશને પણ વિશેષ ધારણ કરનાર મહદ્ બ્રહ્મ ચૈતન્ય છે. માટે તે ઠેકાણે આકાશની ઉપાસના કરવાની નથી. બ્રહ્મની ઉપાસના કરવાની છે. એવો તે શ્રુતિનો હેતુ સમજવો.

સૂત્રમાં અસ્મિન શબ્દ છે તેનો અર્થ દહરાકાશ છે એમ સમજવું. એ હૃદયમાં જે આકાશ છે તેમાં ચંદ્ર સૂર્યાદિ ગ્રહનક્ષત્રો ધારણ કરવાની અને ફેરવવાની તથા નિયમમાં રાખવાની શકિત કાંઇ હાર્ટ (heart)ના વેન્ટ્રીકલ્સ (ventrical)માં નથી પણ પરમાત્ની મહાન શકિત છે. માટે સર્વ શ્રુતિઓનો આશય એ છે કે દહરાકાશ માત્ર અલ્પ બુદ્ધિ શિષ્યને ઉપાસના સમજાવવાને અર્થે કહી છે. એ પ્રમાણે બીજી ઉપાસનાઓ વિષે પણ સમજવું. દહરાકાશ એ સમાનાધિકરણ એટલે સમાનધર્મ સમાનશકિત, અને સમાન ગુણવાળા હોવાથી શ્રુતિએ બન્નેને એક સરખામણી તેનો બોધ કર્યો છે.

### प्रसिद्धश्च ॥ १७

**સૂત્રાર્થ**—દહરાકાશ પરમેશ્વરરૂપે છે એમ શ્રુતિમાં પ્રસિદ્ધિ છે.

**ટીકા**—આકાશ શબ્દવડે કરીને દહરાકાશ અથવા અતરાકાશ અથવા મહદાકાશ ઉપાસ્ય છે. એવો અર્થ કરવો નહિ પણ આકાશ શબ્દવડે કરીને સર્વ પ્રકાશક ચૈતન્ય બ્રહ્મજ છે. ઉપાસ્ય છે કે જે મહદાકાશને પણ પ્રકાશ કરનાર છે માટે આકાશ શબ્દવડે કરીને પરમાત્મા ઉપાસ્ય છે. આકાશ એ પરમાત્માનુંજ નામ સમજવુ.

### इतरपरामर्शात् स इति चेन्नासंभवात् ॥ १८

**સૂત્રાર્થ**—અન્ય અર્થાત્ જીવનો સમાવેશ થવાથી જીવ દહર રૂપે છે, એમ કોઇ કહે તો તેમ નથી, કારણકે તે રીતનો અસંભવ છે.

**ટીકા**—ઉપાસ્ય બ્રહ્મ શુદ્ધ ચૈતન્યને બદલે જીવ શબ્દ વડે દહરાકાશની ઉપાસના છે. એમ કહો તો તે ઘટીત નથી. કારણકે દહરાકાશમાં જીવની પેઠે પરિચ્છિન્નપણું નથી, અભિમાન નથી. બુદ્ધિ આદિ ઉપાધિ વડે કરીને તે આકાશની બરાબર છે એમ કહો તો તે સંભવતુ નથી. આકાશમાં કર્મ સસ્કાર અને પાપ પુણ્યના ભોગ ઇત્યાદિ જે જીવના ધર્મ છે તે સંભવતા નથી. તેથી જીવ અથવા આકાશની ઉપાસના કરવી યોગ્ય નથી. ઉપાસના તો શુદ્ધ ચૈતન્ય બ્રહ્મનીજ કરવાની છે કે જેમાં સસાર બંધનથી જીવને મુક્ત કરવાની શકિત છે. તે અલ્પ જીવ અને જડ આકાશમાં નથી.

### उत्तराच्चेदाविर्भूत स्वरुपस्तु ॥ १९

**સૂત્રાર્થ**—પાછળના વચન વડે દહરાકાશ જીવ રૂપે છે એમ આ શંકા થાય તો તેમ નથી, કારણકે જીવ આવિર્ભૂત અર્થાત્ પ્રગટ સ્વરૂપવાળો છે.

**ટીકા**—શાખા અરૂધન્તી ન્યાયે દહરાકાશમાં એટલે હૃદયાન્તરના આકાશમાં જીવ અને શિવ વસે છે એમ શ્રુતિમાં કહેલું છે. શરીરરૂપી વૃક્ષ ઉપર આ બે પક્ષીઓ તરીકે શુદ્ધ ચૈતન્યનું વર્ણન કરે છે. તેથી દહરાકાશ બ્રહ્મ છે એમ શંકા કરો, તો તે સંભવતુ નથી. આંખની અંદરથી જોનાર અને જાણનાર દ્રષ્ટા આકાશ નથી. પણ જીવ છે અને તે જીવ દુષ્ટ સંસ્કાર રહિત હોય તો શિવ છે. માટે શિવ અને જીવનું અધિષ્ઠાન દહરાકાશ નથી. શુદ્ધ ચૈતન્ય જે શિવ કે જે ઉપાધિનું ગ્રહણ કરવાથી કરીને જીવ સ્વરૂપ કહેવાય છે તેજ ઉપાસ્ય છે. આકાશમાં દ્રષ્ટાપણુ છે નહિ. તેથી તે નેત્ર દ્વારા જોઇ શકે તેમ નથી. જોનાર તો જીવ છે, અને જીવ જ્યારે શુદ્ધ અને પાપરહિત થાય છે ત્યારે શુદ્ધ ચૈતન્યજ છે. માટે શુદ્ધ ચૈતન્યનીજ ઉપાસના કરવાની છે. પરિચ્છિન્ન પાપ ગ્રસ્ત જીવ કે જડ આકાશની ઉપાસના કરવાની નથી. એ શ્રુતિનું તાત્પર્ય છે. આ ઠેકાણે પૂર્ણ ચૈતન્ય અને પામર જીવ કે જે બન્ને બ્રહ્મસ્વરૂપ છે, અને વિભુ છે, એટલે કે આકાશની પેઠે સર્વત્ર વ્યાપક છે, તેનો ભેદ અને અભેદ સમજાવવાની જરૂર છે. દ્રષ્ટાંત તરીકે એમ જાણો કે આપણે રશિયાની ઉત્તરે જ્યાં બરફના ઢગલે ઢગલા વિના કઇજ નથી. એવા સ્થળે ગયા તો ત્યાં આકાશની પેઠે સર્વત્ર વ્યાપક બરફને બરફજ છે. એ બરફને એક મોટી ચારણીમાં ભાંગીને મૂકયું અને એ ચારણીને સહજ ગરમી સૂર્યનો તાપ લાગતાં પરિચ્છિન અને ઝીણાં ઝીણાં પાણીના ટીપાં તે ચાલણીમાંથી પડવા લાગ્યા. પણ અતિશય ટાઢને લીધે તે પાણીના ટીપાં ફરીને બરફના કકડા ભિન્ન ભિન્નરૂપે થઇ ગયા, એ સર્વનું નામ બરફજ છે. પાછું તે એકઠું થઇ જાય છે અને ભેદ રહેતો નથી તેમ જીવ અને શિવનો ભેદ કલ્પના માત્ર છે વસ્તુતઃ ભેદજ નથી. હવે જે સૂર્યનો તાપ કહ્યો છે અથવા ઠંડક કહો છો તેને **પ્રકૃતિ** અથવા તો પ્રકૃતિમા વસેલી શીતતા એટલે ઠડક છે તે ભેદ અને અભેદ બરફમાં કરાવ્યા કરે છે તે પ્રમાણે આકાશ છે. માટે ઠંડકનું નામ કદી બરફ કહેવાય નહિ. તે પ્રમાણે જીવ શિવ અને આકાશનો ભેદ સમજી લેવો.

**अन्यार्थश्च परामर्शः ॥ २०**

**સૂત્રાર્થ**—જીવ ભાવનો પરામર્શ અન્ય અભિપ્રાયને લીધે છે.

**ટીકા**—દહરવિદ્યાના વાકય શેષમાં જે જીવનું વર્ણન છે તેને પરમાત્માનું સ્વરૂપ છે એમ માની શંકા કરવી નહિ. કેમકે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થામાં દ્રષ્ટારૂપે રહેનાર પરમાત્મા છે. સંપ્રસાદ શબ્દ શ્રુતિમાં છે.

તેથી કરીને પ્રસાદ આપનાર અને પ્રસાદ લેનાર એનો ભેદ પ્રતિપાદન કર્યો છે. તેમાં પ્રસાદ પામનાર જીવ છે અને પ્રસાદ આપનાર પરમાત્મા છે. પામર જીવ સર્વશક્તિમાન ઇશ્વરને પ્રસાદ આપે એનો સંભવ નથી. પ્રસાદ તો જીવને પ્રભુ ની ... સેથી પામવાનો છે. માટે આ ઠેકાણે ઉપાસ્ય જીવ નથી પણ પરમેશ્વર છે.

## अल्पश्रुतेरिति चेत्तदुक्तम ॥ २१

**સૂત્રાર્થ**—અંતરાકાશ અલ્પ છે, આ રીતની શ્રુતિ હોવાથી દહરાકાશ પરમેશ્વર નથી, આમ જો તમે કહેશો તો તેનો પરિહાર કહેવામાં આવ્યો છે.

**ટીકા**—હૃદયાન્તર આકાશ અલ્પ છે એમ શ્રુતિમાં છે. માટે તે જીવને અર્થે લખ્યું છે. એવી શંકા થાય તો તેનું સમાધાન આગળ લખી ગયા છીએ. કારણકે નિષ્પાપતા ઇત્યાદિ વિશેષણો જે પરમાત્માના લીંગ છે તે જીવાત્મામાં સંભવતા નથી. માટે દહરાકાશને ઠેકાણે પામર જીવ ઉપાસ્ય છે, અથવા જાગ્રદાદિ ત્રણે અવસ્થાનો દ્રષ્ટા જીવ છે એમ સમજવું નહિ, પણ પરમાત્મા છે માટે તેજ ઉપાસ્ય છે.

## अनुकृतेस्तस्य च ॥ २२

**સૂત્રાર્થ**—જેને અનુસરી સૂર્યાદિ પ્રકાશે છે તે બ્રહ્મરૂપે છે. તથા તે જ્યોતિના પ્રકાશથી સર્વમાં પ્રકાશનું સામર્થ્ય છે.

**ટીકા**—મુંડક ઉપનિષદની શ્રુતિમાં તેના પ્રકાશથી આ સર્વ પ્રકાશે છે, એમ લખ્યુ છે. તો તેના શબ્દ વડે કરીને કોઇ વસ્તુ છે કે પરમાત્મા છે એવી શંકા થાય તો **तस्य** શબ્દ વડે કરીને સ્પષ્ટ થાય છે કે, તે મુખ્ય પ્રકાશનો ખજાનો પરમાત્મા છે. તેની પાસેથીજ સૂર્ય, અગ્નિ, વિદ્યુત, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર, તારા ઇત્યાદિ સર્વ પ્રકાશે છે. પ્રકાશ કરવાની સત્તા પરમાત્માની છે અને તેની પાસેથી થોડી થોડી સત્તા સૂર્ય અગ્નિ આદીએ ગ્રહણ કરી છે. માટે જે કંઇ ઉપાસના કરવાની છે તે જડ જગતના કોઇપણ પદાર્થની ઉપાસના કરવાની નથી, પણ પરમાત્માનીજ ઉપાસના કરવાની છે.

કેટલાએક સમાન ધર્મ જડ વીગેરે પદાર્થોમાં બ્રહ્મ સદૃશ્ય છે, તેથી તે પદાર્થ એટલે સૂર્ય, આકાશ ઇત્યાદિની ઉપાસના શ્રુતિમાં કહેલ છે, એમ અર્થ કરવો નહિ. જે પદાર્થને લઇને ઉપાસના કરવી કહી છે, તે તત્ જડ પદાર્થની નથી, પણ તેમા જે બ્રહ્મ સાદૃસ્યતા છે તેને લઇને કરી છે. બ્રહ્મના સર્વ ધર્મો જગતના કોઇપણ બીજા પદાર્થમાં નથી. જેવી રીતે કે કોઇની પાસે વધતી ઓછી રૂા. ની થાપણ છે. છતાં એ કાંઇ નાણાનો ખજાનો કહેવાતો નથી.

સર્વસ્વ નાણાંનો ખજાનો તો ટંકશાળ છે. બધા જે કોઇ નાણાંવાળા બન્યા છે. તેઓ ટંકશાળના પૈસાને લીધે પૈસાદાર કહેવાય છે. માટે પૈસા પાડવાનું મુખ્ય સ્થાન તથા પૈસા આપવાની શક્તિ કોઇપણ વ્યક્તિના ઘરમાં નથી. પણ ટંકશાળમાં છે. તે પ્રમાણે સૂર્ય, અગ્નિ, વિદ્યુત એમાં જે જે કાંઇ પ્રકાશક શક્તિ છે, તે સૂર્ય અગ્નિ કે વિદ્યુતની નથી પણ બ્રહ્મજ્યોતિમાંથી લીધેલી વત્તી ઓછી જ્યોતિ છે. માટે શ્રુતિએ જે જ્યોતિની ઉપાસના કરી છે તે બ્રહ્મજ્યોતિનીજ ઉપાસના છે એમ સમજવું.

**अपि च स्मर्यते ॥ २३**

**સૂત્રાર્થ**—વળી સ્મૃતિમાં પણ કહ્યું છે, કે આત્મા પ્રાજ્ઞરૂપે છે.

**ટીકા**—ભગવતગીતા આદિ સ્મૃતિમાં પણ પૂર્ણ ચૈતન્યને પ્રકાશ કરનાર સૂર્ય અગ્નિ આદિ નથી. પણ સૂર્ય અગ્નિ આદિમાં પ્રકાશ મૂકનાર તે પદાર્થોનો પ્રકાશક પરમાત્માજ છે એમ સ્પષ્ટ સમજાવ્યું છે. અને તેને પ્રાજ્ઞ એવું નામ આપ્યુ છે.

**शब्दादेव प्रमितः ॥ २४**

**સૂત્રાર્થ**—પરમાત્મા અંગુષ્ટના પરિમાણવાળો છે. કારણ આમ શ્રુતિ કહે છે.

**ટીકા**—કઠવલ્લી ઉપનિષદની અંદર 'અંગુષ્ઠ માત્ર પુરૂષ' એમ લખ્યું છે, પણ તે જીવાત્મા છે એવી શંકા થાય તો તેનું સમાધાન એ કે શ્રુતિમાં ઇશાન શબ્દ છે. ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળનો **इशिता** એટલે નિયામક જીવ છે એમ કહેવું અસંભવિત અને ખોટું છે. ત્રણે કાળ ઉપર સત્તા ચલાવનાર પૂર્ણ ચૈતન્ય આત્માજ છે. માટે પુરૂષ શબ્દ વડે કરીને પૂર્ણ ચૈતન્ય પરમાત્મા સમજવો. જીવ સમજવો નહિ.

(૧) સ્થૂલ, અભિમાની, બ્રહ્મા, વિશ્વરુપ, સ્થૂલ શરીર એ અન્નમય કોશ છે અને તે સર્વ કોઇને જાણીતો છે. વ્યષ્ટિરૂપદેહ, સ્થૂલદેહ અને સમષ્ટિરૂપ આખા બ્રહ્માંડનું ભૌતિક જડ શરીર રૂપે છે.

(૨) મનોમય કોશ એકાદશ કર્મેન્દ્રિયોનો બનેલો છે. બાહ્ય પદાર્થને અંતર્યામિ પાસે લઇ જનાર પંચેન્દ્રિયો છે. દષ્ટાંત તરીકે આપણે મુંબઇ તાર મૂકીએ ત્યાંના યંત્રમાં તારનું કંપન થાય અને તે નોંધાઇ તારનો સીપાઇ તે તાર જેનો હોય તેને પહોંચાડવા જાય તેવી આપણી પંચ કર્મેન્દ્રિયો છે.

અંદરની ચીજ બહાર લઇ જનાર જ્ઞાનેન્દ્રિયો એટલે કે શબ્દ સ્પર્શ જેના ગુણ છે એવા કાન નેત્રાદિ કોઇના પર તાર મૂકનાર તરીકે બાહ્ય જગતમાં અંદરનો હુકમ લઇ જનાર પંચેન્દ્રિયો છે. તે તારમાસ્તરના જેવાજ કામ કરે છે. અને બહારગામ તાર મૂકે છે, તેવા છે. આ દશ ઇન્દ્રિયોનો સુપ્રીન્ટેન્ડન્ટ તો જેને મન એવી સંજ્ઞા છે, તે છે. તે તો ફકત એકાદ ઑફીસમાં ખુણે બેસીને બધી ઑફીસમાં હુકમ કરનાર ઉપરી તરીકે છે. એની સત્તા તે કાંઇ સમ્રાટની સત્તા જેવી નથી પણ તે સમ્રાટની સત્તાનુંજ એક કીરણ છે. એટલે કે સમ્રાટ એટલે બ્રહ્મની ઉપર મનની સત્તા નથી. અથવા તો તે સર્વશકિતવાન નથી. સેક્રેટરી ઑફસ્ટેટ ઉપર તાર ખાતાનો ઉપરી સત્તા ચલાવી શકતો નથી. સેક્રેટરી ઑફસ્ટેટ ઉપર સત્તા ભોગવનાર અને હુકમ કરનાર તો ફકત સર્વ ખાતાઓનો ઉપરી જે સમ્રાટ સરખો બ્રહ્મ છે તેજ છે. એનું નામ મનોમય કોશ છે. અને તેનામાં એકકી વખતે એકજ જ્ઞાન થવાની શકિત છે. એકકી વખતે સર્વ જ્ઞાન-થવાની શકિત સમ્રાટ એટલે બ્રહ્મનીજ છે. મનનો બીજો ધર્મ એ છે કે, એક સંકલ્પ કરવો, વળી તેને તરતજ બીજો સંકલ્પ કરી નબળો પાડવો અથવા તો જોર આપવું. એ પ્રમાણે સંકલ્પ વિકલ્પરૂપ મનનું સ્વરૂપ છે. મનમાં સંકલ્પને ભૂસી નાખનાર અથવા નબળો પાડનાર વિકલ્પ રૂપ જે દોષ છે. તેથી વિલક્ષણ બ્રહ્મ સ્વરૂપ હોવાથી તે દોષ બ્રહ્મમાં નથી. વળી એકજ જ્ઞાન એકી વખતે થાય એવી અલ્પશકિત બ્રહ્મમાં નથી, પણ તેને સર્વ જ્ઞાન એકજ કાળે થાય છે. અને તે કાળના નિયમથી બદ્ધ નથી. તે સર્વ શકિત છે, કાળથી અતિત છે, અને સર્વજ્ઞ છે. સદાવર્તમાન કાળ સ્વરૂપે છે. આ દૃષ્ટાંત ઉપરથી **मनो ब्रह्मेति व्यजानात्** એ શ્રુતિનો અર્થ સ્પષ્ટ રીતે મન અને બ્રહ્મનો ભેદ હસ્તામલકવત બતાવ્યો છે.

૩ વાયુને સુત્રાત્મા રૂદ્રરૂપ, અંતર્યામિ, જીવ, શીવ, કારણ શરીરના સત્વાભિમાની દેવ, સંહાર શકિત, પ્રાણ, ઇશાન, સદાશીવ ઇત્યાદ રૂપકાલંકાર વડે, શ્લેષાલંકાર વડે ઠેરઠેર વર્ણન કરાય છે. અને જે દેહ ધારી તરીકે આલેખાય છે, તે સગુણ બ્રહ્મ માયાના સ્વામિ કહેવાય છે.

૪ અંતરાકાશ, ગુહા, બુદ્ધિ, પ્રકૃતિ, મહામાયા, મહદાકાશ, અદિતિ દેવમાતા, પંચજન, અંતરિક્ષ, પોલાણ, વિશ્વેદેવા, પિતાપુત્ર, વિશ્વને ગર્ભમાં રાખનાર અને ખાઇ જનાર, દ્યુ, ઇત્યાદિ નામોથી વર્ણન કરવામાં આવે છે તે મહાકારણ શરીર છે. એને વિજ્ઞાનમય કોશ કહે છે.

૫ આનંદમય કોશ એ, સગુણ બ્રહ્મ, ઇશ્વર, મહાદેવ, મહાવિષ્ણુ, મહામાયા ઇત્યાદિ નામો અપાય છે, અને સવિકલ્પ સમાધિમાં જેને યોગીઓ જુએ છે અને ધર્મ મેઘની અમૃતરૂપ વૃષ્ટિની ધારા, યોગીને સુખ સમુદ્રમાં તારે છે, તે છે. અને તે ઇશ્વરનું સ્વરૂપ છે.

પાંચ કોશથી પરમાત્મા જેને બ્રહ્મ કહે છે, જેને કાષ્ટાગતિ કહે છે, જે કાલાતિત છે અને જે કાળના નિયંતા છે, જે સૂર્ય, અગ્નિના પ્રકાશક છે, જેને પ્રાપ્ત કરીને કહે છે, જેને સ્વધામ કહે છે, જે આકાશથી પણ મોટો છે મહાનતત્વથી પણ મહાન છે, અણુનો પણ અણુ છે, સૂક્ષ્મ શરીરને ચલાવ-નાર તેમાં વ્યાપક રહી અતિસૂક્ષ્મ છે, જે સ્થુલ, સૂક્ષ્મ કારણ, મહાકારણ બુદ્ધિ, અંતર્યામિ, જીવાત્માથી જુદો છે અને જેનું વર્ણન કરતાં વાણી પહોંચી શકિત નથી, વેદ ચુપ થઇ જાય છે અને મૌન રાખે છે, તે નિજાનુભવ સ્વરૂપ કાષ્ટા, પરમગતિ, સ્વરૂપસ્થિતિ, પરમેશ્વર, ઇત્યાદિ નામે ભૂમાં સુખ, સ્વરૂપ, લય અથવા કુંભકની સ્થિતિ જે યોગીઓ અનુભવે છે તે તુરીયપદ છે. એવું શ્રુતિ, સ્મૃતિ, પુરાણો, ઉપનિષદો અને ચારે સંહિતાઓ, શેષ અને શારદા, બ્રહ્મા, વિષ્ણુને રૂદ્ર જેનુ ધ્યાન ધરે છે, અને જેને ગણપતિ એટલે ઓમકારનું રૂપક છે તે શુદ્ધ ચૈતન્ય છે. અને જડથી માંડી ઉત્તરોત્તર અવતાર ધરી જીવને શુદ્ધ ચૈતન્યમાં ભેળીને 'અદ્વયરૂપ થવું' એટલે બંધનથી છૂટી આનંદરૂપ, નિધિરૂપ સ્વયંજ્યોતિ થવું તે છે. એથી વિશેષ બીજું કંઇ નથી.

**हृद्यपेक्षया तु मनुष्याधिकारत्वात् ॥ २५**

**સૂત્રાર્થ**—પરમાત્મા હૃદયમાં છે આ રીતની અપેક્ષાને લઇ કહ્યું છે કે પરમાત્મા અંગુષ્ઠ માત્ર છે. કારણકે શાસ્ત્રમાં અધિકાર કેવળ મનુષ્યનેજ હોય છે.

**ટીકા**—ગાય ભેંસને વિદ્યાભ્યાસનો અધિકાર નથી. એટલા માટે મનુ-ષ્યનેજ બ્રહ્મવિદ્યા વડે કરીને બ્રહ્મને જાણવાનો અધિકાર છે. મનુષ્યના શરીરમાં હૃદય છે. તેમાં ત્રણ વિભાગ અને પડદા છે. એ પડદાઓમાં પોલાણ છે.એ પોલાણને હૃદયાકાશ કહે છે. તેને કોઇ ગુહા કહે છે. કોઇ તેમાં બુદ્ધિ વસેલી છે એમ કહે છે, તેમાં જીવ છે અને બીજા એક પડદામાં ઇશ્વર છે તેમાં ધબક ધબક થવાની શકિત છે અને તે એક મીનીટમાં ૭૨ વખત ધબકારા કરે છે. એકવાર ધબકારો થાય એટલામાં ચાર વિચાર ઉઠે છે એટલી વિચારની ઝડપ છે, એ વિચારો વર્તમાન અને પૂર્વ જન્મના શુભાશુભ કર્મ સંસ્કારોને લીધે ઉદ્દભવે

છે. વિદ્યા વડે સદ્ અસદ્ વિચાર ઉત્પન્ન થાય છે. તર્ક દોડે છે. ભવિષ્યનું અભિમાન થાય છે. જગતના પદાર્થોને ઓળખી તેમાંથી પેતાના ઉપયોગમાં લેવાને માટે શાસ્ત્રીય ખોળ થઈ શકે છે. ન્યાય અન્યાય સુઝે છે. સત્યા સત્ય પરખાય છે. રોગ નિવારણ કરાય છે. મૃત્યુથી બચી જવાય છે. સામાને પોતાની ઇચ્છા મુજબ ઉપયોગમાં લઇ શકાય છે. ઇત્યાદિ વૈદીક કર્મો થઇ શકે છે. પણ તે મનુષ્ય સીવાય પશુ યોનિમાં અથવા તો દેવ, પીતર, ભૂત, પીશાચ ઇત્યાદિ યોનીઓમાં થઇ શકતા નથી. શ્રુતિમાં જે અંગુષ્ઠ માત્ર પુરૂષ છે એમ કહ્યું છે તે મનુષ્યના હૃદયને લક્ષીને કહ્યું છે. દેવ કે પશુનાં હૃદયને લક્ષીને કહેલું નથી. આમાં પુરૂષ શબ્દવડે એમ ન સમજવું કે અગુઠા જેવડો જીવ અથવા પરમાત્મા છે અથવા અંગુઠા જેવડુંજ આકાશ છે. વિચાર આવવા માટે હૃદયની ગુહા પ્રમાણનું દ્રષ્ટાંત આપ્યું છે. તેટલા માટે આપણે ઉપાસ્ય જીવ કે આકાશ નથી પણ શુદ્ધ ચૈતન્ય બ્રહ્મ છે. દેવો સત્વશીલ હોવાથી અને પુણ્યાત્મા હોવાથી દિવ્ય શકિત ધારણ કરી સ્વર્ગમાં સુખ, કરેલાં પુણ્ય કર્મને અનુસરીને ભોગવે છે. અને તેમને સત્તર તત્વનું લીંગ શરીર છે, મનુષ્યના જેવું ૨૭ તત્વનું સ્થુલ શરીર નથી. તેથી તેમને રોગ, ભૂખ, તરસ ઇત્યાદિ જડ પદાર્થના વિકારો અને રજસ તમો મલ વિશેષ હોતા નથી સ્વર્ગમાં કોલેજો તથા નિશાળો નથી પણ ત્યાં ઇર્ષ્યા, દ્વેષ ઇત્યાદિ સુક્ષ્મ વિકારો છે. માટે સ્વર્ગમાં વારંવાર દેવ દૈત્યને લડાઇ થયા કરે છે અને સુખ દુઃખ પ્રાપ્ત થાય છે, તેવુંજ પિતરોને માટે પણ સમજવું. ઝાડમાં જીવ છે. પાંચ ઇન્દ્રિય છે તે સ્થાવર અને જડ છે, તેમાં કારણ શરીરના વિકાર જણાતા નથી. જેવી રીતે કે વિચાર ઉઠવા, કલ્પના કરવી, બુદ્ધિ દોડાવવી, વિદ્યાભ્યાસ કરવો. મનુષ્યમાં એ ત્રણે ગુણોની રચના છે. સ્થુલ શરીર એટલે કે મૂડદું એમાં પચ મહાભુત જે જડ છે તેનો વિકાર કર્મેન્દ્રિય છે તે મરી જવાથી લીંગ શરીરમાં કરેલા કર્મોની શુભાશુભ વાસનાને લીધે આ જગતના જે પદાર્થોને જીવાત્માએ પોતાના હૃદયમાં પેસાડયા છે તે બહાર કાઢી શકતો નથી. આ જગતના પદાર્થોને પોતાના અંતરમાં સંસ્કારરૂપે જીવાત્મા કેવી રીતે લે છે અને રાખી શકે છે તે બદલ મારા યોગસૂત્રના આશયમાં અધ્યાય ચોથા કૈવલ્ય પાદમાં સૂત્ર ૬માં તેની ટીકા કરતાં મોરનું દ્રષ્ટાંત આપી મે લખ્યું છે. તે જોઇ લેવું. વિસ્તારભયથી તે અત્રે આપવામાં આવતુ નથી. પણ હવે જગતના પેઠેલા પદાર્થો આપણામાંથી બહાર કેવી રીતે નીકળે છે તે કહું છું.

વાણી દ્વારા પ્રથમ મોરની સખ્યા નીકળે છે. અને બોલે છે કે ગઇ

ક્રાસે પેલા છાપરા ઉપર બે મોર મેં દીઠા હતા. એટલે હવે પાછું પરિણામ નીકળે છે તે કહે છે. એક ત્રણ ફીટ ઉચો અને બે ગજ લાંબો તે મોર હતો. પછી તેના સામાન્ય અને વિશેષ ગુણ કહે છે. તેને પાંખ હતી તે સામાન્ય ગુણ, ચિત્રવિચિત્ર રંગ હતો એટલે તેનું વિશેષ લીંગ કે જે ગુણથી તે ઓળખાઇ આવે તે બીજામાં નથી અને મોરમાં છે. તે વાણી દ્વારા બહાર નીકળે છે.

જે સ્મરણ આવેગથી આ મોર પેઠો છે તેટલાજ સ્મરણ વેગથી તે પાછો બહાર નીકળે છે. આ પ્રમાણે આપણામાં સંસ્કારરૂપે જે જગત ભરાયું છે. તે કર્મેન્દ્રિય દ્વારાએ પાછું નીકળે છે.

**तदुपर्यपि बादरायणः सम्भवात ॥ २६**

**સૂત્રાર્થ**—મનુષ્યથી ઉપરનાને અર્થાત્ દેવોને પણ શાસ્ત્રનો અધિકાર છે એમ વ્યાસ ભગવાનનું માનવું છે. કારણ કે તેઓમાં પણ કામનાનો સંભવ છે.

**ટીકા:**—અંગુષ્ઠ માત્ર એ શબ્દ વડે કરીને જેવો શ્રુતિનો અર્થ મનુષ્યને લાગુ પડે છે તેવોજ દેવાદિને પણ લાગુ પડે છે એમ શ્રી બાદરાયણાચાર્ય માને છે. દેવ શરીરમાં હૃદયાકાશ દેવના અંગુઠા જેવડું અને મનુષ્યના શરીરમાં મનુષ્યના અંગુઠા જેવડું હૃદયાકાશ છે એમ માનવાથી અંગુષ્ઠ માત્ર પુરૂષ શબ્દનું પરિમાણ કહેવાથી બાધ આવતો નથી. પશુઓ તમાત્મક પ્રકૃતિના હોવાથી તેમને વિદ્યાનો અધિકાર નથી. મનુષ્યને વિદ્યાનો અધિકાર છે. અને દેવાદિને મનુષ્ય કરતાં વિશેષ તત્વ ગુણ અને પુણ્ય તથા પાપ રહિતપણું અને વિશેષ સામર્થ્ય હોવાથી તેમને બ્રહ્મવિદ્યાનો અધિકાર છે. ચૌદ વિદ્યા અને ૬૪ કળા છે.

ईशानःसर्वविद्यानाम. ब्रह्माधिपति ब्रह्मणोधिपति०

ॐ

|

श्रुति-तत्रापराऋगवेदो यजुर्वेद सामवेद अथर्ववेद०

પરા. (બ્રહ્મને જાણવાની વિદ્યા) અપરા. (ચારવેદ, ચારઉપવેદ, ૬ શાસ્ત્ર મળી ૧૪ વિદ્યા થઇ)

|

ઋગવેદ=ઉપવેદ વૈદકશાસ્ત્ર.

યજુર્વેદ=ઉપવેદ યુદ્ધશાસ્ત્ર સર્વ શસ્ત્રો જેને ધનુર્વેદ કહે છે તે.

સામવેદ=ઉપવેદ નૃત્ય ગાન નાટય ઇત્યાદિ વિદ્યા.
અથર્વવેદ=ઉપવેદ શિલ્પવિદ્યા, કડીઆ, સુથાર,
સોની, લુહાર ઇત્યાદિ વિશ્વકર્માનું શાસ્ત્ર.

શિક્ષા વડે કરીને શુદ્ધ વાણીનો ઉચ્ચાર ઉદાત, અનુદાત, અને સ્વરિત, હ્રસ્વ, દીર્ઘ, પ્લુત, વાણીના સમ બદલવા તથા તે ઉપર ભાર ન મૂકવો ઇત્યાદિથી બાળકને શુદ્ધ વાણી બોલતાં શિખવાય છે.

વ્યાકરણમાં, ન્યાયમાં શબ્દની વ્યાખ્યા ઇત્યાદિ નિરૂક્તમાં શબ્દના અર્થ કયાં કેવો સંબંધ કરવો તેની સમજણ વીગેરે, છદમાં શ્રુતિ અને કાવ્યરચના અલંકારશાસ્ત્ર ઇત્યાદિ, જ્યોતિષમાં ખચક્ર ભૂગોળ, સૂર્ય, ચંદ્ર આદિ ગ્રહોની ગતિ ગણીત વિદ્યા, અંકગણીત, અક્ષરગણીત, ભૂમીતી, ત્રોકોણભીતી ઇત્યાદિ ઉપરના પેટામાં, છાદોગ્યમાં સપ્તમ પ્રપાઠકમાં સનત્કુમાર પ્રતિ નારદ કહે છે કે–

**स होवाचर्ग्वेदं भगवोऽध्येमि यजुर्वेदं सामवेद०** ઇત્યાદી૦

નારદ કહે છે કે ભગવન સનત્કુમાર હું નીચે પ્રમાણે વિદ્યાઓ ભણ્યો છું. ૧ ઋગવેદ, ૨ સામવેદ, ૩ યજુર્વેદ, ૪ અથર્વવેદ, ૫ ઇતિહાસ, ૬ પુરાણ, ૭ ઉપનિષદ શાસ્ત્રો, ૮ કલા કૌશલ્યાદિ વિદ્યા, ૯ ગણીત વિદ્યા, ૧૦ ચિન્હદ્વારા વૃષ્ટિઆદિનું જ્ઞાન, ખેતી વીગેરેનું જ્ઞાન, ૧૧ કાનની વિદ્યા, ૧૨ તર્કશાસ્ત્ર, ૧૩ નીતશાસ્ત્ર, ૧૪ નિરૂકત, ૧૫ બ્રહ્મવિદ્યા, ૧૬ આધ્યાત્મિક વિદ્યા, ૧૭ ભૂતવિદ્યા, ૧૮ તત્વશાસ્ત્રની વિદ્યા, ૧૯ શસ્ત્રવિદ્યા, ૨૦ ધનુવિદ્યા, ૨૧ નક્ષત્રવિદ્યા, ૨૨ સર્પવિદ્યા તેના વિષોનું જ્ઞાન અને ઉપાયોનું જ્ઞાન, ૨૩ નૃત્યવિદ્યા, ૨૪ સંગીત વિદ્યા, ૨૫ વાદ્યાદી વિદ્યા, ૨૬ પેટ ભરવાની વિદ્યા, આ સર્વ વિદ્યાઓ હું જાણું છું. હું મંત્રવિદ્ છું. પણ આત્માને જાણનારો નથી. મેં સાંભળ્યું છે કે આપ જેવા બ્રહ્મવિદ્ પુરૂષો આત્માને જાણે છે. અને તેથી શોક મોહાદિ બુદ્ધિની જડતા દુર થઇ ભવસાગર તરી જાય છે.

બાકીની જે પેટ ભરવાની વિદ્યા છે તેને કળા કહી છે. વિદ્યા કહી નથી. જેવી રીતે કે કસરત, યાનવિદ્યા, ભુસ્તર વિદ્યા, ખનીજ વિદ્યા, યંત્ર કળા, વિદ્યુત કળા. યાન વિદ્યા એટલે અગ્નિરથ વાયુરથ, ચાંપ, જલરથ, નભ રથ, ભૂરથ, સ્થલરથ.

યાન શબ્દમાં ગાડાં, ગાડી, વહાણ, આગબોટ, બલુન, આગગાડી, મોટર ઇત્યાદિ સમજવાં. ચાંપ એ શબ્દ ચાંપ એ સંસ્કૃત શબ્દ ઉપરથી નીકળ્યો

છે. ચાંપ એટલે કમાનની શકિત વડે કરીને જે યંત્રદ્વારા અનેક શત્રુઓનો સંહાર થાય છે તેનું નામ ચાંપ છે. એક કામડીને તાંત બાંધી એકાદ ભાલોડું ફેંકવું તેનું નામ કાંઇ ચાંપ નથી.

કર્ણવિદ્યામાં ફોનોગ્રાફ, તાર, વાયરલેસ વીગેરે સમજવાં.

ચાંપમાં એર ગન વીગેરે સમજવાં.

અસ્ત્રવિદ્યામાં અને યત્ર વિદ્યામાં જેમાં ચક્કર આવે તે સમજવાં. જેવાં કે સ્પીનીંગ એન્ડ વિવીંગ, કોટ, કીલ્લા. ખાઇ, વિવિધ પ્રકારના ઘર, રસ્તાં, પુલ, ડક્કા, ગોદી, ઓવારા, વખારો, વિવિધ પ્રકારની શાળાઓ, ઇત્યાદિ શિલ્પવિદ્યામાં સમજવાં. હાલમાં વરૂણાસ્ત્રને બદલે બંબા વપરાય છે. બાણને બદલે બોમ્બ ફેંકાય છે, તે હસ્ત મુકત, ચાંપ મુકત, અગ્નિ અને રસાયન દ્રવ્યથી મુકત તથા ઝેરી હવા તથા નાગપાસ, બરછી, ભાલા, તીર, ધારીયાં, લાઠી, તાર, કંટકજાળ, ગલોલ, ગદા પરશુ ઇત્યાદિ લડાઇના સાધન તરીકે વપરાય છે. હાલમાં લડાઇઓ ઘણી ખરચાળ છે અને દૂરથી મારવાનો પ્રચાર છે. અને ઉપરીઓ કોઇને મારતા નથી અને ન દેખાય તેમ લશ્કરની પાછળ રહી દુરબીનમાંથી જોયા કરી હુકમ કાઢે છે. જર્મનીનું હાલનું યુદ્ધ અને મહાભારતનું યુદ્ધ સરખાવતાં કયા યુદ્ધને વખાણવું, અને કયાને વખોડવું, તેમ ધર્મયુદ્ધ છે કે અધર્મ યુદ્ધ કયું છે તે પણ કહેતા લોકો ગુંચવાય છે. પણ કેટલાકનો મત એવો છે કે ઘણા મનુષ્યોને મારી નાંખવાની વિદ્યા અને નવી શોધો વખાણવા લાયક નથી.

**विरोधः कर्मणीति चेन्नानेक प्रतिपत्तेर्दर्शनात् ॥ २७**

**સૂત્રાર્થ**—કર્મમાં વિરોધ થશે એમ નહિ. કારણકે દેવોને એકી વખતે અનેક સ્વરૂપની પ્રાપ્તિ હોય છે.

**ટીકા**—કોઇ એમ શંકા કરશે કે દેવને શરીર છે એમ માનવાથી કરીને દેવનું સ્થાપન યજ્ઞમાં થયું તો પછી તે બીજી જગ્યાએ જઇ શકશે નહિ. એ શંકાનું સમાધાન એ છે કે જે પ્રમાણે યોગી અસ્મિતા માત્રવડે કરીને એકીજ વખતે અનેક શરીર રચી શકે છે. તે પ્રમાણે દેવો પણ પુણ્યશાળી યોગી હોવાથી તેમ કરી શકે છે.

મનુષ્યને યજ્ઞનો અધિકાર છે. દેવને, અને ભેંસને, પોપટને કે માછલીને, યજ્ઞનો અધિકાર નથી. યજ્ઞમાં દેવોનું યજન હોય છે, અને સ્વર્ગ પ્રાપ્તિ એ તેનું ફળ છે. જેને દેવ શરીર પ્રાપ્ત થયલું છે અને સ્વર્ગમાં જઇ ચૂકયા છે. અને જેને કોઇપણ સોળ સંસ્કારમાંથી એકે સસ્કારની જરૂર નથી તેને યજ્ઞ કરવાની પણ જરૂર નથી. એટલે તે અનઅધિકારી છે.

ભેંસને જનોઇ દેતા નથી. જનોઇ વિના મત્ર ભણાતા નથી. અને મંત્ર વિના યજ્ઞ થતો નથી. માટે ભેંસ વીગેરે પશુઓને પણ યજ્ઞનો અધિકાર નથી. તેમ શાસ્ત્રીય વિષયકે બ્રહ્મ જ્ઞાનનો અધિકાર નથી. એક મનુષ્ય માત્રનેજ માટે યજ્ઞ છે. શુદ્રને યજ્ઞોપવિત ન હોવાથી મત્ર ભણવાનો અધિકાર નથી માટે તે પણ યજ્ઞ કરવાના અધિકાર વિનાનો છે. ત્રિવર્ગ મનુષ્યનેજ તે અધિકાર છે. કારણકે તેઓ સ્વર્ગના વૈભવ સુખના અભિલાષિ હોય છે. અને તેમાંથી કોઇ કોઇ બ્રહ્મ વિદ્યાના અધિકારી છે. કોઇ કોઇ દેવ પણ બ્રહ્મ વિદ્યાના અધિકારી છે. કારણ કે દેવોએ રજસ તમો મલ ધોઇ સત્વ વૃધ્ધિ તરફ વિશેષ લક્ષ આપ્યું છે. અને તેઓ ઉત્તમ આચારવાન છે.

**शब्द इति चेन्नात: प्रभवात प्रत्यक्षानुमानाभ्याम् ॥ २८**

**સૂત્રાર્થ**—દેવોને શરીરી માનવાથી વેદમાં શું વિરોધ આવશે ? ના વિરોધ નહિ આવે. કારણકે પ્રત્યક્ષ તથા અનુમાન વડે વેદમાંથી જગતની ઉત્પત્તિ છે.

**ટીકા**—શબ્દમાં જે અર્થ રહ્યો છે તેનો સંબંધ નિત્ય છે. દેવાદિની ઉત્પત્તિ પ્રજાપતિએ एते એ શબ્દથી કરી છે. અને તેને નામ રુપ અને કર્મ આપ્યાં છે. શ્રુતિ નિત્ય છે. અને સ્વતઃ પ્રમાણ છે. તેથી તેને બીજા કોઇ પ્રમાણની જરૂર નથી. અને સ્મૃતિઓ અન્ય પ્રમાણની અપેક્ષાથી અનુમાન કહેવાય છે. તેથી શ્રુતિમાં વિરોધ નથી માટે દેવો અનેક શરીર ધારણ કરી શકે તો શબ્દ વિરોધ આવશે નહિ.

**अत एव च नित्यत्वम ॥ २९**

**સૂત્રાર્થ**—શબ્દ નિત્ય હોવાથી વેદનું પણ નિત્યત્વ ઠરે છે.

**ટીકા**—દેવાદિની વેદ શબ્દથી ઉત્પત્તિ હોવાથી વેદ શબ્દનું નિત્યપણું છે.

પૂર્વ સૃષ્ટિનાં પ્રલય પછી જે વેદો હતા તે અંતર્ધ્યાન થયા એટલે કે જે કોઇ બોલે છે તેનો સ્ફોટ શબ્દ તેનો અર્થ અને તેનું જ્ઞાન તેનામાંજ

છુપાઇ જાયછે. અને જ્યારે બોલનારની ફરી ઇચ્છા થાયછે ત્યારે બોલનારા પુરૂષમાંથી આ ત્રણે વસ્તુ પાછી નીકળેછે આનું નામ વેદની ઉત્પત્તિ સ્થિતિ અને અંતરધ્યાનપણુ સમજવું. શબ્દમાંથી આકાર ઉત્પન્ન થાયછે. જેવી રીતે કે એક સારંગીના ચામડાં ઉપર થોડી એક રેતી ભભરાવી અને તેના એક તાંતના તાર ઉપર ગવૈયો ગજેવતી અમુક રાગ ગાયછે અને વગાડે તે સમયે બધાજ તાર ઝણઝણી ઉઠેછે અને તે રાગ વાગેછે. તે રાગમાં કંઇ શાંકેતિક શબ્દ હોય, અર્થ હોય રસ હોય, જ્ઞાન હોય. મધુરતા હોય, સ્વર હોય, વર્ણ હોય, ઉદાત અને અનુદાત હોય હ્રસ્વ હોય દીર્ઘ હોય પ્લુત હોય, તે પ્રમાણે તેમાં કંપનો ઉત્પન્ન થાય છે. અને સારંગીનાં ચામડા ઉપર રેતી કણુ નાચવા કુદવા માંડેછે અને આકાર થાયછે. તેજ પ્રમાણે વેદ વાણીની પ્રત્યેક ઋચામાં અથવા શ્રુતિમાં શક્તિ, આકાર, ઉત્પત્તિ, સ્થિતિ, ક્ષય, જ્ઞાન, અર્થ ક્રિયા ઇત્યાદિ પેદા થાયછે. આ ઉપરથી વિવેકી પુરૂષ સમજશે કે વેદ અનાદિ છે. જ્ઞાનનો ભંડાર છે. સાક્ષાત ઇશ્વરનું સ્વરૂપ છે. સાકારછે. ઇત્યાદિ ઈત્યાદિ.

**समान नाम रुपत्वाच्चवृत्तावप्यविरोधो दर्शनात् स्मृतेश्च॥ ३०**

**સૂત્રાર્થ**—નામ તથા રૂપ સમાન છે માટે સસારનો પ્રભવ તથા પ્રલય થયાથી વેદના નિત્યત્વમાં વિરોધ આવતો નથી. આને માટે શ્રુતિ તથા સ્મૃતિ પ્રમાણરૂપ છે.

**ટીકા :**—પૂર્વ સૃષ્ટિઓમાં વારંવાર સ્થિતિ લય અને ઉદ્દભવ થતા પ્રત્યેક ઉત્પત્તિ સ્થિતિ લયમાં એટલે કે પૂર્વ સૃષ્ટિઓમા જે જે નામરૂપો હતાં, તે તે નામરૂપો આ સૃષ્ટિમાં પણ છે, તેથી કરીને વેદમાં જે શબ્દો છે તે વર્તમાન અને પૂર્વમાં એક સરખા છે. તેથી વેદમાં શબ્દ વિરોધ નથી પણ તેના તેજ શબ્દ છે. એમાં એમ સમજવું કે પૂર્વ સૃષ્ટિમાં શ્રુતિના સ્વરો અને શબ્દો હતા, તેજ શબ્દો આ સૃષ્ટિમાં પણ બ્રહ્માની આજ્ઞાથી તપદ્વારા મહર્ષિમંત્ર દ્રષ્ટાઓએ જોયા અને અર્થની પ્રેરણા થઇ તે તે દેશ, કાળ, દ્રવ્ય, સાધન, સમય, પરિસ્થિતિ, વિદ્યા, બુદ્ધિ ઇત્યાદિના ભેદ વડે ભિન્ન ભિન્ન ભાસે છે.

હવે પરતઃ પ્રમાણુમાં એમ સમજાય છે કે, જે જે કાંઇ જગતમાં વિદ્યાઓ છે અને વિસ્તારથી વેદની ઋચાઓ વિષે ગ્રંથો છે તે સર્વ પામર

મનુષ્યના કરેલાં છે. તેમાં કોઈ વિદ્વાન વધારે સમજાવે છે. તો તેના ઉપર ઇશ્વરની કૃપા થએલી હોય છે, અને તેઓ ક્રીસ્તા અથવા આચાર્ય અથવા પેગમ્બર થઇ નવો ધર્મ સ્થાપન કરે છે. અને તેમને જેટલુ ઇશ્વર વિષે સમજાયું છે, તેટલુ લોકોને સમજાવે છે. તેથી લોકો સન્માર્ગે પ્રવર્તે છે અને તે એક ધર્મ સ્થાપક તરીકે પૂંજાય છે. જે નાસ્તિકો સૃષ્ટિક્રમને અનુસરનાર જે વેદ છે તેને માનતા નથી એમ કહે છે, તે રાક્ષસો કરતાં પણ નબળા છે, પશુઓ કરતાં પણ અધમ છે, માટે તેને પિશાચ સિવાય બીજી ઉપમા આપવી નહિ. એવી લોકોમાં માન્યતા છે. પશુ પણ જુઠું બોલતા નથી. સૃષ્ટિક્રમ વિરૂદ્ધ આચરણ કરતા નથી, કરેલો ઉપકાર ભુલતા નથી, વિશ્વાસઘાત કરતાં નથી, માટે તેના કરતાં પણ અધમમાં અધમ મનુષ્ય છે. મુખ્ય દુર્ગુણો કે સદ્દગુણો સતસંગ કે કુસંગથી આવે છે. મનુષ્યના લુચ્ચાઇ ભરેલા સ્વાર્થી કાયદાઓથી પણ ઠગવિદ્યા શિખાય છે. દ્રષ્ટાંત તરીકે, એલેકઝાન્ડર ધી ગ્રેટને ધી ગ્રેટ કહેનારા કયા નર્કના કુંડમાં આજે સડતા હશે તે ઇશ્વર જાણે. તેણે તો લીલા કણુશલાં આવેલાં ક્ષેત્રો ઉજાડ કરી, કણુશલાં વાવનારાઓને ભૂખે માર્યા, નિર્દોષોને અને સ્ત્રી બાળકોને હથિયાર વિનાના હોઇ ઘરમાં ઉઘતા હતા તેના ઉપર વગર વાંકે તોપ ગોળા છોડયા અને મારી નાંખ્યા. તેમના ઘર સળગાવી મુક્યાં. તેમને જીતીને તેમની સ્વતંત્રતા હરી લીધી. જે નબળો દીઠો તેને મારવો અને જબરો જણાય તેની દોસ્તી કરવી અથવા નમી પડવુ, આ નીતિ સ્વીકારી. સોનું રૂપું લુટી લઇ દેશના દેશ ઉજાડ કરી લોકોને પાયમાલ કરી કેટલાએક હાજી હા કરનારા લુચ્ચા વિદ્વાનો તત્વવેત્તાના જુઠા ડોળ ઘાલી ધનની લાલચે તેને ધી ગ્રેટ કહેવા મડયા અને કવિ તથા ઇતિહાસ-કારોએ તેના બાગડા ફુંકવા માંડયા.

આપણા હાથમાં રીવોલવર આવી અને આપણો પાડોસી માંદો હોય ત્યારે તેને અશસ્ત્ર અને નિર્માલ્ય જાણીને મારી નાંખી, લુટી લઇ, તેના બાયડી છોકરાના ધણી થઇ પડવું અને કહેવું કે હુ તમને સુખી કરવા આવ્યો છુ, અહી તમારે રાધણી કરવી, આ વાસણુમાં પાણી ભરવું અમુક ઓરડામા સુવુ એવા કાયદા રચવા એ કોના ઘરનો ન્યાય અને નીતિ કહેવાય? ઇશ્વરે તો આખી પૃથ્વીના સર્વ મનુષ્યોને જન્મથી સ્વતત્ર બનાવ્યા છે, એક કુતરાએ બીજા કુતરા માટે કંઇ કાયદો બનાવ્યો નથી કે તારે આમ કરવું. કોઇ ગધેડાએ બીજા ગધેડાને પોતાના નોકર તરીકે રાખ્યો નથી.

ઇત્યાદિ ઇત્યાદિ. આનું નામજ કુરાજ્ય કહેવાય. ધર્મ એ રાજ્ય છે. માટે સર્વથી શ્રેષ્ઠ સૃષ્ટિ ક્રમને અનુસરનાર સૃષ્ટિના નિયમોનું ઉદ્દઘાટન કરનાર જે વેદવાણી છે તે દેવ, પીતર, મનુષ્ય, ગંધર્વ સર્વને સુખ આપનાર સ્વતંત્રતાભરનાર, શુદ્ધમતિ આપનાર, સર્વનુ કલ્યાણકારક છે. તેને પોતાની બુદ્ધિ અનુકુલકરી વિસ્તૃત કરવી અને પરોપકાર કરવો એજ સુખનું સાધન અને ઇશ્વરને પામવાનો માર્ગ છે.

**मध्वादिष्वसम्भवादनधिकारं जैमिनिः ॥ ३१**

**સૂત્રાર્થઃ**—મધુવિદ્યા આદિમાં દેવાદિના અધિકારનો અસંભવ છે. તેથી તેઓનો બ્રહ્મવિદ્યામા પણ અધિકાર નથી એમ જૈમિનિનું માનવુ છે.

**ટીકાઃ**—મધુવિદ્યામા દેવોને બ્રહ્મવિદ્યાનો અધિકાર નથી એમ પ્રતિપાદન કરેલું છે. અગ્નિ એ બ્રહ્મરૂપ આકાશનો પાદ છે. તેથી ધ્યાતા કયા ધ્યેયનુ ધ્યાન ધરે. ધ્યાતા ધ્યેય અને ધ્યાન એ કાંઇ એક વસ્તુ નથી પણ ત્રીપુટી છે. તેથી કરીને દેવાદિને બ્રહ્મવિદ્યા પણ એક જાતની વિદ્યા છે. માટે તેનો અધિકાર દેવોને નથી એમ જૈમિની માને છે. સ્વર્ગ એ વિદ્યા સંપાદન કરવાની ભૂમી નથી પણ પુણ્યકર્મના સુખ ભોગ ભોગવવાની ભૂમી છે. ભોગ વિલાસી પુરૂષોને વિદ્યાની પ્રાપ્તિ થતી નથી. માટે પુણ્યનો ભોગ થઇ રહ્યા પછી પાછા તેઓ મૃત્યુલોકમાં આવી મનુષ્ય જન્મે છે. અને જન્મ મરણની સંસૃત્તિમાં પડે છે. ઇંદ્રાદિ દેવોને જે વિદ્યા પ્રાપ્ત થઇ છે, તે વિદ્યાને માટે તેમને સ્વર્ગલોક છોડી સત્યલોકમાં બ્રહ્માની પાસે વિદ્યા લેવા જવુ પડયું હતું. અને તપ પણ કરવુ પડયું હતુ.

**ज्योतिषि भावाच्च ॥ ३२**

**સૂત્રાર્થઃ**—વળી જ્યોતિમાં જે વિષય દર્શાવ્યો છે. તેથી દેવાદિને ઉપાસનામાં અધિકાર નથી. એમ સિદ્ધ થાય છે.

**ટીકાઃ**—સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર, ઇત્યાદિના શરીર તેજોમય છે. અને તેઓને લીંગ શરીર હોવાથી તેમને વિદ્યામાં અધિકાર નથી.

**भावं तु बादरायणोऽस्तिहि ॥ ३३**

**સૂત્રાર્થઃ**—બાદરાયણ દેવાદિના અધિકારનું અસ્તિત્વ માને છે, કારણ કે તેને પ્રતિપાદન કરનારા વચનો અન્ય સ્થળે છે.

**ટીકા :**—દેવોને બ્રહ્મવિદ્યામા અધિકાર છે. એમ બાદરાયણ ઋષિ માને છે. કારણ કે દેવોનામા એવી શક્તિ છે કે તેઓ સ્થુલ શરીર ધારણ કરી શકે છે. દ્રષ્ટાંત તરીકે શ્રી વિષ્ણુ અને શકર, સૂર્ય, ઇત્યાદિએ મનુષ્ય શરીર ધારણ કરેલાં અને દશ અવતારના જુદા જુદા શરીર ધારણ કરેલા એ પુરાણ પ્રસિદ્ધ છે અને લોકો પણ તેમ માને છે તેથી તેમને બ્રહ્મવિદ્યાનો અધિકાર છે. સૂર્યનારાયણે મનુષ્યનુ રૂપ લઇને કુંતીને કર્ણરૂપ પુત્ર આપ્યો હતો. તેથી તેમને વિદ્યાનો અધિકાર છે એમ બાદરાયણ માને છે.

**॥ शुगस्य तदनादर श्रवणात् तदाद्रवणात् सूच्यतेहि ॥ ३४**

**સૂત્રાર્થ:**—જાન શ્રુતિ નામના રાજાને શોક થયો. આ શોક થવાનું કારણ એ હતું કે તેણે હંસના મુખેથી પોતાનો અનાદાર સાંભળ્યો. આ પછી જાનશ્રુતી રૈકવ પાસે જઇ બ્રહ્મવિદ્યા માટે શોક યુકત થઇને ગયો આથી તે રાજાને શુદ્ર એવુ વચન રૈકવે કહ્યું હતુ.

**ટીકા:**—છાંદોગ્ય ઉપનિષદમાં સ્વર્ગવિદ્યાનું વર્ણન છે. તેમાં જાનશ્રુતિ રાજા શુદ્ર હોવાથી તેને બ્રહ્મવિદ્યાનો અધિકાર નથી એવુ વર્ણન છે. કારણ કે શુદ્રને યજ્ઞોપવિત આદિ સરકારનો અધિકાર નથી તેમ ગાયત્રિ મંત્રના ઉપદેશની પરપરા નથી. તેથી કરીને ઉપનિષદનો અધિકાર નથી.

જે વિદ્યાર્થીએ બી. એ. રૂપ સંસ્કાર બાંધ્યો નથી, તેને એમ. એ. ની કલાસમાં બેસવાનો અધિકાર નથી એવો સામાન્ય નિયમ છે. તેમ છતાં નિશાળમાં ભણ્યા વગરનો કોઈ માણસ બી. એ. કરતાં પણ ખાનગી અભ્યાસથી સાધારણ મનુષ્યો કરતા ઘણો ચઢતો હોવાથી માસ્તર તેની પરીક્ષા કરી એમ. એ. ના કલાસમાં બી. એ. ની ડીગ્રી લીધા સિવાય પણ બેસાડી શકે છે. તે પ્રમાણેજ બ્રહ્મવિદ્યાના અધિકાર અને અનાધિકાર વિષે શ્રુતિમાં શુદ્ર, દેવ, પિતર, રાક્ષસ આદિને અધિકાર નથી એમ એક શ્રુતિમા લખ્યું છે અન્ય શ્રુતિમાં સર્વ કોઇને અધિકાર છે એમ એથી ઉલટુ પણ લખ્યુ છે. એ ઉપરથી એમ સમજવાનુ નથી કે શ્રુતિ એક બીજાથી વિરોધી છે. સામાન્ય અને વિશેષ (Jeneral or Particular) નિયમો જુદા જુદા વિષય વિષે જુદા જુદા કર્યા હોવાથી તે શ્રુતિમાં વિરોધ નથી. પણ એક ઠેકાણે શ્રુતિમા અમુક અધિકારીને અમુક મંત્રોનોજ અધિકાર છે. બીજાને સમગ્ર વેદનો અધિકાર નથી અને ત્રીજાને સમગ્ર અધિકાર છે, એવું પ્રકરણ વસાત પ્રતિપાદન કરવાથી શ્રુતિઓમાં વિરોધ નથી, એ વિચાર કરવાથી સ્પષ્ટ થશે.

ઉપનિષદમાં બ્રહ્મવિદ્યા છે. એવુ પ્રસિધ્ધ છે.

**क्षत्रियत्वगतेश्चोत्तरत्र चैत्ररथेन लिंगात्॥३५**

**સૂત્રાર્થ:**—પાછળના ભાગમાં એ રીતનું નિરૂપણ છે કે જાનશ્રુતિનો ચૈત્રરથ સાથે સબંધ હતો. આથી એમ જણાય છે કે જાનશ્રુતિ ક્ષત્રીય છે.

**ટીકા:**—જાતિશુદ્રને બ્રહ્મવિદ્યાનો અધિકાર નથી.

ગાય અને ભેસ એક **જાતિ** કહેવાય નહિ. ખેરનુ લાકડું અને દેવદારનું લાકડુ એ પણ એક **જાતિ**ના ઝાડ કહેવાય નહિ. હબસી અને અગ્રેજ એ પણ એક જાતિ ન કહેવાય. ભગી અને બ્રાહ્મણ એ પણ એક જાતિ ન કહેવાય. કાઠીવાવાડી ઘોડો અને અરબ્બી ઘોડો, પેગુ અને સિંધનો ઘોડો એ પણ જુદી જુદી જાતના ઘોડા કહેવાયછે. જો કે ઘોડા તરીકે ચારે જાતના ઘોડાની એકજ જાતિછે. બધાય ઘોડા ઘાંસ ખાયછે તે કાંઇ માસ ખાતા નથી. તેવી રીતે વાઘ અને બકરી પશુ તરીકે એક જાતિ છે, બ્રાહ્મણને ભગી જીવ તરીકે એકજછે. મનુષ્ય તરીકે પણ એકજછે. દયા, પ્રેમ, દેશનુ કલ્યાણ અને ઇશ્વરના સર્વ પદાર્થો ભોગવવાનુ તેમજ રાજાનું રક્ષણ લેવા માટે સર્વનો હક સમાનછે. સ્ત્રી, પુરૂષ મનુષ્ય જાતિ તરીકે એકજછે. પણ વ્યાકરણશાસ્ત્રમા મરદને નરજાતિ અને સ્ત્રીને નારી જાતિ કહેછે. એટલા માટે ગાંધીજીનુ કહેવુ સર્વાશે અમને વ્યાજબી લાગતું નથી. તેઓ જૈન ધર્મિ હોવાથી અને આ ગ્રથકર્તા વૈદિક ધર્મનો હોવાથી તેમના જેજે મતો અમને વેદ વિરૂદ્ધછે એમ લાગે તે અમે માનવાને ના પાડીએ છીએ. જૈન મતમાં જેટલા જીવ તેટલા ઇશ્વર માનેછે. વેદ અદ્વૈત બ્રહ્મ પ્રતિપાદન કરછે. દેહના આરભ ભેદ વડે કરીને એકજ જીવ અનેક જીવ રૂપે દેખાયછે. જેવી રીતે એક ઓરડામા દશે દીશાએ નાના નાના કાચના તકતા ગોઠવેલાછે. તેમા એક મરદ ઉભો ઉભો જુએછે તો તેને હજારો કાચના કકડામાં પોતાના હજાર બિબો દેખાયછે અને તે જાણે એક મુક્કો ઉગામી સામા બીંબને મારવા જાય તે પ્રમાણે હજાર તકતાઓમાં હજારે જણ એક બીજા ઉપર મુક્કા ઉગામ્યાં કરેછે, અને આખા ઓરડામાં ધમાધમ મૂકામૂકી ચાલી રહી હોય એવું દેખાયછે. એવી એવી બાબતમાં અહિંસાત્મક વેદધર્મ અને અહિંસાત્મક જૈનધર્મ એ બનેનો આશય તો એકજછે છતાં વિચારમાં ભિન્નતાછે. એક દયાવાન પુરૂષ વાઘને જોઇ

ભયભિત થઇ હિંસા થશે એમ જાણી ખુણે ભરાઇ બેસી બારણા બંધ કરેછે. બીજો માણસ એમ વિચાર કરેછે કે જો હું ઘરમાં બારણા બંધ કરીને બેસીસ તો આ વાઘ ગોકામાંના સઘળી ગાયો, ભેંસ, વાછરડા આદિને ઇજા કરશે, અને આખા ગામમાં ગભરાટ ફેલાવી નાસાનાસ કરાવી મુકશે. એટલા માટે જો કદાપિ વાઘની સામે બંદુક લઇ જતાં તે મને ખાઇ જશે, તો લોક સંગ્રહાર્થે પ્રાણ જશે તેથી મને સ્વર્ગની પ્રાપ્તિ થશે. એમ કરતાં જો મારી ગોળી વાઘને મારી નાંખશે તો ઘણા જીવો બચી જશે. મને વાહવા કહેશે. અને મારે માથે યશનો મુગટ દીપશે. માટે હિંસાધર્મ અત્રે પ્રધાનછે. દયાધર્મ ગૌણછે. તેથી વાઘની હીંસા કરવી એમ જે વેદ મતછે અને કર્તવ્ય કર્મછે એવું ભગવદગીતાદિ શાસ્ત્રમા શ્રી કૃષ્ણે અર્જુન પ્રત્યે બોધ આપ્યોછે તેજ સયુક્તિક અને શ્રુતિ સંમતછે એવુ અમારૂં માનવુછે.

**संस्कार परामर्शात् तदभावाभिलापाच्च ॥३६॥**

**સૂત્રાર્થ:**—બ્રહ્મવિદ્યાના સબંધમાં સસ્કારની આવસ્યકતા છે તથા એમ સૂચન કર્યું છે કે, સસ્કારનો શુદ્રને અભાવ છે, માટે તેનો બ્રહ્મ-વિદ્યામાં અધિકાર નથી.

ટીકા:—**नशूद्रे पातकं किञ्चिन्न च संस्कारमर्हति** આ સ્મૃતિવાક્ય છે. બ્રહ્મવિદ્યાનું અંગ સસ્કાર હોવાથી સંસ્કાર રહિત જે શુદ્ર છે અને જેને અભક્ષ્યાભક્ષ્યાનો બાધ નથી એવાને બ્રહ્મવિદ્યાનો અધિકાર નથી. અધિકાર વિના વિદ્યાના ફળની પ્રાપ્તિ નથી. ઉલટી ખરાબી થાય છે.

આ સૂત્ર વૈદિક લોકોને લાગુ પડે છે. વેદમાંથી નીકળેલા વિવિધ ધર્મોના પ્રવર્તક જુદા જુદા માહાત્માઓ અને આચાર્યો છે. તેઓ કઇ વેદ ધર્મને માનતા નથી તેમ છતાં તેઓને પરમાત્માનો સાક્ષાત્કાર થયો છે, અને તેમને અનુસરનારા પૃથ્વીના મોટા ભાગના મનુષ્યો છે. તેઓને પણ ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે. શુદ્રને ગાય ભેસના જેવો પશુ તુલ્ય ધર્મ વિષયમાં ગણ્યો છે, તેથી તેને એટલે કે પશુબુદ્ધિવાળા મનુષ્યને સંસ્કાર હોઇ શકે નહિ અને તેને પાપ પણ નડે નહિ. તેઓતો અંતઃ પ્રેરણા મુજબ શરીર યાત્રા કરે. બીજા ધર્મમાં સસ્કાર પામેલી બુદ્ધિવાળી એટલે કે કેળવાયલા માણુસો વિદ્યા અને યોગ સંપાદન કરી ઇશ્વરને ખોળે બેઠા

છે. તેઓ શ્રદ્ધા, ભક્તિ વૈરાગ્ય અને ધર્મ કર્મના નિયમે સુશિક્ષિત હોવાથી મહાત્મા અથવા પેગંબરો થઇ ગયા છે. તેમને તેમના આચાર્યના શિક્ષણ પ્રમાણે સંસ્કારો છે. જેવી રીતે કે ખ્રિસ્તીઓને યજ્ઞોપવિતને બદલે બેપટિઝમ છે, પારસીઓને કસ્તી છે, મુસલમાનોને સુન્નત છે ઇત્યાદિ ઇત્યાદિ. એ કોમોમાં કેટલાએકતો શુદ્ર તુલ્ય તદ્ તદ્ ધર્મના સસ્કાર રહિત તો છેજ તેથી આ સુત્ર નિરર્થક છે એમ ઠરતું નથી. વૈદિક ધર્મના ચાર આચાર્યોને બ્રહ્મ જુદી જુદી રીતે દેખાયું છે.

દ્રષ્ટાન્ત તરીકે એક એવો તકતો બનાવે છે કે એક પાસથી જુએ તો ઘોડો દેખાય છે બીજી પાસથી જુએ તો તે જગાએ હાથી દેખાય છે. અથવા તો એક ઘોડાગાડી છે તેમાં ગુરૂએ શિષ્યને કહ્યું કે ઘોડાગાડી કયાં છે તે બતાવ. શિષ્યે કહ્યુ કે, આ રહી એમ કહી આંગળી કરી. ગુરૂએ કહ્યું કે એ તો લાકડાનુ પૈડું છે એમાં કઇ ગાડી દેખાતી નથી. મારો હાથ લઇને ગાડી ઉપર મુક કે દેખાય ત્યારે શિષ્યે ગાડીમાં બેસવાની જગે એ ગુરૂનો હાથ પકડી કહ્યું કે આ ગાડી રહી અહી બેસો ગુરૂએ કહ્યુ કે એ તો ચામડાની ગાદી છે કાંઇ ગાડી નથી. શિષ્યે ગાડીમાંથી બેસવાની ગાદી ફેંકી દીધી અને ગુરૂને ગાડીના પાટીયા ઉપર બેસવાનુ કહ્યું. ગુરૂ કહે આ તો લાકડાનુ પાટીયુંછે એના ઉપર તો હું નહિ બેસુ મારે તો ગાડીમાં બેસવુ છે. શિષ્ય અકળાઇ ગયો અને ગાડીને બતાવી શકયો નહિ ત્યારે ઘોડા અને ગાડીની પ્રદક્ષિણા કરી દરેક જગ્યાએ તેનો હાથ મુકાવી કહ્યું કે આ બધાનું નામ ગાડી. ગુરૂએ કહ્યું આ તો તેં મને આગળ બતાવ્યું તેનું તેજછે. પૈડું, ઘોડો, હાંકનાર, લગામ, ગાડી, પાટીયાં વીગેરેછે. પણ ગાડીકાંઇ નથી. ગાડી એમાં કયાંછે. ઘોડો છોડી નાંખ્યો તોએ ગાડી તો રહી. પૈડાં વીગેરે કાઢી નાખ્યા તોપણ ગાડી કાંઇ દેખાઇ નહિ ગુરૂએ કહ્યુ કે ઘોડા વગરની, હાંકનાર વગરની, પૈડાં વગરની, બેઠક વગરની, તેનું નામ શુ ગાડી છે. કે તે તો કાંઇ દેખાતી નથી. શિષ્ય ગભરાઇ ગયો પણ ગાડી કાંઇ બતાવી શકયો નહિ તેજ પ્રમાણે શ્રુતિમાં બ્રહ્મ શબ્દને સમજવો, કે અગ્રાહ્ય, અલક્ષણ. અચિંત્ય અને સંપૂર્ણ ઉપદેશ ન કરી શકાય એવું જે કાંઇ છે તેનું નામ બ્રહ્મછે. એ કાંઇ અભાવ અગર શુન્ય નથી. જ્યાં જ્યાં ભાવ રૂપછે. એટલે અસ્તિત્વરૂપે આપણને ભાસેછે. જે ચિદરૂપ અને પ્રિયછે. જે આનંદ રૂપ ઇત્યાદિ વિશેષણોથી શ્રુતિ વર્ણન કરેછે. જે મનવાણીથી દૂરછે એવો પાસેમાં

પાસે અને છેટામાં છેટા એક બીજાથી વિરૂદ્ધછે એવો, જે કાઇ ભાસેછે તે તેને જાણવા જતાં પહેલાં તો પોતેજ બ્રહ્મરૂપ થઇ જાયછે. અને કોઇ પણ જાતની શંકા રહેતી નથી. પોતે જાણેછે છતાં બોલતો નથી. અને બોલે છે તો સંભળાતુ નથી. સાંભળનાર બ્રહ્મ હોય તોજ સમજાય ઇત્યાદિ વિદ્વાનોએ સમજી લેવુ.

સ્પનેસર, ડાર્વિન, બ્રાડલો ઇત્યાદિ મહાન પુરૂષો અને મહાન વિદ્વાન તરીકે ગણાયછે. તેઓ ચાર્વાક જેવા મતવાદી હોય કે નહિ હોય. ઇશ્વરને ન માનતા છતાં પણ તેઓનુ બુદ્ધિ ચાંચલ્ય અને યોગ સંસિદ્ધિ યોગીની બરોબરછે. તેએનામાં જે કાંઇ ખામીછે તે એટલીજ કે તેમને ઇશ્વર જણાતો નથી. આ દોષ કોઇ પૂર્વજન્મના પાપને લીધે તેમની બુદ્ધિ ઉપર કાળો પડદો નાંખી મોક્ષ થવાની આડે આવેછે.

**तद् भाव निर्धारणे च प्रवृते ॥ ३७**

**સૂત્રાર્થ:**-શુદ્રત્વના અભાવ નક્કી થયા પછી બ્રહ્મવિદ્યામાં પ્રવૃતિ કરાવવામા આવે છે.

સત્યકામને ગૌતમઋષિએ ઉપનયન સંસ્કાર પછી ગુરૂકુળમાં દાખલ કરતી વખત તેનું નામ અને ગોત્ર પૂછ્યું. તે વખતે સત્યકામને ખબર ન હોવાથી પોતાની માતા જાબાલાને પૃછ્યું કે મારૂં ગોત્ર કયુ તે ગુરૂજી પૂછે છે તે સમયે જાબાલાએ કહયુ કે હુ યૌવનાવસ્થામાં પરિચારિણી હતી એટલે તું કોના પેટનો છે તે હું જાણુતી નથી એજ વાકય પુનઃ સત્યકામે ગુરૂજીને કહયું. ત્યારે ગુરૂજીએ કહયુ કે બેસ બ્રાહ્મણની કલાસમાં. બ્રાહ્મણ વગર આવી રીતે ધૈર્યથી સત્ય બોલે એવો બીજો કોઇ નથી. માટે તું બ્રાહ્મણના પેટનોછે એમ મારો નિશ્ચય થાય છે. એમ કહી તેને બ્રાહ્મણવિદ્યા ભણાવી આ ઉપરથી સિદ્ધ થાય છેકે શુદ્રાદિકને બ્રહ્મવિદ્યાનો અધિકાર નથી.

**श्रवणाध्ययनार्थ प्रतिषेधात स्मृतेश्च ॥ ३८**

**સૂત્રાર્થ:**-વળી સ્મૃતિથી પણ સિદ્ધ થાયછે કે, શુદ્રને શ્રવણ, અધ્યયન તથા વેદાર્થનો પ્રતિષેધછે.

ટીકા:—સ્મૃતિઓમાં **શુદ્રને** વેદ શ્રવણ, વેદ અધ્યયન, **વેદાર્થ અને** બ્રહ્મવિદ્યાનો અધિકાર નથી એમ પ્રતિપાદન કરેલુ છે તેમ છતાં મનુષ્ય

જાતિ તરીકે તેમને વિદ્યાનો અધિકાર છે. તેથી કરીને પુરાણ શ્રવણ પ્રાકૃત ભાષામાં તરજુમો થએલો વીગેરે હોય તેમાંથી તેમણે બ્રહ્મજ્ઞાન મેળવી લેવું. વેદ, ઉપનિષદ ઇત્યાદિ માતાના સ્તન સમાન સાંકેતિક પવિત્ર અને પોષણકારક છે, અને તેનું દુધ પોતાના ખાસ બાળકને માટેજ સરજેલું છે. ઢેડ ભંગીઆના છોકરાઓને ધવરાવવા માટે નથી, તે બાળકો જીવ છે અને તે ભુખે મરતા હોય તો દયા લાવી પોતાના બાળકને થોડું ધવરાવી સ્તનમાંથી દુધ કાઢી ચમચે વતે પાવું એ ધર્મ છે, પણ સ્તને વળગાડવાં નહી. તે પ્રમાણે પૂર્વના પાપકર્મથી શુદ્ર જાતિમાં જેનો જન્મ થયો છે તેની બુદ્ધિજ જન્મથી ભેંસભાઇ જેવી જડ હોય છે. તે સંસ્કારથી કરીને ઓપાયલી પણ હોતી નથી. યજ્ઞોપવિત આદિ સંસ્કાર તેને થતા નથી. ગાયત્રીનો પરંપરા-ઉપદેશ ચાલ્યો આવ્યો નથી. તેથી કરીને પવિત્રમાં પવિત્ર જે દેવો છે અને જેનામાં સાત્વિક ગુણ ભર્યા છે, તેઓ, અપવિત્ર સંસ્કાર રહિત પાપને લીધે નીચ યોનીમાં જન્મ થએલો તથા બુદ્ધિહિન મુઢના બોલાવવાથી, અથવા સાંકેતિક વૈદિક શબ્દનો ઉચ્ચાર કરવાથી, પ્રસન્ન થઇ આવતા નથી. મંત્ર સફળ થતા નથી અને ઉલટા દેવ કોપાયમાન થાય છે. જે પ્રમાણે કે માતાના સ્તન ઉઘાડા કરી જેને તેને બતાવી શકાતા નથી અને ભુલચુકે ઉઘાડા રહ્યા હોય અને તેના ઉપર કોઇ દ્રષ્ટિ ફેકે તો માતા અને પિતા બંને તેના ઉપર કોપાયમાન થાય. તો શ્રુતિ એ માતા છે. તેનું સ્તન એ દરેક ઋચા છે; તેના બાળક પૂર્વ જન્મના પુણ્યને લીધે ઉચ્ચ કુળમાં બ્રાહ્મણ જાતિમાં અવતરેલા બ્રાહ્મણો છે. તેમને પરપરા શુદ્ધ સંસ્કાર અને તિવ્ર બુદ્ધિ બળ હોવાથી વેદનો અધિકાર તેમનોજ છે. તેમના બોલાવવાથીજ દેવો આવે છે. હવિ-ગ્રહણ કરે છે. મંત્ર સફળ થાય છે અને ધારેલું પરિણામ નિપજે છે. મંત્ર પણ તપોબળ વડે કરીને સિદ્ધ કરેલો હોવો જોઇએ તોજ ફળ આપે છે. આ વિષય યોગસૂત્રમાં ગાયત્રિમંત્ર વિષે લખતાં ત્યાં જણાવ્યું છે. ત્યાં જોવું એટલે ખાત્રી થશે.

**कम्पनात्** ॥ ३९

**સુત્રાર્થ:**—પ્રાણ ગતિમાન્ હોવાથી બ્રહ્મ રૂપે છે.

**ટીકા:**—આ જગતની સર્વ પ્રવૃત્તિઓ સ્વ સ્વનિર્મિત્ત પરાધિન વર્તુલોમાં નિયમે કાર્ય કરી રહે છે. તેનું કારણ ભય છે. પ્રાણ શબ્દ વડે શ્રુતિમાં જે કંઇ લખ્યું છે તે જડ પ્રાણ વાયુને માટે નથી, અથવા તો

જીવાત્માને માટે નથી. પણ પ્રાણ શબ્દ વડે કરીને પરમાત્માને સમજવા. આ **भिषाऽस्माद्वात: पवते०** ઇત્યાદિ શ્રુતિ વડે કરીને સ્પષ્ટ સમજાય છે કે, ભય વગર પ્રીતિ નથી. ભયથી જ સર્વ કોઈ નિયમમાં રહે છે. લોકોને દયા હિન થઇને મારી નાંખવા અને ઘેર ઘેર રડારોળ પીટાપીટ કરાવવી એ કંઇ મૃત્યુને ગમતું નથી. પણ પરમાત્માના ભયથીજ વાયુ વહે છે. ભય વડે કરીનેજ સૂર્ય નારાયણ તપે છે. નિયમિત ઋતુઓ અને કાળચક્ર ભમે છે. પરમાત્માના જ ભયથી અગ્નિ પોતાની જ્વાલા ઉંચી લઈ જાય છે ઇત્યાદિ. આ શ્રુતિ ઉપરથી સિદ્ધ થાય છે કે ગોધાના મોં ઉપર લઠ માર્યા વગર ગોધો તાબે થાય એમ નથી. ગોધાનો સ્વભાવજ છે કે, જ્યાં લીલાં કણશલાં દીઠાં ત્યાં ડાકું મારવું. અલેક્ઝાન્ડર ધી ગ્રેટ જેવાને જ્યાં સુંધી સામો ભય ઉત્પન્ન કરનાર ન મળ્યો, ત્યાં સુધી તેણે અખિલ ભૂમંડળને લુંટવાનું જારી રાખ્યું. જ્યારે પુરૂવંશના રાજાઓએ તેના મોઢામાં લઠ્ઠ માર્યો ત્યારે જ તેણે હિંદને જીતવાનું કામ અશક્ય ધાર્યું અને પાછો ફર્યો. આ ઉપરથી અહિંસા ધર્મને પ્રાધાન્ય આપનાર જૈન લોકોનો મત શ્રુ‌તિ તથા વેદ વિરૂદ્ધ છે. સમય પરત્વે હિંસાધર્મનું પણ પ્રાધાન્ય છે. ભગવત ગીતામાં અર્જુન બાયલો થઇ કુલ સ્ત્રીઓ બગડશે એમ કહી શસ્ત્ર અસ્ત્ર ફેંકી દઇ ભીખ માંગીને ખાવા તૈયાર થયો હતો. તે સમયે વેદનું રહસ્ય જાણનાર વેદ સ્વરૂપ શ્રી કૃષ્ણ ભગવાને વેદશાસ્ત્ર, સ્મૃતિ, પુરાણ, ધર્મ અને લોક વ્યવહાર જુદા જુદા પ્રકારે વર્ણન કરી અર્જુનને **तस्मात्युद्धस्व भारत : तस्मात्युद्धस्व भारत : तस्मात युद्धस्व भारत :** એમ વારંવાર રણશીંગડા અને શંખો વગાડીને ભેરી નાદે કહ્યું. જ્યારે અર્જુનનો મોહ જતો રહી સ્વધર્મ કર્તવ્ય કર્મની સમજ પડી ત્યારે પ્રોત્સાહી વીરરસના આવેશમાં બોલી ઉઠ્યો કે, "હે ભગવન ! મારી મૂઢતા નષ્ટ થઇ ગઇછે. ધર્મનો ખરો મર્મ હું સમજી ગયોછું. તમારા પ્રસાદવડે કરીને કદાપી સૂર્ય ચંદ્ર પોતાનો માર્ગ ચૂકી રસાતળ જશે કે આખું બ્રહ્માંડ વિલય જશે તો પણ હું હવે યુદ્ધ કરીશ કરીશ ને કરીશ. મારો સર્વ સંશય આપે દૂર કર્યોછે. મને બ્રહ્મજ્ઞાન પ્રકટ થયુંછે. હવે હું વણિકના જેવો શિયાળવો નથી. રૂદન કરી માથે હાથદઇ બેસનાર નથી. પણ યુદ્ધમાં ઝંપલાવી મરીશ કે મારીશ." આ ઉપરથી વેદનુ રહસ્ય સર્વને સમજાશે કે રાજાઓ રાજદંડ શા માટે ધારણ કરેછે. રાજ દંડ વિનાનો એટલે ભય વગરનો રાજા તો ઇશપ નીતિમાં કહેલા કુવામાંના લાકડાના કકડા જેવો છે દેડકાઓ ડબાડબ તેને માથે ચઢી બેસસે.

રાક્ષસો ફાવશે. સીતા અને સોનું હરણ કરશે. માટે વાનરોએ રાવણ અને કુંભકર્ણને તોડી પીંખી નાંખી લંકા સળગાવી મૂકવી એજ સ્વધર્મ છે.

**ज्योति दर्शनात् ॥ ४०**

**સૂત્રાર્થઃ**–જ્યોતિ બ્રહ્મરૂપે છે કારણ કે શ્રુતિમાં તે પ્રમાણે કહ્યું છે.

**ટીકાઃ**–જ્યોતિ શબ્દવડે કરીને શ્રુતિમાં અગ્નિ, વિદ્યુત, સૂર્ય ઇત્યાદિનું તેજ છે તેનું વર્ણન નથી પણ ચિદ્રુપ, પાપ રહિત શુદ્ધ ચૈતન્યનું વર્ણન છે. માટે શ્રુતિમાં જ્યાં જ્યોતિ શબ્દ આવે ત્યાં ચૈતન્ય એ અર્થ કરવો પણ તેજ એવો અર્થ કરવો નહિ.

**आकाशोऽर्थान्तरत्वा दिव्यपदेशात् ॥ ४१**

**સૂત્રાર્થઃ**–આકાશ બ્રહ્મરૂપે છે કારણ બ્રહ્મનું ભિન્ન અર્થાદિવડે આ રીતનુ નિરૂપણ કરેલ છે.

**ટીકાઃ**- આ સૂત્ર અધ્યાય ૧લો પાદ–૧ સૂત્ર ૨ જાના વિસ્તાર રૂપે છે. સર્વ ભૂતોની સ્થીતિ, લય, ઉદ્‌ભવ આકાશમાં થાય છે. એમ શ્રુતિમાં કથન કર્યું છે. તેથી કરી આકાશ શબ્દવડે કરીને નામરૂપ રહિત જે પરબ્રહ્મ છે તેનું ગ્રહણ કરવું. ભૂતાકાશનું ગ્રહણ કરવું નહિ. ભૂતાકાશ જડ છે. શબ્દ ગુણ-વાળું છે. અને પંચ મહાભૂતમાંનું એક મહાભૂત છે. એટલા માટે આકાશ શબ્દ વડે શુદ્ધ ચૈતન્ય પરબ્રહ્મ પરમાત્મા—એવો અર્થ કરવો.

**अनेनजीवेनात्म नानुप्रविश्य नामरूपे व्याकरवाणी** એનો અર્થ એ છે કે, જીવાત્મા રૂપે ભૂતોમા પ્રવેશ કરી નામ તથા રૂપ વડે હું અનેક રૂપે થાઉં આ ઉપરથી તેમજ **यदा यदाही धर्मस्य०** એ ભગવત ગીતાના શ્લોકના અર્થ પ્રમાણે ઇશ્વર રામકૃષ્ણના આદિ અવતારો, ઇસુખ્રીસ્ત, મહમદ, ઝોરાઆસ્ટર ઇત્યાદી અવતાર ધારણ કરે છે. અને અમુક કાર્ય કરવા પછી દેહ છોડી દે છે. અને મનુષ્ય રૂપે દેખાય છે. તેમજ માછલું, કાચબો, નૃસિંહ હયગ્રીવ ઇત્યાદિ સ્વરૂપો ધારણ કરે છે, એમ સિદ્ધ થાય છે. આર્યસમાજીઓ આ વાતની ના પાડે છે તેની સત્યતા વિષે હમારૂં મન આનાકાની કરે છે.

તેમજ આવી તરેહના અવતારો અથવા યોગીઓ અણિમાદિક અષ્ટ મહાસિદ્ધિઓ સંયમ વડે કરીને લિંગ શરીરદ્વારા સાધારણ મનુષ્યથી ન થાય તેવાં કામ કરે છે. જેવી રીતે કે સુધન્વાની તેલની ઉકળતી કઢઇને શિતળ જળ સમાન બનાવી મૂકવી. ગાયના વાછરડા અને ગોપ બનવું, ચાર ભુજા, અષ્ટ ભુજા આદિ રૂપનુ ગ્રહણ કરવુ એ અસંભવિત છે, એવુ માનવાને હમે તૈયાર નથી. આમ તો કુંભાર પણ સ્વીકારી શકે એમ નથી. કુંભાર કહે છે કે જ્યારે મારામાં અનેક રૂપ ઘડવાની શકતી છે. તો પછી તે શકિત બ્રહ્મામાં નથી, એ વાત હું કેવી રીતે માનું. હું પણ અરધો માણસ અને અડધો સિંહ બનાવી શકું છું. તેમજ ચિતારોને મર્તિકાર અને કવિ કોઇના ખ્યાલમાં ન આવે એવુ રૂપક બનાવે તો તેમાં આશ્ચર્ય પણ શું ? લિંગ શરીરની શકિત નહિ સમજનારા અયોગીને એ વાતની સમજણ ન પડે એમાં નવાઇ કંઇ નથી. ઇશ્વર જો સર્વ શકિતમાન છે તો તે ચાહે તે કરી શકે છે. એટલા માટેજ નેપોલીયન બોનાપાટે પોતાના શબ્દ કોશમાંથી (impossible) ઇમપોસીબલ શબ્દ ઉપર છેકયો મકયો હતો.

## सुषुप्त्युत्क्रान्त्यो भेंदेन ॥ ४२

**સૂત્રાર્થ:**–સુષુપ્તિ તથા જાગૃતિ અવસ્થાના ભેદને લઇ જીવાત્મા તથા પરમાત્માનો ભેદ છે.

**ટીકા:**–સુષુપ્તિ અને મરણકાળમાં પ્રાજ્ઞ પુરૂષ સાથે જીવનું એકત્વ કથન કરેલું છે અને પ્રાજ્ઞ પુરૂષ તે શુદ્ધ ચૈતન્યનું સ્વરૂપ છે. માત્ર પ્રાજ્ઞ છે તે અંતર્યામિરૂપે અંહવૃતિવાળો છે. જીવ પણ જાગ્રત અને સ્વપ્ન અવસ્થા સિવાય સુસુપ્તિ કાળમાં અથવા મરણકાળમાં પ્રાજ્ઞ સાથે જોડાઇ રહે છે. શુદ્ધ ચૈતન્યમાં અંહભાવ નથી. પ્રાજ્ઞ પુરૂષમાં એટલે શિવમાં હું પ્રકર્ષ જ્ઞાનવાળો એટલે સર્વજ્ઞ છું એવું અભિમાન છે. અને જીવ અજ્ઞાનવેષ્ટિત મિથ્યા અભિમાન વાળો છે. દ્રષ્ટાંત તરીકે સામાન્ય અગ્નિ જે અદૃશ્ય અગ્રાહ્ય ગતિ મતિ અને દ્યોતન કરનાર શુદ્ધ ચૈતન્ય બ્રહ્મ છે. અભિમાન રહિત છે. સર્વમાં વસેલો છે. સર્વ સ્વરૂપ છે. હવે સ્વાભિમાન પ્રવૃતિ કરનાર પ્રાજ્ઞ પુરૂષ એક મોટું લાકડાનું નગર હોય અને તેમાં મોટી આગ લાગી હોય અને તેમાંથી ભડકા, દાહ, તેજ, છિન્ન ભિન્ન કરવાની શક્તિ, સર્વ પ્રકાશ અંધારાનો વિનાશ કરનાર સક્રિય બળતા નગર જેવો છે. એમાંથી એક બળતી ચિનગારી ઉડીને આઘી પડી હોય અથવાતો આગમાં પડી હોય તેવો જીવ છે. સુસુપ્તિ કાળમાં એ ચિનગારી આગના સુસુપ્તિકાળે

ભડકામાં ભળી ગયેલી છે તેથી એનું ભિન્નત્વ પ્રાજ્ઞમાં ભળી ગયેલું છે. સ્વપ્નમાં જીવાત્મા પ્રાજ્ઞથી છૂટો પડીને ચિનગારી રૂપે વાસનાનો ભોગ ભોગવે છે. અને જાગ્રત અવસ્થામાં કેવળ છૂટો રહીને બાહ્ય જગતમાં ક્રિયા કરી વિશ્વમાં વિચરે છે. આ ઉપરથી સમજાશે કે જીવ વિશ્વ–તૈજસ અને પ્રાજ્ઞમાં જુદે જુદે કાળે જુદી જુદી રીતે ઘુમે છે. અગ્નિની ચિનગારી, અગ્નિ વગરનો કાળો કોયલો, આખા શહેરની આગના ભડકા અને અદશ્ય અગ્નિ જેને બ્રહ્મ કહીએ તે સર્વ ચારેમાં વ્યાપક છે. પણ નામ રૂપ જુદાં જુદાં છે. એકનું નામ બ્રહ્મ, બીજાનું નામ પ્રાજ્ઞ, કાળા કોયલાનું નામ વિશ્વ ને ચીનગારીનું નામ જીવ પડયુ છે. કાળા ઠંડા કોયલામાં પણ શુદ્ધ ચૈતન્ય બ્રહ્મનું અગ્નિપણું અદશ્ય છે. અગ્રાહ્ય છે. સર્વ શક્તિરૂપે છે. હવે જીવ ચેતનનો ચિનગારી સરખો કાળાને બદલે સિંદુરીયા રંગનો અગ્નિનો તનખો અડકતાં ફોલ્લો ઉડાડે તેવો જીવરૂપ અગ્નિ છે. બળતા શહેરની આગ એ પ્રાજ્ઞનું સ્વરૂપ છે. આ સર્વમાં સામાન્ય બ્રહ્મશકિત જે અગ્નિ તે જુદે જુદે નામે, જુદે જુદે રૂપે, જુદે જુદે આકારે, જુદી જુદી શકિતએ, સાભિમાન અને નિરાભિમાનપણે નાનામોટાપણે કદમાં ભિન્ન ભિન્ન જણાય છે. આ ઉપરથી શુદ્ધ બ્રહ્મ, પ્રાજ્ઞ બ્રહ્મ, અને જગત બ્રહ્મ સ્પષ્ટ સમજાઇ જશે.

**पत्यादि शब्देभ्य. ॥ ४३**

**સૂત્રાર્થ:**–પતિઆદિ જે શબ્દો આત્માના સંબંધમાં વાપરવામાં આવ્યા છે તેથી સિદ્ધ થાય છે કે, અસંસારી સ્વરૂપનુંજ પ્રતિપાદન છે.

**ટીકા:**—શ્રુતિમાં એમ લખ્યુ છે કે ઇશ્વર કોઇના તાબેદાર એટલે કોઇની સત્તામાં દબાયલા પરતંત્ર નથી. તેથી તેનો પતિ એટલે જેનો કોઇ ઉપરી નથી. સત્તાધિશ એવો સ્વામી સંસાર રૂપી ઘર ચલાવવાવાળો છે. તેમજ બીજે ઠેકાણે શ્રુતિમાં એવું લખ્યું છે કે તે ઇશ્વર સત્કર્મથી પવિત્ર થતા નથી. અથવા પુણ્યવાન થતા નથી અને અસતકર્મથી તેઓ પાપી થતા નથી. એટલે એનો અર્થ એ છે કે તેઓ ગમે તે કરે તે કર્મથી ઇશ્વર લેપાયમાન થતા નથી. કોઇ કર્મો ઇશ્વરને પાપ પુણ્યાદિ ફળ આપી શકતા નથી. ઇશ્વર કલેશ, કર્મ, વિપાક, અને આશય એથી અલિપ્ત છે. આ ઉપરથી શ્રુતિઓ પ્રાજ્ઞને લક્ષીને તેનું સ્વરૂપ કથન કહે છે.

**॥ इति ॐ ॥**

# ब्रह्मसूत्रनो आशय

## પ્રથમ અધ્યાય ચતુર્થ પાદ

### સંદિગ્ધ પદોનું સમાધાન.

**आनुमानिकमप्येकेषामिति चेन्न शरीररूपक विन्यस्त गृहीतेर्दर्शयति च ॥१**

**સૂત્રાર્થ :**—અનુમાનથી નિરૂપણ કરાવેલ પ્રધાનને જો કોઇ એમ કહે કે તે શ્રુતિ પ્રતિપાદિત છે. તો અમારૂં કહેવુ એમ છે કે ના તેમ નથી. રૂપકવડે સૂચિત થયેલું શરીરનુજ ગ્રહણ છે. એમ શ્રુતિ દર્શાવે છે.

**ટીકા :**—આગલા સૂત્રમાં અમે પ્રતિપાદન કરી ગયા છીએ કે, આ જગતની ઉત્પતિ સ્થિતિ અને પ્રલય જેમાંથી થાય છે તે બ્રહ્મ છે. કોઇ જો એમ કહે કે પ્રધાન ઉત્પતિ સ્થિતિનુ કારણ છે તો તે શ્રુતિ સંમત નથી.

**सूक्ष्मं तु तदर्हत्वात् ॥ २**

**સૂત્રાર્થ :**—શરીરનુ નિરૂપણ સૂક્ષ્મરૂપે છે. કારણ કે સૂક્ષ્મ ભુતથી બનેલ હોવાથી તે પ્રમાણ ગ્રહણ કરવું યોગ્ય છે.

**ટીકા :**—અવ્યક્ત એટલે અસ્પષ્ટ. વ્યક્ત એટલે સ્પષ્ટ. તે સૂક્ષ્મ શરીર અથવા લીંગ શરીરરૂપ છે. અને તેને અવ્યક્ત કહે છે. સ્થુલ શરીર વ્યક્ત છે. એટલે વધારે સ્થુલ છે. લીંગ શરીરની શક્તિ એવી છે કે તે શરદી અને ગરમીની પેઠે પથ્થરમાં પણ પેસી શકે છે, અને તેને ભેદીને આરપાર નીકળી જાય છે. જડની શક્તિ એવી છે કે તે એક ઠેકાણેથી તે જગાના પરમાણુઓને દુર કરે નહિ ત્યાં સુધી તે પદાર્થમાં પેસી શકતી નથી. જેવી રીતે કે એક માણસને એક કેદખાનામાં પુર્યો હોય તો કેદખાનાની દીવાલની બહાર તે જઇ શકતો નથી. તેથી કેદીને બહાર કાઢવાને માટે ભીંતમાં એક બારણું મુકવું પડે છે, અને તે ઉઘાડે ત્યારેજ બહાર નીકળે છે. આ ઉપરથી સમજાશે કે,

જયારે મરણ સમયે આપણા ઘરના બારણા બંધ હોય અને સ્મસાનમાં મુડદાની રાખ કરી આવ્યા હોઇએ, તો પણ જો તેની વાસના ઘરમાં હોય તો એ લીંગ શરીર ઘરમાં ને ઘરમાં પાછું આવે છે. એટલા માટે મૃતકના ઘરમાં મરતી વેળા ઘીનો દીવો કરે છે. જમીનમાં પાળી બેસે છે. પથારીમાથી ઉચકી સ્નાન કરાવે છે. રામ રામ શબ્દના ઉચ્ચાર કરે છે. અને પુણ્યદાન તથા ધર્મ ક્રિયા અને પીંડદાન કરવામાં આવે છે. તે જીવની અધોગતિ થઇ પ્રેત દશા પ્રાપ્ત ન થાય એટલા માટે આ સઘળી ક્રિયાઓ છે. તેની સવિસ્તર ટીકા ગરૂડપુરાણ ને શિવગીતામાં છે. તેમાં પુણ્ય કર્મ કરવા લખ્યું છે કે, જે સ્થળે ઘીનો દીવો, લોઢું, અગ્નિ, પવિત્ર સમિધો, અને રામનું નામ હોય ત્યાં ભૂત પ્રેત પીશાચાદિ આવી શકતાં નથી. સ્થુલ દેહ વિનાનો જીવ મારો સ્થુલ દેહ જતો રહયો એમ રડયા કરે છે. હવે હું શું કરૂં. કર્મ કેવી રીતે કરૂં હાથ પગ અને વાણી વગર સ્થુલ કર્મ કરવા હું અસમર્થ છું. હે પુત્ર! મારૂ અન્નરસમયશરીર બળીને ખાખ થયું છે એટલા માટે મને ફરીને અન્નનો પીંડ આપ કે તેમાં હું ભરાઉં. અને મને પ્રેત દશા પ્રાપ્ત થાય નહિ, આ કારણને લઇ અડદના લોટનો અથવા ચોખાનો પીંડ દરરોજ બારમા દિવસ સુધી આપવામાં આવે છે અને ષોડષ શ્રાધ કરવામાં આવે છે.

કોઇ નાસ્તિક કહેશે કે બારમાને દિવસે આપેલો તમારો ખાટલો તળાઇને ઓશીકાં તથા લાડુ દુધપાક જે બ્રાહ્મણો ખાઈ જાય છે, તે શુ સ્વર્ગમાં તમારા બાપને મળશે કે? ખાટલો, તળાઈ, ગોદડાં સર્વ બ્રાહ્મણના ઘરમાં પડયા રહે છે અને લાડુ દુધપાક બ્રાહ્મણ ખાઇ જાય છે. તો ટપાલની પેટીમા કાગળ નાખ્યો હોય અને જેના નામનું શિરનામુ હોય હોય તેને પહોચે એવું બ્રાહ્મણનું પેટ છે શું? એના ઉતરમાં અમે કહીએ છીએ કે, એ ખાટલો અને લાડુ દુધપાક ખાઇ સુખ ભોગવવાની શકિત પ્રેત દશામાં નથી તેમ છતાં પણ તે પ્રેતને આ પુણ્ય કર્મને લીધે ખાઇને તૃપ્ત થયો હોય અને સુનો હોય તેના સરખું સુખ ઉત્પન્ન થાય છે–અને દાન પુણ્યના કર્મ વડે કરીને તેને જે જે યોનિમાં હોય તે સ્થળે પુણ્યનો શ્રેય તેને મળે છે. આવી ઇશ્વરની રચના ઠેર ઠેર વર્ણવી છે.

**तदधीनत्वादर्थवत् ॥ ३**

**સૂત્રાર્થ:**—બીજ શકિતરૂપ જગત પરમાત્માને આધિન છે. અર્થાત પરમાત્મા તેના કારણ રૂપે છે. આ અર્થજ માનવો યોગ્ય છે. નહિ તો પરમાત્મામાં સ્રષ્ટાનો ભાવ રહેશે નહિ.

**ટીકા :**—કોઇ એવી શંકા કરે કે બીજથી જેમ ઝાડ ઉગે છે તે પ્રમાણે પ્રકૃતિના પદાર્થના સમેલનથી બીજમાંથી પાછું ઝાડ બને છે. બીજ એ મહાન સુષુપ્તિ સમાન લીંગ શરીર રૂપે સુક્ષ્મ છે. માટે આ જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય બીજની સમાન થાય છે. એમાં કાંઇ તમારા ઇશ્વિરની જરૂર જેવું લાગતું નથી. તેનુ સમાધાન એ છે કે આ સર્વ ક્રીયા પ્રકૃતિજ કરતી હોય તો તે કારણ કહેવાય અને ઝાડ એ તેનું કાર્ય છે. આગલા સુત્રોમાં કહી ગયા છીએ કે પ્રકૃતિ જડ છે. તેમાં સંકલ્પ શકિત નથી. માટે તમારી શકા શ્રુતિ વિરૂદ્ધ છે, તે માન્ય નથી. પ્રકૃતિ એ ઉપાદન કારણ છે, અને ઇશ્વર એ નિમિત્ત કારણ છે. પ્રકૃતિ સર્વ પદાર્થમા ઓત પ્રોત છે. તથાપિ પ્રકૃતિમા ઘાટ ઘડવાની જે શકિત છે તે પરમાત્માનીજ છે. એમ શ્રુતિ પ્રતિપાદન કરે છે. મટોડીના લોચામા કાદવના પુતળા બનાવવાની શક્તિ નથી. અર્થાત્ પૂતળા બનાવવાની કલ્પના કરવી અથવા પુતળા બનાવવાનો સકલ્પ કરવો એ તો ચૈતન્યરૂપ કુંભારની શકિત છે. કાદવની નથી. મટોડીના પુતળામા કાદવ ઉપાદાન રૂપે ઓત પ્રોત છે છતાં તેનો કર્તૃત્વધર્મતો કુંભારનામાંજ છે. નથી પુતળામાં કે નથી કાદવમાં એ શકિતતો પૂતળા ઉત્પન્ન કરીને જે કુભાર ખાટલામા ઘસઘસાટ ઊંઘે છે તેની છે. પૂતળા ઘડયા પછી એ તો આઘો જઇને સૂતો છે. હવે એને પૂતળા સાથે કાંઇ લેવા દેવા રહી નથી. એનો નિર્લેપ તેમ શાંતિમાં છે. આ દષ્ટાંત ઉપરથી આ સૂત્રાર્થ સુસ્પષ્ટ થશે.

**ज्ञेयत्वावचनाच्च ॥ ४**

**સૂત્રાર્થ :**—અવ્યકતનું નિરૂપણ જ્ઞેય સ્વરૂપે નથી. આથી અવ્યકત્ પ્રધાન રૂપે થઇ શકે નહિ.

**ટીકા:**—સાંખ્ય મતવાળા ગુણ ગુણીના સબધને લીધે, ગુણજાણુવાને યોગ્ય છે, અને તેજ જ્ઞેય છે, એમ દર્શાવે છે, પણ તેમ શ્રુતિએ પ્રતિપાદન કર્યું નથી. તેથી પ્રધાન ઉપાસ્ય નથી. એટલે કે ગુણત્રય તે બ્રહ્મ નથી. એમ શ્રુતિ પ્રતિપાદન કહે છે, જ્ઞેયતો બ્રહ્મજ છે **प्रज्ञानं ब्रह्म०** એ શ્રુતિ છે પણ **गुणत्रयंब्रह्म, प्रधानंब्रह्म** એવુ કોઇ ઠેકાણે જોવામા આવતું નથી.

**वदतीति चेन्न प्राज्ञोहि प्रकरणात् ॥ ५**

**સૂત્રાર્થ :**—શ્રુતિ પ્રધાનને જ્ઞેય સ્વરૂપે કહે છે, એમ નથી. કારણકે જે સ્થળે જ્ઞેયનું નિરૂપણ છે ત્યાં પ્રાજ્ઞ આત્માનું જ્ઞેયરૂપે નિરૂપણ છે.

**ટીકાઃ—**અવ્યકત એટલે અસ્પષ્ટ તેજસ વિષ્ણુ સ્વરૂપ અથવા લીંગ દેહનું સમષ્ટિરૂપ. તેના કેટલાએક ગુણો અને ધર્મ બ્રહ્મસદ્દશ્ય હોવાથી તેને સાંખ્ય મતવાળા જ્ઞેય છે, એમ પ્રતિપાદન કરે છે. તથાપિ તે શ્રુતિએ પ્રતિપાદન કર્યું નથી. જ્યાં ત્યાં પ્રાજ્ઞનેજ જ્ઞેય એટલે બ્રહ્મ રૂપે ગણ્યો છે.

**त्रयाणामेव चैवमुपन्यासः प्रश्नश्च ॥ ६**

**સૂત્રાર્થ :—**નચિકેતા તથા યમના વાદમાં ત્રણ બાબતોનો (અગ્નિ, જીવ તથા પરમાત્માનો) પ્રશ્ન છે. તથા તે સબંધીજ સમાધાન યમે કરેલું છે.

**ટીકા :—**આ બ્રહ્મ સૂત્રના સૂત્રો સારી રીતે સમજાય માટે ઉપનિષદો પ્રથમ વાંચવા જોઇએ. અને તેમાં જે જે શકાઓ ઉત્પન્ન થાય તેને આ ગ્રંથમાના સૂત્રો વડેનુ નિરાકરણ કરવું. ઉપરના સૂત્રમાં જે નચિકેતાએ ત્રણ વરદાન માંગ્યા છે તેમાં અગ્નિ વિષે અને યજ્ઞ વિષે હમે પાતંજલયોગ દર્શનની ટીકામાં, રૂદ્રાધ્યાયની ટીકામાં તેમજ કાવ્યાનદનિધિમાં કિંચિત કિંચિત દિગદર્શન કરાવ્યુ છે. ગ્રંથ વિસ્તાર ભયે વારંવાર તેનું તે લખતા નથી. જડ, જીવ, અને પ્રાજ્ઞ વિષે પણ હમે સમજણ આપી ગયા છીએ. આ વિદ્યા તથા કર્મના સંસ્કારને લીધે જન્મ મરણ જેને થયા કરે છે, તેને જીવ કહે છે. જે સ્વતંત્ર, નિર્લેપ, વિભુ, શુદ્ધચૈતન્ય, જ્યોર્તિમય, ચૈતન્ય આત્મા છે, તેને પ્રાજ્ઞ કહેવામાં આવે છે.

જે પ્રમાણે અંધારી ઓરડીમાં એક દોરડી પડી છે. તેને સર્પની કલ્પના કરી કોઇ માણુસ બીહે છે અને ધ્રુજે છે. એ એનું શારિરીક અને માનસિક કર્મ છે. કોઇ બીજો માણુસ દીવો લાવી તેને દોરડી બનાવે છે અને કહે છે કે આ કંઇ સાપ નથી કાથાની દોરડી છે. એમ કહી તેને ઉંચકીને પોતાના હાથમાં મુકે છે. સ્વાનુભવ પૂર્વક તે માણુસને ખાત્રી થાય છે કે, આ તો દોરડી છે અને મારી સર્પની ભ્રાંતિથી જે હું ભય પામતો હતો તે ખોટો ભ્રમ હતો. શરીરનું ધ્રુજવું પણ મિથ્યા હતું. આ ઉપરથી તે માણુસના જેમ મનોભય અને શારીરીક ભય જતાં રહ્યાં તે પ્રમાણેજ ગુરૂશાસ્ત્રે વર્ણવેલી બ્રહ્મવિદ્યા વડે સ્થુલ શરીરના ષડ વિકાર

અને લીંગ શરીરના ષડ રિપુ નિવૃત થઇ અને કારણ શરીરની ષટ સંપત્તિ પ્રાપ્ત થઇ બ્રહ્માનંદ સુખ થાય છે, અને રજમ તમો મલ એટલે કે, અંધારૂને ધ્રુજારી જેમ સર્પ ભ્રાંતિએ બંધ થઇ ગયાં, તે પ્રમાણે ભુખ, તરસ, રોગ, જન્મમરણ, પરતંત્રતા, શરીર વિના રહી શકતા નથી. તેમજ મનોમય શરીરમાં એટલે લીગ શરીરમાં શંકા, ભય, લજ્જા ધ્રણા અને અવિદ્યા આવી શકતા નથી. ત્યારે હવે શેષ શું રહ્યું તે સાંભળો. જીવરૂપ સૂર્યનું કિરણ જે ડીકરાની પેટીમા પ્રકાશ વિનાનું થઇ ગયુ હતું અથવા તો જેનો પ્રકાશ જોવામા આવતો ન હતો તે કિરણ બ્રહ્મરૂપ સૂર્ય કિરણમાં પેસી ગયું અને સૂર્યરૂપ થઇ ગયું. હવે જ્યાં જ્યાં સૂર્ય છે ત્યાં ત્યા ચોર, લુટારા, પ્રપચી, અને અધારૂં, ભય ઇત્યાદિ કેવી રીતે રહી શકે ? જ્યા ત્યા સુખસુખને સુખ; આનદ, આનંદ અને આનંદ: સત્ય, સત્ય ને સત્ય, ચિદજ્યોતિ, જ્યોતિ ને જ્યોતિ; જ્યાં ત્યાં, જળહળ, પ્રકાશને પ્રકાશ, જ્ઞાન સ્વરૂપે પ્રદીપ્ત થએલો છે. તે વિના બીજું કાંઇજ અનુભવમાં આવતું નથી. એનુંજ નામ સ્વરૂપ સ્થિતિ, મોક્ષ, અને જન્મ મરણ રહિતપણુ, અમૃતત્ત્વ, પ્રાપ્ત થાય છે. હવે વધારે હમારે કહેવાને બીજા કોઇ શબ્દ નથી. હમારી વાણી બધ કરી મૌન ધારણ કરી લખવુ પણ બધ કરીએ છીએ.

**महद्वच्च** ॥ ७

**સૂત્રાર્થ**:— મહત્ શબ્દની માફક અવ્યક્ત શબ્દ પ્રધાન વાચક નથી.

**चमसवदविशेषात्** ॥ ८

**સૂત્રાર્થ**:— ચમસ પાત્રની પેઠે અજ શબ્દ સામાન્ય વાચક છે, તેથી તે પ્રધાન વાચક એમ કહી શકાય નહિ.

**ટીકા**:—શ્રુતિમાં અજા શબ્દ વડે કરીને, સત્વ, રજ અને તમાત્મક પ્રકૃતિ કહી છે તે કાંઇ બ્રહ્મથી ભિન્ન એવી એક સત્તા નથી એ બુદ્ધિ રૂપજ બ્રહ્મની એક શક્તિ છે. તેને ભિન્ન છે, એમ પણ નથી કહેવાતું, અભિન્ન છે એમ પણ નથી કહેવાતું. માટે અનિર્વચનીય શબ્દ વડે તેનો નિર્વાહ કરીએ છીએ. '**મા યા**' એ શબ્દ વડે કરીને હૈત્યની માયા એટલે કે (Gold) ગોલ્ડ એટલે સોનુ નહિ છતાં ઇમિટેશન ગોલ્ડના જેવી એક

મોહાત્મક ખોટું સુવર્ણ બનાવવાની શક્તિ છે. 'મા' એટલે 'નહિ' ને 'યા' શબ્દનો અર્થ 'જે' એવો થાય છે. કાથાની દોરડીમાં કંઇ સર્પ નથી એ 'મા' શબ્દનો અર્થ થયો ને 'યા' એટલે સર્પની બ્રાંતિ ખોટી બ્રાંતિથી જે કાંઇ સર્પ નથી તેને સર્પની કલ્પના કરી નકામું ધ્રુજવુ એ અજ્ઞાનનું નામ 'મા, યા' છે.

**ज्योतिरुपक्रमातुतथाह्यधीयत एके ॥ ९**

**સૂત્રાર્થ:**—જેમાં પ્રથમ જ્યોતિ છે એવી અજાનું અહીં નિરૂપણ છે. કેમકે એક શાખાવાળાનું માનવું આ પ્રમાણે છે.

**ટીકા:**-આ સૂત્રમાં અજા શબ્દ વડે જે નિરૂપણ કર્યું છે, તે બ્રહ્મનું નથી, તે ચિદ્ સ્વરૂપનું નથી, પણ અનંત શક્તિ ચિદ્દમાંની જે એક શક્તિ છે, તેનું નામ પ્રકૃતિ છે. કે જેનું તેજ શુક્લ વર્ણનું અગ્નિમાં દેખાય છે તે જળનુ છે, લોહીત જે દેખાય છે, તે તેજનું છે એટલે કે ભૌતિક સૂર્યનું છે, અને જે કાળુ છે એટલે ધુમાડારૂપ છે તે અન્નનું છે. તેથી કરીને પૃથ્વી, જલ અને તેજનુ મિશ્રણ અગ્નિમાં હોવાથી, તે ભૌતિક તત્વના છે તેથી અજામાં જે આ ગુણનુ કોઇ સાખાવાળાએ નિરૂપણ કર્યું છે, તે શુદ્ધ ચૈતન્યનું રૂપ ઠરતુ નથી. પણ શુદ્ધ ચૈતન્યની શક્તિ પ્રકૃતિ છે, તેનું સ્વરૂપ સમજાય છે.

**कल्पनोपदेशाच्च मध्वादिवद विरोधः ॥ १०**

**સૂત્રાર્થ:**—કલ્પનાના ઉપદેશ વડે આ આદિત્યમાં મધ નથી. છતાં મધ છે એમ કહ્યું છે. તેમ આ સ્થળે વિરોધ આવતો નથી.

**ટીકા:**—શ્રુતિમાં અજા શબ્દ તે કાલ્પનિક ઉપાસનાને અર્થે ચરાચર જગતને વિશે તથા તેના આકારના ગ્રહણ અને ત્યાગને વિશે દષ્ટાંત તરીકે લખ્યો છે.

**न संख्योपसंग्रहादपि नानाभावादतिरेकाच्च ॥ ११**

**સૂત્રાર્થ:**-પાંચ પાંચ તત્વાદિ સંખ્યાના ગ્રહણ વડે પ્રધાનાદિ શ્રુતિ પ્રતિપાદિત છે એમ જાણવુ નહિ. કારણ કે, તે સંખ્યાને પૃથક્ ગ્રહણ કરેલી છે, તેમજ તે સંખ્યામા વધારો થાય છે.

*ટીકાઃ*–વેદમાં પચ પંચ એવા શબ્દોથી સાંખ્યમાં કહેલા પચીસ તત્વો જણાય છે. અને તે પ્રધાનાદિના છે. મૂળ પ્રકૃતિ એટલે સામ્યાવસ્થાવાળી પ્રકૃતિ વિકારવાન નથી. મહદ્ શબ્દ વડે કરીને પ્રકૃતિ તથા વિકૃતિ મળી સાત થાય છે. વિકાર સોળ છે પુરુષ પ્રકૃતિરૂપે તેમજ વિકૃતિરૂપે નથી.

જુદા જુદા વિદ્વાનોએ જુદી જુદી સંખ્યા વડે જુદી જુદી વસ્તુઓ જણાવી છે. મૂળ તો પંચ પ્રાણ; પચ કર્મેન્દ્રિયો. પંચ જ્ઞાનેન્દ્રિયો. પંચ ઉપપ્રાણ; અને મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર અને જીવ મળી પચીસ થાય છે. પ્રકૃતિ અને પુરુષ બેને એમાં ઉમેરીયે તો સત્તાવીસ તત્વ થાય છે. કર્મેન્દ્રિયો અને ઉપપ્રાણ જે મરણ સમયે સ્થુલ દેહને છોડી જાય છે, તે દશને બાદ કરતાં સત્તાવીસમાંથી સત્તર બાકી રહે છે. જેને લીંગ શરીર એવી ઉપમા આપેલી છે. જ્યાં ત્રણની સંખ્યા લખેલી છે ત્યાં સ્થુલ, સૂક્ષ્મ ને કારણ એવા ત્રણ દેહ સમજવા, અને પુરુષ અને પ્રકૃતિ તેમાં ભેળીયે તો પાંચ થાય છે. માટે જ્યાં પાચ કહ્યા છે ત્યાં સ્થુલ, કારણ શરીરો અથવા તો વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ એ ત્રણ તથા પ્રકૃતિ અને પુરુષ મળી પાંચની સંખ્યા થાય છે. સાંખ્ય શબ્દ એ સંખ્યાવાચક છે. તેમાં તત્વની સંખ્યાનું વિવેચન કરી બ્રહ્મતત્વ સમજાવ્યું છે એટલા માટે એને સાંખ્ય કહે છે. અને યોગ એટલે સ્વરૂપમાંથી ખસી જઈ અવિદ્યાને લીધે જન્મમરણાદિ દુઃખદાયક દેહ એટલે આકારવાન કારાગ્રહમાં અંતર્યામિ પરતંત્ર અને બદ્ધ થયેલો છે. જેના વડે બધ્ધ થએલો છે. તે સંસ્કારનું નામ એટલે ઉંધી સમજણનું નામ અવિદ્યા છે. તેનેજ બંધન કરનાર દોરીની ઉપમા આપી છે, અને તેથી પુરુષના હાથપગ બાંધીને દેહરૂપી કેદખાનામાં પૂર્યો છે. જ્યારે વિદ્યા વડે એ દોરી છોડીને દૂર ફેંકી દેવાય છે, ત્યારે તેનું નામ યોગ જે યજ ધાતુ પરથી બન્યું છે તેની એટલે સ્વરૂપ સ્થિતિની પ્રાપ્તિ થાય છે. એટલા માટે ભગવત્‌ગીતામાં કહ્યું છે કે, સાંખ્ય અને યોગ જુદી જુદી રીતે વર્ણવ્યા છે, તો પણ તે એકજ ફળ આપનારા છે. અને એકનુંજ દર્શન કરાવનારા છે. જે કોઈ ભિન્ન છે એમ માને છે તેને અવિદ્વાન અથવા બાળક કહે છે. જે કોઇ એ ભેદને તજે છે અને જેની બુધ્ધિ એકત્વની છે તેને વિદ્વાન કહે છે. યથાર્થ દર્શન જેને સત્ય કહે છે, અમૃત કહે છે, તે અવિનાશી સ્વરૂપ સ્થિતિ છે. એટલા માટે વિદ્યાને કવિઓએ સતી સ્ત્રી કે, જે મરણ પછી પતિની ચિતામાં બળે છે તેની ઉપમા આપી છે, અને લક્ષ્મી જો કે વિષ્ણુની

સ્ત્રી છે અને તેના વિના કોઇને ચાલતું નથી, તો પણ તે **મરણ સમયે** પતિને છોડી દઇને નાતરે જાય છે. માટે તેને કુલટાની ઉપમા આપી છે.

**प्राणादयो वाक्यशेषात्** ॥ १२

**સૂત્રાર્થ**:—પંચજન પ્રાણાદિરૂપે છે. કારણ કે તે પ્રમાણે શ્રુતિ વચન કહેલું છે.

**ટીકા**:—એક શબ્દના અનેક અર્થ થાય છે. એટલા માટે પંચ શબ્દનો અર્થ ચાલુ પ્રકરણને જોઇ આજુબાજુના સબંધથી જે અર્થ થાય તે કરવો. આગલા સૂત્રમાં સાંખ્ય અને સખ્યા વિષે પંચ પચના અર્થની બાબદ અમે ટીકા કરી ગયા છીએ. તેજ પ્રમાણ આ સૂત્રમાં પંચ પ્રાણ વિષે પણ સમજી લેવું.

**ज्योतिषैकेषामसत्यन्ने** ॥ १३

**સૂત્રાર્થ**:—અન્નને પાંચની અંદર જે ગણતા નથી તેઓ જ્યોતિને અન્નને બદલે લે છે.

**ટીકા**:—વેદમાં **ज्योतिषां ज्योतिरेकं तन्मेमनःशिव संकल्पमस्तु** એ મંત્રમાં **ज्योतिषां ज्योति** એમ કહ્યું છે, તે પંચ જ્ઞાનેન્દ્રિય તેમજ પંચ કર્મેન્દ્રિયનો **સ્વામી** અથવા જ્યોતિ મનને કહ્યું છે અને અન્નને જ્યોતિ સ્વરૂપ બ્રહ્મ કહ્યું છે. **अन्नम ब्रह्मेतिव्यजनात्** એ શ્રુતિમાં અન્નને જ્યોતિ સ્વરૂપ કહ્યું છે. અન્ન ખાધાથી દશ કર્મેન્દ્રિય અને જ્ઞાનેદ્રિય થાય છે. ૧૧ મુ મન તે પણ અન્ન ખાધા વગર અશક્ત થાય છે અને તેથી કરીને આ ૧૧ વસ્તુમા ચેતના અન્નથી પેદા થાય છે. માટે તેને જ્યોતિરૂપ કહ્યાં છે. આવી રીતે આ પચભુતનું શરીર તત્ તત્ ભુતોની જ્યોતિરૂપ છે. પણ એ સર્વ કોઇની જ્યોતિ બ્રહ્મ જ્યોતિમાંથી ઉછિતિ લીધેલી છે. માટે જે કાઇ શ્રુતિમાં ઉપાસના કરી છે તે મન અને ઇન્દ્રિયોની નથી પણ બ્રહ્મની ઉપાસના છે એમ સમજવું.

**कारणत्वेन चाकाशादिषु यथाव्यपदिष्टोक्तेः** ॥ १४

**સૂત્રાર્થ**:—આકાશાદિમાં ભિન્નતા હોય પણ કારણના વ્યપદેશમાં ભેદ નથી.

**ટીકા:**—દિવાળીના દિવસોમાં ફોડવાને દારૂખાનુ બનાવે છે. તેમાં જે કોઠી ફોડવામાં આવે છે, તેમાં લોઢાનો ભૂકો તથા વિવિધ રંગના તારાઓ ગંધક, સુરોખાર તથા કોયલા વિગેરેનુ મિશ્રણ કરી ઠીકરાની કોઠીમાં ગડએ છે. કોઠી ફુટવાનું કારણ ગંધક સુરોખાર અને કોયલામાં જે ગુપ્ત અગ્ની રહેલો છે તેના કારણરૂપે સ્થિતિ છે: અને લાલ લીલા તારાઓ જે તેમાંથી નીકળે છે. તે સર્વ કાર્યરૂપે છે, દારૂગડબવામાં કોઠીના મુખ આગળ જો લાલ તારાની ગોળી હોય તો પ્રથમ તેમાંથી લાલ તારો દેખાય છે. સફેત તારાની ગોળી જો લાલ ગોળીને ઠેકાણે કોઠીના મુખપર પ્રથમ આવી હોય તો પહેલા ધોળો તારો તેમાથી સળગી ઉડે છે. અર્થાત લાલ સફેત તેમાં જે પડેલી ગોળી મળગે છે તે રંગનો તારો ઉપર ઉડે છે. આ સર્વ કાર્ય ગમે તે વખતે ગમે તેવી રીતે મિશ્રણમા ઉપર નીચે આવી રહ્યા હોય તદનુસાર નીપજે છે. પરતુ કોઠી ફુટવાનુ કારણ જે અગ્ની છે તેના ફુટવામા એટલે દારૂ સળગાવવામાં ભેદ નથી. સર્વત્ર અગ્નિની શક્તિ તો સળગાવી ને ઉંચે ઉરાડવાની છે તે સર્વમાં એક સરખી છે. તે પ્રમાણે કારણમા ભેદ ન છતાં કાર્યમાં ભેદ જણાય છે. આ દષ્ટાંત પ્રમાણે શ્રુતિમા કોઇ ઠેકાણે પ્રાણની ઉત્પતિ કહી છે, કોઇ ઠેકાણે જ્યોતિની ઉત્પતિ કહી છે, લોકની ઉત્પતિ કહે છે ઇત્યાદિ ઇત્યાદિ સ્થળે જે ભેદ શ્રુતિમા ભર્યો છે તેમાં કાર્યનો ભેદ છે. કારણ જે બ્રહ્મરૂપ છે તેનો ભેદ નથી એટલા માટે સર્વ શ્રુતિમાં કાર્યની ઉપાસના છે એમ અર્થ કરવો નહિ, તેમ બ્રહ્મમા ભેદ છે એવો પણ અર્થ કરવો નહિ શ્રુતિ સમત સર્વત્ર વેદમાં બ્રહ્મનીજ ઉપાસના છે તેથી ફરીને શ્રુતિમાં જે ભિન્ન ભિન્ન વર્ણન છે તે કારણનુ નથી.

**समाकर्षात्** ॥ १५

**સુત્રાર્થ:**–સતની સભાવના હોવાથી અસત્‌શુન્ય વાચક નથી.

**ટીકા:**–એક ખેડુત એક મુઠીમાં જુવારના દાણા લઇ ખેતરમા વાવતો હતો અને તે ઉપર મટોડી ઢાંકી દીધી. બીજી મુઠીમાં કઇ પણ દાણો અગર બીજ નહિ લેતાં દાણો નાંખતો હોય તેવી ક્રિયા કરી મટોડી ઢાંકી દીધી. ત્યાં આગળ તેનો છોકરો ઉભો હતો તેણે કહ્યું કે આ ચાસમાં સત છે, અને આ બીજા ચાસમાં અભાવ છે. એટલે કે, કંઇજ નથી પણ જમીન પોચી કરવા માટે અમથો ચાસ પાડયો છે. એમાં કાંઇ વાવેતર નથી. માટે આમાંથી દીવાળી ઉપર જુવાર સ્પષ્ટ થશે અને તેનું રૂપ

લાંબા છોડ ઉપર કણસલા જેવું થઇ તેમાંથી પુષ્કળ જુવાર નીકળશે. બીજા ચાસમાથી કંઇજ નહિ નીકળે. કારણ કે તેમાં કાંઇપણ જાતના બી નાખ્યાં નથી એટલે બીનો અભાવ છે. એટલે કાંઇ નથી. નથીમાં નથી જ ઉત્પન્ન થવાનું અને જ્યાં છે એટલે અસ્તિત્વ અથવા ભાવરૂપ છે ત્યાંથી અસ્તિત્વ અને ભાવરૂપજ ઉત્પન્ન થશે. હાલનો વરસાદ આવ્યો નથી ત્યાંસુધી માટીમાં બીજ અસ્પષ્ટ અસ્તિત્વ છતાં દ કાંઇ રહેલાં છે તેમ બ્રહ્મમાંથી જગત ઉત્પન્ન થાય છે. તે પ્રમાણે દિવાળી ઉપર બીજમાંથી જુવારના સાંઠા ઉગી કણસલા આવી જુવાર નીકળશે અને જે કાંઇ નીકળશે તેનું નામ વેદમાં કહેલ શબ્દ જુવાર પાછું લોકો પાડશે અને તેનું રૂપ ગોળ સફેત દાણા જુવારના છે એવું દેખાશે. આ પ્રમાણે સ્પષ્ટ સમજાશે કે જયાં અત્યંતાભાવ છે તેમાંથી તો કાંઇ થવાનુ જ નથી અને જયાં ભાવરૂપે છે ત્યાં અસ્પષ્ટમાંથી સ્પષ્ટ થઇ નામ અને રૂપ ભાસશે.

## जगद्वाचित्वात् ॥ १६

**સૂત્રાર્થ:**—પુરૂષોનો કર્તા તથા તે કર્તાનું કર્મ જગત સ્વરૂપે હોવાથી બ્રહ્મરૂપજ છે.

**ટીકા:**—આખા વિશ્વમાં ક્રિયા અને કર્મ કર્તા વડે સર્વ વસ્તુઓ બને છે એમ પ્રત્યક્ષ જણાય છે ક્રિયા કરવાનું સામર્થ્ય જે હલન ચલન અને ગતિરૂપ છે તે ગુણ વાયુનો છે અને વાયુ છે તે પ્રાણ છે. માટે પ્રાણ કર્ત્તારૂપે છે અને તેથી ઇશ્વર કર્તા છે એવું કાંઇ સિદ્ધ થતું નથી. આ શંકા શિષ્યની છે તેના ઉત્તરમાં ગુરૂજી અનુભવ બતાવે છે. એક પુરૂષ ગાઢ નિદ્રામાં હતો. તેને કહ્યું કે હે પ્રાણ! હે પ્રાણ! તું જાગૃત થા ને કર્મ કર પેલો માણસ કંઇ જાગ્યો નહિ. ત્યારે ગુરૂજીએ તેને એક સોટી મારી એટલે બાપરે કરીને બેઠો થયો અને વાંસો પંપાળવા લાગ્યો. આ ઉપરથી પ્રાણ જે જડ હતો તેને બોલાવ્યા છતાં કંઇ ભાન થયું નહિ. સોટી ચમકાવવાની ક્રિયા કરી ત્યારે ઉંઘતા માણસે સુતો હતો ત્યાંથી બેસવાની, બાપ રે કરીને બુમ પાડવાની અને વાંસો પંપાળવાની ક્રિયા કરી. કર્તા વિના ક્રિયા થઇ શકતી નથી. માટે ગુરૂએ સોટી મારવાની ક્રિયા કરી અને ઉંઘતો હતો તે મનુષ્યે બાપરે કહી વાંસો પંપાળવાની ક્રિયા કરી. આ સ્થળે બે જણા કર્તા જણાય છે અને તે ભિન્ન ભિન્ન સંસ્કારને લીધે ભિન્ન ભિન્ન ક્રિયા કરે છે. ગુરૂ અને ઉંઘનાર એ બે જીવ થયા અને

તેમણે ભિન્ન ભિન્ન ક્રિયા કરી. એટલા માટે ક્રિયાના કર્તા જીવ ઠરે છે અને તે જુદા છે. એવું પણ સિદ્ધ થાય છે. તેથી શ્રુતિમાં જેને કહ્યો છે તે જીવ છે પણ ઇશ્વર નથી. એવી શિષ્યની શંકા છે. તેના ઉત્તરમાં ગુરુએ કહ્યુ કે, ભિન્ન ભિન્ન સંસ્કાર અને ભિન્ન ભિન્ન દેહ હોવાથી આ બે જીવ જુદા છે, એમ ભાસે પણ બીજી શ્રુતિમાં એવું કહેલું છે કે **जीवो ब्रह्मेतिव्यजानात्० प्रज्ञान ब्रह्म०** એમાં જેનામાં જ્ઞાન છે તે બ્રહ્મ સ્વરૂપ છે. બ્રહ્મ સિવાય ઇતર વસ્તુમા જ્ઞાન શક્તિ નથી. તે તો મોહાત્મક માયાની અવિદ્યાત્મક શક્તિ છે. અને તેમાં કાંઇ જ્ઞાન નથી, ભિન્ન ભિન્ન સસ્કારને લીધે જીવરૂપ એક બ્રહ્મ ઉપર જુદી જુદી તરેહનું આવર્ણ છે તેથી દેહ અને સ્થિતિ ભિન્ન ભિન્ન છે અને ક્રિયા પણ ભિન્ન ભિન્ન છે. ઉઘનાર અને ગુરૂ જો કે એકજ જીવરૂપ બ્રહ્મ છે, છતાં એકે સોટી મારવાની ક્રિયા કરી, બીજાએ વાસો પંપાળવાની ને બુમ પાડવાની ક્રિયા કીધી. તે ઉપરથી પ્રજ્ઞાન એક છતાં કર્તૃત્વ ધર્મ જે પ્રજ્ઞાન બ્રહ્મનો છે તે બે જીવોમાં જુદી જુદી ક્રિયારૂપે જુદો જુદો કર્તા છે એમ ભાસે છે, છતાં કર્તા તો પ્રજ્ઞાન બ્રહ્મ સિવાય બીજો કોઇ નથી. અજ્ઞાનના સસ્કાર રહિત જે બ્રહ્મ છે તેમાંજ પ્રજ્ઞાન શક્તિ છે, જ્ઞાન વિના ક્રિયા થઇ શકતી નથી. માટે જીવ એજ શુદ્ધ હોય તો તે બ્રહ્મરૂપ કર્તા છે. માટે કર્તા શબ્દ જીવને કહો કે બ્રહ્મને કહો તો તે એકજ વસ્તુ છે, બે નથી.

**जीव मुख्यप्राणे लिंगान्नेति चेत्तद्व्याख्यातम् ॥ १७**

**સૂત્રાર્થ:**—આ મંત્રમાં પરમેશ્વરનું નિરૂપણ નથી, પણ જીવ તથા મુખ્ય પ્રાણનુ ગ્રહણ છે. માટે બેમાથી એકને લેવા જોઇએ, કારણ કે આગળ પાછળ જોતાં બ્રહ્મનુંજ નિરૂપણ છે.

**ટીકા:**—પાછલા સૂત્રની ટીકા ઉપરથી આ સૂત્ર પણ સમજાઇ જશે માટે વિશેષ ટીકાની જરૂર નથી.

**अन्यार्थं तु जैमिनिः प्रश्नव्याख्यानाभ्यामपि चैवमेके ॥ १८**

**સૂત્રાર્થ:**—પ્રશ્ન તથા વ્યાખ્યાન જોતા જૈમિનિ તો જીવ તથા પ્રાણનો ઉપદેશ ભિન્ન અર્થવાચક માને છે. તેજ રીતે એક શાખાવાળાઓ પણ માને છે.

**ટીકા:**—સોળમા સૂત્રની ટીકા વાચવાથી આ સૂત્રનું પણ સમાધાન થશે

**वाक्यान्वयात् ॥ १९**

**સૂત્રાર્થ:**—વાક્યના અન્વયને લીધે આ ઉપદેશ પરમાત્માનો છે એમ સિદ્ધ થાય છે.

**ટીકા:**—બૃહદારણ્યક ઉપનિષદમાં મૈત્રેયી અને યાજ્ઞવલ્ક્યના સંવાદમાં લખ્યું છે કે સર્વ કાંઇ આત્માને અર્થેજ પ્રિય લાગે છે. તેથી તેની કામના રહે છે. જેવી રીતે કે, પોતાની ઇચ્છાતૃપ્ત કરવા માટેજ સ્ત્રીઓ પતિને ચ્હાય પતિને માટે કંઇ પતિને ચ્હાતી નથી. તે પ્રમાણે સર્વ પદાર્થ જે કંઈ પ્રિય ભાસે છે તે પોતાના સુખને અર્થે પ્રિય ભાસે છે. પદાર્થને સુખ થાય તે માટે કંઇ તે પ્રિય ભાસતા નથી

**प्रतिज्ञासिद्धेर्लिंगमाश्मरथ्यः ॥ २०**

**સૂત્રાર્થ:**—અશ્મરથ્યના નામના આચાર્ય એમ માને છે કે, પ્રિય પણાથી સૂચિત થએલા ભોકતા આત્માનું નિરૂપણ પ્રતિજ્ઞા સિધ્ધિને અનુસરીને છે.

**ટીકા:**—જ્યારે ઇશ્વર પ્રાપ્તિનું સાધન મન ઇન્દ્રિયાદિ છે તેથી કરીનેજ તે પ્રિય લાગે છે. જ્યારે કરણ વિનાજ એટલે ઇન્દ્રિયાદી સાધનો વિનાજ સ્વરૂપ સ્થિતિ થાય છે ત્યારે આત્મા સિવાય બીજું કાંઇ પ્રિય ભાસતું નથી. જ્યાં સુધી સ્વરૂપ સ્થિતિ પ્રાપ્ત થઈ નથી અને સ્વરૂપ સ્થિતિના માર્ગમાં પ્રયત્ન સહયોગી છે ત્યાં સુધી મન ઇન્દ્રિયાદિ કરણોની જરૂર છે તેથી તે પ્રિય ભાસે છે.

**उत्क्रमिष्यत एवं भावादित्यौडुलोमिः ॥ २१**

**સૂત્રાર્થ:**—ઔડુલૌમિ નામના આચાર્ય એમ માને છે કે ઉપાધિ આદીથી મુક્ત થવાની ઇચ્છા જ્યારે થાય છે ત્યારે જીવાત્મા તથા પરમાત્માનો અભેદ છે.

**ટીકા:**—જે પ્રમાણે નદીઓનું જળ પોતાનું નામ અને રૂપ છોડી સમુદ્રમાં ભળી જાય છે ત્યારે તે ભેદરહિત થાય છે. અને તે જળમાં સમુદ્રની સર્વ શક્તિ આવે છે. રજસતમોમલ જ્યારે ધોવાઇ જાય છે ત્યારે જીવજ બ્રહ્મરૂપે કહેવાય છે.

**अवस्थितेरिति काशकृत्स्नः ॥ २२**

**સૂત્રાર્થ** :—કાશકૃત્સ્ન નામના આચાર્ય એમ માને છે કે પરમાત્માનીજ વિજ્ઞાનાત્મારૂપે સ્થિતિ છે.

**ટીકા**:—એક ઘટની અંદર જે સૂર્યનો પ્રકાશ દેખાય છે તેજપ્રકાશ અન્ય ઘટમાં પણ જોનારને જણાય છે. વસ્તુતઃ સૂર્ય એકજ છે. છતાં પાત્રોની ભિન્નતાને લઇ જુદારૂપે છે. તેજ પ્રમાણે પરમાત્માનાજ વિજ્ઞાનાત્મા ચિદાત્મા, બ્રહ્માત્મા વગેરે ઉપનામો છે. અને તે સર્વ એકજ ઇશ્વરના અર્થને સૂચવે છે. આ વિષયમાં અમે આગળ ઘણું લખ્યું છે.

**प्रकृतिश्च प्रतिज्ञा दृष्टान्तानुरोधात ॥ २३**

**સૂત્રાર્થ**:—બ્રહ્મ ઉપાદાન કારણ તથા નિમિત કારણરૂપે છે. નહિ તો પ્રતિજ્ઞા તથા દ્રષ્ટાંતને બાધ આવે છે.

**ટીકા**:—આ વિષયનું વિવેચન પણ અમે આગળ કરી ગયા છીએ. સામાન્યમાંથી વિશેષ આકારની ઉત્પતિ થાય છે. તેની સ્થિતિ પણ સામાન્યમાંથીજ થાય છે. અને તેનો લય તે સામાન્યમાંજ થાય છે. સામાન્ય એ સર્વ સ્થિતિમાં ઓતપ્રોત થાય છે. અને વિશેષ એ વર્તમાન અધ્વમાં માત્ર છે. ભૂત અને ભાવિમાં વિશેષ આકાર સ્થિત નથી. સામાન્ય અગ્નિ સર્વત્ર વ્યાપક છે. અને વિશેષ અગ્નિ ઘર્ષણથી ઉત્પન્ન થાય છે. દીવામાંથી તેલ ખૂટ્યું એટલે દીવો ઓલવાઇ જાય છે. એટલા માટે **तस्मात् वाप तस्मात आकाशस्संभूता;** એ શ્રુતિમાં તસ્માત અથવા એતસ્માત એટલે કે પુરૂષ અથવા પ્રકૃતિથી આકાશની ઉત્પત્તિ છે. પ્રકૃતિ અને પુરૂષ ભિન્ન છે એમ પણ કહેવાતું નથી. અને અભિન્ન છે એમ પણ કહેવાતું નથી. તેટલા માટે તેને અનિરવચનીય એવી સંજ્ઞા અપાય છે. બ્રહ્મમાં શબ્દની ગતિ નથી તેમ પ્રકૃતિ જન્યમાં પણ શું કહેવું તે સુઝતું નથી. માટે એનો નિર્વાહ અનિરવચનિય શબ્દ વડે કરીએ છીએ. ગળપણ તે ક્યાં છે. સાકરના ગાંગડામાં કે ગાંગડા વિનામાં જે કાઇ તત્વ છે તેનું નામ સાકર એ કાંઇ કહેવાતું નથી. ગાંગડા દેખાય છે. ગળપણ દેખાતું નથી. ત્યારે શેરડીમાં ગળપણ આવ્યું ક્યાંથી. તે પ્રમાણે બ્રહ્મ વિષયમાં સમજવું.

**अभिध्योपदेशाच्च ॥ २४**

**સૂત્રાર્થ:**—ઉત્પતિના સંબંધમાં પોતાની મેળેજ ઇચ્છા સંકલ્પ બ્રહ્મને થયો, આ રીતનો શ્રુતિનો ઉપદેશ છે.

**ટીકા:**—પુરૂષ અને સંકલ્પ એ બે ભિન્ન નથી. જો ભિન્ન હોય, તો સંકલ્પ ઉઠયો, તે કોનામાં ઉઠયો, કયાંથી ઉઠયો, એનું કાંઇ સમાધાન થતું નથી. માટે સંકલ્પ એ પણ બ્રહ્મનુંજ નામ છે. ઠંડક એ પણ આઇસનું નામ છે, અને બરફ એ પણ આઇસનું નામ છે. આ બંને શિતત્વ જળ તત્વનાં છે.

**साक्षाच्चोभवाम्नात् ॥ २५**

**સૂત્રાર્થ:**—સાક્ષાત્ બ્રહ્મ કારણરૂપે છે એમ કહી શ્રુતિ જગતની ઉત્પતિ તથા લય આ બેઉ બ્રહ્મમાંજ થાય છે, એમ કહે છે. માટે બ્રહ્મ પ્રકૃતિરૂપે પણ છે.

**ટીકા:**—આ ગ્રંથમાં મુખ્યત્વે કરી બ્રહ્મનું પ્રતિપાદન સર્વત્ર છે. જ્યાં જ્યાં શ્રુતિમાં અન્ય પ્રાકૃતિક પદાર્થોની ઉપાસના અને કારણ દર્શાવ્યાં છે. તે તદ્‌તદ્‌દ્વારા બ્રહ્મનીજ ઉપાસના છે. તે પદાર્થની નથી એટલા માટે જીજ્ઞાસુને જે કંઇ ભેદ ભાસે છે તે તેનું અજ્ઞાન છે. કોઇ પણ ઠેકાણે વેદમા પરસ્પર વિરોધ નથા.

જે કોઇ આ ગ્રન્થ વિચાર કરી વાચશે તો તેને વારંવાર વાંચવાનું મન થશે અને બ્રહ્મ સાક્ષાત્કાર થયા વિના રહેશે નહિ. કદાચને પૂર્વના પાપને લીધે પ્રતિબંધક જલદી દુર થશે નહિ. તો પણ સતત્ રટણ કરવાથી કીટ ભ્રમર ન્યાયે સ્વરૂપ સ્થિતિ થયા વિના રહેશે નહિ એવું અમારૂં માનવુ છે. આ શ્રુતિમાં જે કાંઈ અર્થના અનર્થ થયા હશે તે ભૂલ હમારી, છાપખાનાની કે લખનારની છે. માટે તેને વિદ્વાનોએ સુધારી વાંચવી. શ્રુતિમાં કોઈ પણ ઠેકાણે પરસ્પર વિરોધ નથી. વેદવાકય અસત્ય નથી. તે વહેલું કે મોડું સતકર્મનુ ફળ આપ્યા વિના રહેશે નહિ. દિન દિન પ્રત્યે સંપતિ, સંતતિ અને ઐશ્વર્ય વધી સ્વરૂપમા વત્તેઓછે દરજ્જે સ્થિતિ થતી જશે. એટલા માટે એક અંગ્રેજી પહેલી ચોપડીમાં એક પાઠ વિષે મેં સાંભળ્યું છે કે, તેમાં છોકરાને શિખામણ લખી છે કે,

આ મુડદાની પેટીમાંથી નીકળતા રસને તુ અડકતો નહિ. તારા કપડાં ખરાબ થશે એવી એવી શિખામણોની ચોપડી કરતાં ઉદાર દાનેશ્વરીઓએ આ બ્રહ્મવિદ્યાનું પુસ્તક જેની પાસે પૈસા નથી, એવા બાળક છોકરા, સંત, સાધુ, વિદ્વાનો, સંન્યાસીઓ, ગરીબ બ્રાહ્મણો ઇત્યાદિને જથાબંધ ખરીદ કરી દાનમાં આપવા કે જેથી કરીને તેમના કુમળા મગજ ઉપર મુડદાના રસની વાત ઠસે નહિ પણ ઇશ્વર છે એવું ઠસે અને તેથી કરીને તેઓ મોટપણે ધર્મવાન નિતિવાન કર્તવ્ય પરાયણ વીરપુરૂષો નીવડે. સત્યના નિયમોથી દીન દીન પ્રત્યે ઉન્નતિ પામે એજ જન્મ લીધાનું સાર્થક છે. અને તે ધર્મવીર, દયાવીર, રણવીર અને દાનવીર પૂણ્યવાનોના હાથમાં છે. દેશની ઉન્નતિ તો આવા સદ્ગ્રન્થથીજ થશે. ખોટી ધાંધલ કરવાથી થશે નહિ. એટલુજ કહી હમે હમારૂં બોલવું બંધ કરીએ છીએ. ગ્રન્થ વિસ્તારભયે અનેક દ્રષ્ટાંતોથી આ ગ્રન્થ ભરપુર કરતા નથી. તે સઉએ પોતપોતાની બુદ્ધિથી કલ્પી લેવાં. તર્ક અને વિચાર શ્રુતિને અનુકુળ હોય તે ઉઠાવવા પણ વેદ વિરૂદ્ધ મત અથવા વિચાર કદી કરવા નહિ.

**आत्मकृते : परिणामात् ॥ २६**

**સુત્રાર્થ:**—બ્રહ્મ આત્મ કૃતિ રૂપે હોવાથી પ્રકૃતિ રૂપે છે કારણકે તે વિકાર રૂપે છે.

**ટીકા:**—આ વિષે આગળ ઘણે ઠેકાણે વિવેચન કરી ગયા છીએ એટલે પુનઃ લખવાની જરૂર નથી.

**योनिश्च हि गीयते ॥ २७**

**સુત્રાર્થ:**—વળી બ્રહ્મ ઉત્પત્તિ સ્થાન સ્વરૂપે છે એમ શ્રુતિમાં કહેવાયલું છે.

**एतेन सर्वेव्याख्याता व्याख्याता ॥ २८**

**સુત્રાર્થ:**—પ્રધાન કારણ વાદનું નિરાકરણ કરવાથી બીજા સર્વ પ્રતિષિદ્ધ વાદોનું નિરાકરણ જાણી લેવું.

**॥ इति ॐ ॥**

# ब्रह्मसूत्रनो आशय

## દ્વિતિય અધ્યાય—મનન નિરૂપણ.

### પ્રથમ પાદ.

**स्मृत्यनवकाशदोषप्रसंग इति चेन्नान्यस्मृत्यनवकाशदोष प्रसंगात् ॥ १**

**સૂત્રાર્થ:**—બ્રહ્મએ જગતના કારણરૂપ નથી, કારણકે સ્મૃતિમાં તેમ કહ્યું નથી. આ રીતનું કહેશો તો તે ખોટુ છે. કારણકે બીજી સ્મૃતિઓ જોતાં બ્રહ્મજ જગતનું કારણ છે.

**ટીકા:**—સાંખ્ય મતવાળા કપિલાચાર્ય પોતાની સ્મૃતિમાં એમ લખે છે કે, પ્રકૃતિએ જગતનુ કારણ છે. તેથી ઇશ્વર જગતનું કારણ છે, એમ સિદ્ધ થતું નથી. પ્રકૃતિમાંથીજ જગત ઉત્પન્ન થાય છે, અને પ્રકૃતિમાં લય પામીજાય છે. ત્યાં ઇશ્વરની જરૂર શી રહી આ મત શ્રુતિ વિરુદ્ધ છે, તેમજ મનવાદિ મહર્ષિઓની સ્મૃતિઓથી પણ વિરૂદ્ધ છે. માટે હમે એ વાત સ્વીકારતા નથી. સ્મૃતિઓ મનુષ્યોની બનાવેલી હોવાથી અને મનુષ્ય પરતંત્ર પ્રજ્ઞાવાળા હોવાથી તે સ્વતઃ પ્રમાણ નથી. બુદ્ધિનો પૂર્વ સંસ્કારનુ રમકડુ છે. સંસ્કારો જેમ બુદ્ધિને નચાવે તે રાગ અને તાલને અનુસરી બુદ્ધિરૂપ નર્તકી નાચે છે. અને તેની સામે એટલે તેની વિરૂદ્ધ બીજી સ્મૃતિઓ છે. તેમજ શ્રુતિઓ પણ છે. માટે કપિલાચાર્યનો સાંખ્યમત જે ઇશ્વરની સિદ્ધિની ના પાડે છે, તે સ્વીકારવા યોગ્ય નથી. ઇશ્વરજ જગતનું આદીકરણ છે.

**इतरेषां चानुपलब्धे ॥ २**

**સૂત્રાર્થ :**—સાંખ્યના બીજા તત્વોની ઉપલબ્ધી પણ શ્રુતિમાં નથી.

**एतेन योगः प्रयुक्तः ॥ ३**

**સૂત્રાર્થ:**—જેમ સાંખ્યનું ખંડન કર્યું તેજ રીતે યોગના સંબંધમાં પણ જાણવું

ટીકા:—એક મુસાફરે કહ્યું કે મુખઇથી હમને આગબોટે લંડન પહોંચાડયા. આગબોટનામાં કંઇ એવી શક્તિ નથી કે, તે લંડન પહોંચાડે. તે તો લન્ડન જવાનું કપ્તાનના હાથમા એક સાધન છે. કપ્તાને જો આગબોટનું સુકાન મરડીને ચીન અને જાપાન તરફ વાળી આગબોટ ચલાવી હોય તો તે ઉતારૂ લન્ડન જવાને બદલે જાપાન જાય. એટલા માટે કયે બન્દરે પહોંચાડવું તેનું કારણ કપ્તાન છે. આગબોટ નથી. કપ્તાન ન હોય તો આગબોટને પવન ને પાણીના મોજા એકાદ ખડકની સાથે અફળાવી બેસનારા મુસાફરને ડુબાડી દે ને આગબોટના ચુરેચુરા થઇ ડુબી જાય ને ધારેલા બદરે પહોંચાય નહિ. તેજ પ્રમાણે દેવયાન માર્ગમા જવાના સાધન સાંખ્ય અને યોગ એ બે શાસ્ત્રો છે. પણ તે ઇશ્વરની કૃપા વિના ફળીભૂત થતા નથી. તેથી કરીને ઇશ્વર સર્વ કર્તૃત્વ કારણને સ્થાને કપ્તાન તરીકે છે. પ્રકૃતિ અને યોગએ કંઇ કારણ નથી. તથાપિ તે સાધન હોવાથી સાંખ્ય અને યોગ કપ્તાનની જગ્યાએ ચઢી બેઠા છે અને કપ્તાનને કાઢી મકયો છે. આખરે બન્નેનો સ્વરૂપ સ્થિતિએ પહોંચાડવુ એ હેતુ છે. સર્વ શિષ્ટોને એ વાત વેદાનુકુળ એકે મતે સ્વીકારવી પડી છે.

**न विलक्षणत्वादस्य तथात्वं च शब्दात् ॥ ४**

**સૂત્રાર્થ** :—બ્રહ્મ જગતના કારણરૂપે નથી. કારણ કે બ્રહ્મથી જગતમાં વિલક્ષણપણુ છે. વળી આ શ્રુતિથી પણ સિદ્ધ થાય છે.

**ટીકા**:—પુરૂષમાંજ શુદ્ધ ચૈતન્ય અને જડ તેમજ વિજ્ઞાની અને અવિજ્ઞાની જ્યોતિ અને અંધકાર, વિદ્યા અને અવિદ્યા, સત્ય અને માયા ઇત્યાદી બ્રહ્મનુંજ સ્વરૂપ છે. એટલે પુરૂષમાંજ છે.

**यथोर्ण नाभि सृजते गृहणतेच ०**

એ કઠ ઉપનીષદની શ્રુતિમાં કેશ, નખ, જીવનો તથા મુએલા નખ, એ પૂર્ણ પુરૂષોત્તમનુંજ અંગ છે. કાષ્ઠમાં ધુમાડો, ભડકા, કોયલા, નહિ દઝાય તેવી ગરમી, પ્રકાશ અને અપ્રકાશ રહેલા છે તે સર્વ એક અગ્નિનાજ વિવિધ સામાન્ય અને વિશેષ ભેદ વડે કરીને થએલાં સ્વરૂપો છે. અંધારામાં એક નહિ સળગાવેલા લાકડાનો કકડો લઇને જઇએ તો ત્યાં નથી ધૂમાડો કે નથી પ્રકાશ કે નથી ધગધગતા લાલ કોયલા દેખાતા,

કે નથી ભડકો દેખાતો, પણ જ્યારે એ લાકડાને સળગાવીએ કે તરત એ લાકડાના કકડામાંથી અંધારૂ કોણ જાણે કયાં નાશી જાય છે. દીવાના જેવો ભડકો દેખાય છે. લાલવર્ણ અને શુક્લ દેખાય છે. ધૂમાડો પ્રત્યક્ષ થાય છે અને લાકડાનું જે કઠીન રૂપ તે જતું રહી રાખોડી થાય છે. આ સર્વ વિકૃત્તિ લાકડાની છે. અને લાકડું એટલે એક જાતની અગ્નિનીજ સ્થિતિ છે. એ અગ્નિ પૃથ્વિના વિકાર સાથે મળેલો હોવાથી તેનુ નામ કાષ્ઠ છે. અને તે એક લાંબો પહોળો રૂપવાન કકડો છે. એ લાકડામા ગુપ્ત રીતે અગ્નિ છુપેલો છે અને તે લાકડે લાકડુ ઘસાય ત્યારે પ્રત્યક્ષ થાય છે. અને જ્વલન ક્રીયા ઉત્પન્ન થઈ અગ્નિનારાયણના સાક્ષાત્ દર્શન થાય છે. અને આંખથી દેખાય છે. અત્યાર સુધી લાકડામા છુપી રીતે રહેવાથી અગ્નિનારાયણ દર્શન દેતા ન હતા. આવી રીતે એકજ અગ્નિ તે લાકડું છે પૃથ્વી છે અને અગ્નિ પણ છે. તેજ રીતે બ્રહ્મ જે સનાતન પુરૂષ છે તે જડ પ્રકૃતિ છે. જીવ છે. અને શિવ પણ છે. આ દ્રષ્ટાંત ઉપરથી આ સૂત્ર વિચારી લેવું એટલે કાર્ય કારણભાવ અને ક્રિયાના ભિન્નાત્વની પણ સમજણ આવશે.

## अभिमानिव्यपदेशस्तु विशेषानुगतिभ्याम् ॥ ५

**સૂત્રાર્થ :**— વિશેષ તથા અનુગતિવડે એમ નિરાકરણ થાય છે કે અચેતનવડે તેના અભિમાની દેવનો વ્યપદેશ છે.

**ટીકા :**—અનંત અગાધ અને અતકર્ય તેમ અવ્યપદેશ એવા બ્રહ્મની અકલશક્તિ અને સકલશક્તિ, અને ભિન્ન ભિન્ન શક્તિ, ભિન્ન ભિન્ન રૂપે, ભિન્ન ભિન્ન પદાર્થોમાં, ભિન્ન ભિન્ન ક્રિયા, જ્ઞાન, સુખ અને દુ:ખ ઉત્પન્ન કરી રહી છે. તેની એક શક્તિ લઇ સર્વ શક્તિ તેવીજ છે એવું વર્ણન કરીએ તો તે ખોટું ઠરે. ઇન્દ્રિયો જુદુ કર્મ કરે છે. તેનું સામર્થ્ય જુદું છે. તેની જડતામાં પણ ફેર છે અને તેના અભિમાન દેવ પણ ભિન્ન ભિન્ન છે. અગ્નિએ વાણીરૂપે મુખમાં પ્રવેશ કર્યો, યજ્ઞકુંડમાં દુધ-પાકનો દડીઓ લઇ દશરથ રાજાને ખાવા આપ્યો વગેરે. તો તે ઉપરથી સર્વત્ર ભિન્ન ભિન્ન શક્તિવાળા તેના અભિમાની દેવો છે. કીડી પણ એક દિવ્ય અભિમાની દેવ છે. સૂર્ય પણ એક અભિમાની દેવ છે. મનુષ્ય પણ એક અભિમાની છે. તેમ છતાં આ ત્રણેનું અભિમાન ભિન્ન ભિન્ન છે. અચેતનમાં જ્ઞાન છે એવું જ્યાં વર્ણન છે ત્યાં ચૈતન્યનુંજ સ્વરૂપ અભિમાન રૂપે વસ્યું છે. તેથી તેનુ વર્ણન છે એમ સમજવું.

**दृश्यते तु ॥ ६**

**સૂત્રાર્થ** :—વિલક્ષણતા તો અન્યમાં પણ જોવામાં આવે છે.

**ટીકા** :—શ્રુતિમાં રૂપ અને લક્ષણ વિનાનો એવું બ્રહ્મને વિશેષણ આપેલું છે. તેથી કરીને તે ચક્ષુનો વિષય નથી લક્ષણ ન હોવાથી તે તર્ક અને મનનો પણ વિષય નથી. બ્રહ્મને ઝાળી પોળી કરી તેની કોઇએ નામ પાડ્યું નથી. માટે તે નામરહિત પણ છે તેમજ નાચ અને સંસ્કાર રહિત છે ઇત્યાદિ કોઇપણ વસ્તુના વિષયનો નથી. એથી ઉલટું પ્રકૃતિજન્ય આ જગત છે તેને નામ છે અને તેના અને તેમાની વસ્તુના નામ વેદમા છે તેને આકાર છે રંગ છે તે વાણીનો વિષય પણ છે ઇત્યાદિ ઇત્યાદિ. પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય, બંધ અને મોક્ષ, સુખ અને દુઃખ, પાપ અને પુન્ય, એમાનું બ્રહ્મમાં કાંઇ દીસતુ નથી. પ્રકૃતિનો ક્ષોભ થવાથી તેમાં શુદ્ધ ચૈતન્યનુ વનુઆપ્યું પ્રમાણ છે એમ જણાય છે. પરસેવાથી માંકણ, મુતરમાથી ચાંચડ, ઘાસમાથી દુધ, પેટમાંથી કમી, ગધડામાથી મચ્છર, છાણુમાથી વીછી, ઇત્યાદિ ચૈતન્ય પદાર્થની ઉત્પત્તિ જડપદાર્થમાથી જણાય છે. માટે જગતની સ્થિતિ લય ઉદ્‌ભવનું કારણ ચૈતન્ય નથી પણ જડ પ્રકૃતિજ છે, એવું અનુભવમાં આવે છે. એવી શંકા કરે તો તેનુ સમાધાન એ છે કે જ્યારે પ્રકૃતિમાં ક્ષોભ થાય છે એટલે કે વિકૃતિ થાય છે ત્યારેજ દેહ રૂપી કેદખાનામાં ચૈતન્ય પૂરાય છે અને જન્મ મરણ લે છે. એ શુદ્ધ ચૈતન્ય ઉપર સૂર્યનો તડકો ઢાંકવાને વરસાદનું વાદળું આવી ઘનઘોર થાય તેવી અવિદ્યા જગતના પદાર્થની રચના કર્યા કરે છે એ પ્રકૃતિના વિકાર છે. પણ જ્યારે શંકરનું ત્રીજુ નેત્ર ઉઘડી આ જગદાકૃતિઓનો પ્રલય કરી નાખે છે ત્યારે પ્રકૃતિની સામ્યાવસ્થા થાય છે ત્યારે તેમાં અને શુદ્ધચૈતન્યમા કાંઇ ભેદ નથી રહેતો. જ્યારે પ્રકૃતિમાં વિકૃતિ થાય છે એટલે કે સ્વરૂપ સ્થિતિમાંથી ચલાયમાન થાય છે ત્યારે તેને યોગશાસ્ત્ર વેદાંત શાસ્ત્ર, શાંખ્ય શાસ્ત્ર, ન્યાય શાસ્ત્ર, સૃષ્ટિ વિજ્ઞાન, જ્યોતિ વિજ્ઞાન ઇત્યાદિ વિદ્યા જીવને સ્વરૂપ સ્થિતિમાં પાછો લાવે છે અને સર્વ દુઃખોથી, સર્વ બંધનોથી આ લાકડાના કકડા જેવુ જડ શરીર જે બાળી નાખવાની વસ્તુ છે, તેના બંધનથી મુકત થઇ સર્વ શક્તિમાન, સર્વ ઐશ્વર્યવાન, સ્વતંત્ર, ભેદરહિત, સુખ સ્વરૂપ, આનંદમય, વિભુ, નિર્લેપ, નિત્ય, શુદ્ધ, સર્વજ્ઞય, તેજોમય, પ્રિતિમય, કરૂણામય હદવાળી શક્તિ છોડીને અનહદ અને

અગાધ આનંદરૂપ સ્વયંજ્યોતિ જીવ વાદળુ ખસી જવાથી જેવો હતો. તેવોને તેવોજ પ્રકાશે છે.

**असदिति चेन्न प्रतिषेदमात्रत्वात्** ॥ ૭

**સૂત્રાર્થ**:-ઉત્પત્તિ પૂર્વે આ સર્વ કાર્ય અસત્ રૂપે હતું, એમ નહી કારણકે આમ જે કહેલ છે તે કેવળ પ્રતિષેધ માત્ર છે.

**ટીકા** :—વેદમાં જ્યાં **નેતિનેતિ** શબ્દો કહ્યા છે, તે અત્યંતા ભાવને માટે એટલે કે અસ્તિત્વના નિષેધરૂપે કહ્યા છે એમ સમજવું નહિ. અભાવમાંથી ભાવ થઇ શકતો નથી. ત્યારે નઇતિ નઇતિ એ શાને કહ્યું છે. જ્યારે આકાર અને નામ જતા રહે છે, ત્યારે આકાર જે કાર્યરૂપ છે તે તેનો બીજ ભાવ થાય છે. અને તેમાં કાર્યના ગુણદોષ અને સંસ્કાર સમાયલા હોય છે. પણ તે કાંઇ બીજમાં જે કાંઇ ઝાડ ઉગવાની શક્તિ છે કે જેને મુળ કારણ કહે છે તે કારણ રૂપે નિર્લેપ છે. લેપાયમાન તો બીજ છે, માટે પાછા ભાવી જન્મમાં તે બીજના ગુણ દોષ ફરી પાછા દેહ ધારી જીવમા પ્રગટ થવાના. ઉંઘમાંથી જાગૃત અવસ્થામાં આવે છે તે વખતે તે પુરૂપનામાં જે કાંઇ ગુણદોષ હોય છે તે જતા રહે છે એમ થતું નથી. માત્ર નિષેધરૂપે કથન કર્યું છે એટલે કે તે ગુણદોષોનો અત્યંત અભાવ થતો નથી. માત્ર તે અસ્પષ્ટ એટલે લીંગ શરીરમાં ભાવરૂપે રહે છે અને જ્યારે સ્પષ્ટ થાય છે ત્યારે તે સ્થૂલ શરીરમાં પણ સ્પષ્ટ રીતે દેખાઇ આવે છે. જે બીછાનામા એ ઉંઘતો હતો, તે બીછાનાને એટલે કે બ્રહ્મને તે માણમના ગુણ સાથે કઇ લેવા દેવા કે લેપાયમાન થવાનું રહેતું નથી. જ્યાં માણુસ જાય છે તે જગોએ તદ્દતદ્દ ભૂત ભાવિ અને વર્તમાનમાં તેમજ તદ્દતદ્દ સ્થિતિમા એટલે કે જાગ્રત, સ્વપ્ન અને સુસુપ્તિમાં તે કાર્યના ગુણદોષ તેની સાથેજ જાય છે. આદિ કારણ એટલે બ્રહ્મને તેની સાથે કંઇ લેવાદેવા નથી. તે તો દેશ, કાળ, પરિસ્થિતિ, અવસ્થા ઇત્યાદિથી જલ-કમલવત્ દુરને દુર, નિર્લેપ છે. આ ઉપરથી આ સૂત્રનો અભિપ્રાય સ્પષ્ટ થશે.

**अपीतौ तद्वत्प्रसंगादसंमंजसम्** ॥ ૮

**સૂત્રાર્થ**:-પ્રલયમાં કારણને કાર્યની પેઠે અશુદ્ધિ આદિ દોષની પ્રાપ્તિ થશે. જેથી વેદાંત દર્શન અયોગ્ય ઠરશે.

न तुद्दष्टान्तभावात् ॥ ९

**સૂત્રાર્થ:**-પણ પ્રલય સમયે કાર્ય કારણને દુષિત કરતું નથી. આ રીતનું દ્રષ્ટાંત શ્રુતિમા નિરૂપણ કરેલ છે.

**ટીકા:**—જાગ્રત, સ્વપ્ન, સુસુપ્તિ, સમાધિ, મરણ અને ગાંડપણુમાં પણ જે કાંઇ મનુષ્યમાં વિકાર હોય છે તે ભિન્ન ભિન્ન સ્થિતિમાં હોવા છતાં પણ બીજભાવરૂપે રહે છે. એ બીયાંઓને એક ગાગરમાં ભરીએ, તો જે જે ઝાડ ઉગવાના સંસ્કારો છે, તે તેના ઝાડ ઉગવાના સંસ્કાર, ગોળીને કંઇ બાધ કરતા નથી, અથવા જે જમીન ઉપર ગોળી પડી છે તે જમીનને પણ બાધ કરતા નથી. પછી તે ગોળી સોનાની હોય, રૂપાની હોય, હીંકરાની હોય કે તાંબા પીત્તળની હોય, તોપણ ગોળીના ગુણ બીયામાં જતા નથી અને બીયાના ગુણ ગોળીમાં જતા નથી. બન્ને પોતપોતના ગુણમાં જે સ્થિતિમાં હતા તેજ સ્થિતિમાં રહે છે. આ વિશે એક દ્રષ્ટાંત આપીએ. હસ્તિનાપુર નામે એક મોટું રાજનગર હતુ. તે નગરમા જ્યારે પાંડવો રાજ કરતા હતા, તે સમયે એક ભવાયો (ખેલાડી) બહુ ઉત્તમ ખેલ કરતો હતો. તેણે એક દિવસ ભવાઇમાં યોગીનો વેષ ભજવ્યો અને સમાધી કરવાનો ઢોગ કર્યો. આબેહુબ તેનો વેષ ભજવાયો. થોડાક વખતમાં હમેશની પેઠે જ્યારે જ્યારે તે વેષ લેતો, ત્યારે તેનો સમાધી જુઠો હોવાથી તે પાછો બીજો વેષ લઇ ભવાઇ કરતો હતો. એક દિવસે યોગીનો વેષ લઇ સમાધિ કરવા બેઠો ત્યારે તેને જુઠી સમાધિનો વેષ ભજવતા ભજવતા ખરી સમાધિ લાગી ગઇ, અને તે ચેષ્ટારહિત થઇ ગયો. વેષનો સમય પૂરો થવાથી તેને બીજા ભવાયાઓએ પાછો જગાડવા માંડયો છતાં સમાધિમાંથી તે જાગ્યો નહિ. તે મરી ગયો એમ જાણી તેને બાળવાની યોજના કરવા માડી. લોકોએ કહ્યું કે, ભાઇ હજુએ મરી ગયો એમ લાગતુ નથી તેમ એ જાગતો પણ નથી. માટે એ જે સ્થિતિમાં છે તેમાં છોડીને ચાલ્યા જાવ. તેને છોડી લોકો ચાલ્યા ગયા મહિનો બે મહિના થયા તોપણ પેલો ભવાયાનું શરીર કોહીને નષ્ટ થઇ ગયુ નહિ. જેમનું તેમ રહ્યું. એટલામાં લોકોને પણ આશ્ચર્ય થવાથી ઠેકઠેકાણે વાતો ચાલી એટલામાં એક ખરો યોગી આવ્યો, ને તેને તે મૃત્યુ તપાસ્યું તેને કહ્યું કે આ સમાધિ અવસ્થામાં છે. માટે હું કહું તેવી તરેહનો એક ખાડો કરી તેમાં એને બેસાડી, મઢુડી બનાવી, એને દાટી રાખો. તેને દાટયા

પછી સેકડો વર્ષ થઇ ગયા અને તે રાજનગર જ્યાં હતું ત્યાં તેની નિશાની પણ રહી નહિ અને જંગલ ઉગ્યું. થોડેક દુર હસ્તિનાપુરનું એક નાનુ સરખું ગામડું ત્યાં રચ્યુ. સર્વ કોઈ તે વાત ભુલી ગયા ને ભવાયો તો દટાયલો તે દટાયલો રહ્યો. તે ઠેકાણે વાવ બાંધવા કોઇ ખોદ કામ કરતાં મજુરોને તે ભવાયો જણાયો હજારો લોકો ભેગા થયા ને આશ્ચર્યથી તે મુડદાને જોવા લાગ્યા. તેમાં એક યોગી હતો તેને કહ્યુ કે, હુ એને વ્યુત્થાનમા લાવું છે (જગાડુ છુ) એમ કહી કેટલાએક ઉપચારો કર્યા. એટલે તરતજ ભવાયો જાગ્યો. અને તાથઇ તાથઈ કરીને નાચવા મંડ્યો. પેલો જગાડનારો ખરો યોગી બહુ આશ્ચર્ય પામ્યો. તેથી તેને પુછવા લાગ્યો કે હે યોગીરાજ તમે કેમ નાચો કુદો છો, અને તાથઇ તાથઈ તે શું તે કૃપા કરીને કહો. તમે કયારના દટાઇને બેઠા છો. ભવાયાએ કહ્યુ હુ કાઇ યોગી નથી. હું તો જાતનો ભવાયો છું અને ભવાઇમાં જોગીનો વેષ પુરો થયો એટલે જાગ્યો. અને ભવાઇ કરવા માંડી. હું તો હમણાજ પુરાયો હતો અને હમણાંજ ઉઠ્યો. તેને સેકડો વર્ષ થઇ ગયા તોપણ દશેક મીનીટ થઇ એમ લાગ્યુ. તેણે આજુ બાજુ જોઈ કહ્યુ કે, મારાં બધા સાથી કયાં ગયા, અને રાતને બદલે દિવસનુ અજવાળુ કયાંથી આવ્યું. યોગીએ કહ્યુ કે તમે કયા રાજાના વખતમાં ભવાઇ કરતા હતા. તેણે કહ્યું પાંડવોના વખતમાં. યુદ્ધિષ્ઠીર તે વખત રાજ્ય કરતા હતા. તે રાજધાનીનું નામ હસ્તિનાપુર હતું. યોગીએ કહ્યું તે શહેરનો નાશ થઇ ગયો—પેઢીનો નાશ થઇ ગયો અને આ જગાએ જંગલ છે. અને રાજા યુદ્ધિષ્ઠીરના વંશજોને બદલે ફ્રેંચ અને મુસલમાનોનુ રાજ્ય છે. તેણે કહ્યું આ પ્રમાણે ભવાયાના શરીરમાં જે જીવ હતો, તેના સર્વ ભવાઇના સસ્કાર સેકડો વર્ષ શમાધિમાં રહ્યા છતાં વ્યુત્થાનમા જગાડયો ત્યારે પણ અવિદ્યાને લીધે જેવાને તેવાજ પ્રાપ્ત થયા. તેને કોઇપણ પ્રકારે લેશ પણ પુણ્યનુ ફળ મળ્યું નહિ. હજારો વર્ષ એના મગજમાં તાથઇ તાથઇ ઘુમ્યા કરતું હતું. જાગ્યો ત્યારે પણ તાથઇ તાથઇ કરતો હતો. આ પ્રમાણે ગમે તેવી સ્થિતિમાં માણુસ હોય તેનું મરણ થાય કે સમાધિમાં રહે છતાંય એના સંસ્કાર જેવાને તેવા રહે છે. મટોડીમાં હજારો વર્ષ રહ્યા છતાં ભવાયાના તાથઇ રૂપી સંસ્કાર નાચવું કુદવુ, તેને ઉદરમાં રાખનાર અને જીવાડનાર પૃથ્વીની જે મટોડી છે, અને તે જેમ તેવીને તેવીજ નિર્લેપ રહે છે તે પ્રમાણે બ્રહ્મતત્વ જીવના સંસ્કારથી લેપાયમાન થતુ નથી. જીવના સંસ્કાર

જીવની સાથે. જ્યાં હોય ત્યાં તેને ફરી તે તે સ્થિતિમાં દેશકાળ દ્રવ્ય આદિ ઇશ્વરેચ્છાનુસાર ફળ ભોગવવા ઉદય થાય છે.

આ દૃષ્ટાંત ઉપરથી આ સૂત્રનો અર્થ પણ સમજાય જશે.

**स्वपक्षदोषाच्च ॥ १०**

**સૂત્રાર્થ** :—વળી સાંખ્યાના પોતાના પક્ષમાં દોષછે. તેથી વેદાંત દર્શન યોગ્યછે.

**ટીકા** :—કાર્યના ગુણ દોષ કારણમા ઉતરેછે. એવું સાંખ્યવાદીનુ કથન પોતાનાજ વાદનું ખંડન કરેછે. શ્રુતિનુ છેદન કરવા માટે ઉગામેલો કુવાડો સાંખ્યશાસ્ત્ર પોતાનાજ પગમાં મારેછે. કે જેને વિદ્વાનો વદતો વ્યાઘાત કહેછે. એનો એજ નિયમ જે બ્રહ્મમા આરોપણ કરવામા આવેછે. તેજ નિયમે સાંખ્ય વાદીનો વાદ અમે મહતત્ત્વને લગાડીએ તો લાગુ પડી શકેછે. કારણ કે કાર્યરૂપ જગતના ગુણ દોષ મહતતત્ત્વના દોષ જેવા અમને લાગુ પડે છે તેવા તમને પણ લાગુ પડશે. માટે શ્રુતિને કાંઇ તે દોષ લાગુ થઇ શકે તેમ અમને લાગતું નથી. તેથી વેદથી પ્રતિકૂલ તર્ક કરવો તે અયોગ્ય છે.

**तर्काप्रतिष्टाना दप्यन्यथा नुमेयमितिचे देवमप्य विमोक्ष प्रसंगः॥११**

**સૂત્રાર્થ** :—તર્કનો વિષય આત્મા નથી. તેમ છતાં અનુમાન પ્રમાણના વિષયરૂપે આત્માને લઇએ તો મોક્ષ કોઇને છેજ નહિ એ રીતના પ્રસંગ પ્રાપ્ત થશે.

**ટીકા**:—જુદે જુદે કાળે, જુદી જુદી પરિસ્થિતિમાં જુદા જુદા દેશમાં, બુદ્ધિમાન પુરૂષો નિપજવાથી તેમની બુદ્ધિમા જુદા જુદા સંસ્કાર રહેલા હોય છે. તેથી કરીને સર્વ વિદ્વાનોની બુદ્ધિ એક સરખી નથી. માટે તેમના તાર્કીક વાદવિવાદો વડે રચાયલુ વિજ્ઞાન શાસ્ત્ર નિર્વિવાદ નથી. એટલા માટે શ્રુતિ, ગમ્ય જે પ્રજ્ઞાન તેજ નિર્વિવાદ અનુભવ ગમ્યછે. સર્વ કોઇનો અનુભવ એક સરખો છે. તેમાં વાદવિવાદ કે ભિન્નતા નથી. જેમકે બળતા કોયલાને હાથમાં લઇએ તો હાથેલી દાઝે. એ અનુભવ જન્ય જ્ઞાન સર્વને એક સરખું છે. તે જ્ઞાનને ઇશ્વરી જ્ઞાન, સત્ય જ્ઞાન અનંત એટલે કદી નાશ નહિ પામનારૂં કહે છે. હવે રજ્જુમાં સર્પ,

સસલાના શિંગડા અને વંઝા પુત્ર એ દ્રષ્ટાંતો સર્વને વિદિત છે. નાના નાના આરસીના ટુકડાઓમા ભિન્ન ભિન્ન વિદ્વાનોના સામ સામા બુદ્ધિ જન્યવાદ ભિન્ન ભિન્ન છે. માટે વિજ્ઞાન શાસ્ત્ર વડે સત્ય નિર્ણય આપવા તે સંશયાત્મક છે. આવી રીતનુ તાર્કીક જ્ઞાન ઇશ્વરના લક્ષણ તરીકે ગણવું એ સત્ય નિર્ણય સ્થાપન કરે નહિ. માટે તર્ક વડે કરીને ઇશ્વર અલક્ષ્ય, અતર્ક્ય છે. હવે વિદ્વાનોની બુદ્ધિમા કેવી રીતના ભેદ છે, તેનુ દિગદર્શન કરાવીએ. એક ઓરડામા નાના નાના એક હજાર તકતા દશે દિશામાં સામ સામા ગોઠવેલા છે. તેમા વચ્ચે એક ઝાડનું કુંડુ ગોઠવેલું છે અને તે ઉપર પાચ પચીસેક ફુલોને કળીઓ આવેલા છે. એ ઓરડામા જે કોઇ અજાણ્યો માણસ જાય તે એમ કહે છે કે આ આખો ઓરડો હજારો કુંડા અને ઝાડથી તથા ફુલ અને કળીઓથી ભરાઇ ગયો છે અને તેમા તસુપુર પણ ખાલી જગ્યા નથી. આવી તરેહનો ભુલાવો જેટલા આરસાના કકડા તેટલા ઝાડ, ફુલ, કળી વિગેરે નજરે દેખાય છે. પ્રત્યેક તકતામાંના ઝાડનું પ્રતિબિમ્બ હજારો તકતામાં પાછું પડે છે, અને હજારો તકતમાના પ્રતિબિંબ પ્રત્યેક આરસીના કાચમાં પાછું પડે છે, તે સર્વ પ્રતિબિંબો એકમાંથી હજારો તકતામાં પાછા પડે છે એ ઉપરથી આખો ઓરડો ઝાડ, ફુલ અને કળીઓથી ભરાઇ ગયેલો દેખાય છે. અને ઓરડીની બહાર આવીને તે માણસો કહે છે કે આ ઓરડામા ઝાડ કળી ને ફુલ વિના બીજુ કાઇ નથી. હવે એક આંધળાએ તે ઓરડામાં પ્રવેશ કર્યો ને જોયું તો તેને એક પણ કુંડુ દેખાયું નહિ, ત્યારે તેને ઓરડામાં બેસીને હાથ ફેરવવા માડયો. અને બધે ઠેકાણે તપાસવા માડયુ પણ તેના હાથને એક પણ કુંડું લાગ્યુ નહિ આખરે જ્યારે તેનો હાથ એક કુંડાને લાગ્યો તે તપાસી જોયું તો એક ઝાડનુ કુંડું ફુલ તથા કળીવાળુ તેને હાથે લાગ્યુ. તે માણસ બહાર આવીને બીજા માણસને કહેવા લાગ્યો કે, ભાઇઓ તમે આખા ઓરડામાં ઝાડના કુંડા છે એમ કહો છો તે વાત ખોટી છે. મારે હાથે તો એવુ લાગ્યુ કે એકજ ઝાડનું કુંડુ ઓરડાના મધ્ય ભાગમાં છે અને તે ઉપર કોઇ કોઇ ઠેકાણે થોડી થોડી ફુલની કળીઓ અને ફુલ છે, ત્યારે તે આંધળાને બધા હસી કાઢવા લાગ્યા ને મુરખમાં ગણી કાઢ્યો. એટલામાં જે ઇજનેરે આ ઓરડો બાંધીને આરસાઓની રચના કરી તેણે કહ્યું કે, ભાઇઓ તમે મિથ્યા તર્ક વિતર્ક કરી, વાદ શું કરવા કરો છો. આ ઓરડો મેં બાંધ્યો છે અને તેમાં આરસીના કકડા મૂકયા છે. તેને લીધે એક કુંડાનું પ્રતિબિંબ આખા

ઓરડામાં જણાય છે. સઘળાઓ ચુપ થઇ ગયા અને કહ્યું કે આ આંધળાએ જે કહ્યું તે વાત સાચી. આપણને જે જણાયું તે મિથ્યા આભાસ માત્ર છે. આ ઉપરથી વેદની શ્રુતિઓમાં કહેલું જે બ્રહ્મજ્ઞાન છે, તે સ્વાનુભવ વડે સત્યજ્ઞાન અનંત છે. અને બુદ્ધિવાદ વડે વિજ્ઞાન શાસ્ત્રીઓ જે વાદવિવાદ કરતા હતા તેમનો વાદ ખોટો ઠરે છે. અને એ ખોટોવાદ તેમને બંધનકારક થઇ અંદર ને અંદર કલી કલેશ ઉત્પન્ન કરનારો છે અનુભવ જન્યજ્ઞાન તો સર્વને એક સરખુંજ છે. અને તે કોઇ દહાડો નિષ્ફળ નિવડે એવું છે નહિ. આ ઉપરથી સમજાશે કે જો બુદ્ધિવાદનું પ્રમાણસત્ય છે એમ માનીએ તો કોઇનો મોક્ષ છે. એમ સત્ય ઠરે નહિ. કારણ કે તેના તર્ક ઉપર પાછો બીજો કોઇ બુદ્ધિમાન પ્રતિવાદીનો તર્ક ખોટો છે એમ કહી શકે. બીજા તર્ક ઉપર ત્રીજો તર્ક, ત્રીજા તર્ક ઉપર ચોથો તર્ક એમ અનઅવસ્થા પ્રસંગ જેવું મન અવ્યવસ્થિત થઇ જાય અને અમુકજ વસ્તુ સત્ય છે, એવો દ્દઢ નિશ્ચય થાય નહિ સદા શંકાશીલ અવિશ્વાસુ તે માણસ બની જાય.

ૐ

## મંગલાચરણ.

હું કોણ ? મારી ઉત્પત્તિ ક્યાંથી થઇ ? આ બધું શું છે ? ઋગવેદ યજુર્વેદ, સામ અને અથર્વની શ્રુતિઓ મારી ચારે દિશાએ નગ્ન થઇ કેમ ઉભી છે. એનું નામ શું હશે એનો ઉચ્ચાર શું કરૂં. એનો અર્થ શું હશે ? એમાં શું જ્ઞાન છે ? એના રૂપ કેવા છે ? આ સર્વ તે હું કાંઇ જાણતો નથી. મને તેજ તેજ અને તેજનું ભાન થાય છે. તથાપિ તે શું છે તે જાણતો નથી. મારૂં મન મુંઝાય છે. મને અત્યંત આશ્ચર્ય થાય છે શું કરવું તે ક્રિયા મને કાંઇ સુઝતી નથી. સાધન ક્યાં છે અને સાધ્ય શું કરવું ? અહાહાહા મને આશ્ચર્ય થાય છે. જે કાંઇ હોય અને જેવું કાંઇ હોય તેના ચરણે મારા બે હાથ જોડી મસ્તક નમાવું છું. આ પ્રમાણે બ્રહ્માજી મુંઝાયા કરતા હતા અને વારવાર નમતા હતા. ત્યાં આકાશમાંથી એક મહાન તત્વ સ્વરૂપ ૐ એવો ગંભીર ભવ્ય દિવ્યનાદ પ્રકટ થયો. તેજ ક્ષણે વેદની સર્વ શ્રુતિઓએ દિવ્ય અંબરો પરિધાન કર્યાં અને દિવ્ય માતૃશક્તિરૂપે તેનું સ્વરૂપ દેખાવા માંડ્યું. અને તે બધીએ તે

પ્રથમ નાદરૂપ બ્રહ્મનો ઉચ્ચાર કરવા માંડયો અને બ્રહ્માની બાજુએએ ૐ ૐ કહી નાચવા માડયુ. બ્રહ્માજીએ પણ ૐ એવો સહર્ષ પ્રથમ ઉચ્ચાર કર્યો અને આનદમા નેત્ર મીચ્યાં. નિર્વિકલ્પ સ્થિતિ થતાંજ તેમને ૫ણમાત્રિક નાદ બ્રહ્મ છે. એમ હૃદય ગુહામાંથી તે નીકળ્યો એવું જણાયુ, અને ગળામાં આવી તેણે વર્ણ રૂપ ધારણ કર્યું. એનું એક પાખડું નાભી કમળમાં અને બીજું પાંખડું બ્રહ્મરંધ્રમા અને બાકીનો ભાગ શરીરના ચક્રોમાં વ્યાપી પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરી રૂપે ૐ શબ્દ બહાર નીકળ્યો અને તેનો આકાર એક વીંછી જેવો હતો. તેણે કહ્યુ હું ૐ શબ્દ છું અને આજે વીછુ જેવુ દેખાય છે તે મારૂં રૂપ છે. મારામાં અનત ઉચ્ચાર રૂપ શક્તિ છે. અને તે આ તમારી આજુબાજુએ જે પ્રત્યેક શ્રુતિઓ છે તેમાં ભિન્ન ભિન્ન રીતે આ ઉચ્ચાર નાદ શક્તિ રહેલી છે. તે મુખ્યત્વે કરી

## સા-રી-ગ-મ-પ-ધ-નિ

એ સપ્ત સ્વરમાં છે. તેમાં ૪ તાલ છે. અને સાત છંદમાં તે ગર્જના કરે છે. તેમા પણ ત્રણ પ્રકાર સમાયલા છે. યજ્ઞયાગાદિકકર્મ, ઉપાસના અને જ્ઞાન, ભર્યુ છે. માટે એના અર્થરૂપ વારવાર ચિતન કરી આજુબાજુનો સબધ જોઇ તમે આત્માનુભવ મેળવો. અકાર એ મારૂ સ્થુલ રૂપ છે. તમે ઉકાર એ મારૂ સુક્ષ્મરૂપ છે. મકાર એ મારી પ્રકૃતિ છે. અને તે પ્રકૃતિથીપર તે હું છુ અને હુ ચૂપ થઇ જાઉં છું એને વિરામ કહે છે અથવા તુર્ય કહે છે. અને કોઇ આત્મા એવુ નામ આપે કે કોઇ મને શુદ્ધ ચેતન્ય કહે છે. છતાં અનત અગાધને અતર્ક્ય, કોઇ પણ ઉપદેશ કરી શકાય નહિ એવા, વ્યવહારમાં ન આવી શકુ એવા, ગ્રહણ ન થઇ શકું એવો, અલક્ષણ અને અચિત્ય, એક અદ્વિતીય-સુખસ્વરૂપ, આનંદનિધિ, જ્યોતિ મય, તેજોરાશી, અનાદિઅનંત, અદ્વૈત, શાંતમગલમય, શિવ સ્વરૂપ શુદ્ધસગુણ અને નિર્ગુણ, તે હું છું. હુ દ્રષ્ટા છુ. સાક્ષી છું મને કોઇ જાણતું નથી. પણ હું સર્વ કોઇને જાણુ છુ. મને જાણવા પહેલાં તો સર્વ બંધનથી છૂટી જીવ મ પતાને પામે છે. એટલે અભેદ રૂપ થાય છે. જે બિંદુ છે છે તે નાદ છે. અને લય તે અભાવના જેવો અને તેથી ભાવરૂપ છે. એમ કરી છમાત્રારૂપ હું છુ, હુ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાથી પર છું, દેશ અને કાળથી અતીત છું, સદા વર્તમાન છું, ભૂત અને ભાવિનો

નિયંતા છું અને જાણનાર છું, નિર્લેપ છું, વિભુ છું, હૃદયગૃહામાં ઘબકારા કરાવી વિચારનું સ્ફુરણ કરાવનારો છું, સ્થિતિ લય અને ઉદ્દભવ મારા સંકલ્પમાત્રથી મારા વિલાસને અર્થે છે. આ જગદ્રૂપ ભોગ્ય વસ્તુઓનો હું ભોક્તા છું. માટે હે બ્રહ્માજી તમે મારા સ્વરૂપના અર્થનુ ચિંતન વારંવાર કરો. જપ કરો. એટલે તમોને વેદનુ ઉચ્ચારણ ષડજ, મધ્યમ અને દીપના સૂરોમા સમજાશે. તેમ હ્રસ્વ, દીર્ઘ પ્લુત, ઉદાત, અનુદાત અને સ્વરિત અત માત્રાઓનો તથા તાલનો જ્યાં જોઇએ તેવો ઉચ્ચાર થશે. અને તમારા વર્ણોચ્ચારમાથી એક પુત્રી જેનું નામ શારદા છે તે ઉત્પન્ન થશે. માટે ૐ કારનો જપ અને ધ્યાન વારવાર કર્યા કરો એથી કરીને તમને પૂર્વમા સૃષ્ટિ હતી તેવી સૃષ્ટિ રચવાનુ સામર્થ્ય પ્રાપ્ત થશે. ॥ इति ॐ ॥

## एतेन शिष्टापरिग्रहा अपिव्याख्याताः ॥ १२

**સૂત્રાર્થઃ**—સાંખ્ય દર્શનનુ, પ્રધાનવાદનુ ખંડન કરવા વડે નિરાકરણ કરવાથી, સમ્યક્‌જ્ઞાનવાદીઓએ નહિ સ્વીકારેલી અણુવાદીઆદીનું પણ ખંડન થયલુ જાણી લેવુ

**ટીકાઃ**—સાંખ્ય શાસ્ત્રના પ્રધાન વાદનું ખંડન કર્યું છે.

તે ઉપરથી પરમાણુઓને બીજા વાદોનું પણ ખંડન થઇ ચુક્યું સમજવું. અને પ્રધાન એટલે સામ્યવસ્થાવાળી પ્રકૃતિ જગતની ઉત્પતિ, સ્થિતિ અને લયનુ કારણ નથી એ સ્પષ્ટ થઇ ચૂક્યુ છે અને તે મહર્ષિઓ જેઓ ધ્યાન યોગ વડે કરીને એજ વિષયનુ ચિંતન રાત દિવસ કરે છે. તેમની પણ સમ્મતિ છે એમ જાણુવુ. આ જગતની ઉત્પતિ ઇશ્વરની ઇચ્છાથી પોતાના ભોગ વિલાસને અર્થે કરેલી છે. તેમાં પ્રકૃતિ ઉપર સવાર થઇને પુરૂષ ઘોડો દોડાવે છે. અને તેની લગામ પોતાના હાથમા રાખી જ્યા જેમ અને જેટલો ઘોડાને દોડાવવો હોય તેટલો તે પુરૂષ તે ઘોડાની લગામ ખેંચી તેના ઉપર એક ચાબુક મારી દોડાવે છે. તે પ્રમાણે પ્રધાન, પ્રકૃતિ, પરમાણુઓ, વિવર્તો અને પરિણામો ઇશ્વરી ઇચ્છાને અનુસરી પોતાની દોડધામ કરે છે. આમા કર્તા તે પુરૂષજ છે. એટલે ઇશ્વર છે તે ઘોડા પર બેસનાર સ્વાર સમાન છે. પ્રકૃતિ ઉપર બેસનાર તે સ્વાર છે. તે ઉપરથી શેષ નાગ ઉપર વિષ્ણુ સુતા છે અને વિષ્ણુના ઘોડા સ્થાને ગરુડ છે. આવી રીતે રૂપકાલંકાર

વડે પ્રધાન, પ્રકૃતિ ઉપર ઇશ્વર બેસનાર છે, અને લક્ષ્મી એટલે રજસ્ તમરૂપ મલીન પ્રકૃતિ છે. એવું રૂપકાલંકાર વડે કરીને વેદાનુકુલ પુરાણોમાં અને સ્મૃતિઓમાં વર્ણન જણાય છે. હમે લક્ષ્મીજીને રજસ, તમ, મલવાળી પ્રકૃતિ કહીએ છીએ. તેનું કારણ એ છે કે પૈસાવાળા માણસો અભિમાનથી દેડકાની પેઠે ફુલાઇ જઇ રાતાં નેત્ર કરી, દારૂ પીધેલા માણસની પેઠે રંક પર મિથ્યા બડબડાટ કરે છે ને ધમકાવે છે. પૈસાની બધાને જરૂર છે. માટે પૈસાદારના ધોલ ધપ્પા ગરીબો સહન કરે છે. આનું નામ રજસ, તમ, મલ સમજુઓ કહે છે. રજસ, તમ, મલ વગરની શુદ્ધ, શુકલ અને સત્વરૂપી પ્રકૃતિ તે આ જગતની જનેતા સતિ જગદંબા છે અને તે સદાશીવની સાથ પરણીને રહે છે. કાળિકા માતા એ હિમાલયની કન્યા કાળિકા સંહાર શક્તિ છે. એમ રૂપકાલંકાર સમજનાર મોક્ષનું સાધન છે, એમ જાણે છે. લક્ષ્મીને રજો, તમો મલથી ભરેલી છે, એવી કલ્પના કવીઓએ કરી છે. તેનું કારણ એ કે લક્ષ્મીજીનો પિતા અગસ્ત ઋષિના મુત્રથી ખારો છે. તેમાંથી તે ઉત્પન્ન થઇ એટલે કે દરીયો ખેડવાથી વ્યાપાર વડે લક્ષ્મી પેદા થાય છે. એમાંથી પ્રથમ તો ઝેર નીકળે છે. એટલે લક્ષ્મીવાન ઉપર દરિદ્રિઓ ઝેરને વેરની આંખે જુવે છે. પણ સમાધિસ્થ પુરૂષ જે યોગી શીવ છે તે લોક કલ્યાણાર્થે તે વિષ પીગયા. લક્ષ્મીજી નીકળ્યા ત્યારે એક હાથમાં દારૂનો સીસો લઇ અને બીજા હાથમાં અમૃતનો પાત્ર લઈ રત્નના શણગારોથી સજાયલા અને કોઈ વૈભવી પુરૂષને વરવા માટે ખોળતા વરમાળા લઇ સમુદ્રમાંથી બહાર આવ્યા. ભસ્મ ચોળેલા સ્મશાન નિવાસી શીવને વૈભવ રહિત જોવાથી તેમને કાંઇ માળ પહેરાવી નહિ. બ્રહ્માજીને તો વેદના પુસ્તકો લઇ એક વિદ્યાર્થી જેવા રાત દિવસ ચોપડી વાચવામાં, યજ્ઞ કરવામાં અને લોકનું ભલું કેવી રીતે કરવું તેના વિચારમાં ને વિચારમાં જોયા તેથી તેમને પણ વરમાળ પહેરાવી નહિ. વૈભવ વિલાસી નર વિષ્ણુને જોયા તેમને વરમાળ પહેરાવી. વિષ્ણુએ જાણ્યું કે આ સુંદરીને વરવાને માટે આખું જગત તલસી રહ્યું છે. માટે એમાંથી મારા ઉપર અદેખાઇ થવાની અને મારામારી ઉઠવાની. પોતાને સાહ્ય કરનાર કોઇ જોઇએ માટે વિષ્ણુ સ્વભાવને અનુસરનારા તેમના ભકત દેવોને પોતાના પક્ષમાં લીધા અને મોહિનિનું સ્વરૂપ ધરી દેવોને અમૃત પાયું અને જ્યારે દૈત્યોને અમૃત આપવા વખત આવ્યો ત્યારે તેઓ તેના અનઅધિકારી છે અને રંકને રંજાડશે એવા ભયથી આ દુષ્ટ પાપીઓને અમૃત આપવાનો વખત આવ્યો

ત્યારે પાત્રને ઉંધું વાળી કહ્યું કે અમૃત તો થઈ રહ્યું. એટલે બળવાન જે દૈત્યો હતા તેમણે મારામારી કરી અને આખરે પરાજય પામ્યા. આ વાત રૂપકાલંકાર વડે મુનિવર્ય શ્રી વેદવ્યાસે શ્રીમત્ ભાગવદ્‌માં જ્યાં સમુદ્ર મન્થનનો વિષય છે ત્યાં ઉત્તમ કાર્યરૂપે વર્ણન કરેલુ છે. લોકોને સ્પષ્ટ રીતે સમજાવવા માટે હમે પણ આ વાત અત્રે લંબાવી લખી છે.

**अलमिति विस्तारेण ओम् शांति शांति**

**भोक्त्रापत्तेरविभागश्चत् स्याल्लोकवत्** ॥ १३

**સૂત્રાર્થ:**—ભોગ્ય ભોકતા થવાનો પ્રસગ આવવાથી અવિભકત થશે નહિ. એમ જો કોઇ કહે, તો તેને કહેવું કે ઉત્પત્તિ સમયે લૌકિક રીત પ્રમાણે ભોકતા ભોગ્યથી વિભક્ત થશે.

**ટીકા:**—ભોકતા અને ભોગ્ય એ બે વસ્તુ એક છે કે અનેક છે તે ઉપર વિચાર કરતાં એમ જણાય છે કે ઘોડા ઉપર બેસનારો સવાર તે ઘોડો નથી. ઘોડાથી ભિન્ન છે. ઘોડો સવારના દીલ ઉપર બેસી સવારને ચાબુક મારી દોડાવતો નથી. પણ જે સવાર છે, તે તો ઘોડા ઉપર બેસી તેને ચાબુક મારી દોડાવે છે અને પોતાની મરજી માફક જ્યાં જવું હોય ત્યાં તેને જવાની જરૂર પાડે છે. ઘોડાને અર્થે કઇ સવારે ઘોડો પાળ્યો નથી. પણ પોત ની મોજમઝાને માટે ઘોડો પાળ્યો છે. અને તેને ઘાસ દાણો વિગેરે પુરા પાડે છે. તેમજ પરમાત્માએ આ સૃષ્ટિમાં પોતાના ભોગને અર્થે જડ અને જીવ ઉત્પન્ન કર્યા છે. જીવને પહેરવા ને ખાવા માટે અન્ન વસ્ત્ર પેદા કર્યા છે. તેથી માણુસ પોતાનું (Necessites of life) જીવન ચરિત્ર ચલાવવાની હાય વરાળ કરવી એ મિથ્યા છે. આપણા પેટની ફીકર રાખનાર હજાર હાથવાળો ધણી આપણે ઉંઘીએ છીએ ત્યારે પણ જીવતો ને જાગતો છે. જ્યારે ગર્ભવાસમાં જીવ હોય છે ત્યારે ત્યાં તેને ગર્ભની વૃદ્ધિ થવા માટે જીવનચરિત્રાર્થની સર્વ સામગ્રી માગ્યા વિના તેમજ કર્મ નહિ કર્યા છતાં પણ જગદીશ્વર પૂરી પાડે છે. જન્મ્યા પછી પણ દાંત નહિ હોવાથી, તેને ચાવવાના પદાર્થ તે ઇશ્વર આપતો નથી, પણ તેની માતાના સ્તનમાં અન્ન જળરૂપ દૂધ ઉત્પન્ન કરે છે. દાંત ઉગે છે એટલે દૂધ બધ કરે છે અને બાજરી જુવારની રોટલી ચાવવાને અને પાણી પીવાને આપે છે. છોકરૂં કંઇ તેની પાસે માંગતું નથી. સર્વને નીયમસર

અને પક્ષપાત વગર કોઇ જ્ઞાન શક્તિ ન કરતી હોય તો આ વિચિત્ર રચના અને નિયમ, ડારવીન સાહેબના મત પ્રમાણે શું જડ વસ્તુ કરે છે? જડ વસ્તુમાં નિયમ જાળવવાનું જ્ઞાન કેવી રીતે આવ્યું અને તે નિયમનો કર્તા કોણ અને શો હેતુ? એનો ઉત્તર કોઈ સુધારાવાળો આપશે કે? ઘોડો ને ઘોડા ઉપર બેસનાર બે ભિન્ન છે. તથાપિ તે બન્નેનો સંબંધ એકઠો થયા વગર ઘોડો દોડાવી શકતો નથી, ધારેલે ઠેકાણે જવાતું નથી. માટે આ સબંધ ભેદરૂપે છે કે અભેદરૂપે છે એ કંઇ કહી શકાતું નથી. કેટલેક અંશે ભેદ રૂપે છે અને કેટલેક અંશે અભેદ રૂપે છે. અન્ન જળ વિના મરવા પડેલા ઘોડા દોડાવી શકતો નથી. માટે તેને અન્નજળ આપવાનો સંબધ સવારને છે. ઘાસ વેચાતું લાવવાની ગરજ સવારને છે. ઘોડાને નથી. આ ઉપરથી સમુદ્રને તરંગ જેમ ભિન્ન છે કે અભિન્ન છે એમ કહેવાતું નથી તે પ્રમાણે ઇશ્વર અને જગત્ સંબંધ ઘોડો અને ઘોડેસ્વારના જેવો છે.

**तदनन्यत्वमारंभणशब्दादिभ्य: ॥ १४**

**સૂત્રાર્થ:**—આરંભણ આદિ શબ્દો શ્રુતિએ કહ્યા છે. તે પરથી સિદ્ધ થાય છે કે, કાર્ય તથા કારણનું અનન્યપણું છે.

**ટીકા:**—એક એવું બ્રહ્મ સર્વ કાયના કારણરૂપ છે. કાર્ય કે જે અનેક છે, ભિન્ન ભિન્ન રૂપવાળા, ભિન્ન ભિન્ન રંગવાળા, ભિન્ન ભિન્ન નામવાળા, ભિન્ન ભિન્ન ગુણવાળા અને ભિન્ન ભિન્ન મિશ્રણ વાળા હોવાથી બ્રહ્મના એટલે કારણના કેટલાએક ગુણ કાર્યમાં ઉતરી આવે છે અને કેટલાએક ગુણનો તેમાં અભાવ છે. તેમજ તે કાર્ય પણ ભિન્ન થાય છે અને તેનાથી ભિન્ન ભિન્ન કાર્યની ઉત્તપત્તિ થાય છે. એવી રીતે કાર્ય કારણની પરંપરાની શ્રેણી ચાલે છે. જેવી રીતે કે મટોડીના લોચામાંથી કુંભારે નળીઆ, કોડી, ગાગર, ઘડા, વિગેરે પદાર્થો બનાવ્યા છે એ સર્વનું આદિકારણ મૃતિકા છે. જે ઘરાક કુંભારને ઘેર ગાગર કે ઘડો ખરીદ કરવા જાય તે કંઇ એમ કહેતો નથી કે મને મટોડીનો લોચો આપ, મને મટોડીનો બીજો લોચો આપ, મને મટોડીનો ત્રીજો લોચો આપ, મને મટોડીનો નાનો લોચો આપ, એવું તે કંઇ બોલતો નથી. આદિકરણ તે બ્રહ્મરૂપ મટોડી છે. તેનું નામ પણ ઘરાક દેતા નથી અને કહે છે કે મને ઘડો આપ, મને ગાગર આપ, આ કોડીઆની

કીમત શું છે, એમ કાર્યના આકારનું નામ લે છે, અને તેનું રૂપ પણ તે હાથમાં લઇ નજરે બતાવે છે. ભૂત, ભાવિ અને વર્તમાનકાળમાં આ નામરૂપ મૃતિકા જે બ્રહ્મરૂપ કારણ સ્થાને આપણે કલ્પી છે એ સર્વ સ્થિતિમાં સર્વકાળે સત્ય સ્વરૂપ છે. કોડીયું થતાં પહેલાં જે માટીનો લોચો હતો તેજ સત્ય સ્વરૂપ હતું. વર્તમાન કાળમાં કોડીઆ રૂપે દેખાય છે. ન કાળે તે મટોડી સત્ય સ્વરૂપજ છે. એમ છતાં વર્તમાન કાળમાં જે એનું નામ ને રૂપ હતુ, તે નામ અને રૂપ એટલે કે કોડીઆરૂપ કાર્યનું રૂપ જે વાણીમાં બોલાતું હતું અને આંખે દેખાતુ હતું એવુ કોડીયું, ઘડો, ગાગર કે નળીયું તે નષ્ટ થઇ ગયુ. ઘડામા થોડુ પાણી માતું, ગાગરમાં ઘણુ પાણી માતું, ગાગાર મોટી હતી, ઘડો નાનો હતો, કોડીઆમાં દિવેલ પુરાતું ને દીવો થતો, કોડીમાં અનાજ ભરાતુ, એ સર્વ ભિન્ન ભિન્ન પદાર્થમાં ભિન્ન ભિન્ન કાર્ય શક્તિ અને ગુણ જણાય છે. એટલા માટે સત્ય જે મટોડી તેમાંથી કેટલાએક ગુણીના ગુણ એટલે કે કારણના ગુણ કાર્ય એટલે કોડીયુ, ઘડો તેમાં ઉતરી આવ્યાછે અને કેટલાએક ગુણ તેમાં ઉતરી આવ્યા નથી કોડીઆમાં કંઇ કોઠી બનાવવાની શક્તિ નથી અથવા તો એક ગાગર ભરીને પાણી સમાવવાની શક્તિ નથી, તે શક્તિ તો ગાગરમાંજ છે અને ગાગરમાં દીવો થવાની શક્તિ નથી. હવે કાર્ય કારણની પરંપરા બતાવીએ છીએ. કોડી જયારે ફુટી ગઇ અને બે કડકા થયા ત્યારે તે છાપર ઉપર મોભારીઆ તરીકે વપરઇ અને અનાજ ભરવાના કામમાંથી જતી રહી. એ મોભારીઆના જ્યારે પાછા બે કટકા થયા ત્યારે તેનું નામ ઠીબ એવુ પડયું અને તે ચુલામાંની રાખ ભરવાના કામમાં આવી. તેજ ઠીબ પાછી ભાંગીગઇ ત્યારે તેને ઘસીઘસીને છોકરાઓ એ રમવાને કુકા બનાવ્યા, એ કુકા ભાંગ્યા ત્યારે તે ઠીકરીને વાટી એઠવાડ માંજવાની ધુળ બનાવી અને વાસણને પડેલા કાળા ડાઘ તેથી કાઢયા આવી રીતે આદિ કારણમાથી કાર્ય કારણ રૂપે ભિન્ન ભિન્ન નામ રૂપ તેમજ કર્મ અને ગુણ, મુખ્ય ચેતન્ય આદિ કારણને બ્રહ્મ તેમાંથી જગતની ઉત્પત્તિ થઇછે અને ગુણ ગુણીનો સંબંધ બધાયોછે, કાર્ય કારણની પરંપરા ચાલીછે. ઇત્યાદિથી આ સૂત્રનો ભાવાર્થ સ્પષ્ટ રીતે સમજાશે. જગતના પદાર્થનું વૃત્તિજ્ઞાન વખતે સાચુએ નિવડે કે જુઠુંએ નિવડે. પણ બ્રહ્મજ્ઞાનથી જે ભાવના દ્રઢ, નિશંક બંધાયછે તેમાં કોઇ પણ પ્રકારની શંકા રહેતી નથી. જેવી રીતે કે બે વિદ્યાર્થીઓ તકરાર કરવા મંડયા. એકે કહ્યું કે દિવાને અડકવાથી દઝાયછે. બીજાએ કહ્યું કે નથી

દઝાતું. આ તકરારનો છેડો ન આવવાથી તે એટલાબધા તકરાર પર ચઢી ગયા કે કોઇએ પોતાનો મમત મૂક્યો નહિ ને મારામારી કરવા મંડ્યા. એટલામાં તેમના ગુરૂ તેમની પાસે આવ્યા અને કહ્યું કે હે વિજ્ઞાનવાદી શિષ્યો તમે પ્રમાણ અને પ્રમેયની તકરારોથી લડાલડી ન કરો. ઉભા રહો હું તમને બતાવું. જેની તકરાર એ હતી કે દીવાથી દઝાયછે. તેની આંગળી પકડી ફાનસના દીવા ઉપર મકી. તો તે કંઇ દાઝ્યો નહિ. બીજી વખત તેની આંગળી સ્પીરીટમાં બોળી તેને સળગાવી ને પછી થોડી વારે ઓલવી નાખી તો આંગળી પર દીવાનો ભડકો થવા છતાં પણ દાઝ્યો નહિ. આ ઉપરથી દીવાને અડકવાથી દઝાય છે એવી તકરાર કરનાર ચૂપ થઈ ગયો. આ ઉપરથી નહિ દઝાય એવી તકરાર કરનારો હરખમાં આવી ગયો ને હું જીત્યો એમ કહેવા માંડ્યું. ગુરુએ એક દીવાનો કાંકડો બનાવ્યો ને તે વિદ્યાર્થીના ઉપર ચાંપ્યો, કે તરતજ તે બોલી ઉઠ્યો કે બળી ગયો રે મારા બાપ આનો બહુ દાઝ્યો હું. ગુરુએ કહ્યું કે અલા દીવાથી ન દઝાય એમ કહેતો હતો તો કેમ દાઝ્યો બોલ કે દીવાથી દઝાયછે. પેલાએ કહ્યું કે સાત વાર દઝાયછે ને હું હાર્યો હવે પછી બન્નેના હાથ પકડી પેલા બળતા દીવા ઉપર મુકાવ્યા બન્ને જણા બોલી ઉઠ્યા કે દઝાયછે દઝાયછે. ગુરૂએ કહ્યું કે એકવાર દઝાયછે એમ કહો છો બીજી વાર નથી દઝાતું એમ કહો છો એમાં સાચું શું શિષ્યોએ કહ્યું કે હમે કંઇ સમજતા નથી, હે ગુરૂરાજ તમે કહો તે ખરૂં. ગુરૂએ કહ્યું કે જે દીવાએ દાઝ્યો નથી એવું તમે જે કહ્યું તે દીવો આવર્ણયુક્ત હતો એટલે કે તે ઉપર કાચનું ફાનસ હતું તમે અડકયા તે કાચને અડક્યા તેમજ તમારી આગળી સ્પીરીટમા બોળી હતી ને સ્પીરીટ બળીને ઉડી ગયો એટલે તમે દાઝ્યા નહિ. તે પ્રમાણેજ આવર્ણયુક્ત પદાર્થોથી નીપજેલું જ્ઞાન સત્યપણ હોય કે અસત્ય પણ હોય. તેમ છતાં બ્રહ્મજ્ઞાન જે આત્માના અનુભવથી પ્રકટે છે અને આવર્ણરહિત છે તે સત્ય છે આ દ્રષ્ટાંત ઉપરથી સ્પષ્ટ સમજાશે કે સ્વાનુભવજન્ય આત્મજ્ઞાન તેજ સત્યજ્ઞાન અનંત છે અને આવર્ણયુક્ત જે જ્ઞાન તે મૃગજળવત્ છે. આ ઉપરથી આ સૂત્રનો અર્થ સ્પષ્ટ સમજાશે.

**भावाच्चोपलब्धे ॥ १५**

**સૂત્રાર્થ:**–કારણનું અસ્તિત્વ હોવાથી કાર્યનું અસ્તિત્વછે. નહિતો કાર્ય તથા કારણ એકજ રૂપેછે.

ટીકાઃ-કારણુ એટલે ભોગવનાર શુદ્ધ બ્રહ્મજ્યોતિ એ સર્વ વસ્તુના આદિ કારણરૂપ છે. કાર્ય એટલે જગત જે ભોગ્ય વસ્તુછે અને જે નામ રૂપાત્મકવાળુછે, તેના નાશથી કારણુનો નાશ થતો નથી અર્થાત બ્રહ્મનો નાશ થતો નથી. કારણુનો અભાવ હોય ત્યાં કાર્ય ઉત્પન્ન થતું નથી કારણુના નાશ થવે, અભાવે, અથવા બંધ પડવે કાર્ય પોતાની મેળેજ નાશ પામેછે, અથવા બંધ પડેછે. દ્રષ્ટાંત તરીકે જ્યારે તોફાની પવન વાતો હતો તે વખત દરિયાના મોજાં તોફાનના જોરથી ઘણા ઉંચા ઉછળી આગબોટો ડુબાડી દેતા હતા. જ્યારે પવનનુ તોફાન સમીગયુ તે વખત દરીયો શાત થયો, મોજાં ઉછળતાં બંધ થયાં અને શાત ધીમી લહેરોથી દરિયાના તરંગો આનંદે ધીમે ધીમે જાણે હસતા હોય તેમ આવવા લાગ્યા અને આગબોટો વેગથી પોતાનો માર્ગ કાપતી ધારેલે વખતે પહોંચી. એનું કારણુ એજ કે તોફાની પવન જે કારણુ હતું તેના નાશ વડે કરીને કાર્ય જે આગબોટનુ ડુબવું તેનો પણ અભાવ થઇ ગયો.

હવે એક બીજું દ્રષ્ટાંત આપીએ ધણી એ ભોગવનાર વસ્તુછે અને ધણીયાણી એ ભોગ્ય વસ્તુછે. ધણીયાણીનું મરણુ થવાથી ધણી કઇ મરી જતો નથી તે તો જેમનો તેમછે.

હવે ત્રીજા દ્રષ્ટાંતથી વિશેષ સ્પષ્ટ કરીએ. મટોડીની ગાગર, કોડીયું, ઘડો એ કાર્યનો નાશ થયે તેનું કારણુ મટોડી તેનો નાશ થતો નથી. પણુ મટોડીજ જો ન હોય તો ગાગર કોડીયાં બની શકતા નથી. આ ઉપરથી અભાવમાંથી ભાવ થઇ શકતો નથી. પણુ ભાવમાંથી ભાવરૂપ જગતના આકારરૂપે વર્તમાન કાળે સ્થિતિછે. ભૂત અને ભવિષ્યમાં ઘડો કોડીયા વીગેરેનુ અસ્તિત્વ ન હતું તેમ છતાં ભુત ભાવિ અને વર્તમાન કાળમાં મટોડીનું અસ્તિત્વછે. આ દ્રષ્ટાંતથી બ્રહ્મજ્યોતિનું અસ્તિત્વ ત્રણે કાળમાંછે એટલે ભાવરૂપેછે.

**सत्वाच्चापरस्य ॥ १६**

**સૂત્રાર્થઃ**—પછીથી થનાર અર્થાત કર્મનુ કારણુમાં અસ્તિત્વ હોવાથી કાર્ય કારણુની અભિન્નતાછે.

ટીકાઃ—શિવ અને શક્તિ અભેદરૂપેછે. છતાં તેમાં એટલો ફેરછે કે એક જમણી બાજુએછે. એક ડાબી બાજુએછે. એક પુરૂષછે તો એક

સ્ત્રીછે. એવુ અર્ધનારીશ્વર સ્વરૂપનું વર્ણન અમે અમારા રૂદ્રાધ્યાયના પુસ્તકમાં લખ્યુંછે. તે પ્રમાણે આ જગત જે કાંઇ કારણ બ્રહ્મમાં પ્રલય સમયે બીજભાવે ભાવરૂપે રહ્યુંછે. તે પાછું ગર્ભાવસ્થામાં એટલે વિષ્ણુની દશામાં આવી બ્રહ્માની દશા પામે છે. એટલે કે પ્રલય સમયે બીજ ભાવ સ્થિતિમાં કે જેને શિવનું સ્વરૂપ કહે છે, અથવા કારણ શરીર કહે છે તે રૂપે ભાવ રૂપે બ્રહ્મમાં સ્થિત છે. જેને અસ્પષ્ટ માંસનો લોચો, અંકુરાવસ્થા, અથવા ગર્ભાવસ્થા એવા અસ્પષ્ટ શરીરવાળો એટલે લીંગ શરીરવાળો હોય તેવા રૂપે બ્રહ્મના અસ્તિત્વ સાથે તેનું પણ અસ્તિત્વ હોય છે. જ્યારે બ્રહ્માની દશામા એટલે જનમ્યા પછી ૨૭ તત્વનું શરીર બીજમાંથી ફરી પાછા ડાળ, ફુલ, પર્ણ અને ફળ ઝાડને લટકે છે તેવું આ જગત અસ્તિત્વમાં આવે છે. એટલા માટે ભાવમાંથીજ ભાવની ઉત્પતિ છે. અભાવમાંથી કાંઇ થતું નથી. આ દૃષ્ટાંત ઉપરથી જગતની ઉત્પતિ, સ્થિતિ, લય સમયે બ્રહ્મમાં જગત કેવી રીતે રહે છે, પોતાના નામ રૂપ ત્યજી દે છે અને પુનઃ ધારણ કરે છે તે સ્પષ્ટ રીતે સમજાશે

**असद्व्यपदेशान्नेतिचेन्न धर्मान्तरेणवाक्यशेषात् ॥ १७**

**સૂત્રાર્થ**:—શ્રુતિમાં અસતનો ઉપદેશ હોવાથી ઉત્પતિ પૂર્વે કાર્યનું અસ્તિત્વ નથી. એમ જો તું કહે તો તે ખોટું છે. આ ઉપદેશ બીજા કારણને લીધે છે. કારણ શ્રુતિના છેવટના વચનથી તેનો નિશ્ચય થાય છે.

**ટીકા**:—શ્રુતિમાં કહ્યું છે કે **असदेवइदमग्रेआसीत** પૂર્વે આ સર્વ અસતરૂપે હતું. આ વચનમા છેવટનો શબ્દ હતું એવો છે. તેથી કરીને નામ રૂપાત્મક જગત જેને અશદ્ એવું કહેવામા આવ્યું છે. તે ભાવ રૂપે હતું. બ્રહ્મ પણ નામ રૂપ વગરનું હોવાથી તેને અસત શબ્દ લાગુ પડતો નથી ત્યારે અસત કોણ હતું? નામ અને રૂપ એ બે વસ્તુ અસદ હતી. તે માત્ર વર્તમાન કાળમાંજ સ્થિત હતી. ભૂત અને ભાવિકાળમાં તે નામ રૂપ અસદ હતા. એવુ આ શ્રુતિનું તાત્પર્ય છે. ગાગર અને કોડીયુ મૃતિકા રૂપ ભૂત ભાવિ અને વર્તમાન કાળમાં મૃતિકાના નામ રૂપે સ્થિત હતાં. ભૂતકાળમાં જ્યારે તે મટોડીના લોચારૂપ હતા ત્યારે તેમાં ગાગર અને કોડીયું ચૂર્ણરૂપે મટોડીમાં ભળી ગયા ત્યારે પણ ગાગર અને કોડીયું એ નામ તથા તેના રૂપ એ બંને અસદ્રૂપ

થઇ ગયાં. એટલા માટે આ જગત સદસદ્રૂપ એવું કહેવાય છે એને સત્ય કહેવાનું નથી તેમ અસદ્ છે એમ પણ કહેવાતું નથી. આ દ્રષ્ટાંત ઉપરથી આ સૂત્રનો અર્થ સ્પષ્ટ થઇ જશે.

युक्तेः शब्दान्तराच्च ॥ १८

**સૂત્રાર્થ:**—યુક્તિથી તેમજ બીજા શબ્દના પ્રમાણથી ઉત્પતિ પૂર્વે કાર્ય સત્‌રૂપે હતું તથા તે કારણથી અભિન્ન છે.

**ટીકા :**—તલમાં તેલનું અસ્તિત્વ ત્રણે કાળમાં છે. ઘાંચીએ કોઠીમાં તલ ભરી રાખ્યા હતા તે વખત કોઠીના તલમાં પણ તેલ હતું એ તલને ઘાણીમાં પીલીને જ્યારે તલથી તેલ અને ખોળ જુદાં પાડ્યા ત્યારે ખોળ એક કોથળામા ભરવામા આવ્યો અને તેલ તાબાના મણીકામાં ભરવામાં આવ્યું. આ વર્તમાનકાળમાં તલમાંનુ તેલ પ્રત્યક્ષરૂપે દેખાય છે. ભવિષ્યમાં જ્યારે રૂપ અને નામ ભજીયા થયાં એટલે જતું રહ્યું. ભજીયામાં કાંઇ તેલ દેખાતુ નથી તેમ ભજીયાને કોઇ તેલ એવો શબ્દ આપતુ નથી. છતા એ તેલ ત્રણે કાળમાં સ્થિત છે. તલમાંથીજ તેલ નીકળે છે આ સાચી વાતનુ જ્ઞાન ઘાંચીને છે. તેથી તે દરિયા કીનારાની રેતીને લઈ તલને બદલે પીલતા નથી. તે સારી રીતે જાણે છે કે રેતીને પીલવાથી કાંઇ તેલ નીકળવાનું નથી. આ ઉપરથી એવુ સિદ્ધ થાય છે કે, એક વસ્તુ ઉપર ક્રિયા થઇ કાર્યની ઉત્પતિ થાય છે તો જે કારણમાં તેનું અસ્તિત્વ હતું તેજ ગુણ કર્મ સ્વભાવે વર્તમાન કાળમાં નામરૂપ લઇ દ્રષ્ય થયું અને ભાવિમા પાછું નામરૂપ જતું રહ્યું આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે કારણના ગુણ ધર્મ કાર્યમાં ઉતરી આવે છે. કારણમાં જે ગુણધર્મ નથી તે કદાપિ કાર્યમાં આવતા નથી.

पटवच्च ॥ १९

**સૂત્રાર્થ:**—પટની પેઠે કાર્ય કારણથી અભિન્નછે.

**ટીકા:**—કાર્ય અને કારણ અભેદ રૂપેજ રહેછે.

૧૮ માં સૂત્રમાં તે વિસ્તારથી સમજાવેલું હોવાથી પુનરૂક્તિ કરતા નથી

यथाच प्राणादि ॥ २०

**સૂત્રાર્થ:**—જેવી રીતે પ્રાણાદિ ભિન્ન નથી તેમ કાર્ય કારણથી ભિન્ન નથી.

ટીકા:—મુખ્ય પ્રાણ જે જીવન તત્ત્વ છે તે હાથ પગોને એટલે કર્મેન્દ્રિયોને હલાવી ચલાવી શકેછે. મુખ્ય પ્રાણ વાયુ રૂપે હાથ પગ તથા આખા શરીરનો જીવન હેતુછે. વાયૂ રૂપે મુખ્ય પ્રાણ અને ઉપપ્રાણો અભેદ રૂપેછે.

इतरव्यपदेशाद्धिताकरणादिदोषप्रसक्तिः ॥ २१

સૂત્રાર્થ:—ઇતર અર્થાત્ શરીરનો શ્રુતિમાં બ્રહ્મરૂપે ઉપદેશ કરેલ છે. માટે શરીર જેમ પોતાના હીતમાટે દરકાર રાખતો નથી, તેમ અહીત કરવા સબંધીનો દોષ બ્રહ્મને પણ લાગુ પડશે.

ટીકા:—કોઇ પણ માણસ પોતાને બંધન કરે એવા ઘરમાં રહેવા ઇચ્છતો નથી. એટલા માટે જ્યારે જન્મ મરણ ધર્મવાળું, ષડ્વિકારવાળું, રોગ દુઃખ થાય એવું, શરીર પોતે જીવે રચ્યુ નથી. તેમ છતાં એને આવી તરેહના દુઃખદાયી દેહમાં રહેવું પડે છે. આ ઉપરથી જણાય છે કે દેહમાં રહેવું ન રહેવું અને દેહની રચના કરવી એ કામ જીવનું નથી પણ જગન્નિયન્તા મહાન્ શક્તિવાન ઇશ્વરનુ છે

अधिकं तु भेदनिर्देशात् ॥ २२

સૂત્રાર્થ:—સ્રષ્ટા જીવાત્માથી અધિક છે. કેમકે શ્રુતિમાં આ રીતનો ભેદ નિરૂપણ કરેલ છે.

ટીકા:—કોઇ ઠેકાણે શ્રુતિમાં જીવને બ્રહ્મ સાથે એકત્વનું નિરૂપણ કર્યું છે. બીજે ઠેકાણે જીવથી શુદ્ધ ચેતન ભિન્ન છે, એવો ભેદ દર્શાવ્યો છે.

તે મહદાકાશ, મઠાકાશ, ઘટાકાશ એમ ત્રણ વસ્તુઓ નામ અને રૂપથી તથા નાના મોટાપણાથી તેમજ તેમાં નાની મોટી શક્તિ હોવાથી ભેદરૂપે છે. તથાપિ આકાશરૂપે તો તે એકજ છે. ઘડો ભાંગી જાય, ઘર પડી જાય તો શેષ ફક્ત મહદાકાશજ રહે છે. ઘટના નાશથી, અથવા ઘરના નાશથી મહદાકાશનો નાશ થયો એમ કદી કહેવાય નહિ. મહદાકાશને તેમાં કાંઇ લેવાદેવા નથી.

अश्मादिवच्च तदनुपपत्तिः ॥ २३

સૂત્રાર્થ:—પથ્થર આદિની માફક આ દોષોનો અભાવ છે.

**ટીકા:**—આ જગતની વિવિધ રચના એકજ બ્રહ્મમાંથી થઇ છે. જે પ્રમાણે એકજ પત્થર છે તે પૃથ્વીનો વિકાર, હીરો, કાચ, સોનું, રૂપુ, તાંબુ, પિત્તળ, લોઢું અને કોયલા ઇત્યાદિ છે. પત્થરની પણ વિવિધ જાતો છે. ચીચો, કાળો, ધોળો, ચકમક, ચૂનાનો પત્થર, સૂર્યકાન્તમણી, ચન્દ્રકાન્ત મણિ, અકિકનો પત્થર ઇત્યાદિ રૂપ રંગ કદ વિગેરેમાં વત્તી ઓછી કીંમતના પદાર્થો છે. તેમ છતાં બ્રહ્મ છે તે નિર્લેપ વસ્તુ છે તેની કીંમત અથવા રૂપગુણને તેના દોષ લાગુ પડતા નથી. એકજ અન્ન રસમાંથી ગાય, ભેંસ, ઘોડા, સિંહ, વાઘ, વરૂ, કીડી, મંકોડી અને એકજ બીજમાથી મૂળ, થડ, ડાળી, પાંદડા, ફુલ, ફળ ઇત્યાદિ થાય છે. આ વિચિત્ર રચના બ્રહ્મને કંઇ બાધ કરતી નથી. તેમજ બ્રહ્મમાંથી કંઇ ઓછુંવત્તું થતું નથી. આવી તરેહના જગતવિલાસ પોતાને અર્થે કર્યા છે તેમાં બ્રહ્મ નિંદાને પાત્ર કે તેના દોષથી લેપાયમાન થતો નથી. તે તો સદા સ્વસ્વરૂપે સર્વ દેશકાળ દ્રવ્ય પરિસ્થિતિ ગુણદોષ ઇત્યાદિથી લેપાયમાન થતો નથી. માયાનો આશ્રય કરી જેવી રીતે સ્વપ્ન અવસ્થામાં વિચિત્ર રચના થાય છે, તેજ પ્રમાણે આ જગતની રચના જે જાગ્રત અવસ્થામાં વિચિત્ર જણાય છે તે, સ્વપ્નના સરખીજ છે, અને માયાએ રચેલી છે. માયામાં જે કાંઇ રચના કરવાનું સામર્થ્ય આવ્યું તે માયાનું પોતાનું નથી. એ સર્વ બ્રહ્મનીજ શકિત છે. એ આ સૂત્ર ઉપરથી સ્પષ્ટ થશે.

**उपसंहारदर्शनान्नेति चेन्न क्षीरवद्धि ॥ २४**

**સૂત્રાર્થ:**—સહાયતા રૂપે અનેક સમુહો જોવામાં આવે છે. માટે બ્રહ્મ જગતના કારણરૂપે નથી, એમ કહેવું અયોગ્ય છે. કારણ કે ક્ષીરની માફક આની પ્રાપ્તિ થશે.

**ટીકા:**—બ્રહ્મમાં સ્વભાવિક જ્ઞાન, બળ અને ક્રિયા ઇત્યાદિ હોવાથી બાહ્ય સાધન વિના એટલે કરણો વિના પણ તે એકલોજ આ જગતની વિચિત્ર વિવિધ રચના પોતાની ઇચ્છા માત્રેજ કરી શકે છે. જેવી રીતે કે દૂધમાં દહિ થવાની શકિત, માખણ અને ઘી થવાની શકિત, ગળપણમાંથી ખટાશ થવાની શકિત ગુપ્ત છે, તે સ્વભાવસિદ્ધ બાહ્ય સાધનો વિના ઉત્પન્ન થાય છે. તે પ્રમાણે બ્રહ્મ નિર્લેપ રહી સર્વ જગતની વિવિધ અને વિચિત્ર રચના કરી શકે છે. હવે શંકા એમ થાય છે કે, જે પ્રમાણે કુંભારને મટોડીનાં પુતળાં કરવા માટે મટોડીની સાથે પાણી, દંડ, ચક્ર, ઇત્યાદિ બાહ્ય

સાધનોની જરૂર પડે છે, તેવી શું બ્રહ્મને જરૂર પડે છે, સિદ્ધાંત એ છે કે બ્રહ્મને તેવા કોઇ પણ બાહ્ય સાધનની જરૂર પડતી નથી.

देवादिवदपिलोके ॥ २५

**સૂત્રાર્થ:**—લોકમાં દેવ આદિની માફક બ્રહ્મ બાહ્ય સાધનની અપેક્ષા રાખતો નથી.

**ટીકા:**—જે પ્રમાણે દેવો, પિતૃઓ, ઋષિઓ, ઇત્યાદિ, મહા પુણ્ય વાન અને પ્રભાવવાળા છે તે ધ્યાનયોગ વડે કરીને બાહ્ય સાધન વિના એટલે કે ઈંટ, ઇંટ, લાકડા, ખીલા, સુથાર, કડીયા, વાંસલો, વિધણ, તગારા, પાણી, ઇત્યાદિ વિના પણ મોટા મહેલો ઉત્પન્ન કરી શકે છે. તે પ્રમાણે બ્રહ્મ પોતાની મેળે સંકલ્પ માત્રેજ સર્વ કાંઇ ઉત્પન્ન કરી શકે છે, અને તે કાંઇ બ્રહ્મમાંથી કકડો પડી ઓછું થઇ ભેદરૂપે એક અદ્વૈતના બદલે વિવિધ દ્વૈતો થાય છે. એવો કાંઇ બ્રહ્મમાં દોષ ઉત્પન્ન થતો નથી.

कृत्स्नप्रसक्ति निरवयवत्व शद्धकोपोवा ॥ २६

**સૂત્રાર્થ** :—બ્રહ્મકાર્યરૂપે થશે તો તેના પૂર્ણ બ્રહ્મને કાર્યરૂપે થવાનો પ્રસંગ આવશે. કારણ કે બ્રહ્મ નિરવયવ છે. જો તેમ નહિ થશે તો તેના નિરવયવપણામાં બાધ આવશે.

**ટીકા :**—જે બ્રહ્મ અનીન્દ્રિય, વિભુ, નિર્લેપ, અવયવરહિત, સર્વ શક્તિમાન છે, તે જો પરિણામ પામે તો, જેમ દુધનું દહીં થવામાં, દુધ જતું રહે છે, એટલે કે તેનું દુધપણું મટી જાય છે, તેમ બ્રહ્મનું જગદાકાર રૂપ થવાથી મૂળબ્રહ્મ જેને કારણ કહેવામાં આવે છે તે કારણનો લય થઇ જઇ, કારણનો નાશ થઇ જશે અને પછી કઇ કારણ રહેશે નહિ. તેથી કરીને બ્રહ્મ પરિણામ પામે છે, એવી શંકા શ્રુતિ વિરૂદ્ધ છે. બ્રહ્મ કાંઇ પરિણામ પામતો નથી, પરંતુ બ્રહ્મમાંથી જે પદાર્થ ઉત્પન્ન થયો તે પદાર્થ પરિણામને પામે છે. એટલે બ્રહ્મ જેવું ને તેવું અદ્વૈત રૂપે, કારણરૂપે, અને કાર્યથી નિર્લેપરૂપે સ્વતઃસિધ્ધ રહે છે. તેમાં કાંઇ ફેરફાર થતો નથી. જે પ્રમાણે કમળ એક તળાવમાંથી બીજા તળાવમાં જાય છે, એક વેલી એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર જાય છે, બગલી અને મયુરી વીર્ય વિના ગર્ભ ધારણ કરે છે, કરોળીયો તંતુને ઉત્પન્ન કરે છે, તે પ્રમાણે બ્રહ્મમાંથી જગત ઉત્પન્ન થાય છે,

અને કારણનો નાશ થતો નથી. પરિણામ થયાં છતાં પણ કારણમાં કાંઇ ન્યૂનાધિકતા થતી નથી. બ્રહ્મમાં સ્વતઃસિધ્ધ એક જાતનું એવું ખેંચાણ છે કે, તે વેલીને એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર ખેંચી લઇ જાય છે. સ્ત્રીઓ પુરુષને પોતા તરફ ખેંચે છે, અને પુરુષ સ્ત્રીઓને પોતા તરફ ખેંચે છે. આવી રીતની અન્યોન્ય આકર્ષણ શકિત બ્રહ્મમાં છતાં બ્રહ્મનાં કટકા થઇ તેમાં ન્યૂનાધિકતા કે કાંઇ દોષ પ્રાપ્ત થતો નથી.

## श्रुतेस्तु शब्दमुलत्वात् ॥ २७

**સૂત્રાર્થઃ**–શ્રુતિના પ્રમાણથી આદોષ પ્રાપ્ત થતો નથી. વળી આવા વિષયમાં શ્રુતિ વચનજ પ્રમાણરૂપે છે.

**ટીકાઃ**–આ બ્રહ્મવિચાર એ અતીન્દ્રિય પદાર્થને વિષે એટલે જગતનું કારણ જે બ્રહ્મ તેને વિષે અને તેનું કાર્ય જે જગત છે તે પરિણામરૂપે થવાથી, તેમજ જગદાકૃતિઓ સાવયવ આકારવાળી હોવાથી, તેના દોષ બ્રહ્મમાં આવશે કારણ કે કારણના ગુણદોષ કાર્યમાં આવે છે. એમ શ્રુતિ કહે છે. આ શકાનું નિવારણ એ છે કે, જે કાંઇ દોષ છે તે સાવયવ દ્રશ્ય જગતમાં છે. બ્રહ્મ નિર્દોષ છે. તેમાં દોષ સંભવતો નથી. સંપૂર્ણ બ્રહ્મનો નાશ થઇ તે જગદાકાર પરિણામને પામ્યું એ દોષ બ્રહ્મને લાગુ થતો નથી. જે પ્રમાણે દુધનો નાશ થઇ દહિ થઇ જાય છે અને તેમાં ખટાશ આવે છે, ગળપણ જતુ રહે છે તેમ બ્રહ્મમાં થતું નથી. કારણ કે સાકાર વસ્તુ ઇન્દ્રિયગોચર થાય છે. પણ બ્રહ્મ નિરાકાર વસ્તુ હોવાથી એ દોષ અતીન્દ્રિય થયેલા બ્રહ્મને લાગુ પડતો નથી. તેને માટે તો શ્રુતિવચન પ્રમાણ માન્યા વગર છુટકો નથી. અતીન્દ્રિય પદાર્થનું વર્ણન અજ્ઞાત અને અબાધિત અર્થનું દ્યોતન કરે, તે શ્રુતિઓને પ્રમાણરૂપ ન ગણીએ તો અન્ય કોઇ સાધનથી બ્રહ્મના અસ્તિત્વનું પ્રમાણ મળશે નહિ. શ્રુતિમાં બ્રહ્મના ત્રિપાદ એટલે ¾ તો શુધ્ધ ચૈતન્યરૂપ આઘેને આઘે રહ્યા છે, ¼માં આખું જગત સમાઇ જાય છે અને ¾ જે દુધ શેષ રહ્યું તેમાં દહિંનો દોષ જે ખટાશ તે આવી શકતો નથી. તેમજ ¼નો નો નાશ થવે બીજા ¾નો દુધની પેઠે નાશ થઇ જતો નથી. શ્રુતિમાં ¼માંજ જગત છે તેવા દોષ બ્રહ્મને લાગુ થતા નથી અને બ્રહ્મ નાશ પણ પામતુ નથી તે અવિનાશી છે. જગતના આકાર નાશવંત અને દોષવાળા છે. એટલે તેના ગુણ બ્રહ્મને લાગુ પડતા નથી. એમ સર્વ શાસ્ત્ર પોકા-

રીને કહે છે. દોષરહિત, નિરાકાર, સુખમય, આનંદમય બ્રહ્મને સ્પર્શ પણ કરી શકતા નથી. જળમા ચંદ્રબિંબ દેખાવાથી તે બિંબમાં અથવા મુખ્ય ચદ્રમાં કે જે તેનું પ્રતિબિંબ છે તેમાં જળના દોષ લાગુ થઇ શકતા નથી. જેવી રીતે ૧ કુંડામાં પાણી ભરી તેમાં ક્વીનાઇન નાંખીએ તો તેમા ચદ્રનું પ્રતિબિંબ અથવા આકાશમાના ચંદ્ર કાંઇ કડવો થતો નથી કડવાશ માત્ર જળમાં છે તેથી બ્રહ્મ નિર્લેપ છે અને શ્રુતિ પ્રમાણુ છે. એ આ સૂત્રનો અર્થ સમજી સર્વ દોષનો આરોપ જે વાદીએ મૂક્યો તે ખોટો ઠરે છે.

## आत्मनि चैवं विचित्राश्च हि ॥ २८

**સૂત્રાર્થ**:-એકજ આત્મામાં અનેક આકારવાળી સૃષ્ટિ જોવામાં આવે છે એમ કહ્યુ છે. ખરેખર દાખલા તરીકે દેવાદિમાં તથા માયાવી આદિમાં વિચિત્ર સૃષ્ટિ જોવામાં આવે છે.

**ટીકા**:-જે પ્રમાણે સીનેમેટોગ્રાફનુ મશીન ને ફીલમ એક છતાં તેનો નાશ થયા વગર પ્રત્યેક ખેલે જુદાં જુદાં પુતળાંઓ ચાદરના અજવાળામાં પડતાં દેખાય છે અને નાચે કુદે છે. તથા રમતગમત કરે છે. તેમાં દીવાનો કે ફીલમનો નાશ થતો નથી. તેજ પ્રકારે સ્વપ્ન સ્થિતિમાં છતાં તેમાં ઘોડા, રથ, રસ્તો, હાંકનાર અને બેસનાર ઉંઘનારનો નાશ થયા વગર જોવામાં આવે છે. તેજ પ્રમાણે દૈત્યની માયા ને દેવોના વિવિધરૂપ, શિવ વિષ્ણુ આદિના અનેક અવતાર, તેમના મુખ્ય શરીરનો નાશ થયા વિના પણ અન્ય વિચિત્ર હાથી, ઘોડા, નૃસિંહ, કાચબો, મત્સ્ય વિગેરે થાય છે, તથાપિ મુખ્ય દેહનો નાશ થતો નથી. જે પ્રમાણે યોગી યોગ શકિતવડે કરીને એક શરીરમાંથી એકી વખતે અનેક શરીરો ઉત્પન્ન કરી શકે છે, ને તે સર્વ શરીરનો નિયામક મુખ્ય શરીર હોય છે, તેનો નાશ થયા વિના અન્ય શરીરનો ઉદ્‌ભવ, લય તથા સ્થિતિ થયાં કરે છે અને મુખ્ય શરીરનો નાશ થતો નથી. તે પ્રમાણે બ્રહ્મમાંથી જગત ઉત્પન્ન થાય છે, સ્થિતિ કરે છે, અને પ્રલય થાય છે. તે વડે બ્રહ્મ લેપાયમાન થતો નથી. જેવી રીતે કે એક સૂર્ય આકાશમાં છતાં નિચે આરસાઓ જેટલા હોય તેટલા સૂર્યના બિંબ દેખાય છે. એ તકતાઓ ઉપર જેટલા કાંકરા કે રેતીના ઢગલા કરીએ તો તેટલા સૂર્યના કકડા કકડા દેખાય છે. પણ મુખ્ય જે સૂર્ય નારાયણ છે, અને જેનું પ્રતિબિંબ

આરસીમાં પડે છે, તે સૂર્યના અથવા તો પ્રતિબિંબના કટકા થતા નથી. આ ઉપરથી સાંખ્યાદિમતવાળા પરિણામ વાદને લઇ અહીં થવામાં દૂષનો નાશ થઇ તેમાંથી ગળપણ જતું રહે છે, અને ખટાશ આવે છે. દહીંના ચકતા બંધાય છે, તેવી રીતે બ્રહ્મમા થતું નથી. એ પ્રમાણે સાંખ્ય શાસ્ત્રના સિધ્ધાંતમાં દોષ આવે છે, અને તે વેદની શ્રુતિથી વિરૂધ્ધ છે. તેથી ઉપરના સૂત્રમાં જે કહ્યું છે તે સત્ય છે અને તેનો સાર હમોને માન્ય છે અને તેજ વેદાનુકુળ પણ છે.

**स्वपक्षदोषाच्च ॥ २९**

**સૂત્રાર્થ :—**સાંખ્યાદિના પોતાના પક્ષમાં દોષ છે, માટે એકજ પક્ષમાં દોષ ગણવો યોગ્ય નથી.

**सर्वोपेता च तद्दर्शनात् ॥ ३०**

**સૂત્રાર્થ :—**પરબ્રહ્મ સર્વ શક્તિઓથી યુક્ત છે, આ રીતે શ્રુતિમાં સૂચન છે.

**विकरणत्वान्नेति चेत्तदुक्तम् ॥ ३१**

**સૂત્રાર્થ :—**બ્રહ્મ ઇન્દ્રિયોથી રહિત છે, માટે તે શક્તિ રહિત છે, આ સંબંધી વિવેચન શ્રુતિમાં કરેલ છે.

**ટીકા :—**આપણે આગળ કહી ગયા છીએ કે સર્વ શકિત જે બ્રહ્મ છે. તે વેદમા કહ્યા પ્રમાણે ઇન્દ્રિયો વગરનો હોવાથી બ્રહ્મ મનવગરનો, મગજ વગરનો, પ્રાણ વગરનો છે. અણુનો પણ અણુ છે. તેના ઉપર તર્ક દોડાવી અથવા મનમાં વિકલ્પ ઉઠાવી શ્રુતિ વિરૂધ્ધ કલ્પના કરવી અને તે અવિદ્યા-યુક્ત લેપાયમાન થયેલા મન, તર્ક, ઇંદ્રિયો આદિ દૃશ્ય વસ્તુઓથી દ્રષ્ટા સાક્ષી ચૈતન્ય સ્વરૂપ સર્વ શક્તિ ઉપર મનુષ્યે બનાવેલા સાંખ્યાદિક વિવિધ શાસ્ત્રોનો આધાર લઇ, તર્ક દોડાવવાથી સત્ય નિર્ણય ઉપર અવાશે નહિ. અતીન્દ્રિ-યાદિ પદાર્થનું અવલોકન ઇન્દ્રિય, તર્ક, મન, અવિદ્યા અને પ્રકૃતિજન્ય પદાર્થોથી કરવું, એ વેદ વિરૂદ્ધ છે. વેદજ સ્વતઃપ્રમાણ હોવાથી, અવિદ્યા રહિત હોવાથી, સર્વશક્તિ, સર્વજ્ઞાન, સર્વ સુખરૂપ, નિર્લેપ, અભેદ્ય, અછેદ્ય, ઇત્યાદિરૂપે છે, તેનો નિર્ણય કરવો યોગ્ય નથી. નિરવયવ એવા બ્રહ્મની શક્તિનો નિર્ણય અજ્ઞાત અને અબાધિત અર્થનું દ્યોતન કરનાર શ્રુતિ

સિવાય બીજા કશાથી પ્રમાણ થઇ શકતું નથી. એટલા માટે સર્વ શકિત- માન બ્રહ્મ મગજ વિના, મન વિના, મુખ વિના, હસ્તપાદકર્ણ વિના, આંખ વિના, પ્રાણ વિના, સર્વ કાંઈ કરી શકે છે અને સર્વ કાંઇ જાણી શકે છે. એટલા માટેજ તેને જ્ઞાનસ્વરૂપ, સર્વાત્મક જ્યોતિ, સર્વાંતરગત, સર્વાન્તરયામિ ઇત્યાદિ વિશેષણ આપવામાં આવે છે. આ ઉપરથી ૨૯, ૩૦ અને ૩૧ સૂત્રોમાં જે જે શકાઓ શિષ્યે ઉઠાવી છે અને તેમાં સાંખ્ય વિગેરે શાસ્ત્રોનું પ્રમાણ બતાવ્યું કે તે માન્ય નથી અને તેનું ખંડન થાય છે. જેવી રીતે અમુક વસ્તુથીજ અમુક કાર્ય થઇ શકે છે, એ વાત ખોટી છે. જેવી રીતે કે મોરલી, બગલી ઇત્યાદિ સ્ત્રીઓ તેના પુરૂષે સંયોગ કર્યા વિના ગર્ભ ધારણ કરી શકે છે. પક્ષીઓ વાંસલા વિંધણા વગર અને ગુંદર વગર સળકડીઓ ભેગી કરી ઝાડ ઉપર માળા બાંધે છે, અને તેના બચ્ચા તેમાંથી પડી જતા નથી. હાથ વિના, રાંધ્યા વગર અને સ્તન વિના પક્ષીઓ પોતાના બચ્ચાને અન્નરસ ચાંચ વની ખવડાવે છે. મનુષ્યના ગર્ભનું પોષણ કરવાની ગરમી કોઇ સ્ત્રીના ગર્ભ ઉપર બેસીને આપતું નથી. પણ પક્ષીઓ ઇંડા ઉપર બેસીને ઇંડાને ગરમી આપે છે અને ઉછેરે છે. કાચમો પક્ષીની પેઠે ઇંડા ઉપર બેસતો નથી. દરિઆ કીનારે દુર પોતાના ઇંડા મુકયા છતાં દરિયાના પાણીમા રહ્યો રહ્યો પોતાની દ્રષ્ટિ ઇંડા ઉપર રાખી મેલે છે અને નેત્ર દ્વારાએ પોતાના ઇંડાને ગરમી આપી ગર્ભને ઉછેરે છે. આ ઉપરથી સર્વ શકિતમાન ઇશ્વર કયે પ્રકારે કયા સાધનથી અથવા તો સાધન વિના અજબ રીતે કાર્ય કરે છે, તે કોઈ જાણતું નથી. એટલા માટે સમાધિમાં ઇશ્વરને જોઇ મુનિવર્યો વારવાર પ્રણામ કરી કહે છે કે, હે ઇશ્વર આ તારી આશ્ચર્યજનક વિચિત્ર લીલા જોઇ હમે સાનંદાશ્ચ- ર્યથી ચકિત થઈ જઇએ છીએ. તારી વાત તો તુંજ જાણે. તારી કામ કરવાની રીત જગતની રીતથી કંઇક ન્યારીજ છે. આ હમારી અલ્પબુદ્ધિ વિપરીત તર્કવાળું ચચળમન મિથ્યા તર્કમાં અંધારી રાતે ખાડાખબો- ચીઆને કાંટાની વાડમાં ખેચ્યા જનાર પવનના વિવિધ તર્કો અને તેથી રચાયલા શાસ્ત્રો તારી ગહન શકિતને પહેચી શકતા નથી. માટે તને હમે કયા શબ્દથી ધારણ કરીએ તેની તું પ્રેરણા કર. હમારા વાણી, તર્ક, મન, પ્રાણ ઈત્યાદિ તેને પહોચી શકતા નથી. હમે તો બે હાથ ને માથુ તારા ચરણમાં મૂકીએ છીએ. હમે પામર છીએ. માટે વાવાઝોડાના તોફાનમાં આગબોટના સઢને સુકાન છોડી દઇ તોફાની દરિયાને સ્વાધીન આગબોટને તેનો કપ્તાન કરે છે તે પ્રમાણે આ હમારો જીવ તને સપુરત કરીએ છીએ.

તારે ગમે તો ખડક સાથે અફળાવી ભાંગી નાખ અથવા તારે ગમે તો મોક્ષ પાર લઇ જા.

**न प्रयोजनवत्वात्** ॥ ३२

**સૂત્રાર્થ:**—ચેતનબ્રહ્મ જગતના કર્તા રૂપે નથી. કારણ કે પ્રવૃત્તિઓ પ્રયોજનવાળી છે.

**ટીકા:—इक्षतेर्नाशब्दम्** એ શબ્દ વડે ઇશ્વર પોતાની ઇચ્છાથી સૃષ્ટિ કરે છે. આની સામે બીજુ પણ એવું વાકય છે કે ઈશ્વર સર્વજ્ઞ અને સર્વકામ હોવાથી તેને કાંઇ કામના નથી.

એક અનુભવ એમ કહે છે કે **हेतु विना मंदोपि न प्रवर्तते** બીજી પાસથી એમ કહે છે કે આ સૃષ્ટિની રચના કરવામાં ઇશ્વરને કઇ હેતુ નથી. ત્યારે એમાં સમજવુ શુ. અનુભવ ઉપરથી જણાય છે કે કોઇ કર્મમાં હેતુ નાખવા અને પ્રવૃત્તિ કરવી તો તેથી કરીને તે કર્મ સકામ કર્મ કહેવાય છે હેતુ અને ફળ વિના આસક્તિ વગર જે કાંઇ કર્મ થાય છે તે નિષ્કામ કર્મ અને બંધનરહિત તથા અમુકજ ફળ મળે એવી ધારણાવાળુ હેતુ નથી તેથી કરીને ઇશ્વરની ઇચ્છામા આવે તે ફળ તે ઉચિત સમયે આપે છે. એવું નિષ્કામ કર્મ કરવાનું ફળ છે. આ જગત રચના કરનાર ઇશ્વરમાં આનંદ સ્વતઃસિદ્ધ છે, તેથી તેણે આનંદ પ્રાપ્ત કરવાના હેતુથી સૃષ્ટિની લિલા વીસ્તૃત કરી નથી. જે પ્રમાણે સમુદ્રને તરંગ ઉછાળવાની ઇચ્છા નથી તેમ સ્થિર થવાની પણ ઇચ્છા નથી. ઇશ્વરની મરજીમાં આવે તો સમુદ્રના મોજાં ઉછાળે અને મરજીમાં ન આવે તો મોજાં ઉછાળે નહિં. એમાં સમુદ્રને કાંઇ હેતુ નથી, લેવાદેવા નથી, કામના નથી, લેપાયમાન નથી, બધનકારક નથી, ફળની ઇચ્છાવાળુ પણ નથી, પણ સ્વભાવસિદ્ધ છે. સહજ છે પ્રયત્ન વગરનું છે એમ આપણા અનુભવમાં આવે છે. આ દ્રષ્ટાંત ઉપરથી આ સૂત્રનો અર્થ સ્પષ્ટ સમજાશે. ઠેકઠેકાણે શ્રુતિઓ ઘણી છે તે સઘળી લખતાં પાર આવે તેમ નથી. તેથી અમે આ ગ્રંથમાં શ્રુતિઓના હેતુ ટુંકામાં અને સાદા શબ્દોમાં, દર્શાવીએ છીએ. તેથી જીજ્ઞાસુએ જયા જેવી મતલબ હોય તેવી શ્રુતિઓ ૧૦૮ ઉપનિષદમાં છે તે વાચી લેવી.

મંગલપ્રદ કરૂણારૂપ ભક્તવત્સલ ભગવાનની પ્રવૃત્તિ કયા પ્રકારની છે? તે અમે દર્શાવીએ છીએ.

અનંતકાળથી, અવિદ્યાથી, ઉંધા પટકાતા, ક્લેશ, દુઃખ, દારિદ્રય, જન્મ મરણ આદિ ઉપાધી સહેતા કલીકાલમાં રીબાતા જીવો ઉપર પ્રેમાર્દ્ર અંતઃકરણપૂર્વક તેમના ઉદ્ધાર માટે, આનંદની પ્રાપ્તિ થવા માટે અને સુખ થવા માટે ઈશ્વરે આ જગત રચના કરી છે એવું અમારૂં માનવું છે. જે પ્રમાણે બાલગંગાધર તીલક, ગાંધીજી એમણે લોક કલ્યાણાર્થે જેલજાત્રા કરી, જાતે દુઃખ સહ્યું તેવાજ પ્રકારે લોક સંગ્રહાર્થે જીવોના ઉપર કરૂણા દ્રષ્ટિથી ઇશ્વરે આ જગદ રચના કરી હોય એવી, એક બીજાથી વિરૂધ્ધ ભાસમાન થતી અનિર્વચનીય શ્રુતિએ ઇશ્વરનો હેતુ શબ્દમાં દર્શાવવા પ્રયત્ન કર્યો છે. જ્યાં જ્યાં ઇશ્વરને શબ્દમાં લાવવા જઇશું અને જ્યાં જ્યાં દ્રષ્ટ સમાન દ્રષ્ટાંતે આપીશું ત્યા ત્યાં દોષ આવશે. બુદ્ધિનું કાંઇ ચાલશે નહિં. એટલા માટે ત્યાં આગળ શ્રુતિ અટકી જઇ **नइति नइति** એમ ભેદી નાદે પોકાર કરે છે. અમે એક સાદુ દ્રષ્ટાંત આપીએ. એક ગરીબ મિત્રને ઘેર છોકરાના લગ્ન આવ્યાં. લગ્ન સમયે કાચની હાંડી, ઝુમ્મર આદિ બાંધવી પડી, ઘર શણગારવું પડે છે, તેથી તેનો બીજો મિત્ર નિષ્કામ વૃત્તિથી પોતાના મિત્રને મદદ કરવી એવી શુદ્ધ ભાવનાથી ગયો. તે વખતે ઘર શણગારવાનું કામ ચાલતું હતું. પેલા મિત્રે હાંડી તકતા બાંધવા માંડયા. હાથમાં હાંડી લઇને ચઢતાં પગ ખસી જવાથી પેલો નિષ્કામ કર્મ કરનાર મિત્ર હાંડી સાથે પડી ગયો. હાંડી ફુટી ગઇ, તે સમયે ઘરના સર્વ મનુષ્યો એકદમ દોડી આવ્યા અને પેલાની સારવાર કરવા મંડી પડયા અને કહેવા લાગ્યા કે ભાઈ તમને વાગ્યું તો નથી! જવાબમાં પેલાએ કહ્યું કે હાંડી ફુટવારૂપ મારાથી નુકસાન થયું છે. મિત્રે કહ્યું કાંઇ ફીકર નહી, તમને તો બહુ વાગ્યું નથી ને? એમ કહી આશ્વાસન કરવા મંડી પડ્યા. આ નિષ્કામ કર્મ ફળ છે અને તેને માટે શીરો બનાવ્યો અને ખવડાવ્યો. આ માણસનો તો પ્રેમભાવથી પોતાના મિત્રને ત્યાં કામ કરવું એજ હેતુ હતો. એને કાંઇ હાંડી બાંધવાના બદલ મને શીરો ખવડાવશે એમ ન હતું. આનું નામ પ્રેમલક્ષણા ભક્તિ અથવા ઇશ્વરાર્પણ બુદ્ધિથી કરેલું કામ કહેવાય છે. કર્મ કર્યાનું ફળ કદી જતુ નથી. તેમ છતાં આ બીન સરતનું કર્મ હોવાથી તે મનુષ્યને બંધનકારક થતું નથી. હવે સકામ કર્મ વિષે કાંઇ કહીએ.

એજ મિત્રને ત્યાં હાંડિ તકતા બાંધવા માટે એક મજુરને લાવ્યા. એ મજુરે એવી સરત કરી કે રોજનો રૂપિઓ ૧ લઇશું અને ખાવાનું

મહત. હવે આ મજુર નિસરણી ઉપર હાંડી લઇને ચઢતાં એક હાંડી ફુટી ગઇ અને તે નીચે પડયો. તે વખતે પેલા ધરધણીએ ગાળો ભાંડવા માંડી. આંધળો છે દેખતો નથી. સીડી પર બરાબર પગ કેમ ન મૂકયો. આજુબાજુના માણુસો આવ્યા તેણે કહ્યું કે આ ઉલ્લુ જેવાને કયાં લાવ્યા. બે ધોલ મારી કાઢી મૂકો. પેલાને દયા આવવાથી જાણ્યું કે આ બચરવાળ માણુસ છે તેથી એના પૈસા તો ન ભાંગવા. તેમ ભૂખ્યો પણુ ન રાખવો અને ધરમાંથી ખાવા આપવા કહ્યું ધરની બાયડી પણુ ખીજવાઇ હતી. એટલે ટાઢો ભાત અને ખાટી છાસ ખાવા આપી. આ પ્રમાણે મજુરને રૂપિઓ તો મળ્યો અને છાસ ખાધેલી તેથી નસો ખેંચાવા માંડી પણુ તેનો કોઇએ ભાવ પૂછયો નહિ. આ સકામ કર્મનું ફળ છે. જ્યોતિષ્ટોમાદિ યજ્ઞ કરે, ઇષ્ટાપુરતાદિ કર્મ કરે, કુવા તળાવ ઇત્યાદિ બધાવે, લાયબ્રેરી સ્થાપન કરે છતાં સકામીને સ્વર્ગનું સુખ મળે છે એ વાત ખરી છે, પણુ પુણ્યનો વખત પુરો થયો એટલે પાછો ત્યાંથી પડે છે. આ ઉપરથી સહેતુક અને અહેતુક કર્મના ફળ સમજાશે.

લોકવત્તુ લીલાકૈવલ્યમ્ ॥ ૩૩

**સૂત્રાર્થ:**—જેમ લોકમાં હોય છે, તે રીતે આ પ્રકૃતિ કેવળ લીલા રૂપે છે.

**ટીકા:**—જે પ્રમાણે પ્રાણુ અપાન વાયુની ગતિ પ્રાણુના હેતુ વિના સહજ લીલા માત્ર છે કે જેનાથી ફેફસાંઓ ઉપસે છે અને દબાય છે. એટલે ફેફસાંનું સંકોચન અને વિકાસન થાય છે, તેવી ઇશ્વરની સ્વભાવ સિદ્ધ લીલા માત્ર વડેજ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે એ વાત આપણુને મોટું કાર્ય દીસે છે, તથાપિ ઇશ્વરના મનને તેવું કાંઇ નથી.

વૈષમ્યનૈર્ઘૃણ્યે નમસાપેક્ષત્વાત્તથાહિ દર્શયતિ ॥ ૩૪

**સૂત્રાર્થ:**—ઇશ્વરમાં વિષમતા તથા ક્રુરતા કરવાનો પ્રસંગ આવશે નહિ. કારણુ કે આ સૃષ્ટિ અપેક્ષાયુકત છે. શ્રુતિમાં પણુ એમ કહ્યું છે.

**ટીકા:**—એક માણુસને સુખી ને બીજાને દુ:ખી ઇશ્વર કરે છે. તેથી તેનામાં ક્રુરતા, વિષમતા અને પક્ષપાત જોવામાં આવે છે, એવી શંકા શિષ્યની છે. એ શંકાનું નિવારણુ ગુરૂ આ પ્રમાણે કરે છે. જેવી રીતે

પરજન્યથી એટલે વરસાદથી એક ખેતરમાં વત્તું અને સારૂં અન્ન ઉગે છે અને બીજા ખેતરમાં ઘણું ઓછું અને ખરાબ અન્ન પાકે છે. તેમાં વરસાદનો કાંઇ દોષ નથી. વરસાદતો સર્વ ઠેકાણે એક સરખો પડે છે. તેવી રીતે ઇશ્વરની કૃપા સર્વત્ર એક સરખી સામાન્ય છે. તેને કોઇ પોતાનો કે પારકો નથી તેમ છતાં એક માણસનામાં અને એક બીજા માણસનામાં સ્વેચ્છાનુસારે કરેલા કર્મના સંસ્કારની શકિત, તેમના મનમાં ગુપ્ત રહેલી હોવાથી, સંસ્કારને અનુસરી તેના ફળ જુદા જુદા થાય છે. જે કોઇ ઇશ્વરની ભક્તિ કરે છે, તેને પોતાની ઇચ્છાથી કરેલા કર્મના સંસ્કારની શક્તિવડે કરીને, પાપ પુણ્યના ફળ ભિન્ન ભિન્ન થાય છે અને સુખદુઃખની પ્રાપ્તિ થાય છે. તેમાં ઇશ્વરનો કાંઇ દોષ નથી અને જે જેવું કરે તેને તેવું ફળ આપે તેમાં ઇશ્વર કાંઇ ક્રુર કહેવાય નહિ. ઉલટો એતો ન્યાયાધીશના સરખો ન્યાયી કહેવાય છે, વ્યવસ્થાપક કહેવાય છે અને શિક્ષારૂપી તાપમાં તપાવીને તે દુઃખથી છોડાવે છે, અને ફરી શિક્ષા કરતો નથી, હંમેશને માટે કોઇને રીબાવતો નથી, કેદીની શિક્ષા પૂરી થતાં તેને સ્વતંત્ર મનુષ્યના જેવા શુદ્ધ બનાવી દેછે એજ તેની કરૂણા છે, તેમજ તે કોઇના કર્મમાં પક્ષપાત કરી અહમ્‌ભાવ વડે લેપાતો નથી અને બંધનને પાત્ર થતો નથી. ઇશ્વર જે કર્મ કરે છે તેના સસ્કાર પણ ઇશ્વરમાં રહેતા નથી.

न कर्माविभागादिति चेन्नानादित्वात् ॥ ३५

**સૂત્રાર્થ**:—પ્રથમ કેવળ એક રૂપ હોવાથી કર્મનો અભાવ છે. એમ કોઈ કહે તો તેમ નથી. કારણ કે જગત અનાદિ રૂપે છે.

**ટીકા**:—કર્મ એટલે કોઇપણ ક્રિયા. અને ક્રિયા એટલે હલનચલન અર્થાત્ ગતિ, આવેગ, અને તે આવેગ ઇચ્છાશક્તિને આધિન છે અને પુરૂષને આધિન છે. અથવા તે પુરૂષનું એક વામ અંગ છે. જેને અર્ધનારી-શ્વરમૂર્તિ ઇચ્છાશક્તિ કલ્પેલી છે. શિવ છે તે શક્તિયુક્ત છે. બ્રહ્મ છે તે પ્રકૃતિ યુક્ત છે. સમુદ્ર છે તે તરંગયુક્ત છે. આ તરંગો સમુદ્રથી ભિન્ન છે કે અભિન્ન છે. એ વિષે કાંઇ શબ્દમાં કહી શકાતું નથી. સ્વભાવ સિધ્ધ છે એમ કહીએ તો ચાલે. જે પ્રમાણે બીજમાંથી વૃક્ષ અને વૃક્ષમાંથી બીજ એમાં પહેલું કોણ તે કહી શકાતું નથી. કારણ કે આ સંસારની રચના અને એ રચના થવાનું કર્મ અનાદિ છે. નિરાવયવી બ્રહ્મમાં અવયવ કરવાની શક્તિરૂપ બ્રહ્મ તે બ્રહ્મથી ભિન્ન છે એમ કહેવાય

નહિ. અને શક્તિ છે તે ક્રિયા અને કર્મથી ભિન્ન છે એમ પણ કહેવાય નહિ આ દૃષ્ટાંત ઉપર વિચાર કરવાથી ઉપરના સૂત્રનો અર્થ સ્પષ્ટ સમજાશે.

**उपपद्यते चाप्युपलभ्यते च ॥ ३६**

**સૂત્રાર્થ**:—સંસારનું અનાદિપણું યોગ્ય છે. તથા શ્રુતિ સ્મૃતિમાં તે પ્રમાણે કહેલું છે.

**ટીકાઃ**—સાવયવી પદાર્થમાં એટલે શરીરમાં કર્મ કરવાની શક્તિ છે. કર્મ વિના શરીર ટકતું નથી અને શરીર વિના કર્મ ટકતું નથી અને કર્મ વિના હલન ચલન ક્રિયા પણ થઇ શકતી નથી.

જો સંસારને આદિ હોય તો ઇશ્વરની સમાનતામાં દોષ પ્રાપ્ત થાય છે. સઘળા જીવ એક સરખા સૃષ્ટિની આદીમાં હોય તો એકને સુખી અને બીજાને દુઃખી કરવો એ દોષ પણ ઇશ્વરમાં આવે છે. તેમજ કર્મની શરૂઆત સર્વ જીવોની એક સરખીજ થવી જોઇએ અને મુક્ત પુરૂષોને પાછું સસારની સંસ્કૃતિમાં પડવું જોઇએ. એવું કાંઇ થતું નથી એટલા માટે સંસાર અનાદી છે અને પૂર્વ સૃષ્ટિના સંસ્કાર પ્રમાણે નવી સૃષ્ટિમાં સુખ દુઃખ ભિન્ન ભિન્ન થાય છે. એવી રીતે જે વેદશાસ્ત્ર અને સ્મૃતિમાં પ્રતિપાદન થયું છે તે મત સ્વીકારવા યોગ્ય છે. વાદીની શંકા જે સાદી ( આદી સહિત ) કર્મ અને સંસાર સંબંધી છે, તે પ્રમાણ રહિત છે. એટલા માટે અનાદિ પૂર્વકર્મ સૃષ્ટિની ઉત્પત્તિ છે અને તદનુસારે સુખ દુઃખની વિવિધ પ્રકારની રચના થઈ છે એવું લક્ષણ કરવું યોગ્ય છે. તેથી ઇશ્વરને કાંઇ પણ દોષ, પક્ષપાત, ક્રૂરપણું, અન્યાય અને બંધન છે એમ સ્પષ્ટ જણાઇ આવતું નથી.

**सर्वधर्मोपपत्तेश्च ॥ ३७**

**સૂત્રાર્થ**:—સર્વ કારણધર્મોની પ્રાપ્તિ બ્રહ્મમાં છે. માટે વેદાંતદર્શન સંબંધી શંકા કરવી યોગ્ય નથી.

**ટીકા**:—અત્યાર સુધીમાં સર્વત્ર સર્વનું કારણ અને સર્વની શક્તિ રૂપ બ્રહ્મ છે, તે **सर्वज्ञं सर्वशक्ति महामायं च ब्रह्म** બ્રહ્મ સર્વજ્ઞરૂપે સર્વશક્તિરૂપે તથા મહામાયા રૂપે છે. અને તે જગતના સર્વ પદાર્થમાં થોડાઘણા પ્રમાણમાં અને સર્વ શક્તિ એકલા બ્રહ્મ

સિવાય બીજા કોઈનામાં નથી. જેવી રીતે કે સમ્રાટની શક્તિ વત્તા ઓછા પ્રમાણમાં દરેક ખાનામાં તેનો પગાર ખાનાર પ્રત્યેક મનુષ્યમાં એટલે કે પ્રાઇમ મિનિસ્ટરથી માંડીને મ્યુનિસિપાલીટીના ઝાડુ કાઢનાર સુધી ઉતરી આવેલી છે, અને વ્યાપક છે. પણ સર્વ શક્તિ રૂપ તો સમ્રાટજ છે. તે સિવાય બીજો કોઇ નથી. એટલા માટે વેદાંત દર્શનમાં, વેદમાં, સ્મૃતિઓમાં, જે કાંઇ દર્શાવ્યુંછે, તે ઇશ્વરના વાક્ય વિષે એટલે કે વેદ વિષે સ્વતંત્ર, સપ્રમાણ નથી એવી શંકા કરવી નહિ. અન્ય શાસ્ત્રો વૈદિક જ્ઞાનમાંથી થોડુંવતુ જ્ઞાન પ્રેરાયલું હોવાથી, અને પામર મનુષ્ય કૃત હોવાથી, તે અજ્ઞાત, અમાન્વિત અર્થનું અને દુરસ્થ વિષયોનું તેમજ અતીન્દ્રિય પદાર્થોનું દ્યોતન કરવાને અશક્યછે. સૂર્ય અને આખા નભમંડળની રચના કેવીછે; જન્મ, મરણ, કર્મના ફળ શુભાશુભ કેવી રીતે કોણ આપેછે ઇત્યાદિ વસ્તુઓ તેમજ યોગ જન્મ સિદ્ધિઓ, ઐશ્વર્ય, અને ઉત્તરોત્તર ઉત્તમગતિ પામી સ્વરૂપ સ્થિતિનો અનુભવ પામર અને રંક નવ પ્રકારે આંધળો જે મનુષ્યછે અને અજ્ઞાની છે તેને અતીન્દ્રિય પદાર્થો વિષે શાસ્ત્ર રચના કરી હોય તે સર્વજ્ઞ ઇશ્વરની બરાબર થઇ શકે એમ નથી. **ईशानः सर्व विद्यानाम् ब्रह्माधिपति** એ વેદની શ્રુતિમાં ઇશ્વર સિવાય અન્ય કોઇ સર્વજ્ઞ નથી. એટલા માટે શિષ્યની શંકાઓ વેદ વિરૂદ્ધ હોવાથી તેના સિદ્ધાંત હમોને માન્ય નથી અને તેના કુતર્કોજે વેદ વિરૂદ્ધછે અને અતિ પ્રશ્નછે તે સ્વીકારવા યોગ્ય નથી. **इत्योम्**

**इतिद्वितीयाध्यायस्य प्रथम. पादः ॥**

ॐ

# अथ द्वितीयाद्ध्यायस्य द्वितीयपादः ॥

## સાંખ્યાદિ મતમાં દોષ.

**रचनानुपपत्तेश्च नानुमानम् ॥ १**

**સૂત્રાર્થ:**—જગતની રચના થઇ છે, એમ મનાવું યોગ્ય નથી. આથી અચેતન પ્રધાન જગતના કારણરૂપે છે, એમ અનુમાન કરવુ યોગ્ય નથી.

*ટીકા:*—શુદ્ધ ચેતના વડે પ્રેરાયલા મન્ત્ર દ્રષ્ટા મહર્ષિઓના વેદ-મન્ત્રો છોડી દઇ કલી કલેશ અવિદ્યાદિથી ભ પુર અલ્પ શક્તિ પામરના તર્કથી રચાયલા વિજ્ઞાન શાસ્ત્રો એટલે સાંખ્યાદિ શાસ્ત્રોના વેદ વિરૂદ્ધ તર્કોનુ ખંડન કરી, વેદાનુકુળ અર્થ પ્રતિપાદન કરવો અને તે પક્ષનું સ્થાપન કરવું એ વાત આ અધ્યાયના આ પાદમાં પ્રતિપાદન કરવામાં આવે છે. જગતના સર્વ પદાર્થમાં જે પ્રમાણે છો, પથરા, ઇટોમાં સામાન્ય સુખ દુ:ખ આપવાની શકિત છે, તો શકિત પ્રકૃતિની છે. તથાપિ મુખ્ય ચૈતન્યને તે કાંઇ વિશેષ સુખ આપી શકતી નથી. એટલા માટે ઉપાદાન કારણની સાથે નિમિત્ત કારણ મુખ્યત્વે જરૂરનું છે. જેવી રીતે કે ઘરનુ સુખ આપવા માટે પૃથ્વીના વિકાર છો, ઇંટ, લાકડા, ખીલા જે પ્રકૃતિના સરખા છે અને જડ પ્રધાન છે. તે પોતાની મેળે ઘર બાંધી શકતા નથી અને સુખ આપી શકતા નથી. પણ ઘર બાંધવા માટે કડીઆ, સુથાર, ઇજનેર, વાંસલા, વિધણા ઇત્યાદીની આવશ્યક્તા છે, કે જેથી ઘર બંધાઇ વિશેષ સુખ આપે છે. કડીયા, સુથાર વગર ઘર બંધાતું નથી, તેમજ ઇશ્વર વિના જડ પ્રકૃતિને ગતિમાં મુકી સર્વ પ્રાણીઓના શરીરની રચના કરવી એ બુધ્ધિ જડ પ્રકૃતિમાં છે એવી કલ્પના કરી તેને મુખ્ય કારણ કલ્પવું એ કુતર્ક છે, ઉપાદાન કારણ પ્રકૃતિ છે પણ પ્રકૃતિને ગતિમાં મુકનાર શુધ્ધ ચૈતન્ય ઇજનેર છે. આવડી મોટી રેલ્વે ટ્રેન અને એન્જીનને જે કંઇ ઠેક ઠેકાણે જઇ સુખ આપવાની શક્તિ છે તે એક નાનકડા ઇજનેર ( ડ્રાઇવર ) ની ઇચ્છાને આધીન છે રેલ્વે ટ્રેન કાંઇ પોતાની ઇચ્છાથી ધારેલે મુકામે ઉભી રહી શકતી નથી. ધીમી કે એકદમ જેવી ગતિ કરવી હોય

તેવી ગતી કરી શકતી નથી. તે તો ફક્ત ડ્રાઇવર જેમ કુંચી ફેરવે તેની ઇચ્છાને આધિન તે ગતિ થાય છે. તેથી કરીને આખી જડ રેલ્વે ટ્રેન કરતા એન્જીન ડ્રાઇવર મહાન છે જો કે આખી ટ્રેનમાં લોઢું અને લાકડું છે તથાપિ એન્જીન અને રેલ્વેની ગાડીઓ અને સિગનો ઉપાદાન રૂપે જડ હોવાથી સુથાર અને લુહાર વિના ઓચીંતિ રેલ્વે ટ્રેન બની શકતી નથી અને દોડી શકતી પણ નથી. તેના કરતા એટલે નિમિત કારણ જે એન્જીન ડ્રાઇવર, લુહાર અને સુથાર છે, તેની ઇચ્છાને આધીન આ જડ વસ્તુઓ છે. તે પ્રમાણે જડ પ્રકૃતિ જે ઉપાદાન કારણ છે અને તંતુપટવત્ ઓતપ્રોત છે તે, તેના વણકર ઇશ્વર વગર એટલે નિમિત્ત કારણ વગર કોઇપણ પ્રકારની સુખોત્પાદક રચના નિયમસર ખામી વગરની થઇ શકી નથી.

## प्रवृत्तेश्च ॥ २

**સૂત્રાર્થ**: પ્રવૃત્તિનો ચેતન વિના અભાવ છે માટે અચેતન જગતના કારણરૂપે નથી.

**ટીકા**:—આગલા સૂત્રમા અમે સમજાવી ગયા છીએ કે ઘર બાંધવાનું કામ છો, કાંકરા, લોઢું, લાકડા કરી શકતા નથી. ઘર બાંધવાની પ્રવૃત્તિ જડ પ્રધાન સત્વ રજની સામ્યાવસ્થામાં નથી. એમ જગતમાં સર્વ જગ્યાએ વ્યવહારમાં જણાય છે. એજ સ્થુલ પદાર્થના નિયમ પ્રમાણે સુક્ષ્મ પદાર્થ પણ તેવીજ રીતે કામ કરે છે. સ્થુલને ચલાવનાર જેમ ઇજનેર છે, તેવીજ રીતે આ પ્રકૃતિનું ઘર બાંધવામાં શુદ્ધ ચૈતન્યજ કારણ રૂપ છે, જડ પ્રકૃતિ કાંઇ કારણ હોઇ શકે નહિ. જડમાં પ્રવૃત્તિ કરવાની શક્તિ નથી તે તો શુદ્ધ ચૈતન્યમાંજ છે. તેટલા માટે ચૈતન્ય સત્તાજ જગત રચનાનું કારણ છે.

## पयोम्बुवच्चेत्त त्रापि ॥ ३

**સૂત્રાર્થ**:—દુધ તથા જળ વૃધ્ધિના કારણ રૂપે છે. તેમ અચેતન પ્રધાન જગતના કારણ રૂપે છે. એમ કહીએ તો દુધ તથા જળ ચેતનને આશ્રયવાળાં છે.

**ટીકા**:—જે પ્રમાણે દુધમાં અને જળમાં નીચે જવાની શક્તિ છે. ગાયનું દુધ ગાય વાછરડાને ધવડાવી તેનામાં શારીરીક અને મનોબળ

ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવે છે તે સ્વત: સિદ્ધ છે એવું જણાય છે અને તે વાછરડાની પુષ્ટિ તુષ્ટિનું કારણ છે. આ દ્રષ્ટાંત ઉપરથી એમ સિધ્ધ થાય છે કે જડપ્રકૃતિમાંજ એવો ગુણ રહેલો છે કે, તે ચેતન ઉત્પન્ન કરી શકે છે. એવી શિષ્યની શંકાનું સમાધાન ગુરૂ નીચે પ્રમાણે કરે છે. દુધમાં વાછરડાનું શરીર મન ઇત્યાદિ ઉત્પન્ન કરી તુષ્ટિ પુષ્ટિ આપવાની શકિત, તેમજ જળમાં પ્રાણ વિધારણ કરવાની શકિત તથા નદીરૂપ થઇ બરફનું પાણી થઇ જવું અને હળની જમીનમાં દોડી જવુ ઇત્યાદી જણાય છે. તે જળ અને દૂધની પોતાની શકિત નથી. પણ પરમાત્માએ જે શકિત અને ગુણ દૂધમાં ને જળમા મુકયો છે, તેજ તેનું કારણ છે. એ વાત **योऽप्सुतिष्ठन् योऽप्सोन्तरोयमयति० एतस्यवाअक्षरस्य प्रशासने** (બૃ૦ ૩, ૭, ૪, ૩, ૮, ૯,)માં જોઇ લેવી. એ શ્રુતિથી શિષ્યની શંકા વેદ વિરૂધ્ધ છે. તેથી તે માન્ય નથી એ દર્શાવવા તથા અખિલ વિશ્વને નિયમમાં રાખવાપણુ ઇશ્વરની સત્તાને આધિન છે અને તે જડ પ્રકૃતિથી ઉત્પન્ન થએલા જડ પદાર્થોમાં નથી. તે દર્શાવવા આ સૂત્રની રચના છે.

**व्यतिरेकानवस्थितेश्च नपेक्षत्वात्** ॥ ४

**સૂત્રાર્થ:**—કર્મની સ્થિતિ પ્રધાનથી ભિન્ન નથી તથા પ્રધાન અપેક્ષાથી રહિત હોવાથી પ્રધાન પ્રવર્તકરૂપે તેમજ નિવર્તકરૂપે નથી.

**ટીકા:**—ત્રણ ગુણની સામ્યાવસ્થા વડે પ્રધાનમાં પ્રવૃતિ ને નિવૃતિ કરાવનાર કોઇ બાહ્ય વસ્તુ નથી તે તેનામાં પોતાનામાંજ છે અને તે પ્રધાનનો સ્વત: સિધ્ધ ગુણ છે. એવું જે સાંખ્ય શાસ્ત્ર દર્શન કરાવે તે શ્રુતિ સંમત નથી, વેદ વિરૂદ્ધ છે અને તેથી તે મત સ્વીકારવા યોગ્ય નથી. એ દર્શાવવા આ સૂત્રમાં કહ્યું છે કે કર્મની સ્થિતિ પ્રધાનથી ભિન્ન નથી, તથા પ્રધાન અપેક્ષા રહિત હોવાથી પ્રર્વતકરૂપે તેમજ નિવર્તકરૂપે નથી. સાંખ્ય શાસ્ત્ર મનુષ્યકૃત છે માટે તે સ્વત: પ્રમાણ નથી. તેમજ વેદનું સ્ફુરણ અને મંત્રશક્તિ ઇશ્વરના સાંકેતિક શબ્દો છે માટે તે સ્વત: પ્રમાણ ગણવામાં આવે છે. પ્રકૃતિ, પ્રધાન અને મહત્ આદિમાં જે જે ગુણો અને શકિત છે, તે ઇશ્વરે થોડી થોડી મેકલી છે. જડપ્રકૃતિમાં કોઇપણ જ્ઞાન, ક્રિયા, કર્મ કરી તેના ફળ આપવાની શકિત અને નિયમો તથા જગતની વિચિત્ર રચના રચવાનું સામર્થ્ય ઇશ્વરનુંજ છે. પ્રકૃતિને

અને તેના ગુણોમાં પરમાત્માએ જે જે અને જેટલી જેટલી શકિત આપી છે તે સર્વ પરમાત્માનીજ છે. જડપ્રકૃતિ કે તેના ગુણ પ્રધાન કે મહત્‌માં નથી, એ દર્શાવવા આ સૂત્ર રચેલું છે.

**अन्यत्राभावाच्च न तृणादिवत् ॥ ५**

**સૂત્રાર્થ :—**ધેનુ આદિથી જ તૃણ આદિ દુધરૂપે પરિણામ પામે છે, પણ અન્ય વસ્તુમાં અભાવ છે. માટે તૃણ આદિની માફક પ્રધાન કોઇ રીતના પરિણામને પામતું નથી.

**ટીકા :—**ગાય ઘાસ ખાય છે અને તે ઘાસને લીધે તેનું દુધ બને છે. માટે દુધરૂપ પરિણામ થવું એ પ્રધાનમાં સ્વતઃસિધ્ધ ગુણ છે. અને તેજ પ્રમાણે આ જગતનું પ્રધાન વડે પરિણામ પામવું છે. માટે ઇશ્વર કાંઇ તેનું કારણ નથી, એવી શંકા શિષ્યની દૂર કરવા માટે આ સૂત્રની રચના છે. ઘાસ, કપાસ, ખોળ વિગેરે વધારે ખવડાવવાથી ગાયના દૂધમાંથી વધારે દુધ અને ઘી પેદા થાય છે. તે પ્રમાણે ખાવાના પદાર્થનો એ ગુણ છે. એવી શંકા શિષ્ય કરે છે. ગુરૂ સમાધાન કરે છે કે, તૃણમાંથી દુધ ઉત્પન્ન કરવું એ શક્તિ તૃણની નથી. આગગાડીના એન્જીનમાં ઘાસ નાખીએ તો તેમાંથી દુધ નિકળતું નથી, પણ ઘાસની રાખ બને છે. હાથીને તૃણ ખવડાવીએ તો હાથીમાંથી દુધ નીકળતું નથી. કોઇ મરદ તે ઘાસ ખાય તો મરદને ધાવણ આવતું નથી. માટે એ શક્તિ તૃણની પોતાની નથી. તેમજ હાથીને ઘણું ઘાસ, કપાસ કે ખોળ ખવડાવીએ તો તેમાંથી ઘણું દુધ કે ઘી પણ પદા થતું નથી. માટે હાથીમાં પણ ઘાસનું દુધ બનાવવાનો ગુણ નથી. ગાયમાંજ તૃણનું દુધ બનાવવાનો ગુણ છે અને તે ઘાસનુંજ બને, એવો નિયમ પરમેશ્વરે કરેલો છે અને શકિત પણ પરમેશ્વરેજ આપેલી છે. જો કે પટમાં વાણાતાણાની શકિત જે ઉપાદાન કારણ છે, તે શકિત છતાં લુગડું પોતાની મેળે કંઈ વણાઇ જતું નથી લુગડું વણનાર તો શાળવી છે અને પોતાની ઇચ્છા પ્રમાણે લુગડું લાંબુ, ટુંકું, જાડું, પાતળુ બનાવે છે. તેથી તે તેનું નિમિત્ત કારણ છે. નિમિત્ત કારણ વગર કોઇ પણ રચના થઇ શકતી નથી અને તે નિમિત્ત કારણ ઇશ્વરજ છે. શાળવીના ઓજારો તે ઇશ્વરને કામ કરવાના સહકારી કારણો છે અને કપાસ એ ઉપાદાન

કારણ છે. આ ત્રણ કારણ વડે કરીને પરમાત્માએ જગત રચના કરી છે. હમે ઘણી વખત તેનું તે દ્રષ્ટાંત આપ્યું છે તે જુદી જુદી રીતે જુદા જુદા સૂત્રોની સમજણ સ્પષ્ટ રીતે થાય તેને અર્થે અને શિષ્યને જ્ઞાનનું દૃઢી કરણ થાય એટલા માટે પુનરાવૃત્તિ કરી છે પણ પિષ્ટ પોષણ કર્યું નથી. હમારી ગેર સમજુતીથી જે કાંઇ ખોટા અર્થ થયા હોય, તે વિદ્વાનો હમોને સૂચના કરેથી હમે બીજી આવૃત્તિમાં સુધારી લઇશું. તેમજ લખવામાં કલાર્કની ભુલ થઇ હોય, પ્રુફ વાંચનારની ભુલ થઇ હોય તથા ટાઇપ ગોઠવનારની જે ભુલો હોય તેની પણ સૂચના વિદ્વાનો કરશે તો ઉપકાર સાથે સુધારો કરી લેવામાં આવશે.

## अभ्युपगमेऽप्यर्थाभावात् ॥ ६

**સૂત્રાર્થઃ**—પ્રધાનની પ્રવૃતિ સ્વાભાવિકછે. એમ માનશું તો પણ દોષ આવશે. કારણ કે પ્રયોજનનો અભાવ છે.

**ટીકાઃ**—પ્રધાનમા સ્વાભાવિક શક્તિછે, એમ માનીએ તો તેમાં દોપ પ્રાપ્તિ થાયછે. પ્રધાન જડછે. જડમાં ઇચ્છા શક્તિ નથી અને ઇચ્છા વિના પ્રયત્ન પણ થઇ શકતો નથી. એટલા માટે પ્રયોજન વિના પ્રધાનની પ્રવૃતિ થશે કે જે વાત અસંભવિતછે તેમજ તે મત વેદ વિરૂદ્ધ હોવાથી માન્ય નથી.

## पुरुषाश्मवदिति चेत्तथापि ॥ ७

**સૂત્રાર્થઃ**—પુરૂષ તથા પત્થરની માફક પ્રધાનની સ્થિતિછે. એમ જે માનશો, તો પણ દોષનો પ્રસંગતો આવશેજ.

**ટીકાઃ**—પત્થરમાં પ્રવૃતિ થવાનો અભાવછે કારણકે પ્રવૃતિ થવી એ ચૈતન્યનું લક્ષણછે જડનું નથી. માટે હેતુવિના પ્રધાનની પ્રવૃતિ થઇ શકતી નથી અને પ્રવૃત્તિ વિના ક્રિયા થઇ શકતી નથી અને ક્રિયા થયા વિના કાર્ય થઇ શકતું નથી. કાર્ય કર્યા વગર ફળ મળી શકતું નથી એટલે સુખદુઃખ ભોગૈશ્વર્ય ઇત્યાદિની પ્રાપ્તિ થઇ શકતી નથી. પ્રધાન જડ હોવાથી તે વૈભવ અને જગતનો ભોક્તા થઇ શકતો નથી. જેવી રીતે કે એક પત્થર ઘોડા ઉપર મૂકીએ તો તે પોતાની ઇચ્છાથી ઘોડાને અમુક સ્થળે અમૂક નિયમે દોડાવી ધારણા પુરી કરી શકતો નથી. તેમજ ઘોડા ઉપર બેસવાનું સુખ દુઃખ તેને થતું નથી. લોહ અને ચુંબક જે પ્રમાણે એક

બીજાની પાસે ખેંચાવાની પ્રવૃતિ કરેછે અને તેમાં કાંઇ હેતુ હોતો નથી. તે પ્રમાણે પણ પ્રધાન જગત પાસે પ્રવૃતિ કરાવે એવો અસંભવછે. સુખ દુઃખ અને પ્રવૃતિ જ્ઞાન વિના થઇ શકતી નથી અને તે જ્ઞાન પત્થર અથવા પ્રધાનમાં છેજ નહિ.

પુરૂષ એટલે જીવ જે ચેતન રૂપછે તેની પ્રવૃતિ સહેતુકછે, છતાં તે પ્રમાણે બ્રહ્મ પણ જગતની પ્રવૃતિ થવાનું કારણછે અને તેને હેતુછે એમ હોય તો તેને કર્મના ફળ જે સુખ દુઃખછે તે ભોગવવા પડે. જેથી શ્રુતિ કહેછે કે બ્રહ્મ અસંગ નિર્લેપ અને નિષ્કામ હોવાથી કર્મ કરતે છતે કર્મનો અકરતાછે કારણકે ભોગૈશ્વર્ય વડે ઉત્પન્ન થતાં સુખ દુઃખ તેને થતા નથી. માટે તે ઉદાસીન જેવોછે. હર્ષ શોકની અશક્તિ અને અભિમાન વિનાનોછે તો પણ તે જાતે આનંદમય સુખરૂપ સુધાનિધિ સ્વરૂપે છે.

### अंगित्वानुपपत्तेश्च ॥ ८

**સૂત્રાર્થ**:—વળી પ્રધાન કારણ રૂપે નહિ હોવાથી પ્રધાનની પ્રવૃતિ સંભવતી નથી.

*ટીકા*:—ગુણત્રયની સામ્યાવસ્થા જેને પ્રધાન એવું નામ આપ્યું છે, એ જગતની ઉત્પત્તિનું કારણછે. એમ કલ્પના કરીએ તો એ સામ્યાવસ્થા છોડીને ગુણનું વત્તાઓછા-પણું કરી વ્યવસ્થિત રીતે સહેતુક કાર્ય કરવાની શક્તિ ચૈતન્ય વિના જે જડ પદાર્થ પ્રધાન રૂપેછે, તેનામાં મહદાદિ આકાર ઉત્પન્ન કરવાની શકિત નથી. તેમજ તેમાં પ્રવૃતિ પણ થઇ શક્તિ નથી. માટે જગતની ઉત્પતિ ક્રિયા આદિ ચૈતન્યના વિના અથવા તો ચૈતન્યના સાંનિધ્ય વિના થઇ શકતી નથી. તેથી તે ઉપાદાન કારણછે પણ નિમિત કારણ નથી, નિમિત કારણ તો ઇશ્વરની ઇચ્છાજ છે અને તેથીજ આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાયછે. તેમાં પણ ઇશ્વર સુખદુઃખથી નિર્લેપ છે અને તેથી કરીને તેને નિષ્ક્રિય, નિષ્કામ, નિરંજન, નિરવિકલ્પ, નિરાશ્રમ, ઇત્યાદિ વિશેષણો આપેલાંછે. જ્યાં શ્રુતિઓ न इति એવું કહીને ચુપરહેછે જ્યાં શબ્દની ગતિ નથી, ત્યાં તે બ્રહ્મને શબ્દમાં લાવવા જેજે પ્રયત્નો કરશે એ દ્રષ્ટાને દૃશ્ય બનાવવા થશે તે સર્વ વાદ, તર્ક અને શબ્દો પાણી વલોવવા જેવા મિથ્યા ફાંફાછે. તેમાંથી કાંઇ માખણ કે ઘી નીકળવાનું નથી.

**अन्यथानुमितौ च ज्ञशक्तिवियोगात् ॥ ९**

**સૂત્રાર્થ:**—ગુણો અનપેક્ષ સ્વભાવવાળા છે. તેથી અન્યથા અર્થાત્ સાપેક્ષ સ્વભાવવાળા માનીશું, તોપણ આ રીતનો દોષ પ્રાપ્ત થશે. કારણ કે પ્રધાનમાં જ્ઞાન શકિતનો વિયોગ છે.

**ટીકા:**—આ જગતમાં જે જે પદાર્થો છે અને જે પ્રકૃતિરૂપ ઉપાદાન કારણથી રચાયલાં છે તે સર્વની સામે કઇ પણ જવાબ અથવા સાહયક કે તે વાતને તોડી નાખનાર વસ્તુ છે. આપણે પ્રકૃતિના ગુણોની સામ્યાવસ્થા કાર્યમા કારણરૂપે લઇએ તો આ જગતની વિચિત્ર વિવિધ રચના (Physical Phynomenon) અથવા જેને કવિઓ natural Peauty of the beautiful એટલે ઇશ્વ'ની લીલા એટલે કે રમત અથવા આનંદની વસ્તુ એની રચના કોઇ પણ જડ મૂર્ખાએ કરેલી નથી. કારણ કે એમા હજુ નિયમસર રચના અમુક હદ સુધીની શકિત સર્વ પદાર્થમાં ભિન્ન ભિન્ન શકિત ઇત્યાદિ કોઇ મહાન બુદ્ધિવાન મનુષ્યથી અતિમહાન કારીગર, કોઈ મહાન જ્ઞાની છે. એવુ સર્વ કોઇના અનુભવમાં આવે છે. પ્રકૃતિના જડ ગુણો જ્ઞાન વિનાના છે તેનાથી આવી જગત રચના જ્ઞાન વિના થઇ શકતી નથી. એક પથરો ઘર બાંધી શકતો નથી. પણ જ્યાં પડયો હોય ત્યાંનો ત્યાં પડી રહે છે. એને કોઇ ઉંચકીને ટાંકણા મારી બરાબર બંધબેસતો ઘડે અને જે જગોએ તેને ચોંટાડવો હોય ત્યાં ચોંટાડે તોજ ઘર બને છે. માટે નિમિત્ત કારણ જે શીલ્પી છે તેણે ઉપાદાન કારણ જે પત્થર અથવા પ્રકૃતિના ગુણોને પોતાના કામમાં લીધા છે. બીજી બાજુ એમ ધારો કે એ પ્રકૃતિના ગુણત્રય વિષમ અવસ્થામાં છે અને તેમાંજ ઘર રચવાનું સામર્થ્ય છે. તો તેના જવાબમાં એમ કહેવામાં આવે છે કે, જ્ઞાન વિના સહેતુક પ્રવૃતિ થઇ શકતી નથી. ગુણત્રયમાં એ શકિત નથી, પણ શુદ્ધ ચૈતન્ય જ્યોતિમાં સર્વ જ્ઞાન છે, સર્વ શકિત છે, એટલા માટે એને (Omnipotent) એટલે સર્વ શકિત (Almighty) એટલે સર્વબળ (Omnicient) એટલે વિભુ ચૈતન્ય, સત્ય સ્વરૂપ (Omnipresent) એટલે ત્રણે કાળમાં સ્થિત, અવિનાશી, ઇત્યાદિ નામોથી ઘણી વેદની શ્રુતિઓ તેમજ શ્રુતિમાથી નીકળેલા વિવિધ ધર્મો ભેરીનાદે પ્રબોધે છે. માટે જડપ્રધાન સામ્યાવસ્થામાં અથવા અસામ્યાવસ્થામાં જ્ઞાન વિના જગત રચના કરવા અસમથ છે. એમ આ સૂત્રથી સ્પષ્ટ થાય છે.

## विप्रतिषेधा च्चासमञ्जसम् ॥ १०

**સૂત્રાર્થ** :—સાંખ્ય દર્શનમાં પરસ્પર વિરોધ હોવાથી તે અયોગ્ય છે.

*ટીકા* :—સાંખ્ય દર્શન મનુષ્ય કૃત છે. મનુષ્ય નવ પ્રકારે આંધળો છે એવું અમે અમારા પાંતજલયોગ દર્શનમા અધ્યાય પહેલાના સૂત્ર ચોવીસ પાના બારમાં બતાવી ગયા છીએ. એટલા માટે તે (સાંખ્ય) શાસ્ત્ર, સ્વતઃપ્રમાણ જે શ્રુતિ છે, તેની તુલ્ય પ્રમાણ ગણાય નહિ. માટે શ્રુતિ વિરૂદ્ધ જ્યાં જ્યાં સાંખ્ય શાસ્ત્રના વચનો છે, તે સ્વીકારવા યોગ્ય નથી. ગુણત્રય જડ હોવાથી તે આ જગતનું કારણ થઇ શકતા નથી. માત્ર ઉપાદાન છે. નિમિત કારણ ઇશ્વર છે. એવુ હમે આ ગ્રંથમાં ઘણે ઠેકાણે દર્શાવ્યું છે. જે પ્રમાણે ગુણો પરસ્પર એક બીજાથી વિરૂદ્ધ છતાં એક બીજાના ગુણોનું પરિણામ સુખદુઃખ સસ્કાર કર્મ ઇત્યાદિ પોતાથી અન્ય ગુણનું કામ કરી શકતા નથી. જેવી રીતે કે અવિદ્યાને લીધે કોઇ માણસ રજ્જુને સર્પ ગણી બીએ છે, ધ્રુજે છે અને રડે છે. બીજો માણસ તેજ રજ્જુને દેખી બ્રહ્મ વિદ્યા જે યથાર્થ દર્શન કરાવનારી છે, તેને દુઃખ થતું નથી, રડતો નથી અને ધ્રુજતો પણ નથી. તે તો જાણે છે કે આતો કાથાની દોડી પડી છે. તેમજ જે સર્પ છે, અને જેમાં વિષ છે, તેનું સર્પત્વ અથવા વિષત્વ અથવા તેમાંનું વિષ સર્પને સર્પ જાણવાથી સર્પમાંથી કંઇ કમી જાસ્તી થઇ શકતું નથી અને જો સર્પ કરડે તો બ્રહ્મવિદ્ ને અબ્રહ્મવિદ્‌નું સરખુંજ વિષ ચઢી મરણ થાયછે. તેમ છતા સર્પ જાણવાથી તેનાથી દૂર માણસ નાસી જાયછે તે વડે કરીને તેને સાપ કરડી શકતો નથી અને પેલો માણસ નાસી જવાથી સર્પદંશ અને મરણથી બચી જાયછે. એથી કરીને સર્પ તે દોરડી કરતો નથી અને દોરડીને સર્પ કરી શકતી નથી તે પ્રમાણે ત્રણ ગુણ જડ હોવાથી જગતનું કારણ કરી શકતા નથી અને કાર્ય કરી શકતા નથી. એટલા માટે સાંખ્યમાં જ્યાં જ્યાં પ્રધાનને જગતનું કારણ કલ્પવાનો તર્ક છે તે મિથ્યા છે.

## महद्दीर्घवद्वा ह्रस्वपरिमण्डलाभ्याम् ॥ ११

**સૂત્રાર્થ**:—હ્રસ્વ તથા પરિમંડળમાંથી મહત્ તથા દીર્ઘની ઉત્પત્તિ થાય છે, તેમ ચેતન બ્રહ્મમાંથી અચેતન સ્વરૂપ જગતની ઉત્પત્તિ થાય છે.

**ટીકાઃ**—વૈશેષિક દર્શનવાળા ઉપર આ સૂત્રનો કટાક્ષ છે. એકજ પરમાણુમાંથી અને તે એકજ જાતના હોવાથી તેવા પરમાણુઓનો સમુહ કંઇ કાર્ય કરી શકતો નથી. પણ જ્યારે બે વિરૂદ્ધ ગુણના પરમાણુઓ એક બીજાને ચોટે છે ત્યારે કાર્યનો આરંભ કરે છે. જ્યારે દ્વયણુક એકઠા મળે છે. ત્યારે તે સમવાય કારણ ઉત્પન્ન કરે છે. તે પ્રમાણે આ જગતની ઉત્પત્તિ ચેતન વિના ગુણોથીજ થઇ છે એમ કેમ ન મનાય? એ દ્વયણુકોમાંજ સ્વાભાવિક ઉત્પત્તિ કરવાનો ગુણ રહેલો છે એમ કેમ ન માનવું? અણુ દ્વયણુ અને ત્ર્યણુ એ દ્રવ્યો છે અને તે દ્રવ્ય જડ છે અને તેમાં રહેલો ગુણ જે જડ છે તે ચેતનના આશ્રય વિના કાંઇ પણ કાર્ય કરી શકતો નથી. માટે જગતની ઉત્પત્તિનું કારણ ચૈતન્ય છે. જડ દ્રવ્ય નથી. તેમજ તેમા રહેલા ગુણ પણ જગતની ઉત્પત્તિનું કારણ નથી.

કદાપિ એમ માનીએ કે ચેતનમા પોતાથી વિરોધી અચેતન નામનો કોઇ વિરોધી ગુણ છે તો તે તેમ નથી. ચેતન તો અન્ય કોઇ વિરોધી વસ્તુ વિનાનું છે અને તેને કોઈ અન્ય સાધનની અપેક્ષા નથી. એટલા માટે જડ પરમાણુઓથી જગતની ઉત્પત્ત છે એ મત સ્વીકારવા યોગ્ય નથી.

**उभयथापि न कर्मात स्तदभावः ॥ १२**

**સૂત્રાર્થ:**—બેઉ પ્રકારે અર્થાત પરમાણુના સમવાયી સંબંધથી તેમજ આત્માના સંબંધ વડે કર્મ થતું નથી માટે સૃષ્ટિનો અભાવ છે.

**ટીકાઃ**—ઝીણામા ઝીણી અણુઓની છેલ્લી સ્થિતિનું નામ પરમાણું છે અને તે વૈશેષિક મત પ્રમાણે ચાર પ્રકારના છે. એ ચાર દ્રવ્યના પરમાણુઓ એક બીજાથી વિરૂદ્ધ ગુણના (Possitive and Negative) છે. જ્યારે વિરૂદ્ધ ગુણના પરમાણુઓ એક બીજાની સાથે મળે છે એટલે તેનુ નામ દ્વયણુક એવુ પડે છે. એકજ જાતના અનેક પરમાણુઓ એક સ્થાને એકઠા થઈ જવાથી કઇ કાર્ય થઇ શકતું નથી. પણ જ્યારે વિરૂદ્ધ ધર્મવાળા દ્વયણુકો એક બીજાના સબંધમાં આવે છે ત્યારે તે કાર્યના આરંભક રૂપે સમવાય કારણ સમાન જગતની ઉત્પત્તિ કરે છે. એવું કણાદ મહર્ષિનું માનવુ છે. જેવી રીતે કે અગ્નિ અને જળ એક બીજાથી વિરૂધ્ધ સ્વભાવ વાળાછે. અગ્નિની જ્વાળાનો સ્વભાવ ઉર્ધ્વ ગમન

કરવાનો છે, ત્યારે જળની ધારાનો સ્વભાવ ઉંચેથી નીચે ગતિ કરનાર છે. જેમકે ભજીયા કરતી વખતે તમણુનો એક ખાડો ખોદેલો હોય છે તે ઉપર કઢઈ થાપી દીધેલી હોય છે. કઢઈની અંદર તેલ છે અને તે તેલમાં ભજીયા તળાય છે. આ ઉપરથી અનુભવ સિધ્ધ છે કે અગ્નિની જ્વાળા ઉંચેને ઉંચે જાય છે. જળની માફક તેનો સ્વભાવ પર્વત ઉપરથી નીચાણમાં ધસી જવાનો નથી. અગ્નિથી દઝાયે છે. પણીથી ઠંડક થાય છે. અગ્નિ જળને સુકવી નાંખે છે અને જળ આગ હોય તો બુઝાવી નાંખે છે. આ પ્રકારના પૉઝેટીવ અને નેગેટીવ ઇલેક્ટ્રીસીટીના જેવા ક્રિયા અને કર્મના આરંભક, સમવાયી દ્વયણુકો છે, એટલે કે બે મોલીકયુલસો (Molıcules) જે એક બીજાથી વિરૂધ્ધ ધર્મના છે ત્યાં કર્મ ક્રિયાનો પ્રારંભ થવા માંડે છે. જેવી રીતે વાણો અને તાણો મેળવી શાળવી વસ્ત્ર કરવા માંડે છે અને તેને તૈયાર કરે છે. તેજ પ્રમાણે આ જગતમાં જડ પરમાણુઓ જે ભૌતિક છે તે સમવાયી કારણ છે. લુગડું લાંબું, ટુંકું અને કેવી ભાત ભાતનું રચવું એ કાંઇ વાણા તાણાની ઇચ્છાથી બની શકતું નથી. પણ તેની ઇચ્છા કરનાર કોઇ શાળવી છે અને તે નિમિત્ત કારણ રૂપ કહેવાય છે અને જે લાકડાનું ઓજાર (તરાક) સુતરને આમ આમ તેમ લઇ જાય છે, તે સહકારી કારણરૂપ કહેવાય છે. અમુક હેતુથી અમુક નિયમે અમુક પ્રકારની રચના રચવી અને ચિત્ર વિચિત્ર બુટ્ટાઓ પાડવા અને તેના તંતુઓ ગોઠવવા એની ઇચ્છા કરનાર, જ્ઞાનશક્તિ રૂપ શાળવી વિના બીજો કોઇ નથી. વાણા તાણામાં જ્ઞાન નથી. તરાકમાં જ્ઞાન નથી. તેમજ બીજા ઓજારોમાં પણ હેતુ પુરઃસર નિયમ રચના કરવી, ચિત્ર વિચિત્ર ઘાટ કરવા (મોર વિગેરે પાડવા) લાંબું, ટુંકું પરિમાણ કરવું આટલાજ બુટ્ટા પાડવા અને તેમાં જુદા જુદા વિભાગો પાડવા પૃથક્ પૃથક્ રંગ બનાવવા, મોરના પિછા અને પગ બનાવવા એ સર્વ રચના તેમજ તે કપડાંની ઘડી બનાવી ઘરાકને વેચી પૈસા કમાવા, એ સર્વ જ્ઞાનમય શાળવી વગર તેઓનાથી થઇ શકતું નથી. તેથી કરીને કણાદનો મત જે દ્વયણુ પોતાની મેળે રચના કરી શકે, સ્થિતિ, લય, ઉદ્દભવ, આકાર, ક્રિયા, સહેતુક નિયમો ઇત્યાદિની રચના કરેછે એવોછે તે શ્રુતિ વિરૂદ્ધ હોવાથી સ્વીકારવા યોગ્ય નથી.

**समवाभ्युपगमाच्च साम्यादनवस्थितेः ॥ १३**

**સૂત્રાર્થ**:—સમાનપણાના દોષને લીધે તેમજ અનવસ્થાના દોષને લીધે સમવાય સંબંધ માનવા થતાં અણુવાદનો અસંભવછે.

ટીકાઃ—સમાન ગુણધર્મવાળા એક સરખા પરમાણુએ વડે કોઇ કાર્યનો આરંભ થઇ શકતો નથી. જેવી રીતે કે ઓક્સિજનના એક હજાર પરમાણુ સાથે પાછા બીજા ઓક્સિજનનાજ બે હજાર પરમાણુએ ભેગા કરીએ તો સમાનગુણવાળા દ્રવ્યોનો સંબંધ થઇ કાર્ય નિપજતું નથી. પણ જો ઓક્સિજનના એક હજાર પરમાણુ સાથે વિરૂદ્ધ ગુણવાળા હાઇડ્રોજનના ૪૦૦૦ પરમાણુએ ભેળીએ તો તેમાં ક્રિયાનો આરંભ થઇ જળ ઉત્પન્ન થાયછે. માટે એકજ જાતના પરમાણુથી જગતની ઉત્પત્તિ થાય છે એમ માનીએ તો તેમાં દોષ આવશે. જગતની વિચિત્ર રચના તપાસતાં એવું જણાય છે કે એકના જેવો બીજો કોઇ પણ નથી. એને માટે એક દ્રષ્ટાંત આપીએ. ઇન્દ્રિરાનંદ એ એક મનુષ્ય છે એના સરખાજ ગુણ ધર્મવાળો અખિલ ત્રિભુવનમાં કોઇ પણ માણસ તમને મળશે નહિ. એક ઝાડ ઉપરથી એક પાદડું તોડીએ અને આખા ઝાડ ઉપર જેટલાં પાદડાંછે તેની માક્રોસ્કોપીક પરિક્ષા કરીએ તો તેના સરખુ પાંદડુ આખા વૃક્ષમાંથી જડશે નહિ. સ્હેજ પણ તેમાં ફેરફાર હશે. તે પ્રમાણે આખા જગતના સર્વ પદાર્થોમાં એવી કઇ વિચિત્ર અને અદભૂત રચના જણાય છે કે એકના સરખા સર્વાંશે બીજો નથી તેમછતાં યોગ રહિત પુરૂષને યોગિ જ્ઞાન ન હોવાથી એક સરખું ભાસેછે. એક હજાર જાતનાં ઝાડોના હજારો પાંદડાં ભેગા કીધા. અજ્ઞાની માણસ કહેછે આ બધા પાદડાંછે, અને એક સરખાછે એમાં શુ જોવાનુંછે. એવુ બોલનારને જગતની ઝીણી રચના જોવાનું ભાન નથી એમ સ્પષ્ટ સમજાશે. વહેપાર પણ તેમજ થાય છે. ધઉ શબ્દમાં એક કોથળામાં નાના મોટા જેટલા ઘઉં હોય તે સર્વનો સમાસ થાયછે પણ જુદું જુદુ છે એવી રીતનો કોઇ પણ વહેપાર થતો નથી. માટે વહેવાર પણ અસત્યનોજ થાયછે. અવ્યવહારિય એવો જે ઇશ્વર તેજ એક અને એક સરખો સર્વત્ર અને સર્વે કાળેછે તે સિવાય બીજી કોઇ પણ વસ્તુ નથી. આ દ્રષ્ટાંતો ઉપરથી આ સૂત્રાર્થ સ્પષ્ટ સમજાશે. (Beauty of nature is plurality in unity, and unity in plurality)

**नित्यमेव च भावात् ॥ १४**

**સૂત્રાર્થ**:—પ્રભવ તથા પ્રલયનું અસ્તિત્વ નિત્યછે, માટે પરમાણુવાદ અયુક્ત છે.

ટીકા:—જો આપણે એમ માનીએ કે પરમાણુ, પ્રવૃત્તિ સ્વભાવ વાળાછે તો તેમાંથી ઉત્પત્તિ થયાં કરશે પણ જગતનો પ્રલય થશે નહિ. અને તમે એવું માનશો કે તે પરમાણુઓ નિવૃત્તિ સ્વભાવવાળાછે તો તેમાંથી ઉત્પત્તિ થઇ શકશે નહિ. કદાચ એમ માનો કે, તે પરમાણુઓ બે સ્વભાવના છે, એટલે પ્રકૃતિ અને નિવૃત્તિ ધર્મ વાળાછે તો તેમ બનશે નહિ, કારણ કે અજવાળું અને અંધારૂં એ બે વિરૂદ્ધ સ્વભાવ એકજ ઠેકાણે રહી શકતા નથી. આ ઉપરથી એવું સિદ્ધ થાયછે કે કણાદ મુનિનો વૈશેષિક પરમાણુ-વાદ જગતનું કારણ પરમાણુછે એમ જણાવે છે તે અસત્ય ઠરેછે. દૃષ્ટાંત તરીકે રાવણ જે વખતે મરવા પડયો તે વખતે શ્રી રામચંદ્રજીએ લક્ષ્મણને કહ્યું કે, આ રાવણ મહા રાજનીતીમાં નિપુણ છે, તેની પાસેથી રાજનીતિ પૂછીલો. લક્ષ્મણજીના પૂછવાથી રાવણે કહ્યું કે, રાજા એ શબ્દ રજોગુણ ઉપરથી નીકળેલો છે. માટે એમાં સાત્વિક પુરૂષ રાજ કરવાને યોગ્ય ગણાય નહિ. એમાંતો રાજ પ્રપંચની પ્રવૃત્તિ અને કૃત્રિમ કર્મ અવશ્યે જરૂરનાછે. ડહાપણ ભર્યાં પછી પાછા હઠવું એ બાયલાનું કામ છે અને રાજાએ કંઇ સારૂં કામ કરવાનું મનમાં આવ્યું હોય તો તે તરત કરી નાખવું. ફુરસદે કરીશું એમ કહી ન કરે તો તે રહી જાયછે માટે તુરત કરી લેવું. મારા મનમાં આ સમુદ્ર ખારો છે તે મીઠો કરવાનું હતું તે મુલતવી રાખવાથી વચ્ચે મારૂં મરણ થાય છે. એટલે હું તે કરી શકયો નથી.

रूपादिमत्त्वाच्चविपर्ययो दर्शनात् ॥ १५

સૂત્રાર્થ:—પરમાણુઓ રૂપાદિવાળા છે, માટે વૈશેષિકમાં જેમ કહેલ છે તેથી વિપરીત થશે કારણ કે લોકમાં તે રીતે જોવામાં આવે છે.

ટીકા:—પરમાણુઓ સાવયવ હોવાથી નિત્ય નથી તેથી અનિત્ય એવા પરમાણુ જગતનું કારણ ઠરી શકતા નથી. પરમાણુનું સ્વરૂપ ગોળ, એ એક જાતની આકૃતિ છે. એમ માનવામાં આવ્યું છે. એટલા માટે બ્રહ્મનેજ નિત્ય અને કારણ માનવું જોઇએ.

આ બ્રહ્મસૂત્રમાં જગતની ઉત્પતિનું કારણ શુધ્ધ ચૈતન્ય જ્ઞાન અને ઇશ્વરઇચ્છાશક્તિ છે. ઇશ્વરને એનરજી સ્થાને કલ્પના કરીએ અને ઇશ્વરની શક્તિને મેટર એટલે દ્રવ્ય કહીએ તો મેટર અને એનરજી

એ બે મળી બ્રહ્મ સિવાય બીજુ કંઇ નથી. **यथाग्ने क्षुद्रा विस्फुलिंगा व्युच्चरन्ति एवं एवआत्मनः सर्वेप्राणा सर्वेलोका सर्वेदेवा सर्वाणि भूतानि व्युच्चरन्त.** એમ બૃહદારણ્યની શ્રુતિએ કહેલું છે તે ઉપરથી નિમિત્ત કારણ, ઉપાદાન કારણ, સમવાયી કારણ, સહકારી કારણ, એ સર્વ કારણરૂપ, બ્રહ્મ સિવાય બીજું કોઇ અન્ય નથી. વિજ્ઞાનશાસ્ત્રીઓ એ સર્વ કારણને નહિ લેખવતાં એકજ ઉપાદાન કારણ અથવા તો સમવાય કારણ પકડી રાખી બીજાં સર્વ કારણોને રદ કરી તેમાંથી ઇશ્વરને ઉડાવી દે છે. જો કે અર્ધનારીશ્વર રૂપે પુરુષ પ્રકૃતિ અદ્વૈતરૂપે વસે છે. છતાં ભેદવાદીઓ અવિદ્યા વડે વિજ્ઞાનશાસ્ત્રોમાં બુદ્ધિવાદ કરે છે અને શુદ્ધ ચૈતન્યને ઉડાવી દે છે તે વાત વેદવિરૂદ્ધ હોવાથી સ્વીકારવા યોગ્ય નથી.

**उभयथा च दोषात् ॥ १६**

**સૂત્રાર્થ:**—પરમાણુઓ વૃદ્ધિ ક્ષયવાળા કલ્પીએ અથવા ન કલ્પીએ પણ બેઉ રીતે દોષ હોવાથી પરમાણુકારણવાદ અયુકત છે.

**ટીકા:**—પરમાણુઓ વડે આકારના વૃદ્ધિક્ષય થાય છે અને આકારમાં સાવયવીપણું હોય છે, તેમ છતાં શિષ્ટ પુરુષોએ તેમને નિત્ય અને કારણરૂપ ગણ્યા નથી, તેમાં અવયવની રચના કરવા માટે જ્ઞાનશકિત અને ઇચ્છાશક્તિ અવશ્ય જરૂરનાં છે. તે શુદ્ધ ચૈતન્ય વિના જડ પરમાણુંઓમાં નથી. માટે પરમાણુવાદ મિથ્યા ઠરે છે તે કાંઇ જગતનું કારણ નથી.

**अपरिग्रहाच्चात्यन्तमनपेक्षा ॥ १७**

**સૂત્રાર્થ** :—પરમાણું કારણવાદનો શિષ્ટે પરિગ્રહ કર્યો નથી. માટે તે અત્યંત અગ્રાહ્ય છે.

**ટીકા:**—પરમાણુંવાદ એટલે પરમાણુંએ જગતનું કારણ છે. અને ઇશ્વર એ જગતનું કારણ નથી. એ વાત શિષ્ટ લોકોએ માન્ય કરી નથી. તેનું કારણ એ છે કે, સાવયવી પદાર્થો જે કોઇ સાવયવી અણુઓથી બનેલા છે અને તેની રચના હેતુઓને નિયમ વિના તેમજ ઇચ્છા અને જ્ઞાનવિના પોતાની મેળે થાય છે અને તેનું કારણ પરમાણુંમાં રહેલા ગુણ અથવા

સ્વભાવ છે. એ માનવું કેવળ ખોટું છે. તેટલા માટે શિષ્ટો તે સ્વીકારતા નથી. એક વિજ્ઞાનશાસ્ત્ર બીજા વિજ્ઞાનશાસ્ત્ર સાથે સામેલ નહીં થતા તેનું ખંડન કરે છે. એટલે કે એક બીજાથી વિરૂદ્ધ છે, અને તેમાં આઠે વિભક્તિનો સમાવેશ પણ થઇ શકતો નથી. જગતની ઉત્પત્તિનું કારણ પ્રધાન છે. અથવા તો પરમાણું છે. એમ માનીએ તો એ ઉત્પત્તિ પ્રથમા વિભક્તિ એટલે કે કર્તા વિનાની છે. કારણ કે સાવયવી પરમાણુઓમાં જ્ઞાન અને ઇચ્છા નથી. માટે તે કર્તા છે. એ કલ્પના ખોટી છે. તેમજ કર્તા વિના ક્રિયા જો પોતાની મેળે થતી હોય તો તેમાં હેતુ અને નિયમથી રચના હોય નહિ. ગમે તેમ અગડમ બગડમ રચના થાય. જેવી રીતે કે મટોડીના ઢગલે ઢગલાનો પવનના વેગથી ખાડો અથવા ટેકરો થાય છે. એ ખાડો અથવા ટેકરો તે ઇજનેરે બાંધેલા મહેલ જેવો કહેવાય નહિં અને સુખ પણ આપે નહિ. બીજું એ કે કર્તા અને ક્રિયા વિના કર્મ હોય શકે નહિ. એટલે કે બીજી વિભક્તિ તેને લાગતી નથી. કર્તા વિના ક્રિયા નહિ, ક્રિયા વિના કર્મ નહિં અને કર્મ વિના ફળ નહિ. એટલે કે પદાર્થમાં સુખદુઃખ આપવાની જે શક્તિ તે હોઇ શકે નહિ. ઇશ્વરને સર્વ કારણ માનીએ તો સાધન અથવા સહકારી કાર્યવાદ ઉડી જાય છે. સુથારે ઘર બાંધ્યું તે વાંસલા વિંધણા વગર બાંધ્યું હોય તેમ લાગે છે તેના જેવો એ વાદ છે માટે તૃતિયા વિભક્તિનો પણ એમાં સમાસ નથી, હેતું વિના નિર્થક ઘર બાંધ્યું હોય એટલે કે તેમાં કોઇને રહેવા માટે બાંધ્યું નથી. પણ ખાલી પડી રહેવા માટે ઘર પોતાની મેળે ઉભું થયું છે એ પણ અયુક્ત જણાય છે એટલે ચતુર્થ વિભક્તિનો પણ સમાસ થતો નથી. મટોડીના ઢગલાથી ઘરની રચના જુદાજ પ્રકારની છે. બારી, બારણાં, છાપરૂં, ટાંકુ, કુવો, ખાળ, પણિઆરૂં વિગેરે ઘરમાં છે અને મટોડીના ઢગલામાં નથી. માટે પાંચમી વિભક્તીનો પણ એમાં સમાવેશ નથી. લાકડા અને મટોડી સાથે એ ઘરનો સંબંધ એવો છે કે, તેમાંથી ઈંટ અને બારણા ઘડી કાઢયા, કડીઆ સુથારે ગોઠવ્યા, પણ પોતાની મેળે એ ઢગલાના બારી બારણા અને ઈંટ થઇ શકયા નથી. એટલે એનો સંબંધ પણ ઢગલાની સાથે સર્વ પ્રકારે કારણરૂપે છે નહિ. એ ઘરમાં વસનાર શેઠીઆ માટે તેમાં કોચ, પલંગ વિગેરેની પણ યોજના છે. તે કંઇ મટોડીના પોતાની મેળે થઇ રહેલા ઢગલામાં નથી. અથવા તો એ કંઇ ઢગલામાં રહેલા પરમાણુઓના ગુણોએ નિરર્થક મુકયાં છે. એમ પણ નથી. એટલે સાતમી વિભક્તિનો પણ એમાં સમાસ થતો નથી. ઇજનેર કહે છે કે, હુકે હુ-

શેઠીઆ અથવા જીવાત્મા તારે સુવા માટે આ પલંગ, રહેવા માટે ઘર રાંધવા માટે રાંધણી ઇત્યાદિ છે તે તમે સુખે વાપરો અને તમારી સર્વ હાજતો સુખેથી પુરી કરો અને ઘરમાં આનંદે રહો આ સર્વ વિભક્તિઓનો ઉપયોગ સયુક્તિક પોતાની મેળે થયેલા પરમાણુંઓના ઢગલામાં નથી. તેથી કરીને પરમાણુંઓ વડે અથવા તો પરમાણુંમાં ગુણ છે તે વડે મટોડીના ઢગલાની પેઠે ઘર એ એક જેમ મટોડીનો ઢગલો નથી તે પ્રમાણે પરમાણુઓથી અથવા તો પ્રધાનથી આ જગતની વિચિત્ર રચના થઇ છે એ માનવું અયોગ્ય છે. વૈશેષિકના દ્રવ્યો અને ગુણો તે ઉપાદાન કારણરૂપે બ્રહ્મ શક્તિજ છે. સહકારી કારણોના ભિન્ન ભિન્ન દ્રવ્યના વિરૂદ્ધ ગુણોના ત્રયણુકો છે, એમાં ઓત પ્રોત ઇચ્છારૂપ ઇશ્વરની શક્તિ છે. તે સમવાય કારણ સ્થાને છે. એટલે આ સર્વ કારણોરૂપે બ્રહ્મજ છે. માટે સાંખ્ય શાસ્ત્રનો પ્રધાનવાદ વૈશેષિકનો પરમાણુંવાદ, જગતની ઉત્પત્તિ વિષે છે અને મુખ્ય ચૈતન્ય વિના ઉત્પત્તિ થાય છે. એ શિષ્ટોને માન્ય નથી એવો આ સૂત્રનો અભિપ્રાય છે.

**समुदाय उभयहेतुकेऽपि तदप्राप्तिः ॥ १८**

સૂત્રાર્થ:—બેઉ પ્રકારના સમુદાયમાં સમુદાયનો અભાવ છે.

ટીકા:—અભાવમાંથી ભાવની ઉત્પત્તિ થતી નથી. એ વિષે ઘણે ઠેકાણે લખી ગયા છીએ. નાશ તો પ્રત્યક્ષ જોવામાં આવે છે. ત્યારે નાશ કોનો ? પરમાણુઓના સમુદાય વડે જે કાંઇ આકારવાન પદાર્થ બનેલો છે અને જેને નામ રૂપની કલ્પના છે. તે આકાર, નામ અને રૂપનો નાશ થવાથી સમુદાયમાં સમુદાયનો અભાવ છે, કે જે સમુદાય વડે કરીને સાવયવી પદાર્થ રૂપે ભાસતો હતો તેનો નાશ થયેલો છે તેમ છતાં તેનો અત્યંતાભાવ નથી. પરમાણુરૂપ જે બ્રહ્મ શક્તિ છે તે નિરાકાર સ્વરૂપે અને ભાવ રૂપે સ્થિત છે, તેનો અભાવ નથી, કારણ કે તે એક પ્રકારનો ભ્રમ છે એમ કહીએ તો તેમાં દોષ આવશે નહિ. અન્નને વાણીમાં કલ્પવું અને લાવવું તે સદા દોષ યુક્ત છે. છતાં શબ્દ રૂપે ગુરૂએ શિષ્યને સમજાવવા પ્રયત્ન કર્યો તે નિરર્થક નથી, અને તેથી કરીને શિષ્યને બ્રહ્મપ્રાપ્તિ થશેજ. ઘઉંની ગુણમાં કાંકરાનો હોય છે. છતાં રોટલી ઘઉંનીજ અને પ્રેમ અને તે તુષ્ટિ પુષ્ટિ આપે છે. ઘઉંની સાથે કાંકરા દળાય અને રોટલીના ભેગા ખવાય તો કાંકરા કંઇ તુષ્ટિ પુષ્ટિ આપતા નથી. એ શક્તિ તો

ઘઉંમાજ છે. કાંકરામાં નથી. તે પ્રમાણે અમારું આ લખાણુ અને ટીકા તથા યુક્તિ પ્રયુક્તિઓ બ્રહ્મ વસ્તુ સમજાવવા ખાતર છે. છતાં તેમાં જે કાંઇ દોષ છે તે ઘઉંમાંથી કાંકરા કાઢી નાખે તે પ્રમાણે અમારા દોષ વિદ્વાનોએ કાઢી નાખવા. રોટલીમાં કાંકરાનો ભુકો આવસે તો પણુ રોટલી પોતાની તુષ્ટિ પુષ્ટિ આપ્યા વિના રહેશે નહિ. તે પ્રમાણે શિષ્યને મોક્ષ-પ્રાપ્તિ થઇ સર્વ સુખ પ્રાપ્ત થશે અને સંસારના દુઃખોથી છુટશે.

**इतरेतरप्रत्ययत्वादिति चेन्नोत्पत्तिमात्रनिमित्तत्वात् ॥ १९**

સૂત્રાર્થ:—અવિદ્યા આદિ એકબીજાનાં કારણરૂપે થવાથી, સંઘાતનાં કારણુ રૂપે થશે, એમ જો કહેશે તો નહિ બને. કારણુ કે અવિદ્યા આદિ ઉત્પત્તિ માત્રના નિમિત્ત રૂપે છે.

ટીકા:—અવિદ્યા શબ્દ વડે કરીને નીચે પ્રમાણે સમજવુ.

(૧) અવિદ્યાઃ—ક્ષણિક કાર્યરૂપ તથા દુઃખ સ્વભાવવાળી વસ્તુમાં સ્થાયી તથા નિત્યપણાની જે સુખ બુદ્ધિ તે.
(૨) સંસ્કારઃ—વિષયમાં રાગ, દ્વેષ તથા મોહ.
(૩) વિજ્ઞાનઃ—ગર્ભમાં રહેલાને પ્રથમ બનારૂં જ્ઞાન.
(૪) નામરૂપઃ—શરીરની કલલ બુદ્‌ બુદાદિ અવસ્થા.
(૫) ષડાયતનઃ - વિજ્ઞાન, પૃથ્વી આદિ ચાર ભૂતો અને રૂપ આ રીતનાં છ સ્થાન જે ઇન્દ્રિય સંઘાતના છે તે.
(૬) સ્પર્શઃ—નામ રૂપનો ઇન્દ્રિય સાથે જે સંયોગ તે.
(૭) વેદનાઃ—સુખદુઃખાદિનું જ્ઞાન.
(૮) તૃષ્ણાઃ—વિષયની ઇચ્છા.
(૯) ઉપાદાનઃ—વાણી તથા શરીરની ચેષ્ટા.
(૧૦) ભવઃ—જેનાથી જન્મ થાય છે તે અર્થાત ધર્મ અને અધર્મ
(૧૧) જાતિઃ—દેહ જન્મ અર્થાત પાંચ સ્કંદસમુદાય
(૧૨) જરાઃ—ઉત્પન્ન થયેલ સ્કંધનો પરિપાક
(૧૩) મરણુઃ—નાશ.
(૧૪) શોકઃ—પુત્રાદિના વિયોગથી થતું દુઃખ,
(૧૫) પરિદેવનાઃ—મરણુ પાછળ વિલાપ.
(૧૬) દુઃખઃ—અનિષ્ટ વસ્તુનો અનુભવ
(૧૭) દુર્મનસ્તાઃ—માનસિક વ્યથા.

હવે તમાત્મક પ્રકૃત્તિ અવિદ્યા, માયા, મહામોહ, ઇત્યાદિ નામો વડે ઓળખાય છે તેનું વર્ણન ઉપર પ્રમાણે સહેજ સાજ આપ્યું છે. હવે વિદ્યા કે જે પરા અને અપરા નામથી ઓળખાય છે અને જે બ્રહ્મરૂપજ છે, સત્ય છે, ચિદ્દજ્યોતિ છે, જ્ઞાનસ્વરૂપ અને જ્ઞાનપ્રકાશક છે. એ બ્રહ્મ-જ્યોતિ હૃદય ગુહામાં ૐકારના જપ વડે, અર્થ વડે, વિચાર વડે, ઉપાસના અને યજન વડે કર્મ વડે વારંવાર નમન વડે, ઉત્પન્ન થાય છે. કારણકે બ્રહ્મ અને જ્યોતિનું તાદાત્મ્ય છે અથવા તો તે બ્રહ્મની એક નજીકમાં નજીક જ્ઞાનોત્પાદક વસ્તુ છે. એ શક્તિ સૂર્યમાં પ્રત્યક્ષ જણાય છે. આકાશમાં સૂર્ય બિમ્બરૂપે સોનાની થાળી જેવડો દેખાય છે. નેત્રમાં આંખની કીકી રૂપે દેખાય છે હૃદય ગુહામાં બુદ્ધિરૂપે, જ્ઞાનસ્વરૂપે, અથવા તો અન્તરયામિ સ્વરૂપે સવિતાદેવ પ્રત્યક્ષ જણાય છે. એમનું ગુપ્ત રૂપ પૃથ્વીની અંદર અને શરીરની અંદર તેમજ સમુદ્ર, મેઘ, વાતાવરણ, ગ્રહ, નક્ષત્ર, ઉપગ્રહો, તારા, એનાં પ્રકાશરૂપ અને ગરમીરૂપ સર્વ કોઇના અનુભવમાં પ્રત્યક્ષ આવે છે. પાપી પામર અલ્પ શક્તિ, નવપ્રકારે આંધળો, દ્વિપાતપશુ, અવિદ્યા ગ્રસ્ત મિથ્યાભિમાની, જે મનુષ્ય પ્રાણી સંકુચિત દ્રષ્ટિવાળો છે દુઃખી છે અને જેની દ્રષ્ટિ ત્રણ માઇલથી વધારે પ્હોંચી શકતી નથી અને ક્ષિતિજમાં પૃથ્વીની સાથે વાદળ અટકેલું હોય તેવુ અને પોતાના માથા ઉપર એક લોઢાની કઢઇ ભુરા રંગની ઢાંકી હોય અને તેમાં જુદા જુદા રંગના માણેક, હીરા, ઇન્દ્ર ધનુષ્યના રંગો, સંધ્યા સમયના રંગો, વિધુતના ચમકારા, ચંદ્રની આલ્હાદક ચાંદની, વાદળે વાદળાં ઘસાઇને થતા કડાકા અને મેઘગર્જના, સૂર્ય અને અગ્નિ સ્વરૂપે સાનંદાશ્ચર્યથી આ જગત ઉત્પાદક ઇશ્વરને પ્રત્યક્ષ કરી બતાવે છે, એવા જગત્ ઉત્પાદક બૃહદ્ જ્યોતિનું થાળી જેવડું સ્વરૂપ જે સૂર્ય નારાયણ છે, તેની ઉપાસના હમે કરીએ છીએ. આ બૃહદ્ જ્યોતિ જે સોનાની થાળી જેવડી જણાય તેવા પ્રકારની છે. જાણે કે શિવ અને શક્તિ, સ્ત્રી અને પુરુષ, થંડી ને ગરમી, અજવાળુ અને અંધારું હોય તેવું ભાસે છે. પ્રકાશ તો એકજ છે. તેમ છતાં તે કિરણરૂપે જળમાં પ્રવેશ કરી પરિવર્તન પામી એક રૂપાની ચકચકતી થાળી જેવડો જણાય છે ત્યારે તેને ચંદ્રમાં અથવા શિતરશ્મી એવું નામ આપે છે. એ પ્રકાશનું બીજું સ્વરૂપ યજ્ઞનારાયણ એટલે કુંડમાંના અગ્નિનો પ્રકાશ છે. તે વિવિધરૂપે એટલે કે પર્વતને ફાડી જવાળામુખી સ્વરૂપે જણાય છે. વાદળે વાદળા અથડાઇને તેમાંથી જે તનખા નીકળે છે અને ગર્જના થાય છે, જે અતિવેગવાન છે તેને વિધુત એવુ નામ આપ્યું છે.

જે ઝીણી ઝીણી હીરા કણી લાલ, ભુરા અને સફેદ રંગની એ લોઢાની કઢાઇમાં જડેલી જણાય છે. તે શીત રશ્મી ચંદ્રના અન્ય સ્વરૂપો છે. આપણી આંખ અતિ દુરમાં રહેલા ગ્રહ નક્ષત્રો પૃથ્વી કરતાં હજારો ગણા મોટા છતાં ઝીણા દેખે છે. તેનું કારણ આપણી આંખની ખામી છે. આ સૂર્યનારાયણને સવિતા, જગત પ્રસવિતા એટલે જગતનો ઉત્પાદક અથવા પ્રસવ કરનાર અથવા પૃથ્વીનો જાર એમ શ્રુતિ કહે છે. કારણ કે એ પૃથ્વીમાં બીજારોપણ કરી ગર્ભ મૂકે છે. પણ પૃથ્વીની સાથે ઘર માંડી રહેતો નથી. તરતજ તે દરરોજ સમુદ્રના જળમાં સંતાઈ જાય છે. રાત્રિનો જ્યારે અંધકાર હોય છે, ત્યારે યજ્ઞનારાયણ અગ્નિ રાત્રે પણ પ્રકાશ કરી દીવારૂપે પ્રકાશનોજ રહે છે. એટલા માટે આ સૂર્યની અંતરગત રહેલો પુરૂષ અને સ્ત્રીરૂપ ચંદ્ર, એ પુરૂષ પ્રકૃતિ જે અર્ધનારીશ્વર છે, તેને હમે વારંવાર પ્રાતઃસાયં હોમ વડે હવિ અર્પણ કરી સર્વ દિવ્ય શક્તિઓનું સ્તવન કરીએ છીએ તેથી તે જે ભાવના ભૂખ્યા છે, અને હોમેલું હુત દ્રવ્ય લેવા હમારી તરફ પ્રેમપુરઃસર દોડી આવે છે અને તૃપ્ત થાય છે. તેની કૃપાથી હમારામાં જ્ઞાન જ્યોતિ પ્રગટો અવિદ્યાનો નાશ થાવ અને ઓમકારનું યથાર્થ સ્વરૂપ શબ્દ અર્થ અને જ્ઞાન હમે જીવીએ ત્યાં સુધી કર્મ કરતાં કરતાં હમારા મન વાંચ્છિત સુખ અને વૈભવ આપો અને સર્વ દુઃખ નિવારણ કરો. જે રાક્ષસો હમને વિઘ્ન કરી ધર્મ કર્તવ્ય કર્મમાં આડે આવે છે તેનો ઓમ સ્વરૂપ જે ગણપતિ છે તે પોતાની સૂંઢે વતી ઝપાટા મારી સંહાર કરો!

## उत्तरोत्पादे च पूर्वनिरोधात् ॥ २०

**સૂત્રાર્થ** :—ઉત્તર ક્ષણિક કાર્યની ઉત્પતિ થયે પૂર્વ ક્ષણિક કાર્યનો નાશ થાય છે, આથી સંઘાતની સિધ્ધિ થશે નહિ.

**ટીકા** :—કાળ એ પદાર્થના રૂપાંતરમાં કારણરૂપે વસેલો છે. જે કારણમાંથી કાર્ય ઉત્પન્ન થઇ ચુક્યું, તેનું નામ ભૂતકાળ છે. હાલમાં કાર્યરૂપે જે કાંઇ પ્રત્યક્ષ છે તેને વર્તમાનકાળ કહે છે. આ મૂળ કારણની બીજી અવસ્થા છે, હવે પછી જે કાંઇ નવિન અવસ્થા પ્રાપ્ત થશે, તેને ભવિષ્યકાળ એમ કહે છે. આ કાર્ય કારણ પરંપરાનુ નામ એટલે કે પદાર્થની પહેલી બીજી અને ત્રીજી અવસ્થાનું નામ કાળ છે અને એ કાળથી અતિત તે ત્રિકાલાતિત બ્રહ્મ કહેવાય છે. કારણ કે બ્રહ્મનો નાશ

થઇ તેમાંથી જગત ઉત્પન્ન થયું એમ નથી. બ્રહ્મ તો જેમનું તેમ અવિનાશી છે. બે વસ્તુના મિશ્રણથી એક ત્રીજી વસ્તુ ઉત્પન્ન થવી તેમાં જેમાંથી તે ઉત્પન્ન થઇ તેનું રૂપાંતર થઇ ગયું કહેવાય છે. જેવી રીતે કે દુધમાંથી અધ્રકણ મેળવ્યું એટલે તેમાં કેટલીક એક ક્રિયા ચાલુ થાય છે અને તેનું દહીં થઇ જાય છે. દુધની મિષ્ઠતાનો નાશ થઈ ખટાશ આવી જાય છે અને વલોવાય છે, અને છાશ થાય છે ત્યારે તેમાંથી માખણ નીકળે છે. એવી રીતે કાંઇ બ્રહ્મથી જગત ઉત્પન્ન થયું તેમાં બ્રહ્મની પૂર્વદશાનો નાશ થઇ, તેમાંથી દહીં અથવા માખણ નીકળે તે પ્રમાણે કંઇ થતું નથી. બ્રહ્મ અક્રીય છે. નિર્લેપ છે. વિભુ હોવાથી પરમાણુ જેવો ભિન્ન ભિન્ન નથી. કાદવમાંથી ઘટ ઉત્પન્ન થાય છે ત્યારે જેટલા કાદવનો તે ઘટ બન્યો છે, તેટલો કાદવ મળ લોચામાંથી ઓછો થાય છે. તેમ પણ નથી. માટે આ સૂત્ર ઉપરથી અને આગલા સૂત્ર ઉપરથી બ્રહ્મ તંતુપટવત્ સમવાય કારણ છે એમ સિદ્ધ થતુ નથી તેથી પરમાણુ-વાદ તેમજ કાર્ય કારણની પરંપરા ચાલી, ક્રિયા અને કાળ બ્રહ્મમાં ન થવાથી, શિષ્યની સર્વ શંકાઓ અને બૌદ્ધોના તર્કવિર્તકો શ્રુતિ વિરૂધ્ધ છે અને સત્ય ઠરતા નથી. તેથી તે મતો અને તેમના વિજ્ઞાનશાસ્ત્રો શિષ્ટને માન્ય નથી.

**असति प्रतिज्ञोपरोधो यौगपद्यमन्यथा ॥ २१**

**સૂત્રાર્થ :**—કારણનો અભાવ છે, એમ માનવાથી તારી પ્રતિજ્ઞાને બાધ આવશે. તેમજ જો કારણનું અસ્તિત્વ માનશું તો કાર્ય તથા કારણ બેઉને સમકાલીનતા પ્રાપ્ત થશે.

**ટીકા :**—કારણ અને કાર્ય એ બન્નેને એકજ સમયે ઉત્પન્ન થએલા માનીશું તો તેમાં સમકાલીનતા પ્રાપ્ત થશે. માટે કારણ જે પૂર્વે હોય છે તેમાંથી કાર્ય ઉત્પન્ન થયું, એ સિદ્ધાંતને હાનિ પહોંચશે. કારણ વિનાજ કાર્ય ઉત્પન્ન થાય છે. કે, "હેતુ વિના મંદમતિ પણ કાર્યમાં પ્રવર્ત થતો નથી," એ વાત ખોટી ઠરશે. એટલા માટે આ જગતની ઉત્પત્તિનું નિમિત કારણ જે ઇશ્વર છે, એમ શ્રુતિ કહે છે તેજ વાત અનુભવ સિધ્ધ છે અને ઉપાદાન કારણ તથા સહકારિ કારણ તે પણ બ્રહ્મનીજ શક્તિ છે.

**प्रतिसंख्याऽप्रतिसंख्यानिरोधाप्राप्तिरविच्छेदात् ॥ २२**

**સૂત્રાર્થ :**—પદાર્થનો બુધ્ધિપૂર્વક નાશ, તેમજ પોતાની મેળે થનારો નાશ, આ બેઉ પ્રકારના નાશનો અભાવ છે. કારણ કે સમુદાયના વિચ્છેદનો અભાવ છે.

**ટીકા :**—જગતના આકાર અને તેનુ નામ એ બે વસ્તુનો નાશ જોવામાં આવે છે. એટલે કે તે વસ્તુનો આકાર અને નામ જતાં રહે છે. છતાં તેનાં ઘટકો અવયવો એટલે કે સંસ્કાર અને ભૌતિક પરમાણુઓ જે સંઘાતરૂપે, પદાર્થરૂપ બની રહ્યાં હતાં, તે તો નાશ રહિત જેમના તેમ રહેલાં છે. દેશાંતર, કાળાંતર અને પરિસ્થિતિથી તે વિખુટાં પડેલા જણાય છે. તથાપિ તે પદાર્થના પરમાણુઓનો અત્યન્તાભાવ બીલકુલ છેજ નહિ. પરમાણુરૂપે તે નિત્ય છે. અવિનાશી છે.

**उभयथा च दोषात् ॥ २३**

**સૂત્રાર્થ :**—બેઉ પ્રકારે દોષ હોવાથી બૌદ્ધ દર્શન અયુક્ત છે.

**आकाशे चाविशेषात् ॥ २४**

**સૂત્રાર્થ :**—આકાશમાં સ્વરૂપના અભાવનો સ્વીકાર અયુક્ત છે. કારણ કે આકાશમાં વસ્તુત્વની પ્રતિપત્તિ સામાન્ય રીતે શ્રુતિમાં કહી છે.

**अनुस्मृतेश्च ॥ २५**

**સૂત્રાર્થ :**—અનુભવ પરથી પણ એમ સિદ્ધ થાય છે કે, આત્મા સ્થાયી છે.

**ટીકા :**—વૈનાશિકો સર્વ વસ્તુને ક્ષણિક માને છે. તેમાં આત્મા પણ આવી ગયો. તેથી આત્મા ક્ષણિક છે એમ ઠરે છે. માટે તે મત શ્રુતિ વિરૂદ્ધ છે અને ખોટો છે. શ્રુતિ આત્માને નિત્ય કહે છે. માટે એ મત શ્રુતિ વિરૂદ્ધ હોવાથી શિષ્ટને માન્ય નથી. અનુભવ પણ એમજ કહે છે. સ્મૃતિ અને સસ્કાર અવિનાશી છે. કારણ કે તે, જ્ઞાન સ્વરૂપ છે. આ અનુભવ સિદ્ધ છે. મનુષ્ય મરી ગયો છતાં તે જેણે જેણે તેને જોયો તેની સ્મૃતિમાં તે અમર થઇ ભરાઇ બેઠો છે. માટે સર્વ કાંઇ નાશવત છે. એ મત સ્વીકારવા યોગ્ય નથી.

જગદાકારજ જગદ્‌ના નામરૂપજ નાશવત છે. અવિદ્યા નાશવંત છે. પણ વિદ્યા તો અવિનાશી છે. મૃતકનિ સાથે સાથેજ તે સતિ સ્ત્રીની માફક મૃતક જ્યા જ્યા જાય તેની સાથેની સાથેજ છે. કારણ કે, તે બ્રહ્મ ચૈતન્યનુ એક અંગ છે, તેથી તે અવિનાશી છે. આ અનુભવ ઉપરથી સર્વ કાંઇ નાશવંત છે એ મત ખોટો ઠરે છે. પાણીમાં ડુબેલા માણસની વાસના એટલે કે સ્મરણશક્તિ જે આજસુધી છુપી રહેલી છે તે એકદમ ઝીણામાં ઝીણી વાત સુદ્ધાનું સ્મરણ બીજ ભાવે જે હૃદયમાં છુપી રહેલું છે તે ડુબેલા માણસને એકદમ સ્ફુરણ થાય છે. એ ઉપરથી વાસના અમર છે એમ જણાય છે.

હવે હમે કઇ ચૌદ વિદ્યામાંની જે બ્રહ્મ વિદ્યા છે, તેની પ્રાપ્તિ ગુરૂ શાસ્ત્રથી, કયા કયા શાસ્ત્રો અધ્યયન કરવાથી થાય છે, તે દર્શાવીએ છીએ :—

(૧) શ્રૌત એમાં ઉપનિષદ્ વિગેરે પરાવિદ્યા પ્રદર્શક છે.

(૨) શ્રૌત કર્મના ગ્રન્થો જેને અપરા વિદ્યા અથવા વૈદિક કર્મવિદ્યા કહે છે તેના ગ્રન્થો નીચે પ્રમાણે છે તે ભણુવા. વેદનીઆદિ, કર્મ અને ઉપાસના કર્યા વિના વેદનો અંતિમ ભાગ શીખવાને અધિકાર પ્રાપ્ત થતો નથી અને ચિત્ત શુદ્ધ થઇ નિર્મળ આરસામાં જેવું શુદ્ધ પ્રતિબિંબ પડે છે અને દેખાય છે તે પ્રમાણે બ્રહ્મ જણાતો નથી.

**શ્રૌત :**—(૧) હવી : (૨) સપ્તસંસ્થા (૩) આધાન પ્રયોગ (૪) હોમ અને દર્શપૂર્ણીમા પ્રયોગ (૫) ચાતુર માસ પ્રયોગ (૬) આગ્રયણેષ્ટા પ્રયોગ (૭) નીરૂઢ પશુબંધ પ્રયોગ (૮) સૌત્રામણી પ્રયોગ (૯) સદ્રસોમ સંસ્થા (૧૦) સોમ પ્રયોગ (૧૧) અત્યનીષ્ટોમ પ્રયોગ (૧૨) ઉકથ પ્રયોગ (૧૩) ષોડશી પ્રયોગ (૧૪) વાજપેય પ્રયોગ (૧૫) અનીરાત્ર પ્રયોગ (૧૬) આપ્તોર્યામ પ્રયોગ (૧૭) પૌંડરીક પ્રયોગ (૧૮) સર્વતો મુખ પ્રયોગ. હવે સ્મૃતિઓ એટલે ધર્મશાસ્ત્રોના ગ્રન્થો જાણુવા જેવા છે તે લખીએ છીએ.

**ધર્મશાસ્ત્ર :**—(૧) ધર્મસિંધુ (૨) પ્રાયશ્ચીતેંદુશેખર (૩) ત્રીંશ-શ્લોકી (૪) નીર્ણય સિધૂ (૫) સરકારવસ્મૃતિ (૬) કૌસ્તુમ (૭) આચાર (૮) શ્રાધ્ધવ શુદ્ધિ (૯) મયુખ (૧૦) શુદ્રકમલાકર (૧૧) મીતાક્ષરા (૧૨) વ્યવહાર પ્રાયશ્ચીત મયુખ (૧૩) મનુસ્મૃતિ (૧૪) કાલમાધવ (૧૫) પરા-શર માધવ (૧૬) પુરૂષાર્થ ચિંતામણી.

હવે વૈદક શાસ્ત્રના ગ્રન્થો લખીએ છીએ,

**વૈદક** :—(૧) વાગ ભટ્ટ સૂત્ર સ્થાન (૨) હેમાદ્રી (૩) નીદાન **માધવ** (૪) અંતક દર્પણ (૫) ધનવંતરીનો નીઘ્રટ (૬) સર્વાગસુંદર (૭) **સુશ્રુત** (૮) રસરત્ન સમુચય (૯) હારીત (૧૦) ચરક.

**नास्तोऽद्रष्टत्वात् ॥ २३**

**સૂત્રાર્થ** :—અસતમાંથી સતની ઉત્પત્તિ કદી થતી નથી. કારણ તેમ જોવામાં આવતું નથી.

**ટીકા** :—વૈનાશિકોનો મત એવો છે કે, જ્યારે બીજમાંથી વૃક્ષ બને છે ત્યારે કેટલીએક ભૌતિક ક્રિયા પોતાની મેળે થાય છે. ફળનો નાશ થયા પછી તેમાંથીજ બીજ નીકળે છે અને બીજનો નાશ થયા પછી તેમાંથી અંકુર ફુટે છે. અંકુરનો નાશ થયા પછી ઝાડ બને છે અને ફળનો નાશ થયા પછી બીજ બન છે. એટલા માટે અનુભવ પરથી સિદ્ધ થાય છે કે, નાશમાંથીજ સદ્રૂપ જગતની ઉત્પત્તિ થાય છે. વૈદિક સિદ્ધાંત એવો છે કે અભાવમાંથી એટલે ,અસદ્માંથી ભાવની અથવા સતની ઉત્પત્તિ થતી નથી. વૈનાશિકે બીજનું દ્રષ્ટાંત આપ્યું તેમાં, બીજમાં ભાવરૂપે વૃક્ષશક્તિ નિગુઢ હતી. તે બીજનો નાશ થવાથી ઝાડરૂપે પ્રત્યક્ષ થઇ છે. માટે બીજમાં જે કાંઇ ભાવરૂપે હતું અને અદ્રશ્ય હતું તેજ વૃક્ષરૂપ ભાવને સ્થુલરૂપે પ્રગટ કરે છે. માટે ભાવમાંથીજ ભાવ થાય છે. અભાવમાંથી ભાવ કદાપિ ઉત્પન્ન થનો નથી. દ્રષ્ટાંત તરીકે, કોઇ કહેશે કે, વાંઝણીના છોકરાના લગનમાં હમે જમવા ગયા હતા. એ વાત કેવળ ગપાષ્ટક છે. કારણ કે, વાંઝણીને પુત્ર હોતો નથી. જ્યારે પુત્ર હોનો નથી ત્યારે લગન કોના? અને લગનમાં જમવા ગયા તે પણ વાત ગપાષ્ટકજ છે. કારણ કે, આ વાતનો પાયો અભાવમાંથી ભાવ ઉત્પન્ન થયો એવી રચના છે તે વાત સર્વ ખોટી છે એમ સ્પષ્ટ જણાઇ આવશે. એ વિષયમાં ઘણે ઠેકાણે આગળ હમે લખ્યું છે એટલે અત્રે વિશેષ લંબાવવાની જરૂર નથી.

**उदासीनानामपि चैवं सिद्धिः ॥ २७**

**સૂત્રાર્થ** :—પ્રયત્નરહિત મનુષ્યોને પણ કાર્યની સિદ્ધિ થવી જોઇએ.

**ટીકા**:—જો પોતાની મેળેજ કાંઇ થઇ જતું હોય તો પ્રયત્ન અને કર્મ કર્યા વગર તેમજ સાધન સંપન્ન થયા વગર પોતાની મેળેજ વિના

પ્રયત્ને કર્મના ફળ મળશે, વિના કારણે કોઇને સુખ અને કોઇને દુઃખ પ્રાપ્ત થશે અને ન્યાય અન્યાય એવી વસ્તુ રહેશે નહિ. તેમજ જો અભાવમાથી ભાવ ઉત્પન્ન થશે તો ખેતરમાં વાવ્યા વગર ધાન્ય ઉગશે પણ શું ઉગશે તે કઈ કહેવાય નહિ. આપણે બાજરીના ફળની ઇચ્છા રાખી હોય ત્યાં શેરડીજ ઉગશે અને શેરડીની ઇચ્છા રાખી હોય તે સ્થળે બાવળીઓ કે મરચીના છોડજ ઉગશે અથવા તો સર્વ કાંઇ એકી વખતેજ કારણ વિના સ્વાભાવિક રીતે એકજ સ્થળે સામટું ઉગશે અને તેનો કાઈ નિયમ રહેશે નહિ. જ્યાં ન જોઇએ ત્યા વરસાદ પડશે. જ્યાં જળ જોઇએ ત્યાં સુકવણા થશે. એ પ્રમાણે સર્વ અવ્યવસ્થિત થશે એટલા માટે અનુભવ ઉપરથી સિદ્ધ થાય છે કે પરમાણુવાદ તેમજ વૈશેષિકનો સમવાય તતુ પટવાદ ઇત્યાદિ જે કાંઇ વેદ વિરૂદ્ધ વિજ્ઞાન શાસ્ત્રીઓના તર્કવિતર્કો છે તે અનુભવમાં આવે છે તેના કરત્તાં ઉલટાં છે અને મિથ્યા છે. તેમજ જે મહાન શક્તિ એટલે પ્રજ્ઞાન શક્તિ, ઇચ્છા શક્તિ જેને શુદ્ધ ચૈતન્ય અથવા સંકલ્પ કરીને કહે છે, અથવા તો જેને પ્રાણાપાન ગતિ કહે છે, (એટલે કે engery અથવા centrifugal અથવા centripital forces અથવા power કહે છે તે વિના matter સ્વભાવથીજ સર્વ કાર્ય કરતું રહેશે. આમત એટલે કે Spencer Darwin બુદ્ધ, કણાદ, ચારવાક, વામિઓ, અને નાસ્તિકો ઇત્યાદિના મત જે વેદ વિરૂદ્ધ છે તે તે અંશમાં તે સ્વીકારવા યોગ્ય નથી.)

જો કે શુદ્ધ ચૈતન્યનું વર્ણન શ્રુતિમાં અતર્ક્ય, અગ્રાહ્ય, અદ્રશ્ય, અલક્ષણ, અચિંત્ય, અવ્યપદેશ્ય એમ નિષેધ રૂપે વર્ણન કરેલું છે. તેમ છતાં અસ્તિત્વ બતાવવા માટે બીજી બાજુએ **अस्तिचेत् ब्रह्मेति० सत्यं ज्ञानमनंतम् ब्रह्म० अयमात्माब्रह्म० ब्रह्मैवेदंसर्वं०** ઇત્યાદિ અનેક શ્રુતિઓ વડે બ્રહ્મનું પ્રતિપાદન કરેલું છે. જગતમાં તે સમષ્ટિ અને વ્યષ્ટિ રૂપે દ્રષ્ટિગોચર અને કાર્ય કરતુ પ્રત્યક્ષ જણાય છે. જ્યાં મન, વાણી પહોંચતી નથી. તથાપિ તે છે છે ને છે. એમ વેદ, શાસ્ત્ર, પુરાણ, શિષ્ટનો અનુભવ અને પ્રત્યક્ષ સર્વ મનુષ્યના સાક્ષીરૂપે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિમાં મૂર્છામાં, મૃત્યુમાં, ગર્ભમાં, પિતૃલોકમાં, દેવલોકમાં અને આ સૃષ્ટિના ગ્રહ ઉપગ્રહોમાં, તેમજ અનંત તારાગણોમાં એક તલ પુર પણ જગા જીવ અને દેહ વિનાની નથી. તે ઉપર નવ પ્રકારે આંધળા એવા પામર મનુષ્યની બુદ્ધિ અને અલ્પશક્તિ ઇન્દ્રિયો તેનો પૂર્ણ વિચાર કરવા અસ-

મર્થ છે. અદ્રશ્ય પદાર્થના અર્થનો નિર્ણય અને દ્યોતન શાસ્ત્ર પ્રમાણથીજ થાય છે, મનુષ્ય જાતની ઇન્દ્રિયો કુતરા, ગધેડા કરતાં પણ ઘણી શિથિલ છે. કુતરાઓની ઘ્રાણેન્દ્રિ એટલી બધી ચાલાક છે કે, તે પોતાના ધણીને ગમે ત્યા સતાડી મુકયો હોય તો તેને સુઘવાથી શોધી કહાડે છે. વાઘની ગંધ ગધેડાને પણ આવે છે અને ગધેડો નાકની ઇન્દ્રિયથી જાણે છે કે આટલામાં મારા મૃત્યુરૂપ મને ખાઇ જનાર વાઘ છે, તેથી તે ત્યાથી નાસતો ફરે છે. બલાડીની આખ રાતે અંધારામાં દેખી શકે છે પણ મનુષ્યની આંખ દેખી શકતી નથી. સર્પ, હરિણ, સસલાં શ્રવણેન્દ્રિયથી જેવી રીતે શબ્દ સાંભળી શકે છે, તેટલી ચાલાકી મનુષ્યની શ્રવણશક્તિમાં નથી. માકણ જેવી રીતે રક્તાભિસરણ થતું પારખી શકે છે તેવું મનુષ્ય સ્પર્શેન્દ્રિયથી પારખી શકતો નથી, ઇત્યાદિ ઇત્યાદિ વર્ણન કરતાં ગ્રન્થ વિસ્તાર ઘણો થાય માટે એક શ્લોકથી પતાવી દઇએ છીએ. **कुरंगमातंग०** એ શ્લોક સર્વ સુજાણને વિદિત છે તેનો અર્થ એ છે કે, હરિણની કર્ણેન્દ્રિય, ભમરાની નાશિકેન્દ્રિય, હાથીની સ્પર્શેન્દ્રિય, પતંગની રૂપેન્દ્રિય, માછલાની રસેન્દ્રિય, અતિ જોરાવર હોવાથી તે તે ઇન્દ્રિયના આનંદમા લુબ્ધ થવાથી તેમના પ્રાણની હાની થાય છે, માટે અલ્પ શક્તિ મનુષ્યનો બુદ્ધિવાદ સંપૂર્ણ નથી એ સિદ્ધ થાય છે. તેથી તેમના શાસ્ત્રો અને મત મતાતરો પણ જે વેદ વિરૂદ્ધ છે તે અપ્રમાણ ગણાય નહિ અને તેથી કરી તે વસ્તુ સિદ્ધ થતી નથી. **लक्षणप्रमाणाभ्याम् वस्तु सिद्धि० प्रमाणं परमंश्रुति०** આ વાકયોથી લક્ષણા અને પ્રમાણ વડે કરીને વસ્તુ સિદ્ધિ છે અને સત્યાસત્યનો નિર્ણય થાય છે એટલા માટે વિજ્ઞાન શાસ્ત્રીઓના શાસ્ત્રો જે મનુષ્યની અલ્પ બુદ્ધિની કલ્પના રૂપ છે અને વેદ વિરૂધ્ધ છે, તે સ્વીકારવા યોગ્ય નથી, તેટલા માટે શિષ્ટોએ તે ગ્રહણ કર્યા નથી. સ્વાનુભવથી પણ તે વિરૂધ્ધ હોય એમ લાગે છે.

**नाभाव उपलब्धेः ॥ २८**

**સૂત્રાર્થ:**—બાહ્ય વિષયનો અભાવ નથી. કારણ કે બાહ્ય વિષયની પ્રાપ્તિ હોય છે.

**ટીકા:**—ઘુવડની આંખે સૂર્ય દેખાતો નથી. માટે સૂર્યનો જગતમાં અભાવછે, એમ કંઈ સિદ્ધ થતું નથી. એટલા માટે બુદ્ધિમાં આરૂઢ થાય તોજ બાહ્ય વસ્તુનું અસ્તિત્વછે. એવો જે બૌદ્ધ મતછે તે સ્વીકારવા યોગ્ય

નથી. કોઇની બુદ્ધિમાં એક વસ્તુ આરૂઢ થાય બીજાની બુદ્ધિમાં તે વસ્તુ આરુઢ ન થાય તો તેથી કરીને તે વસ્તુનો ભાવ નથી એ માનવું અનુભવ સિદ્ધ નથી.

**वैधर्म्याच्च न स्वप्नादिवत् ॥ २९**

**સૂત્રાર્થ:**—સ્વપ્નની તેમજ જાગ્રતની પ્રતીતિઓ ભિન્ન હોવાથી જાગ્રતની પ્રતીતિ સ્વપ્ન સરખી કહેવાઇ શકે નહિ.

**ટીકાઃ**—સ્વપ્નાવસ્થામાં બાહ્ય વિષય ન છતાં ઉઘનારના અંતરમાં તે પ્રતીત થાયછે. જેવી રીતે કે, ત્રીજે માળે ખાટલામા સુતેલો માણુસ હાથીને સ્વપ્નામાં જુવેછે અને તેને હાથીની પ્રતીતિ થાયછે. છતા ત્રીજે માળે નાની ઓરડીમાં ખાટલામા કે ઉંઘનારના શરીરમા કઇ હાથી પેઠો હોય એવુ દેખાતું નથી. ઉઘનારની બુદ્ધિમા હાથીનો સસ્કાર જે પેઠેલો છે. તેજ મિથ્યાજ્ઞાનરૂપે ઉઘનારને પ્રતીત થાયછે. તેવી રીતે જાગ્યા પછી પણ સ્વપ્નના હાથી સરખુ આ જગત અસત્યછે એ સિદ્ધાંત ખોટોછે. કારણકે જાગ્રતમાં સ્વપ્નવત પ્રતીતિ પદાર્થની થાયછે તો પણ આપણી સ્મરણ શક્તિમાં એવુ લાગેછે કે સ્વપ્નમા જે હાથી જોયો તે ખોટો હતો અને તે હાથીથી હું ચગદઇ જઇશ એવી જે સ્વપ્નમા ભયની ઉત્પતિ થઇ તે પણ ખોટી હતી. જાગ્રત અવસ્થામાં જ્યારે હાથી જોયલો છે અને પછી ઉઘી જાયછે અથવા તો સ્વપ્નમાં પડેછે, ત્યારે ફરી જાગ્યા પછી પૂછેછે કે, ગઇ કાલે જે જાગ્રત અવસ્થામા હાથી જોયો તે સ્વપ્નવત્ મિથ્યા હતો ને? તેનો ઉત્તર એવો મળશે કે ના જાગ્રતમાં ગઇ કાલે જે હાથી જોયો હતો તે સાચો હતો. પણ પરમ દિને સ્વપ્નામા જે હાથી જોયો તે તો મિથ્યા કલ્પના હતી. આવી રીતે જાગ્રત અને સ્વપ્નના હાથીમાં અને તેનું જ્ઞાન થવામાં તેમજ સ્મરણ શક્તિમાં ભેદછે, તે પ્રમાણે આ જગતનું પણ જાગ્રતમાં અસ્તિત્વછે. પણ સ્વપ્ન જેવું મિથ્યા નથી એ સિદ્ધ થાય છે.

**नभावोऽनुपलब्धेः ॥ ३०**

**સૂત્રાર્થ**:—બાહ્યાર્થનું જ્ઞાન નહિ હોવાથી વાસનાઓનું અસ્તિત્વ યુક્ત નથી.

**ટીકા**:—આપણે જે કાઇ બાહ્ય વસ્તુ જોઇએ છીએ ને અર્થાકાર રૂપે પરિણામ પામેછે અને અર્થ સમજાયાથી તે વસ્તુ વિષયક જ્ઞાન

ઉત્પન્ન થાયછે અને જ્ઞાન થયા પછી તે જ્ઞાન એક જગ્યાએ હમેશને માટે કાયમ રહેછે. એ કાયમ રહેલા જ્ઞાનનું નામજ વાસના છે. હવે જો બાહ્ય વસ્તુનોજ અભાવ હોય તો તેમાંથી વાસના ઉત્પન્ન થઇ શક્તી નથી.

દ્રષ્ટાંત તરીકે એક વખત બળદની ગાડીમાં બેસી અમે વ્યારા જતા હતા. બળદીયાની ઘુઘરમાળ અને ગાડી ઘમઘમાટ કરી અંધારી રાત્રે સુમંદ મંદ પવનની લહેરમાં આનંદે ડોલતા ડોલતા બળદો દોડતા હતા. અચાનક એકાએક બળદીઆ અટકી પડી ઉભા રહીને થંભ્યા. ગાડીવાને અછોડા હલાવી ખુબ બળદને હાકવા પ્રયત્ન કર્યો અને લાકડીના ઝપાટા મારવા લાગ્યો. પણ બળદો થોભેલા તે આગળ વધેજ નહિ. ગાડીવાળાને તરત સ્ફુરણ થયુ કે આટલામાં કાંઈ વાઘ છે. તેથી બળદીયા અટકી પડયા એમ કહી ગાડીને પાછી ફેરવી. તરતજ બળદીઆઓએ જીવ લઈ ખુબ દોડવા માંડયું અને ગાડીને દુર લઇ ગયા જ્યારે વાઘની દ્રષ્ટિ મર્યાદાથી ઘણે છેટે બળદો દુર ગયા ત્યારે તેઓ ધીમા પડયા અને આનંદે ચાલવા માંડયુ. અંદર બેઠેલા માણસોએ ગાડીવાળાના બોલવા ઉપરથી ગભરાઇને આજુબાજુ જોવા મંડયુ તો તેમને ગાડીની પૂંઠે પૂંઠેથી ઝાડીમાં દુર બે દીવા હોય એવો ચળકાટ જણાયો અને તે ઉપરથી બોલી ઉઠયા કે આ પેલો ઝાડીમા વાઘ બેઠો છે અને તેથી કરીને બળદીઆ આગળ ચાલ્યા નહિ. ગાડીના ફાનસના દિવા જોઇને વાઘને પણ બીક લાગી. આ બળદને કોઇએ કોઇ ગ્રંથ લઇને વાંચી સંભળાવ્યો નહોતો કે વાઘની ગંધ આવા પ્રકારની હોય છે અને વાઘ તે બળદીઆઓને ફાડી ખાય છે અને તેથી બળદીયા મરી જાય છે. મરણ એ મહા દુઃખ છે તેમજ કોઇ સદ્‌ગુરૂએ તેના કાનમાં કહ્યું ન હતું કે વાઘની ગંધ આવી છે, ત્યારે બળદીયામાં આ જ્ઞાન આવ્યું કયાથી? બળદીઆએ કોઇ દિવસ મરી જોયું નથી અને તાવમાંથી સારો થાય તેમ મરણ દુઃખ સહી પાછો જીવતો થઇ ઉભો રહ્યો નથી. એટલે કારણને અનુભવ્યું નથી. વાઘોને સુંઘી સુંઘીને તે ગંધ પારખવાની શક્તિ કોઇ નિશાળના અભ્યાસદ્વારા મેળવી નથી. ત્યારે આક જ્ઞાન તેને કયાથી ઉત્પન્ન થયું? આ ઉપર વિચાર કરતાં વિચાર શીલ મનુષ્યને ઇશ્વરનુ અસ્તિત્વ, પુનર્જન્મ, મનુષ્ય કરતા બળદનું નાક વધારે સારી રીતે પારખી શકે તેવી ઘ્રાણેન્દ્રિયવાળુ છે, ઈત્યાદિ સ્પષ્ટ સમજાયછે. વાઘને દીવાનો ભય કયાંથી થયો? બળદને અટકવાનું અને જીવ લઇને દોડવાનું કોણે કહ્યું? તેમ વાઘની દ્રષ્ટિ મર્યાદાથી દૂર થતા તેણે જાણ્યુ કયાંથી કે હવે વાઘના ભયથી આપણે મુક્ત થયા છીએ? આ ઉપરથી પ્રત્યક્ષ જણાશે

કે, જ્ઞાન સ્વરૂપ અંતર્યામિએ બળદીઆના અંતરમાં પ્રેરણા કરી. બળદીયો પોતાની પુર્વજન્મની દેહ છોડતી વખત મરણ પામ્યો તે સમયે તેને મરણનું દુઃખ થયું હતું તેની વાસના એના હૃદયમાં સ્થિત હતી કે, મરણથી જે જીવાત્માને દેહની સાથે તાદાત્મ્ય સંબધ છે તે દેહને છોડવો પડે છે અને તે સમયે અતિ દુઃખ પ્રાપ્ત થાય છે. આ ઉપરથી ઇશ્વરનું અસ્તિત્વ, જીવ અને દેહનું છુટા પડવાપણું એટલે મરણ, પૂનર્જન્મ, બાહ્ય પદાર્થથી જ્ઞાનનું ઉત્પન્ન થવું અને જ્ઞાનથી વાસના બધાવી, એ વાત સ્પષ્ટ થઇ સર્વ કોઇના અનુભવમાં આવેછે આ ઉપરથી સૂત્રનો અર્થ સ્પષ્ટ સમજાશે. અત્યત ગૂટ અતિ ટુકા સૂત્રમાં ભગવાનશ્રી વ્યાસમુનિએ જે કાંઇ મહાન જ્ઞાન તત્વ રચ્યુ છે તેથી તેમની વિશાળ બુધ્ધિનો પણ ખ્યાલ આવ્યા વિના વાંચક વર્ગને રહેશે નહિ.

**क्षणिकत्वाच्च ॥ ३१**

**સૂત્રાર્થ** :--આલય વિજ્ઞાન ક્ષણીકરૂપે હોવાથી તે વાસનાના આશ્રય રૂપે થઇ શકે નહિ.

**ટીકા**:—જીવાત્મામાં **अहम् अहम् अहम्** એવું સ્ફુરણ થાયછે. તેને આલય વિજ્ઞાન એમ કહેછે. એ **अहम्** ને જો વાસનાનો આશ્રય લઇએ તો **अहम्** વૃતિનો નાશથતા અથવા લયમાં જતાં અથવા નિરૂદ્ધ અવસ્થામાં ભૂત અને ભાવિકાળમાં જેનુ અસ્તિત્વ નથી તેથી વાસના પણ આ કામનો નાશ થવાથી, આશ્રયી એનો નાશ થાય, તે પ્રમાણે નાશ અથવા ક્ષય થશે. વાસના એકદમ ભૂસાઈ જતી નથી ભાવરૂપે અને સ્વાનુભવ રૂપે કર્માશયમાં તે સ્થિતછે. વાસના એ એક પ્રકારનું જ્ઞાન હોવાથી વૈનાશિકોના મત પ્રમાણે, શુન્યવાદ પ્રમાણે, બાહ્યાર્થ વાદીના મત પ્રમાણે, વિજ્ઞાન વાદીના મત પ્રમાણે, આલય વિજ્ઞાનના આશ્રય રૂપે નથી પણ ક્ષણીક છે.

**सर्वस्यानुपपत्तेश्च ॥ ३२**

**સૂત્રાર્થ** :—વૈનાશિક સિદ્ધાંત સર્વ રીતે અયુક્ત હોવાથી તેનું ગ્રહણ કરવુ યુક્ત નથી.

**ટીકા** —આગલા સૂત્રોની ટીકામાં હમે બતાવી ગયા છીએ કે, વૈનાશિકોના સિદ્ધાંત શ્રુતિ, યુક્તિ અને પ્રમાણ રહિત હોવાથી સ્વીકારવા યોગ્ય નથી. તેમજ બૌદ્ધ, જૈન, દિગંબરના મતો પણ સ્વીકારવા યોગ્ય નથી.

नैकस्मिन्न संभवात् ॥ ૩૩

**સૂત્રાર્થ:**—એકજ ધર્મીમાં અનેક પ્રકારના ધર્મોનો અભાવ હોવાથી આ દિગમ્બરવાદ અયુક્ત છે.

**ટીકા:**—એક ધર્મીમાં એક કાળે અનેક ધર્મની ઉત્પતિ છે, અથવા સમાવેશછે, એવી કલ્પના શંસયાત્મક હોવાથી તે માન્ય કરવા યોગ્ય નથી. અગ્નિમાં શીતળતા અને ઉષ્ણતા એવા બે વિરૂદ્ધ ધર્મોછે, એવી કલ્પના ખોટીછે. તેમજ વેદ, યુક્તિ અને પ્રમાણથી વિરૂદ્ધછે. સ્વાનુભવ પણ તે વાત સ્વીકારતો નથી. એટલા માટે જૈન, અર્હંત, પરમાણુવાદી, બૌદ્ધ, વૈનાશિકો, વિજ્ઞાનવાદી, શૂન્યવાદી, નાસ્તિકો બાહ્યાર્થવાદી ઇત્યાદિઓની કલ્પના શંસયાત્મક નિશ્ચય વગરની હોવાથી એવા અનિશ્ચાયાત્મક અર્થવાળા શાસ્ત્રને રચનારાનું વચન મન્દોમત્ત પુરૂષની માફક અવિશ્વસનીય હોવુ જોઇએ.

एव चात्माऽकात्स्न्यम् ॥ ૩૪

**સૂત્રાર્થ:**—વળી આ રીતે માનવાથી આત્માને પરિચ્છિન્નપણાની પ્રાપ્તિ થશે.

**ટીકા:**—એક ધર્મીમાં અનેક વિરૂધ્ધ ધર્મનો સમાવેશ થાય છે, એમ માનીએ તો જ્યારે વિરૂદ્ધ ધર્મ એક બીજા સાથે રહી શકતા નથી, ત્યારે ધર્મીના અનેક વિભાગ કરવા પડશે ત્યારેજ એકમાં એક ધર્મ અને બીજામાં તેથી વિરૂધ્ધ ધર્મ વસી બે વિભાગ પડશે અને ધર્મ ધર્મીના કટકા કટકા થઇ જશે. કારણ કે બે વિરૂધ્ધ ધર્મો એકજ વસ્તુમાં રહી શકતા નથી. આ ઉપરથી જે પરમાત્મા એકજ છે, તેના પણ ભિન્ન ભિન્ન કટકા થશે અને આત્મામાં છિન્ન ભિન્નત્તાનો દોષ પ્રાપ્ત થશે. એટલા માટે દિગંબરોનો આ મત સ્વીકારવા યોગ્ય નથી. તેમજ જેવડું શરીર તેવડો આત્મા એમ માનીએ તો હાથીમાં બહુ મોટો જીવ અને કીડીમાં બહુ નાનો જીવ એવું સિધ્ધ થશે. વળી જ્યારે તે જીવ પૂર્વ દેહથી જુદો પડશે અને મરશે ત્યારે પણ પાછો જન્મ લેતી વખતે જો કીડીના જીવને હાથીનો જન્મ લેવો પડે તો એ જીવ કેવી રીતે મોટો થઈ શકશે અથવા તો હાથીને કીડીનો જન્મ લેવો હોય તો તે નાનો કેવી રીતે થઇ શકશે. એક ઠેકાણે સંકોચિત અને બીજે ઠેકાણે વિકસિત દેહમાં ભરઈ જીવ થાય તો તેનું વજન એક ઠેકાણે વનું બીજે ઠેકાણે ઓછું અથવા તો બેઉ ઠેકાણે સમાન થશે કે કેમ એ પણ શશયાત્મક છે માટે

આવા સર્વ દિગંબરોના સિદ્ધાંતો અને તેમના શાસ્ત્રો જેટલે અંશે વેદ વિરૂદ્ધ છે, તે માનવા યોગ્ય નથી. એમ સ્પષ્ટ સમજવા માટે ભગવાન વ્યાસમુનિએ આ સૂત્રની રચના કરી છે.

**न च पर्यायादप्यविरोधोविकारादिभ्यः ॥ ३५**

**સૂત્રાર્થ:**—વિકારાદિ દોષને લીધે અવયવોનું નાના મોટારૂપે થવું, એ વિરોધ યુક્ત છે.

**ટીકા**:—નિત્ય પ્રલય, નૈમિતિક પ્રલય અને આત્યંતિક પ્રલય, એમ ત્રણ પ્રકારની સ્થિતિ, વૃદ્ધિ અને ક્ષય થયાં કરે છે એ અનુભવ સિધ્ધ છે. ગઇ કાલે જે આપણું શરીર હતું તે શરીર જેવું ને તેવું તેટલાજ પરમાણુનું આજ રહ્યું નથી. પ્રતિક્ષણે શ્વાસોચ્છાસમાં કેટલાએક પરમાણું શરીરમાંથી જાય છે અને નવા આવે છે, તેનું નામ નિત્ય પ્રલય છે. જીવ જ્યારે એક દેહ છોડીને બીજો દેહ ધારણ કરે છે ત્યારે નૈમિતિક પ્રલય થયો એમ કહેવાય છે. અને જ્યારે અખિલ બ્રહ્માંડનો નાશ થાય છે, ત્યારે તેને આત્યંતિક પ્રલય એવું નામ અપાય છે. જેવી રીતે કે એક બરફના ગઠ્ઠામાથી પ્રતિક્ષણ ઓગળી ઓગળીને પાણી બનતુ જાય, ત્યાર બાદ તે પાણીની સૂર્યના તાપથી વરાળ બને અને અસ્પષ્ટ જણાય. તે પ્રમાણે બરફના ગઠ્ઠા જેવું આપણુ સ્થુલ શરીર છે. તેમાં વરાળના જેવુ અસ્પષ્ટ શરીર એટલે લિંગ શરીર છે. એ વરાળ જ્યારે સૂર્ય મંડળમાં વાદળાંરૂપે ઉનાળામાં અદ્રશ્ય રૂપે કયાં ગઇ અને કયાં રહી તે કાંઇ જણાતું નથી અને જ્યારે ચોમાસામાં કાળા વાદળાઓ થઇ તેનું તે પાણી મેઘરૂપે પૃથ્વી ઉપર વરસે છે અને ટાઢને લીધે તેનો ગઠ્ઠો થાય છે ને બરફ બને છે, સારે પાછું તે બરફ સ્થૂલ રૂપ એટલે સ્પષ્ટ શરીર ધારણ કરે છે. આ સર્વ સ્થિતિમા જલ તત્વના જે જે રૂપાંતરો ક્રિયા સ્પષ્ટતા અને અસ્પષ્ટતા થાય છે. તે સર્વ એક નિગુઢ શક્તિ જેને એક બ્રહ્મ કહે છે તેને આશ્રયે થાય છે. પ્રથમ બ્રહ્મમાંથી તેનીજ એક શક્તિ મહત્ તત્વ એટલે સગુણ બ્રહ્મ, મહા માયા, મહેશ્વર, પુરૂષોતમ પ્રકૃતિ, ઇશ્વર, અંતર્યામિ, ઇત્યાદિ નામે ઓળખાય છે. તે પ્રકૃતિ જ્યારે સામ્યાવસ્થામાં વિકાર રહિત એટલે કે ક્ષોભ રહિત ત્રણ ગુણોની સામ્યાવસ્થામાં હોય છે અને અક્રિય રૂપ હોય ત્યારે તેનું નામ પ્રધાન એવું કહે છે. જ્યારે એ ગુણ ત્રયો, વત્તા ઓછા પ્રમાણમાં પ્રકૃતિમાં ક્ષોભ થઇને સેળભેળ થઇ જાય છે સારે પંચ મહાભુતોની ઉત્પત્તિ થાય છે. પુરૂષ અને પ્રકૃતિમાંથી એટલે શિવ

શક્તિમાંથી આ ભૌતિક જગતના સર્વ અવયવી પદાર્થો, સ્થુલ, સૂક્ષ્મ કારણ દેહો, તેમના અભિમાની દેવતાઓ ઇત્યાદિ ઉત્પન્ન થાય છે તેમાં પ્રકૃતિનો, જે જીવમાં સાત્વિક ગુણનો અંશ વધારે હોય છે, તેને પૂણ્યવાન દેવ, પિતર, તેજોમય દેહવાળા, દેવયાન માર્ગમાં વસનારાં, સર્વ વૈભવોથી યુક્ત આનંદ, સુખ દીર્ઘાયુ ભોગવનારા, ઇત્યાદિ નામો અપાય છે. રજસ્ તમોમલવાળા વત્તા ઓછા પુણ્યના તારતમ્યે, વિદ્યા અને અવિદ્યા ગ્રસ્ત, સુખ દુઃખના પામનારા બંધનમાં સડનારા, અજ્ઞાની અને પાપી જીવો કહેવાય છે.

ઉપર લખેલા સૂત્રમાં નિત્ય પ્રલયમાં દરરોજ દેહની સાથે જીવની પણ દેહની પેઠે વૃધ્ધિ, ક્ષય થતો જશે. જ્યારે કીડીનું મરણ થશે અને તેને હાથીનો દેહ લેવો પડશે ત્યારે જીવને હાથીના જેવડો મોટો ખેંચી ખેંચીને બનાવવો પડશે અથવા તો હાથીને જો કીડીનો જન્મ લેવો હશે તો તેના જીવને કાતરી કાતરીને છેક કીડી જેવડો કરવો પડશે ઇત્યાદિ ઇત્યાદિ. આવા આવા કુતર્કો જે દિગંબરધર્મી જૈનોના છે, તેમનો મત અને તેઓનું વિજ્ઞાન શાસ્ત્ર આ અંશમાં વેદ વિરૂધ્ધ હોવાથી શિષ્ટ લોકોને માન્ય નથી. તે સ્પષ્ટ દર્શાવવા ઉપરનું સૂત્ર છે. તેમજ આ સૂત્રની જે ટીકા હમે કરી છે, તેમાં શ્રુતિ સંમત જે સિધ્ધાત છે તે સ્પષ્ટ કરવા હમે પ્રયત્ન કર્યો છે.

अन्त्यावस्थितेश्चोभयनित्यत्वाद विशेष: ॥ ३६

**સૂત્રાર્થ**:—અંત્ય અર્થાત મોક્ષની અવસ્થામાં થનારૂં જીવ પરિમાણ નિત્ય થવાથી પૂર્વના આદિ તથા મધ્ય પરિમાણો પણ નિત્ય થશે. કારણ કે તેમાં ભિન્નતા નથી.

**ટીકા**:—મોક્ષ સમયે અંતિમ શરીરની જે સ્થિતિ છે તે નિત્ય છે, અને આદિ અને મધ્ય શરીરની સ્થિતિ અનિત્ય છે, એવો જે દિગબરી જૈનોનો સિદ્ધાંત છે, તે ખોટો છે. જીવ નિત્ય છે. અને આદિ અને મધ્ય શરીરોમાં તે નાના મોટા દેહ. પરિમાણનો થાય તો તે તેના નાના મોટા શરીર આદિ અને મધ્ય શરીર ધારણના સબંધમાં લાંબો ટુંકો થશે. તેથી કરીને મોક્ષાવસ્થામાં જે શરીર છે, અને નિત્ય છે, તેનાથી વિલક્ષણ સ્થિતિ ત્રીજા શરીરમાં થશે, માટે પ્રત્યેક શરીરમાં જીવનું પ્રમાણ અથવા માપ શરીરની સાથે પલટાતું જાય અને વજનમાં પણ વધઘટ થતું જાય તો જીવ પણ અનિત્ય ઠરે. તેથી આ મત શ્રુતિ વિરુધ્ધ છે. હવે એક સોનાની

લમડીના ત્રણ કટકા સમાન, ત્રણે કાળ કાળરૂપે એકજ કાળનું સ્વરૂપ છે. તે વાત ખોટી ઠરશે એક લાંબી લગડીમાંથી પે'લા કટકાનુ નામ પિત્તળ પાડીએ, બીજો કટકો તાંબાનો છે એમ માનીએ અને ત્રીજો કટકો સોનાનો છે. એમ કહી ચોકસીને ત્યાં જઈ એમ કહીએ કે આ ત્રણે કટકાની જે લગડી છે, તે સોનું છે તો તે વાત ચોકસી હસી કાઢશે અને કહેશે કે આ ત્રણે લગડીઓમાં સોનું તો એકજ લગડીમાં છે અને બીજા બે કટકામાં સોનું નથી. છેલ્લા શરીરમાં જૈનોના મત પ્રમાણે જીવ જે સોનાને સ્થાને છે તે સત્ય છે અને નિત્ય છે. અને બીજા બે દેહોમાં એટલે આદિ અને મધ્ય દેહોમાં જીવ અનિત્ય અને ખોટો છે એમ ઠરશે માટે એ મત બુદ્ધિમાન પુરૂષો સ્વીકારશે નહિ. તે દર્શાવવા ઉપરના સૂત્રની યોજના છે. તેમજ અણું જેવડો નાનો કે મહાન્ જેવડો મોટો જીવ માનીએ તો તેમાંથી કોઇ ગુણો જે આપ લે કરતા નથી. પણ જડ પર્વતની પેઠે જયાંના ત્યાં પડી રહે છે. અને જો જીવને નાનામાં નાનો માનીએ તો તેમાં અન્ય ગુણોનો અથવા ધર્મનો સમાવેશ થાય છે. કારણ કે તે પરમાણુંરૂપ છે. માટે તે મત પણ શિષ્ટજનોને માન્ય નથી. આવી તરેહના જૈન દિગં-બરીઓના કુતર્કો શ્રુતિ વિરૂધ્ધ છે. તે સ્વીકારવા યોગ્ય નથી.

**पत्युरसामञ्जस्यात् ॥ ३७**

સૂત્રાર્થ:—કારણ તથા કાર્યની ઐકયતા નહિં હોવાથી ઇશ્વરનું અધિષ્ઠાતારૂપે થવું યોગ્ય નથી.

ટીકાઃ—પુતળાઓ બનવાનું કારણ કુંભાર જે ઇશ્વિર સ્થાને તેનું નિમિત્ત કારણ છે. તેટલુંજ માનીને બેસી રહેવું એવી જે વેદ બાહ્ય અનેક કલ્પનાઓ વેદ વિરૂદ્ધ મતવાળાઓની છે, તે સ્વીકારવા યોગ્ય નથી. કારણ કે મટોડી વિના એટલે ભૌતિક પદાર્થો વિના (જે ઉપાદાન કારણ છે, તેના વિના) ઇશ્વર સૃષ્ટિ રચે છે અને એકલું નિમિત્ત કારણ છે. તે મત-મટોડી વિના કુભાર પુતળા ઘડે છે તેના જેવો છે. તેમજ મટોડીમાં પાણી રેડી અને ગુંદી તેમાંથી એક લોચો લઇ દંડ ચક્રની સહાયતા વડે પોતાની ઇચ્છામાં આવે તેવા ઘાટ ઘડવાને કુંભાર સમર્થ થાય છે. એટલા માટે નિમિત્ત કારણ તે કર્તા. ઇચ્છા પ્રમાણે ઘાટ ઘડાઇ તૈયાર થયો તે જગત-કુંભારના દંડ ચક્રાદિ સહકારી કારણો મટોડીમાં પાણી રેડી ગુંદ-વાની ક્રિયા એ સર્વ મળી ઇશ્વરે આ જગતની રચના કરી છે, એવું હમે ઠેકઠેકાણે આ ગ્રંથમાં દર્શાવી ગયા છીએ. એટલા માટે આ જગતની

ઉત્પત્તિના કારણ વિશે કોઇ મતવાળા એકલુંજ નિમિત્ત કારણ લઇને વાદ કરે છે. કેટલાએક એકલુંજ ઉપાદાન કારણ લઇને વાદ કરે છે, કેટલાએક પંચમહાભુતોને અથવા તો ભૌતિક પદાર્થને એટલે કે સૂર્ય, ચંદ્ર, અગ્નિ, આકાશ, પ્રાણ, પ્રકૃતિ, પ્રધાન, મહત્, પરમાણુ, જીવ, શરીર, ઇચ્છા-શક્તિ, અથવા એકલો પુરૂષજ આ જગતને ઉત્પન્ન કરે છે, એવાં કારણો કલ્પે છે તે સર્વ મતમતાંતરો શ્રુતિ વિરૂધ્ધ હોવાથી શિષ્ટ સંપ્રદાયમાં ચાલી શકે તેમ નથી. માટે ઉપર દર્શાવ્યા પ્રમાણે મુનિવર્ય વ્યાસજીએ, આ ગ્રંથમાં વિવિધ સૂત્રો વડે, શ્રુતિનું રહસ્ય જણાવવા અને તે શ્રુતિઓ એક બીજાથી વિરૂધ્ધ નથી એવુ દર્શાવી સૂત્રોની રચના કરી છે. હમે ભેરીનાદે કહી ગયા છીએ કે શ્રુતિ વિરૂધ્ધ મનના કુતર્કો કરવા નહિ. શ્રુત્યાનુકુળ તર્ક કરવાથી તેનો આશ્રય કરનાર, નિશ્ચયવાળાને મોક્ષ માર્ગ જડે છે, અને કુતર્કો કર-નારાઓ તો આંખે પાટા બાંધીને અંધારામાં કુવામાં આંધળાઓ જેમ અફળાય છે, કુટાય છે અને કુવામાંથી અજવાળામાં આવી બહાર નીકળવાનો માર્ગ હાથ લાગતો નથી, તેમ પોતાનીજ કલ્પનામાં અને કુતર્કોમાં અફ-ળાયા કરે છે. કોઇપણ નિશ્ચય વિના તે વારંવાર પોતાના મનનાં સિધ્ધાંતો ફેરવ્યાં કરે છે અને અનવસ્થાને પ્રાપ્ત થાય છે. તેના મનની વિકલતા મટી જઇ કદાપિ શાંતિ પ્રાપ્ત થતી નથી. સત્ય સુઝતું નથી. એક દૃઢ નિશ્ચય થતો નથી. ઇશ્વરનો વિષય મન બુદ્ધિ તર્ક અને વાણીની જ્યાં ગતિ નથી જેનું વર્ણન અગ્રાહ્ય, અતર્ક્ય, અલક્ષણ, અચિંત્ય ઇત્યાદિ, શબ્દોમાં કરી શ્રુતિઓ ચૂપ થઇ જાય છે. તે સ્વરૂપ સ્થિતિ જે સ્વાનુભવ ગમ્ય છે તે પ્રાપ્ત થતી નથી. જે પ્રમાણે એક છ મહિનાની છોકરીની આગળ વાત કરીએ કે, તું મરચું ખાઇશ નહિ, મરચાં તીખાં લાગે છે, ગરમ પડે છે, અને તેથી ફોલ્લા વિગેરે થાય છે, આંખમાંથી પાણી નીકળે છે મોઢામાં આગઆગ થાય છે અને તેથી દાઝયો હોય તેટલું દુઃખ થાય છે અને રડે છે એટલી બધી શિખામણ આપ્યાં છતાં, પોતાનામાં અવિદ્યાને લીધે તે વાત સ્વીકારતું નથી. પણ જ્યારે મરચાંને લઇ પોતાના મોંમાં ચાવે છે ત્યારે રડારોળ અને હાયપીટ કરે છે અને તીખું એ શી વસ્તુ છે, તેનું અનુભવ જન્ય જ્ઞાન તેનેજ થાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે **नहि वंध्या विजानाति गुर्वी प्रसव वेदना** પ્રસવ થતી વખત વેણુ આવી કેવું દુઃખ થાય છે, તેની સમજણ વાંઝણીઓને હોતી નથી. તે તો પ્રસૂતિ-નેજ હોય છે.

## सम्बन्धानुपपत्तेश्च ॥ ३८

**સૂત્રાર્થ**:—પ્રધાન તથા પુરૂષની સાથે ઇશ્વરનો સબંધ નહિ હોવાથી ઇશ્વર પ્રધાન તથા પુરૂષના અધિષ્ઠાતારૂપે થઇ શકે નહિં.

**ટીકા**:—ઇશ્વર અસગ અને નિર્લેપ હોવાને લીધે તેમાં પ્રધાનની પેઠે ભળી જવાનો અથવા તો કારણરૂપે રહેવાનો અથવા સંબધ થવાનો સંભવ નથી. કારણ કે પ્રધાન પુરૂષ અને ઇશ્વર એ ત્રણે નિરવયવ અને સર્વત્ર વ્યાપક હોવાથી ઓતપ્રોત થઇ શકતા નથી. તેમજ પરમાણુની માફક સેળભેળ પણ થઇ શકતાં નથી. માટે તે કારણરૂપે અથવા પ્રેરક તરીકે હોઇ શકે નહિં. તેમજ આશ્રયાશ્રયીભાવ હોઇ શકે નહિ. ઇશ્વરને મન નથી. તેથી મન વિના પ્રેરણા કરી શકે નહિ, તેમજ જ્ઞાન હોઇ શકે નહિં એવી વાદીની શકાનું સમાધાન એ છે કે પ્રધાન જડ છે, પરમાણુંઓ પણ જડ છે, મન પણ અન્ન રસમય હોવાથી જડ છે. કોઇપણ સાધનની અપેક્ષા વિના શુદ્ધ ચૈતન્ય સર્વ કાંઇ કરી શકે છે, ઇશ્વરમાં જ્ઞાન ઉત્પન્ન થતું નથી, પણ જ્ઞાન સ્વરૂપ એજ શુદ્ધ ચૈતન્યનું સ્વરૂપ છે, માટે તેમાં પ્રેરણા શકિત પણ સ્વતઃસિધ્ધ છે. કોઇ અન્ય સ્થાનેથી આણી ઇશ્વરમાં ભરેલી નથી અથવા ઉત્પન્ન થયેલી નથી. એ સર્વ શકિત ઇશ્વરમાંજ સ્વરૂપે સ્થિત છે. તેથી તેમાં કાર્યકારણ ભાવ પણ તતુની માફક નથી. તેજ, એ જ્ઞાનનું દ્યોતક છે. તે પણ સ્વરૂપમાંજ સ્થિત છે. બહારથી લાવી ઇશ્વરમાં તેજને કોઇએ ભેળ્યું નથી. એટલા માટે શ્રુતિ તેને સ્વયંજ્યોતિ સ્વયભુ, સત્યજ્ઞાન અનંત, પ્રજ્ઞાન સ્વરૂપ, આનંદમય, એવાં એવાં વિશેષણો આપી તેનું દર્શન કરાવવા પ્રયત્ન કરે છે અને ઇશ્વર જેનામાં સ્વતઃસિધ્ધ પ્રેરણા શકિત છે, તે શબ્દની જ્યાં ગતિ છે, તેથી પર છે, એમ કહી શ્રુતિઓ ચુપ થઇ જાય છે. ઇશ્વરની ઇચ્છાશકિતથીજ આ જગતની ઉત્પત્તિ છે. એટલા માટે તેને આદિકારણ કહેવામાં આવે છે, અંતરનો અંતર પણ અંત આત્માજ છે. તેવી રીતેજ તે પ્રેરણાનો પ્રેરક પણ છે. એવો વેદમત છે. જ્ઞાનનું દ્યોતન કરનાર ચિદ્જ્યોતિ છે. તેને જ્યોતિર્મય પુરૂષ, આત્મજ્યોતિ, સાક્ષાતવહ્નિ, વિદ્યા સ્વરૂપ, સત્યજ્ઞાન, પ્રકાશક, પ્રેરક, નેતા, જગદોત્પાદક, સ્થિતિ લયોદ્ભવકારક, એવાં એવાં વચનો વડે શ્રુતિપ્રતિપાદન કરે છે. એ વિષયમાં **चत्वारि शृगा॰ अग्निमीडे॰** ઇત્યાદિ શ્રુતિઓ નીચે પ્રમાણે છે.

તેમાં એ જ્ઞાન સ્વરૂપ અથવા જ્યોતિસ્વરૂપને સદાશિવના નેત્રત્રય કહ્યાં છે અને શિવને અર્ધ નારીશ્વર અથવા સગુણ બ્રહ્મ, ૐ સ્વરૂપ કહેવામાં આવે છે. તેના ત્રણ પગ તે ત્રણ ગુણ અથવા શિવના ત્રણ સ્વરૂપ એટલે કે બ્રહ્મા, વિષ્ણુને રૂદ્ર ત્રિણિ જ્યોતિ, અષ્ટમુર્તિ, પચવદન, ચતુરવદન, શેષ, અગાગ, મનસગોચર, અભેદ્ય, નિરવદ્ય, નિરાલંબ, નિર્વિકલ્પ, એવાં એવાં નામો આપ્યા છે.

બ્રાહ્મણોનું આદ્યકર્તવ્ય શ્રૌતવિહિત કર્મ કરવાં એમ છે. તે **कुर्वन्नेवेह कर्माणि० संकल्पादेवास्य० यंयंलोकं मनसा विभाति०** ઇત્યાદિ શ્રુતિએ ઇશ્વરનું સ્વરૂપ સ્પષ્ટ દર્શાવ્યું છે, તેમજ **विभुरसौ** ઇત્યાદિ મત્રવડે આત્મજ્યોતિ જે વહ્નિ તે સર્વ જ્યોતિમાં મુખ્ય છે, એવું પ્રતિપાદન કર્યુ છે. સૂર્યનારાયણ જે આત્મજ્યોતિનુ બીજું સ્વરૂપ છે તેનું વર્ણન હમે આગળ કરી ગયા છીએ, તેમજ ચદ્ર, વિદ્યુત, અને અંતરિક્ષના દિવ્ય પ્રકાશક ઇન્દ્રાદિ દેવોની આલ્હાદક જ્યોતિ વિષે પણ આ ગ્રંથમાં દિગ્દર્શન કરાવી ગયા છીએ એટલે વિશેષ લખવાની અત્રે જરૂર નથી. સૂર્યનારાયણ જો કે પ્રત્યક્ષ દેવ છે. તથાપિ તે ઘણા દુર છે. રાત્રે તેઓનો અસ્ત થવાથી અંધારૂં થાય છે. તેથી હોમેલુ દ્રવ્ય છિન્નભિન્ન કરી જ્યોતિર્મય દેહો જે દેવ છે તેને પહેચાડી હુતત્વ કરી શકતા નથી. પ્રત્યેક ઘરમાં નિત્ય સબધ ધરાવનાર પછી રાત્રે કે દિવસે સેજમા પ્રાપ્ત થનાર, નિકટમાં નિકટ સબધવાળો જે અગ્નિદેવ છે, તે આત્મજ્યોતિ અંતરનો પ્રેરક, જ્ઞાનનો દ્યોતક, સર્વ બ્રાહ્મણોને, સર્વ જ્યોતિમાં આદ્ય ઉપાસનીય છે, પ્રત્યક્ષ છે. તેનું યજન કરવું એ **यज्ञेनयत मयजंत देवा०** એ મત્રમાં **प्रथमाणि धर्मासन** એમ પ્રતિપાદન કરેલુ છે અને ઉઠતાં વારનેજ તેનું પ્રાતઃકાળે ભજન કરવા શ્રુતિ પ્રબોધે છે.

સૃષ્ટિ નિર્માણ કરવાની પ્રભુની પધ્ધતિ કેવી છે, તેને આધારભૂત એવા સાહચક અભિપ્રાય ક્યાં છે? લોક કલ્યાણ, સુખ, આનંદ પ્રગતિ અને બધનથી છુટવાં માટે પરમાત્માએ શી વ્યવસ્થા કરી છે? અજ્ઞાન અંધકારમાં કુબતા દુઃખી જીવોએ કોનો આશ્રય લેવો? જ્ઞાનપ્રાપ્તિ શા સાધનો વડે થઇ શકે? ને પ્રાપ્ત થયા પછી તેનું પર્યવસાન શામાં કરવું? તેના નિયમો શ્રુતિમાં દર્શાવ્યા છે. તે સિધ્ધ કરવા આ સૂત્રની રચના છે.

**अधिष्ठानानुपपत्तेश्च ॥ ३९**

**સૂત્ર ર્થ:—**ઇશ્વરમાં અધિષ્ઠાનની અપ્રાપ્તિ હોવાથી તેમાં અયોગ્યતા છે.

ટીકા:— સર્વ વાસણો અને રમકડાઓમાં મટોડી એ મુખ્ય કારણ છે અને મટોડી વિના તેઓનું અસ્તિત્વ નથી. તો હવે એ રમકડામાં અને મટોડીમાં કે ઘડા ગાગરમા કુંભાર ભરાઇ બેઠેલો જણાતો નથી માટે ઘડાનું આદિ કારણ કુંભાર નથી તે પ્રમાણે આ જગતની ઉત્પત્તિ ગુણ ત્રયને લીધે છે, અને તેમા તે દીસે છે પણ તેમાં કાંઇ ઇશ્વર જણાતો નથી. એટલા માટે આ જગતની ઉત્પતિમા તંતુથી પટ થયા તે પ્રમાણે આદિ કારણ જેપ્રધાન ઓતપ્રોત છે. તે સિવાય તેમાં બીજો કોઇ ઇશ્વર છે એવો વેદવાદીઓનો સિધ્ધાંત ખોટો ઠરે છે એવું તાર્કીક લોકોનુ કહેવું છે અમોને તે શ્રુતિ વિરૂધ્ધ લાગે છે. અધિષ્ઠાન એટલે કતૃત્વ ધર્મવાન મટોડી અથવા પ્રધાન નથી. પ્રધાન તો એક સાધન દ્રવ્ય છે. તે જડ છે અને સાધન વિના પણ ઇશ્વર પોતાના સંકલ્પથી જગતની ઉત્પતિ કરી શકે છે.

શ્રુતિમાં **सईक्षेत लोकान असृजत** લખ્યું છે તેનો અર્થ એવો છે કે **स** એટલે તે ઇશ્વર **लोकान** એટલે આ જગતના લોકોને **असृजत** એટલે સ્રજ્યા છે. એવો થાય છે માટે પ્રધાનવાદીનો તર્ક અને કલ્પના સ્વીકારવા યોગ્ય નથી, જે પ્રમાણે પુતળાં બનાવવામા મટોડીની જરૂર હોય છે એક દિવસે મટોડી મળી નહિ અને કુંભારને રમકડા ઘડવાની જરૂર પડી ત્યારે તેણે ખાડના રમકડાં બનાવ્યાં, પત્થરને ઘડીને તેનાં રમકડાં બનાવ્યા, લાકડાને કોતરી તેના રમકડાં બનાવ્યાં, કાગળ પર પેનસીલથી ચિત્રી તેના રમકડાં બનાવ્યા, કાગળને કોતરી વિવિધ રંગ પુરી દિવાળીમાં સાંગીપુરી સાથીઆ કાઢે છે તેવા રંગ બેરંગી ચિત્રોની રચના કરી અને મટોડીને કહ્યું કે મારે જ્યારે ખપ પડયો ત્યારે તું રીસાઇને આઘી ચાલી ગઇ માટે તારા વિનાજ હવે હું ઘડા, ગાગર આદિની ચિત્ર વિચિત્ર રચના કરીશ. તે પ્રમાણે ઇશ્વર પ્રધાનથીજ આ જગતને સ્રજે છે તે તેનું મુખ્ય કારણ છે. અધિષ્ઠાન છે એમ ઠરતુ નથી. તેથી પ્રધાનવાદીના તર્કો સ્વીકારવા યોગ્ય નથી એ આ દ્રષ્ટાંત પરથી સ્પષ્ટ સમજાશે.

**करणवच्चेन्न भोगादिभ्य** । ॥ ४०

**સૂત્રાર્થ** :—ઇન્દ્રિયોની પેઠે ઇશ્વર પ્રધાનના અધિષ્ઠાન રૂપે છે. એમ કહેશો તો તે તે યુક્ત નથી કારણ કે ઇન્દ્રિયોમાં ભોગાદિ જોવામાં આવે છે. તેમ અહીં ભોગાદિનો સંભવ નથી

**ટીકા :**—પ્રધાનના પ્રર્વતક અથવા આદિ કારણ અથવા મુખ્ય કારણ એટલે અધિષ્ઠાન ઇશ્વર છે એમ કલ્પના કરો તો ઇન્દ્રિયોની પેઠે તેઓ ભોગ ભોગવનારા છે અને શરીરવાળા છે એવું ઠરશે, શરીર વિના ભોગની પ્રાપ્તિ નથી. શરીર આવ્યું એટલે તેને ષડ્‌વિકાર ક્ષુધા તૃષા વૃધ્ધિક્ષય, પરિચ્છિન્નતા ઇત્યાદિ લાગુ પડશે અને એવા શરીર ધર્મો ઇશ્વરને ઇશ્વરના ગુણોથી વિરૂધ્ધ ધર્મો જે શરીરના છે તે લાગુ પડી ઇશ્વરનું ઇશ્વરપણું નાશ થશે એટલા માટે પ્રધાનવાદીની ચક્ષુરાદિ ઇંદ્રિયો સમાન શંકા કરણ સમાન છે તે અયુક્ત છે એમ આ સૂત્રથી સ્પષ્ટ સમજાય છે.

**अन्तवत्वम सर्वज्ञता वा ॥ ४१**

**સૂત્રાર્થ :**—ઇશ્વરને શરીરી માનવાથી ઇશ્વરમાં અંતપણાનો અથવા સર્વજ્ઞ ભાવથી રહિતપણાનો દોષ પ્રાપ્ત થશે.

**ટીકા:**—પુરૂષ ઇશ્વર અને પ્રધાન એ ત્રણમાં પુરૂષ અનેક છે અને તેના શરીર અને વિચાર તથા ભિન્ન ભિન્ન જ્ઞાન છે માટે પુરૂષના સરખો **ઇશ્વરને** માનીએ તો તે પણ ભિન્ન ભિન્ન જ્ઞાનવાળો થાય, આદિ અંતવાળો થાય, સંસ્કાર વડે સુખ દુઃખનો ભોક્તા થાય અને એનુ ઇશ્વ પણું જતુ રહે માટે પુરૂષ તે ઇશ્વર નથી તેથી તેના સંકલ્પ વડે સૃષ્ટિ થઇ તે વાત બરાબર લાગતી નથી. તેમજ પ્રધાન જે તતુપટની પેઠે લાબું પહોળું તેના સરખોછે એવી કલ્પના કરીએ તો ઇશ્વર પણ લાંબો પહોળો પરિમાણવાળો થાય. જે વસ્તુને પરિમાણ છે તેને સીમા છે એટલે ઇશ્વર પણ સીમા બધ્ધ થઇ તેનું જ્ઞાન પણ સીમા બધ્ધ થાય એટલા માટે પ્રધાનવાદીનો એ તર્ક ખોટો ઠરે છે. પ્રધાન પોતાની સામ્યાવસ્થા છોડીને વધતા ઓછા પ્રમાણમાં જગતની અંદર મિશ્રણ થએલું જણાય છે તે જડ છે. જડ વસ્તુમાં જ્ઞાનનો અભાવ છે. ઇશ્વર શક્તિ નથી. તે પોતાની સામ્યાવસ્થા છોડીને વધતા ઓછા પ્રમાણમાં સળભેળ થાય એવો ઇશ્વર નથી એટલા માટે ઇશ્વર વિષે પણ તર્કવાદીઓનો પ્રધાનમત જગતનુ આદિ કારણ છે અને તેમાં જગદુત્પતિ ઇત્યાદિ કર્તૃત્વ ધર્મ છે એનો અસભવ છે. તેથી શ્રુતિ સંમત જે ઇશ્વર છે તેજ આ જગતનો ઉત્પાદક અથવા આદિ કારણ અથવા જેના સંકલ્પથી જગત ઉત્પન્ન થયું તે મયુક્તિકવાદ છે શ્રુતિ સંમત છે એ દર્શાવવા ઉપરના સૂત્રની રચના છે.

**उत्पत्य संभवात् ॥ ४२**

**સૂત્રાર્થ** :— ઉત્પત્તિનો અસંભવ હોવાથી ભાગવત આદીનો મત ખોટો છે.

**ટીકા** :—ભાગવત મતમાં વાસુદેવ (ઇશ્વર) માંથી સંકર્ષણ (જીવ) અને સંકર્ષણ (જીવ) માથી પ્રદ્યુમન (મન) અને પ્રદ્યુમનમાંથી અનિરૂદ્ધ (અંહકાર) ઉત્પન્ન થયા એમ લખ્યું છે અને તેના દેવમંદિરમાં દર્શન કરવા તેથી મોક્ષ છે. કારણમાંથી કરણની ઉત્પત્તિ નથી. જેવી રીતે કે મટોડીમાંથી કુંભારે ઘડો ઉત્પન્ન કર્યો પણ કુંભારના દંડ ચક્ર મટોડીમાંથી ઉત્પન્ન થયા નથી અથવા તો કુંભારના શરીરમાંથી તે નીકળ્યાં નથી. માટે આ કારણોની ઉત્પત્તિ વાસુદેવમાથી થઇ એવું જે પ્રતિપાદન કરાયુ છે તે ખોટું છે. તેમજ દર્શન કરવાં એ ધર્મ ચક્ષુઇન્દ્રિયનો છે અને જેનાં દર્શન કરવાં તે દ્રસ્યવસ્તુ છે અને તે પરિચ્છિન્ન પણ છે. તેમ તે સાકાર પણ છે. અંહકાર જડ છે, મન અન્ન રસમય અને પૃથ્વીના વિકાર રૂપે છે. આ સર્વ વાત જે ભાગવત મતમા લખી છે તે શ્રુતિ વિરૂદ્ધ હોવાથી અને ચૈતન્ય રહિત હોવાથી ભૌતિક વિકારરૂપ છે. એક સંકર્ષણ તેજ ઇશ્વરનુ સ્વરૂપ છે. તે કદાચ બરાબર છે એમ માનીએ તે સીવાય ભાગવતનો મત કાપાલિકના જેવો ખોટો ઠરે છે.

**न च कर्तुकरणम ॥ ४३**

**સૂત્રાર્થ** :—કર્તામાથી કરણ ઉત્પન્ન થતુ દેખાતું નથી માટે ભાગવત મત ખોટો છે.

**ટીકા** :—આગલા સૂત્રમાં આ વિષયની ટીકા લખી છે માટે અત્રે ફરીથી તેનું તે લખવાની જરૂર નથી.

ભાગવત મતે વેદાધ્યયન, બ્રહ્મજ્ઞાન અને યજ્ઞ યાગાદિકને બદલે મને દર્શનથી અને ઘટ વગાડવાથી મોક્ષ થાય છે એવું પ્રતિપાદ્યુ છે.

**विज्ञानादिभावे वा तदप्रतिषेधः ॥ ४४**

ર્થ :—વિજ્ઞાનાદિ ભાવરૂપ સર્વજ્ઞ ઇશ્વર છે એમ માનીએ છતાં મત કદી ખોટો ઠરતો નથી.

**ટીકાઃ**—વાસુદેવ, સંકર્ષણ ઇત્યાદિમાં જગત ઉત્પન્ન કરવાની નાશ કરવાની અને મોક્ષ આપવાની શક્તિ છે તો ચારને જુદા જુદા ગણીએ તો ચાર ઇશ્વર થાય છે. ચારને એકઠા ગણીએ તો પ્રત્યેકમાં જુદી જુદી શક્તિ હોવાથી એ ચારે જણ માંહો માંહ લઢી મરશે અને જો તેમાંથી એકાદ રીસાઇને આઘો ખસી ગયો તો ત્રણે જણની જગત ઉત્પન્ન કરવાની ઇચ્છા પુરી થઇ શકશે નહિ માટે આવી તરેહનો ભાગવત મત સ્વીકારવા યોગ્ય નથી અને તેનાજ જેવો પંચરાત્ર મતવાળાના મત પણ સ્વીકારવા યોગ્ય નથી. તેમજ તે શ્રુતિ સમ્મત નથી.

**विप्रतिषेधाच्च** ॥ ૪૫

**સૂત્રાર્થ**:—વળી વિરોધને લીધે પણ ભાગવત મત અયુક્ત છે.

**ટીકાઃ**—ભાગવત મતનું શાસ્ત્ર શાંડિલ્ય નામના કોઇ ધર્માચાર્યે ઘડી કાઢયું છે. તેટલા માટે તે ઇશ્વરના શ્વાસોશ્વાસ સમાન જે વેદની શ્રુતિઓ અને સંહિતાના સાંકેતિક મંત્રો જે દેવને પ્રત્યક્ષ બોલાવી યજન કરવામાં આવે છે અને યજ્ઞથી થતાં અનેક ફાયદાઓ જળવાય છે તેની તુલ્ય આ કપોલ કલ્પિત પંથ બરાબરી કરી શકે એવું માનવું શ્રદ્ધાથી જડ થઇ ગએલા પુરૂષોનુંજ માત્ર હોય છે. આ મતનું ખંડન આગલા સૂત્રોમાં ઘણું કર્યું છે માટે પુનરૂક્તિ દોષ કરતા નથી.

## બીજો અધ્યાય બીજો પાદ સંપૂર્ણ.



॥ ॐ श्री ॥

# श्री ब्रह्म सूत्रनो आशय.

## દ્વિતીય અધ્યાય—તૃતીય પાદ.

## જીવ ઈશ્વરના વિરોધનો પરિહાર.

**न वियदश्रुतेः ॥ १**

**સૂત્રાર્થ:**—શ્રુતિ પ્રતિપાદિત નહિ હોવાથી આકાશની ઉત્પતિ નથી.

**अस्ति तु ॥ २**

**સૂત્રાર્થ:**—કેટલીક અન્ય શ્રુતિમાં તો આકાશની ઉત્પત્તિ કહી છે.

**गौण्यसंभवात् ॥ ३**

**સૂત્રાર્થ:**—આકાશની ઉત્પત્તિને પ્રતિપાદન કરનારી શ્રુતિ ગૌણ છે કારણ કે પ્રથમ કારણ સામગ્રીનો અસંભવ હોય છે.

**शब्दाच्च ॥ ४**

**સૂત્રાર્થ:**—શ્રુતિના પ્રમાણથી સિદ્ધ થાય છે કે, આકાશ ઉત્પત્તિ રહિત છે.

**स्याच्चैकस्य ब्रह्म शब्दवत् ॥ ५**

**સૂત્રાર્થ:**—ઉત્પન્ન શબ્દનો બ્રહ્મ શબ્દની માફક ગૌણ તથા મુખ્ય પ્રયોગ થાય છે.

**ટીકા:**—સાંકેતિક ભાષા જેમાં ગુપ્ત અગાધ જ્ઞાન વિચાર ભર્યો છે, એવી અંતઃપ્રેરણાને શબ્દમાં લાવવી અને તે વળી જે મંત્ર દ્રષ્ટાને પ્રેરણા થઈ હોય તે સિવાયના અન્ય પુરૂષે તેના અર્થ ઉપર વાદવિવાદ કરવા એ વ્યર્થ છે. મંત્ર દ્રષ્ટા ઋષિ તે ક્યાં? અને મારા જેવો પામર ટીકાકાર

તેનું વિવેચન કરે એ વાત ક્યાં? ઇશ્વરની વાણી શબ્દાતિત છે, તેને જ્યારે શબ્દમાં લાવવા જઇશું ત્યારે કંઇ ને કંઇ દોષની પ્રાપ્તિ તો થવાનીજ, બ્રહ્માની બુદ્ધિ ચાલી ત્યાં સુધી તેમણે અર્થ પ્રતિપાદન કર્યો. મારી બુદ્ધિ ચાલે એટલો પ્રયત્ન હું કરૂં છું. પ્રયત્ન ન કરવો અને આળસુ થઇ ઇશ્વરની સ્તુતિ ન સમજાય એમ જાણી તજી દેવી, તેના કરતાં પ્રયત્નમાં મંડયા રહીએ તો આપણને હાથ પકડી આંધળાને ઉંચે ચઢાવનાર કોઈ હોય તે પ્રમાણે હમારી પણ પ્રગતિ કરવા હમને આ જગતનો નેતા સત્ય સુગડશેજ, એવી મહિમ્ન સ્તોત્રમાં પુષ્પદંત ગંધર્વે શંકરની સ્તુતિ કરી છે તેને પગલેજ ચાલી હમે પણ તેવી શંકરની સ્તુતિ કરીએ છીએ.

**त त्तेजोऽसृजत्** (છાં-૬-૨-૩ )એ શ્રુતિમાં પ્રથમ ઉત્પત્તિ તેજની કહી છે. **तस्माद्वा ए तस्मादात्मन आकाशः संभूत :** (તૈ૦ ૨, ૧.) એ શ્રુતિમાં આકાશની ઉત્પતિ પ્રથમ કહી છે, સામાન્ય પુરૂષને આ બે શ્રુતિમાં પરસ્પર વિરોધ ભાસે છે. તથાપિ વિદ્વાન મનુષ્યો તેના બે વિભાગ કરે છે, તેમાં આજુબાજુના સંબંધ સાથે અન્વય કરતાં જ્યાં પ્રથમ ઉત્પત્તિનો અર્થ કર્યો છે, તે એક શ્રુતિને મુખ્ય અને બીજીને ગૌણ કહી તેના અર્થની યોજના કરી છે, એટલા માટે શ્રીમદ્ વેદ વ્યાસે ઉપરના સુત્રમાં કહ્યા પ્રમાણે તેજનીજ ઉત્પતિ પ્રથમ છે તે સ્વીકારવી હમને પણ ઠીક લાગે છે, જે પ્રમાણે એક મનુષ્યના ત્રણ શરીરની અથવા તો પંચ શરીરની કલ્પના છે તે પ્રમાણે આ વિષયમાં પણ બ્રહ્મને સમજવાની ખાતર તેના પણ ત્રણ ચાર અથવા પાંચ શરીરનીજ કલ્પના કરીએ તો, આકાશ એ તેનું સ્થૂલ શરીર છે, વાયુ એ બ્રહ્મના પ્રાણમય કોશ સ્થાને છે, અથવા સૂક્ષ્મ શરીર જેને કહે છે તે છે અને પ્રજ્ઞાન એ કારણ શરીર અથવા તો મહાકારણ સ્થાને અથવા બ્રહ્મવિદ્યા કે જે ઇશ્વર સાથે આળખાણ કરાવનારીછે તે તે સ્થાને અને તેજ તુરીયપાદ તરીકે આનંદ શાંન્તિ પ્રજ્ઞાનની યોજના કરી હોય તો શ્રુતિ વિરોધ આવતો નથી. તેમજ એક શબ્દ પ્રસંગને અનુસરીને મુખ્ય અને ગૌણ એવા અર્થમાં પ્રવર્તે છે. જેવી રીતે **अदितिर्द्यौ रदितिरंतरिक्ष मदितिर्माता सपिता सपुत्रः विश्वेदेवा अदितिः पंचजनाः अदितिर्जात मदितिर्जनित्वं** આ સંહિતાના મંત્રમાં અદિતિને એટલે આકાશને જુદે જુદે નામે, જુદે જુદે પ્રસંગે, જુદા જુદા અર્થમાં બતાવ્યુછે. તેથી કરીને આ શ્રુતિ ખોટીછે એવી કલ્પના કરવી એ વ્યર્થછે. કોઇ સ્થળે એ ગૌણાર્થમાં અને કોઇ સ્થળે એ

મૂખ્યાર્થમાં પ્રવર્તેછે. એકજ વસ્તુ માતા, પિતા, પુત્ર, જગતનો સ્વામિ, સંહાર કારક, ઉત્પન્ન થએલો અને ઉત્પન્ન થવાની શક્તિ સ્વરૂપ હોઇ શકે નહિ એવું જગતના મનુષ્યને ભાષેછે. તથાપિ વિદ્વાનને આ સયુક્તિક ઇશ્વરના અગાધ અને ગૂઢ અર્થનું દર્શન કરાવેછે.

અન્ય સ્થળે ભૂરાઆકાશને ઇશ્વરની પાલનશક્તિ જેનુ નામ મહા વિષ્ણુછે, તેને શ્યામ સુંદર કહીને વર્ણન કરેછે. સૂર્ય કિરણને લીધે તેમના ઉપર પિળા વાદળાનુ અમ્બર પહેર્યું હોય તેવી કલ્પનાછે. અમ્બર શબ્દનો અર્થ આકાશ અથવા રેશમી અમોટીયુંછે. એટલા માટે વિષ્ણુને પિતાંબર ધારી શ્યામસુંદર કહેછે. રાત્રિકા શબ્દનો અર્થ રાત્રિ એમ કહેવાયછે. શુકલ પક્ષની રાત્રી તે શુકલ વર્ણની હોયછે. એટલા માટે રાધાને ગોરી અને કૃષ્ણને કાળા એવું નામ આપ્યુ છે. કવિ નરસિંહ મહેતાએ બુદ્ધિની વૃત્તિનો નિરોધ કરવાથી કૃષ્ણ (ઇશ્વર)નુ દર્શન થાય એવો શૃંગાર વર્ણવ્યોછે તેનો અર્થ નીચે પ્રમાણે કરીએ છીએ

(ઝુલણાછંદ પ્રભાતિયુ)

રોકીરે રાધિકા રંગ જામ્યો ઘણો રસિયારજની રહીછે થોડી

એનો અર્થ એવોછે કે, સુષુમણા નાડીમા યોગીએ ચિત્તની વૃત્તિનો નિરોધ કરવાથી (રોકી) રંગ જામ્યો ઘણો એટલે શાંતિ અને આનંદ પ્રાપ્ત થયો, તેથી કરીને હે રસરૂપ શ્રી કૃષ્ણ રજની એટલે અવિદ્યા અથવા અંધકાર સ્વરૂપમાં મળવા માટે ઘણો થોડો વખતશેષ રહ્યોછે. ક્ષિતીજમાં સૂર્યસ્ત થતો હોય તે વખતે તેનુ નામ ખારાને બદલે ક્ષીર સાગર કરીને કહેછે. અને તે ઉપર આકાશ અને ચાંદની સૂતાં હોય એવી કલ્પના છે. ના શબ્દનો અર્થ નહિ એવો થાયછે. અને ગ શબ્દનો અર્થ જવુ એવો થાયછે. અને શેષ એવો શબ્દ બાદ કરતા કરતા છેવટે જે રહ્યું તેનુ નામછે જગતને બાદ કરતાં કરતાં બ્રહ્મસ્વરૂપ શેષ રહેછે. માટે બ્રહ્મ ઉપર એટલે શેષનાગ ઉપર પુરૂષ અને પ્રકૃતિ, ક્ષીરસાગર ઉપર સુતાછે અને પિતામ્બર વસ્ત્ર જેણે પહેર્યાછે અને જે સૂર્ય નારાયણની અંદરછે તે મહાન ઇશ્વરી શક્તિનું વર્ણન હોય એમ લાગેછે. તેમજ સિંધુરવાળા ગણપતિને સંધ્યા કાળના આકાશના લાલ વર્ણના જેવુ લાલ અમ્બર પહેરાવ્યું છે. ઇત્યાદિ ઇત્યાદિ રૂપકો અતકર્ય અને અગાધ બ્રહ્મ શક્તિનુ ધ્યાન ધરવા માટે યોગીઓએ પુરૂષ અને પ્રકૃતિનું રૂપ કલ્પ્યુંછે. પછી તે ધ્યાન યોગમાં યોગીએ જે મૂર્તિની કલ્પના કરી ધ્યાન ધર્યું હોય, તેવુ તેવુ સ્થુલ રૂપ ધારણ કરી એ મહા વિષ્ણુ તે યોગીને દર્શન દેછે.

**प्रतिज्ञाऽहानिरव्यतिरेकाच्छब्देभ्य** . ॥ ६

**સૂત્રાર્થ** —વેદ વચનો વડે સર્વ કાર્ય સમુહ તથા બ્રહ્મ અભિન્ન છે, એમ હોવાથીજ વેદ પ્રતિજ્ઞામાં બાધ આવતો નથી.

ટીકાઃ—જેમ મનુષ્યનું કાર્ય માયા વડે, મિથ્યા ભાષણ વડે તથા છેતરપીડીથી થાય છે, તેમ વેદનો નિશ્ચય કોઇ પણ દિવસે મિથ્યા ભાષણ આદિ વડે થતો નથી. **सर्वं खल्विदं ब्रह्म तज्जलान्** (છા૦ ૩, ૪, ૧) ખરેખર આ સર્વ બ્રહ્મ રૂપે છે તેમાંથી તેની ઉત્પત્તિ થાય છે, તેને વિશે તેના લય થાય છે તથા તેને વિષેજ તે ચેષ્ટા કરે છે. **येना श्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातमिति** (છાં૦ ૬, ૧, ૧) જેનું જ્ઞાન થવાથી નહિ સાંભળેલું સાંભળવામાં આવે છે, નહિ માનેલું માનવામાં આવે છે તથા નહિ જાણેલુ જાણવામાં આવે છે.

જે નિયમો અને ક્રમ જગતની ઉત્પત્તિના છે, તે બ્રહ્મને લાગુ પડી શકતા નથી. બ્રહ્મ કાલાતિત છે. તેમજ તે કાળનું સ્વરૂપ પણ છે. માટે ક્રમ જે કાળને લીધે છે, તેથી વિલક્ષણ બ્રહ્મ તત્ત્વ છે. માટે તેના નિયમ તેને લાગુ પડતા નથી. જે પ્રમાણે એક પલટનના ઉપરીએ માર્ચ શબ્દનો ઉચ્ચાર કરતી વખતે તરતજ એકદમ એક સરખાં પ્રત્યેક માણસના પગલાં સામટા ઉપડે છે તે પ્રમાણે બ્રહ્મ રૂપ કમાન્ડરના હુકમ વડે અખીલ વિશ્વની ઉત્પત્તિ એકી વખતે છે કે ક્રમે ક્રમે છે તેની કલ્પના થઇ શકતી નથી. એટલા માટે શ્રુતિમાં જે કહ્યું છે તે ઉપરજ શ્રદ્ધા રાખી તે સત્ય છે એમ માનવુ. તેનું દ્રષ્ટાન્ત એ છે કે, સૂર્યનો ગોળો આટલા નિખર્વ વજનનો છે. તે એટલો મોટો છે, ઇત્યાદિ વચનો જે કાંઇ ખગોળ શાસ્ત્રમાં લખ્યુ છે તે ખોટું છે, એવુ માનવાને આપણી પાસે કાંઇ પુરાવો નથી, કોઇ વાત આપણે જાણતા નથી માટે તે ખોટી છે, એ વાત સારી કહેવાય નહિ. આપણું અજ્ઞાન છે એજ સત્ય વાત છે. જેને શાસ્ત્ર કહે છે, તે અજ્ઞાત અને અબાધિત અર્થનું દ્યોતન કરનાર હોવાથીજ તેને શાસ્ત્ર કહે છે, અને તે શ્રદ્ધાથી અને અભ્યાસથીજ સ્વાનુભવમાં આવે છે સૂર્યનારાયણનું માપ કરવા કોઇ ફુટની પાટી લઇ ગયો નથી અને જઇ શકે પણ નહિ, સૂર્યનારાયણની પાસે પણ જવાતુ નથી, તેની પાસે જતાં પહેલાં તો તે બળી ખાખ થઇ જાય છે. માટે ખગોળ શાસ્ત્રમાં જે લખ્યું છે તેજ માનવું ઉચિત છે. એક કવિએ કહ્યું છે કે, "આપુલ્યા મતિને ઉગાચી ચીખલ કાલવું ન કોરે" એનો અર્થ એ છે કે, બ્રહ્મ વિષયમાં

શ્રદ્ધા રહિત થઇ પોતાની કપોલ કલ્પના દોડાવ્યા કરવી અને કુતર્ક અને વાદવિવાદ કર્યા કરવા, તે ધુમાડાના બાચકા ભરવા જેવુ છે. માટે તેમ કરવું નહિ એ દર્શાવવા અને શ્રુતિ વચન ઉપર શ્રદ્ધા રાખી તેમા પરસ્પર વિરોધ છે એવી શંકા દુર કરવા માટે ઉપરના સૂત્રની રચના છે.

**यावद्विकारं तु विभागो लोकवत्** ॥ ७

**સૂત્રાર્થ** :—લોકની માફક જે કાંઇ વિભાગ છે, તે સર્વ વિકાર રૂપે છે.

**ટીકા:**—જ્યાં જ્યાં ભેદનુ દર્શન થાય છે તે તે સર્વ વસ્તુઓ કાર્યરૂપ અનિત્ય છે અને વિકારવાળી છે અને તે તે વસ્તુમા બ્રહ્મના સર્વ ગુણ લાગુ પડી શકતા નથી, પણ દરેક વસ્તુમા બ્રહ્મમાંનો એક ગુણ અથવા કેટલાક ગુણો હોય છે ખરા, માટે કાર્ય તે બ્રહ્મ નથી એમ સ્પષ્ટ જણાશે.

**एतेन मातरिश्वव्याख्यात:** ॥ ८

**સૂત્રાર્થ:**—આથી વાયુનુ પણ વિવેચન થએલુ જાણવુ.

**ટીકા:**—આકાશ વિશે જે કાંઇ લખ્યુ છે, તેમાં વાયુ વિશે પણ ટીકા છે એમ સમજવું.

**असंभवस्तु सतोऽनुपपत्ते:** ॥ ९

**સૂત્રાર્થ:**——શત્ સ્વરૂપ બ્રહ્મની ઉત્પત્તિ નથી કારણ કે બ્રહ્મમા વિકારની ઉત્પત્તિ નથી.

**ટીકા:**—અસતમાંથી સતનું ઉત્પન્ન થવુ, તેનો અસભવ છે, એ વિશે આગળ ખેડુતના વાવેતરનું દ્રષ્ટાન્ત આપી લખી ગયા છીએ કે કંઇ ન વાવીએ તો જુવાર બાજરી ઉગતા નથી પણ ખેતરમા ખેડી જુવાર, બાજરીના બીજ નાખીએ તો જુવાર, બાજરી પેદા થાય છે. એટલે કે સતમાંથી કાંઇક વિશેષ સતની ઉત્પત્તિ છે પણ અસતમાંથી એટલે કે ખાલી મુઠ્ઠી વાવ્યાથી કાંઇ ઉત્પત્તિ થતી નથી. તેમજ એક સતને ઉત્પન્ન કરનાર બીજું સત્, બીજા સતને ઉત્પન્ન કરનાર ત્રીજુ સત્, ' ત્રીજાને ઇત્પન્ન કરનાર ચોથું સત્ એમ કહીએ તો અનવસ્થા દોષ પ્રાપ્ત થાય છે. એટલા માટે સત્ રૂપ એક બ્રહ્મજ જગતની ઉત્પત્તિનું કારણ છે પણ

બ્રહ્મની ઉત્પત્તિ છે નહિ. બ્રહ્મ એજ મુળ પાયો અને છેલ્લી અથવા પહેલી સ્થિતિ છે. છેલ્લીની છેલ્લી સ્થિતિ અને તેની છેલ્લી વળી તેની છેલ્લી એમ હોય શકે નહિ. જો એમ હોય તો અનવસ્થા દોષ પ્રાપ્ત થાય છે.

**तेजोऽतस्त : ह्याह ॥ १०**

**સુત્રાર્થ:**—તેજની ઉત્પતિ પવનમાંથી થઇ છે. કેમકે શ્રુતિમાં આ પ્રમાણે કહ્યું છે.

**ટીકા:**—બ્રહ્મ અને જગત એનું વર્ણન શ્રુતિઓમા બબ્બે પ્રકારનુ દીસે છે. એક મુખ્યાર્થ અને બીજુ ગૌણાર્થ એમ બે પ્રકારના વિવેચન છે અને તેને લીધેજ શ્રુતિ ઉપર વિરોધનો અરોપ અજાનીઓ મુકે છે, દ્રષ્ટાન્ત તરીકે મરઘીમાથી ઇંડુ પેદા થયુ એ વાત ખોટી નથી, તેમજ મરઘીનું ઇંડુ પેદા કરનાર તેને ઉછેરનાર અને તેનો નાશ કરનાર પ્રભુ છે એમ પણ કહેવાયછે. ત્યારે ઇંડુ ઉત્પન્ન કોણે કર્યું ? મરઘીએ ઇંડુ ઉત્પન્ન કર્યું કે પ્રભુએ ઇંડુ ઉત્પન્ન કીધુ. પ્રભુએ ઉત્પન્ન કર્યું તે કાઇ આંખે દેખાતુ નથી અને મરઘીએ ઉત્પન્ન કયુ એ તો પ્રત્યક્ષ દેખાયછે. આમા સાચીવાત કઇ તેનો નિર્ણય કરતા બન્ને વાત સાચી માલમ પડે છે. મરઘીએ ઇંડુ પેદા કર્યું ગૌણાર્થછે તે એટલા માટે કે મરઘીએ ઝાડ ઉત્પન્ન કર્યું નથી. માટે મરઘીમા ઇંડુ અને ઝાડ એ બે ઉત્પન્ન કરવાની શક્તિ નથી. તેટલા માટે એને ગૌણ ઉત્પાદક કહી છે અને ઝાડ ઇંડુ વિગેરે સર્વનો ઉત્પાદક એકજ પ્રભુછે. તેનામા સર્વને ઉત્પન્ન કરવાની શક્તિછે માટે તેને જ્યાં ઉત્પન્ન કરનાર તરીકે શ્રુતિવર્ણન કર્યું છે, તે મુખ્યાર્થછે એમ સમજવુ અને મરઘીમા તેવી શક્તિ નથી, પણ ઇંડુ ઉત્પન્ન કરવાની શક્તિ છે અને ઝાડ ઉત્પન્ન કરવાની શક્તિ નથી, માટે એ ગૌણ ઉત્પાદક છે. એમ જે શ્રુતિ કહેછે તે ગૌણાર્થછે. વસ્તુતઃ મરઘીમાં પણ જે શક્તિ છે તે બ્રહ્મથી વ્યતિરિક્ત કોઇ જુદી શક્તિ નથી, પણ બ્રહ્મનીજ શક્તિ છે. એકજ શક્તિ દ્રશ્ય અને અદ્રશ્ય એવા બે રૂપે પ્રતિત થાયછે. તેમાં અદ્રશ્ય શક્તિ છે તે મહાન શક્તિછે અને મરઘીમાં દશ્ય શક્તિછે તે ગૌણ શક્તિછે.

આ સ્થળે શક્તિ બે છે કે એકછે એનો નિર્ણય કરવા હમારા વિચાર વિદ્વત જનો આગળ મકીએ છીએ હમે એમ ધારીએ છીએ કે Power, Force strength, Centrifugal & Centripital forces

(પ્રાણ્ાા પાન ગતિ) એ વસ્તુ બે છે એમ દેખાયછે. વસ્તુ વિચાર કરતાં બે Forces બે Power બે પ્રાણ એવું કંઇ છે નહિ. ત્યારે એક બિજાથી વિરૂદ્ધ શક્તિ એકછે કે બે છે એનો નિર્ણય કેવી રીતે? એનુ સમાધાન એમ છે કે, એમાં શક્તિનો ભેદ નથી પણ એકજ શક્તિ દીસાના ભેદને લીધે બે તરીકે દેખાયછે. દષ્ટાંત તરીકે એક રબરનો ગોળો ગબડતો ગબડતો પૂર્વથી પશ્ચિમ દીસા તરફ જાયછે. બીજો ગોળો બરાબર તેની સામે પશ્ચિમથી પૂર્વમા જાયછે તેથી બેઉ સામ સામા અથડાયછે અને તિર્યક ગતિ લેછે એક ગોળો ઉત્તર તરફ જાયછે અને બીજો ગોળો દક્ષિણ દીસા તરફ જાયછે. હવે આ બધી ગતિ એકછે કે અનેકછે? હમને તો તે એકજ લાગેછે.

## आप : ॥ ११

**સૂત્રાર્થ:**—પાણી તેજમાથી ઉત્પન્ન થયું છે. આ પ્રમાણે શ્રુતિમાં કહ્યું છે,

**ટીકા:**—હાઇડ્રોજન શબ્દ આર્દ્ર શબ્દ ઉપરથી નીકળ્યો હોય એવુ લાગે છે. આર્દ્ર એટલે ભિનાશ હાઇડ્રોજન એક જાતનો વાયુ છે અને તે એકદમ સળગી ઉઠે એવો છે. આ ઉપરથી હાઇડ્રોજનમાં જળ-તત્વ, વાયુતત્વ અને અગ્નિતત્વ એ ત્રણનુ મિશ્રણ છે એમ લાગે છે. તેથી આધુનીક રસાયન વિદ્યા હાઇડ્રોજનનું પ્રથકકરણ કરવા અસમર્થ છે અને જે ૭૦ તત્વો કલ્પ્યા છે અને તેમા વધઘટ થાય છે તેથી પણ આધુ-નિક રસાયણ શાસ્ત્ર અપુર્ણ છે એમ લાગે છે. ઓકસીજન અને હાઇડ્રોજન મેળવી હાઇડ્રોજનની દાહક શક્તિ જુદી કાઢી નાંખીએ અને વાયુતત્વને પણ તેમાંથી કાઢી નાંખીએ તો આર્દ્રત્વ એટલે જળ શેષ રહે છે. કાચ બનાવવામા પથ્થરના કણ જેનું નામ સંકેત રેતી કરીને કહે છે તે ઘન પદાર્થને અગ્નિની ભઠ્ઠીમાં નાંખવાથી રસ બને છે તે રસ જ્યારે ઠરી જાય ત્યારે એટલે કે અગ્નિ તત્વ તેમાંથી જતુ રહે ત્યારે કાચ જેવો ઘન પદાર્થ બને છે. આ ઉપરથી અનુમાન થશે કે અગ્નિતત્વ એ આર્દ્રત્વ બનાવવા માટે જરૂરનું છે. હવે અગ્નિની gasious state એટલે વરાળના જેવી સ્થિતિ થાય છે માટે વાયુમાથી અગ્નિ થયો એમ જે શ્રુતિમા લખે છે તે ખરૂ જણાય છે અને એક મહાભુતમાંથી પાંચ મહાભૂત નીકળ્યાં અને જુદી જુદી સ્થિતિએ રૂપ ધારણ કર્યા એ બીના ખરી લાગે છે. અમે રસાયન શાસ્ત્રી નથી માટે

આ સૂત્રની ટીકા માટે કોઇ રસાયન શાસ્ત્રી હોય તો તે વિવેચન કરી શકે.

**पृथिव्यधिकाररूपशब्दान्तरेभ्यः ॥ १२**

**સૂત્રાર્થ** :—અધિકાર, રૂપ તથા અન્ય વેદ વચનોથી પૃથ્વી અન્નરૂપે પ્રતિપાદન થાય છે.

ટીકા :—અન્ન શબ્દવડે પૃથ્વીનુ ગ્રહણ કરે છે. પણ ઘઉ ચોખા વીગેરેનું નથી. બ્રહદારણ્ય ઉપનિષદની શ્રુતિ **तद्यदपां शर आसीत्तत्स महन्यत सा पृथिव्यभवत बृ** (૧. ૨. ૨.)

"તે જળનુ ફીણ ઘટ્ટ થયુ તથા તે ઘટ્ટ ફીણ પૃથ્વીરૂપે થયુ" આ પ્રમાણે લખ્યું છે. ડોળાયલુ પાણી એક તપેલામાં ભરીને એક રાત રાખી મૂકીએ તો તળીએ કચરો ઠરે છે. એ કચરો ઘટ્ટ થાય એનું નામ પૃથ્વી છે. આ વાત અનુભવ સિદ્ધ છે તેમજ જ્યારે તેજ તત્વ એટલે અગ્નિતત્વ જેમાથી ઓછું થાય છે. તે વસ્તુ કાળી હોય છે. અને પૃથ્વી પણ જોવામાં આવે છે. પૃથ્વીના વિકાર જે વનસ્પતિ આદિ છે તેને સળગાવીએ તો તેમાંથી કાળો ધુમાડો નીકળે છે. જેમાંથી અગ્નિતત્વ-જતુ રહે છે તેનો બરફ થઇ જાય છે અને બરફના પહાડના પહાડ જળમાંથી બની રહે છે. જળનુ પ્રવાહીપણુ તે પણ અદશ્ય થાય છે તે ઉપરથી સિધ્ધ થાય છે કે પૃથ્વી એ ગરમી વગરની, તેજ વગરની, પ્રવાહી-પણા વગરની, ઠંડી અને કાળી છે. એ પ્રત્યક્ષ પ્રમાણ છે. તેથી ઉપલા સૂત્રને અને બ્રહદારણ્યની શ્રુતિમાં કહેલી વાતને સત્ય ઠરાવે છે.

**तदभिध्यानादेव तु तल्लिंगात्सः ॥ १३.**

**સૂત્રાર્થ** :—પરમાત્માના અભિધ્યાનથીજ શ્રુતિમા ભૂતોને માટે ઇક્ષણ શબ્દ વાપર્યો છે, કારણ કે તે ભૂતોમાં અંતર્યામિરૂપે રહે છે. માટે તે સર્વના કર્તા રૂપે છે.

**ટીકા** :—આ જગતની સર્વ આકૃતિઓ અને ઉત્પન્ન થએલાં પચ મહાભૂતો જડ હોવાથી તેમા ચૈતન્ય શક્તિ નથી. એટલા માટે અંતર્યામિ-રૂપે તેમાં ઇશ્વરેજ પ્રવેશ કર્યો છે અને તેથી કરીને તે કેટલેક અંશે પરમાત્માનું કામ જડ વસ્તુ કરે છે એવો આભાસ થાય છે. પણ એ આભાસ મિથ્યા છે. અંદર રહેલો અંતર્યામિ તેજ કામ કરે છે. કારણ કે ઇક્ષણ શક્તિ ચૈતન્ય વિના બીજા કશામાં નથી. એ વિષય હમે આગળ

લખી ગયા છીએ. માટે પિષ્ટ પેષણ કરવુ અત્રે ઉચીત નથી. પરમાણુથી જગતની ઉત્પત્તિ, પ્રધાનથી જગતની ઉત્પત્તિ, ઇશ્વરમાં ભેદબુધ્ધિ ઇત્યાદિ, જૈન, કાપાલિક, પાશુપત્ય ઇત્યાદિ પંથોમાં શ્રુતિ વિરૂધ્ધ જેટલા અંશે કપોલ કલ્પના છે તે મિથ્યા છે અને શ્રુતિ વિરૂધ્ધ છે. તેટલા માટે એવા કુતર્કવાદીઓને શિષ્ટ માન્ય કરતા નથી. અને તે મત વૈદિકોએ સ્વીકારવો યોગ્ય નથી. તેઓના સર્વવાદો ઉત્પન્ન થએલા પદાર્થ કર્તુત્વ ધર્મવાળા સ્વત પ્રમાણ છે, એવી જે કલ્પના કરે છે, તે તેમનુ ઇશ્વરને સંપૂર્ણ જાણ્યા વિનાનુ અજ્ઞાનપણુ છે. આ અખિલ વિશ્વ જેટલું છે, તે સર્વ પરમેશ્વરના એક અંશરૂપ છે અને જે વાદ છે, તે પણ તે અશનાજ વાદ છે, પણ આ જગત સિવાય બીજા અનેક અંશો જે ગુપ્ત છે અને જગતની રચના સિવાયના છે, તે તો કાઇ જાણતા નથી અને તેનું વર્ણન પણ કરી શકતા નથી. તે અવર્ણીય છે એમ શ્રુતિએ પ્રતિપાદન કરેલુ છે જે પ્રમાણે સૂર્યના અનેક કિરણો-માંથી એક કિરણ જે કાંઇ કામ કરે છે તેટલુજ લોકોના જાણવામાં છે, પણ સૂર્યના બીજા બધા કિરણો શું કરે છે અને તે કેવા છે તે કોઇ જાણતું નથી. એક અંશમાંથી પણ આપણે નજરે એકજ સૂર્ય તેના ગ્રહ ઉપગ્રહો સહિત જોઇએ છીએ. પરંતુ ખગ્રક શાસ્ત્રીઓ એમ કહે છે કે, આપણી આંખે જેટલા ચપચપ કરતા તારાઓ જણાય છે, તે સર્વ અનેક સૂર્યો છે અને તેઓની પાછળ આપણા સૂર્યની પેઠે તેના જુદા જુદા ગ્રહ ઉપગ્રહો છે, તે વિશે કોઇ કંઇ જાણતુ નથી. તે રચના પણ આ વિશ્વની રચના જે આપણે જોઇએ છીએ, તેમા સમાયલી છે અને ઇશ્વરના એક અંશમા આવી ગઇ છે. તે અશની કલ્પના એક ચતુર્થાસ પાદ છે. બીજા ત્રણ ચતુર્થાસ પાદની એટલે કે ભાગની કોઇને ખબર નથી અને તે વિશે બ્રહ્મા અને વેદ પણ ચુપ થઇ બેસી રહે છે અને અવર્ણીય છે એમ બ્રહ્મ સ્વરૂપને વર્ણવે છે, તો આ બિચારા જૈન આદિ કુતર્કીઓની શ્રુતિ વિરૂધ્ધ કપોલ કલ્પનાઓને, અન્ય જડ પદાર્થને ચૈતન્ય સ્વરૂપ જાણનારાઓ કપિલાદિ આચાર્યોના શાસ્ત્રોને, સ્વતઃપ્રમાણ અને ઇશ્વરના સર્વાંશે જાણનાર તરીકે, શ્રુતિજ્ઞ પુરૂષો જેને મંત્ર દ્રષ્ટા મહર્ષિઓ અથવા તપસ્વીઓ કહે છે, તેની તુલ્ય સ્વતઃપ્રમાણ કેવી રીતે માની, શ્રુતિમા કહેલી વાત મિથ્યા માની જડવાદનું અવલંબન થઇ શકે ? માટે આ ગ્રંથમા જે જે સૂત્રોએ ભેદવાદીઓનુ ખંડન કર્યું છે, તેના ઉપર આ અમારી ટીકા સર્વ સૂત્રોને એક સરખી લાગુ પડે છે. એટલા માટે દરેક સૂત્રની સમજણ માટે આ અમારી ઉપરની ટીકા સમજવી.

**विपर्ययेण तु क्रमोऽत उपपद्यतेच ॥ १४**

**સૂત્રાર્થ :**—ઉત્પત્તિથી ઉલટી રીતનો ક્રમ પ્રલયનો પ્રાપ્ત થાય છે.

**ટીકા** :—આ બ્રહ્મ સૂત્રને યથાર્થ સમજવા માટે સંહિતા, બ્રાહ્મણ, ઉપનિષદો, યોગશાસ્ત્ર ઇત્યાદિ વાંચવા જોઇએ અને તેમનો અભ્યાસ ગુરૂદ્વારાએ કરવો જોઇએ. પણ હિંદી પ્રજાને હાલ કળીયુગ ચાલે છે, તેથી કરીને તેઓ આયુષ્ય સો વરસનુ ભોગવ્યા વગર અકાળેજ મરી જાય છે, તેમજ ઉદર નિર્વાહની ફીકરમાંને ફીકરમા તેમનું આયુષ્ય જતુ રહે છે. તેઓ કોઇપણ સ્વતંત્ર કામ કરવાને સાધન સંપન્ન નથી કારણ કે, રાજસત્તા પરધર્મીના હસ્તગત હોવાથી પરતંત્ર મનુષ્ય કંઇપણ મહત્ કામ કરવાને અસમર્થ થાય છે, એ નિયમને અનુસરી તેઓ સામર્થ્ય રહિત છે. સંસર્ગ દોષને લીધે વામીઓના પંચમકાર તેઓનામાં સ્ફુરયા તેથી તેઓની બુધ્ધિ ભ્રષ્ટ થઇ છે. વેપારમાં સટો કરવો લેકવીડેશનમાં જવુ અને લોકોના પૈસા ઘાલીને ઇશ્વર, રાજા અને લોકોને ઠગવા એ ધંધો થઇ પડયો છે તેથી કરીને અને ધર્મના પુસ્તકો સંસ્કૃત ભાષામાં હોવાથી, બોલાતી વર્તમાન ભાષામા તેઓના તરજુમા દ્રવ્યની તાણને લીધે અને દાનેશ્વરીઓની મતિ ક્ષણિક સુખમાં લોભાવવાથી ધર્મ સંબંધી પુસ્તકો છપાઇ બહાર પડતા નથી. તેથી જન્મમરણને તરી જવુ અને ફરી દુઃખ ન થાય એવા સુખની પ્રાપ્તિ કરવી તેમનાથી બની શકતી નથી અને તેટલા માટે તેઓ ધર્મની ઉપેક્ષા કરે છે.

હવે કળીયુગની સ્થિતિ શ્રીમદ્ ભાગવત્મા વેદ વ્યાસે વર્ણન કરી છે તે ત્યા જોઇ લેવી હમે લખતા નથી. કળિયુગમાં ચારે વર્ણની ઐકયતા તૂટી જાય છે અને તેમની શકિતઓ એક બીજાને સહાય થવા વિનાની પરસ્પર વિરોધી થાય છે. તેથી કરીને કોઈ પણ સતકાર્ય થઇ શકતું નથી. બ્રાહ્મણ ધર્મનો અભ્યાસ કરે તો આખી જીંદગી જાય તોપણ એક જન્મ તે માટે પૂરતો નથી. તે ઠેકાણે તે પેટભરવાને માટે દેશાટન કરી પૈસો કેવી રીતે મેળવી શકે !!! ક્ષત્રિયો હથિયાર પકડી લક્ષ્મીને દરિઆ પાર જતી કેવી રીતે અટકાવી શકે. વેપારની સર્વ વસ્તુઓનો વ્યાપાર મોટા ભાગે પરદેશીઓ કરે છે અને તેમને હાથ રાજસત્તા હોવાથી અને ધનની મોટી મુડી હોવાથી દેશીઓને નસીબે વગર પૈસે સટાનો વેપાર કરવો એજ લખાઇ ચૂકયુ છે. શુદ્રોને બોધ કરનાર કોઇ બ્રાહ્મણ નથી તેથી તેઓ વિધર્મીઓના મોહમા ફસાઇ દારૂડીઆ થઇ જાય છે અને કુસંપમાં ને દારિદ્રતામાં સડી કાલે શું ખાઇશુ તેની ફીકરમાં ને ફીકરમાં

રહે છે. આવી તંરેની જ્યાં સ્થિતિ હોય ત્યાં આગળ બ્રહ્મ સૂત્ર જેવા ધાર્મિક સૂક્ષ્મબુધ્ધિના વિચારો કરવા માટે શાની વૃત્તિ શી રીતે થાય. તેનો વિચારતું કરવા બુધ્ધિમાન પુરૂષોને અને લોકસગ્રહાર્થે ધનનો ભોગ આપનાર તથા પ્રયત્ન કરનાર પુરૂષોને હમે સપુરત કરીએ છીએ.

ઉપરના સૂત્રમાં પ્રલય કેવી રીતે થાય છે તે દર્શાવ્યુ છે. જેવી રીતે દાદરના પગથીયા ચઢીને ઉપર જઇએ છીએ તેજ ક્રમે નીચે ઉતરા નથી પણ તેથી ઉલટા ક્રમે નીચે ઉતરીએ છીએ. તેવી રીતે જગતનો પ્રસવ થયો તેથી ઉલટી રીતે તેનો પ્રતિ પ્રસવ થાય છે. એવુ યોગશાસ્ત્રના અભ્યાસથી અને તે વિષયમાં અમારા પાતંજલયોગ દર્શનની ટીકા વાંચવાથી સ્પષ્ટ થશે.

**अन्तरा विज्ञानमनसी क्रमेणतल्लिंगादितिचेन्ना विशेषात् ॥ १५**

**સૂત્રાર્થ:**—બ્રહ્મ તથા ભુતોની મધ્યમા વિજ્ઞાન તથા મન શ્રુતિમાં કહેલાં છે. વિજ્ઞાન તથા મનના ઉત્પત્તિ તથા પ્રલય ભુતોની ઉત્પત્તિ તથા પ્રલયની મધ્યમા ક્રમે કરી જાણવા. શ્રુતિમાં બુદ્ધિ તથા મનના સબધમા જુદું નિરૂપણ નથી. તેનુ કારણ એકે ઇન્દ્રિયો તથા ભુતો વચ્ચે ભિન્નતા નથી.

**चराचरव्यपाश्रयस्तुमस्यात् तद्व्यपदेशोभाक्तस्तद्भावभावित्वात् ॥ १६**

**સૂત્રાર્થ:**—જન્મ તથા મરણનો જે વ્યપ દેશ છે તે ચરાચરના આશ્રયને લીધે છે. જીવનો જન્મ તથા મરણ સબધી ઉપદેશ ગાણ છે. શરીરના પાદુર્ભાવ તથા તિરોભાવને લીધે જન્મ મરણ શબ્દો છે.

**ટીકા:**—દ્રષ્ટાન્ત તરીકે એક કુંભાનુ ઘર બધાવા માડયુ તેમાં કુંભારે ગાગર, ઘડા, કોડી, નળીઆ, કુજ, ઠીકરાની લોટીઓ, લોટાઓ, તપેલાઓ બનાવી મૂકવા માંડયા. જેમ જેમ માલ બનતો જાય તે તે ક્રમે અથવા તો ક્રમ રહિત ઘરમાં મૂકતો જાય. હવે એ ઘરમાં જે બધાતું હતુ તેમાં અને ગાગર ઘડા વિગેરે અંદર મૂકયા હતા તેમાં આકાશ કોણે લાવી મૂકયું? કોણે ઘડામાં આકાશ બેસાડયુ કયા ક્રમે એ આકાશ તેમા પેઠુ કુભાર એક દહાડો પહેલ વહેલી એકલી ગાગરોજ બનાવતો હતો, બીજે દીવસે એની નજરમાં આવે તો ઘડા નળીઆ કે પાછી ગાગરજ બનાવતો હતો તેનો કઇ નિયમ નહોતો. એની નજરમાં આવે તે દિવસે

તે ઘાટ ઘડવા અથવા અમુક અનુક્રમે અમુક ઘાટ ઘડવો અથવા અમૂક વસ્તુ ઉત્પન્ન કર્યા પછી અથવા તો ભાગીને ચુર્ણ થયા પછી ઘાટ ઘડવો એવો કાંઇ એનો નિયમ નહોતો મટોડીના પરમાણુ તો નિત્ય હતા અને તેના આકાર ભાગીને ચૂરણ થતા તેને તે લેખવતો પણ નહિ અને કહેતો છો પડયા વખતે ભાંગેલા ચૂર્ણને પણ મેળવી તેમાંથી ઘાટ ઘડતો તેનો પણ નિયમ ક્રમ કઇ નહતો અને તે કુભારની ઇચ્છામા આવે તેવા તે ઘટ પેલા મટોડીના લોચામાંથી બનાવ્યા કરતો હતો. કુંભારના ઘરમાં આકાશ ક્યારે આવ્યુ, એ પ્રશ્નનો ઉત્તર એ છે કે, કોઇ દિવસે આકાશ આવ્યુ નથી અથવા તો ગયું નથી આકાશનો જે વર્તમાન દશામાંછે, તે ને તેવુંજ ઘર બંધાતા પહેલા ભૂતકાળમા હતુ. કુભારનું ઘર આગ લાગી બળી ગયું અને તેનો નાશ થયો. તે વખતે પણ ઘરમા જે આકાશ હતું તે તેમનું તેમ રહ્યું ઘરની બહારનુ આકાશ જેવું ને તેવુ રહ્યું. આકાશ તો નથી ઘરની સાથે બન્યુ, નથી ઉત્પન્ન થયુ, કે નથી તેનો નાશ થયો. તેનો જેમનુ તેમછે જ્યારે ઘર બંધાતુ હતુ તે વખતે કોઇએ તેમાં આકાશનો કટકો લાવી મૂક્યો ન હતો અને ઘર નાશ પામ્યું તે વખતે કોઇએ તે આકાશને તેમાથી કાઢી નાખ્યું નહતુ. તે પ્રમાણે જડ પરમાણુઓ માથી બ્રહ્મરૂપ કુભારે આ બ્રહ્માંડરૂપી ઘર બનાવી તેમાના પદાર્થો રચ્યાછે એમાં ઘટાકાશ, ઘટાકાશ અને મહદાકાશ એવા ભેદની કલ્પના માત્ર બુદ્ધિમાં છે અને બ્રહ્માજીએ તેના જુદા જુદા નામ પાડયા છે અને કહ્યું કે આ આકાશનુ નામ કોઠીમાનું આકાશ, આ આકાશનું નામ ઘડામાંનું આકાશ, આ આકાશનુ નામ ગાગરમાનુ આકાશ વિગેરે વિગેરે. તે પ્રમાણે આ જગતના સર્વ આકારની રચના જડ પરમાણુઓમાંથી બ્રહ્માજીએ બનાવેલી છે અને ઘર પણ બ્રહ્માજીનુ બંધાવેલુ છે. એમાં ચૈતન્ય રૂપ જે આકાશ તેજ બ્રહ્માજી રૂપે બ્રહ્મામા રહ્યુ છે અને તેનું નામ પરમેશ્વર પાડયુ છે. લોટા, લોટી, કોઠી અને ઘડામાંનુ જે આકાશ છે તે આકાશનું નામ જીવ છે. બ્રહ્મામાનુ આકાશ, ઘડામાંનુ આકાશ, ઘરમાનું આકાશ અને સ્વર્ગાદિ લોકોમાંનું મહદાકાશ અને ચિદાકાશ એકજ છે. પછી તેનુ નામ ચિદાકાશ કહો, પરમાત્માકાશ અથવા પરમેશ્વરાકાશ કહો અથવા જીવાકાશ કહો અથવા તો પરમાણુઓમાં રહેલું આકાશ કહો. તે સર્વ ભુત, ભાવિ અને વર્તમાન કાળમાં એકજ ચિદ્રૂપ છે. કોઇ ક્રમે તે નથી આવ્યું અને કોઇ ક્રમે તે ગયું પણ નથી. તેમજ ઘરના આંલ્લાઓમાં કોઇ ક્રમે ઉત્પન્ન થયુ નથી કે નાશ પણ થયુ નથી. તે

પ્રમાણે અવિનાશી જીવ ઇશ્વર અને ચિદ્દરૂપ એકજ છે. તે નથી ઉત્પન્ન થયા. નથી મરી ગયા કે તે કોઇ કાળને આધિન થયા. જન્મ મરણ તે પરમાણુઓના આકારનુ સ્પષ્ટ દર્શન અથવા ચુર્ણરૂપ અસ્પષ્ટ દર્શન એટલે કે વ્યક્ત અને અવ્યક્ત, જન્મ અને મરણ, સ્થૂલ શરીર અને સુક્ષ્મ શરીરના વિષયમાં કલ્પના કરી વિદ્વત્ જનોએ શ્રુત્યાનુકુલ તર્ક ઉઠાવી સમજી લેવું અને પોતાના અનુભવમા બ્રહ્મ તત્વને લાવવુ. બ્રહ્મ તત્વ સમજાવવા માટે શેષ, શા દા, બ્રહ્મા અને વેદવાણી મથી મથીને થાકી ગયા. પણ મપૂર્ણ રીતે તેઓ **नेति नेति** કહીને ચૂપ બેસી રહ્યા. આ દ્રષ્ટાંત ઉપરથી ઉપરનું સૂત્ર અને આગલા સૂત્રો સારી રીતે સમજાશે.

### नात्माऽ श्रुतेर्नित्यत्वाच्च ताभ्यः ॥ १७

**સૂત્રાર્થ**:—આત્માની ઉત્પત્તિ નથી. કારણકે શ્રુતિના ઉત્પત્તિ પ્રકરણમ કહી નથી. આ રીતે આત્મા નિત્ય હોવાથી તેમજ શ્રુતિ પ્રતિપાદન નહિ કરતી હોવાથી આત્મા ઉત્પન્ન થતો નથી.

**ટીકા**—આકાશ એકછે. કોઇ કુંભારે મટોડીના લાખો નાનામોટા ઘડા બનાવ્યા અને પોતાના ઘરમા રાખી મકયા. હવે ઘડાઓમા આકાશ આવ્યુ તે કયાથી આવ્યુ લોકો એમ કહેછે કે ઘડામા આકાશ પેઠુ પણ એ વાત તદન ખોટીછે એમ વિચાર કરવાથી જણાયછે. ઘડામા આકાશ પેઠું નથી. પણ આકાશમાં ઘડો પેઠોછે એ વાત સત્યછે. તેમજ જેટલા ઘડા આકાશમા પેઠાછે. તેટલા વિભાગ અને ભેદો આકાશના કહેવામા આવેછે તે કલ્પના પણ ખોટીછે. જેટલા જેટલા અને જેવડા જેવડા ઘડા છે તે બધા એક એક છુટા પડેલાછે તેથી તે ઘડાઓના વિભાગછે એ વાત સત્યછે. પણ સર્વ ઘડા માહેલુ આકાશ તો એકજછે. તેમાનું આકાશ કટકા થઇને ફુટી જઇ ઠીકરી થઇ ચુરણ બન્યું નથી. ફુટી તો ઘડો ગયો છે. હજાર ઘડામાંથી ૧૦૦ ઘડા ફુટી ગયા તો તેમનુ આકાશ જતું રહ્યુ એમ કહેવાયછે. પણ તે આકાશના ૧૦૦ કટકા થયાએ નથી અને ફુટી એટલે કે જે કાંઇ ઘડાના વિભાગછે તે વિભાગો લોકોએ ખોટી રીતે ઉધી સમજથી આકાશના વિભાગ ઘડામાં આકાશનું આવવું જવું એટલે આકાશનું જન્મ મરણ તેમજ ઘડાના સંસ્કારો આકાશમાં મિથ્યા આરોપિત કર્યાછે. વસ્તુત. તે સર્વ ભેદ સંસ્કાર અને આવવું જવું તથા ફુટી જવુ અથવા બનવું એ ઘડાનુંછે. પણ આકાશ તો ઘડાની ઉત્પત્તિ

પૂર્વે હતું તે એકનું એકછે. આકાશમાં ઘડા મૂકાયા તે વખતે પણ તે આકાશ પૂર્વે જે સ્થિતિમાં હતું તેનું તે એકજછે. ઘડાઓ ફુટી ગયા પછી એટલે મરણ થયા પછી મહદાકાશમાંનો કોઇ વિભાગ મરી ગયો નથી કે ઓછો થયો નથી કે તે આકાશનું ચૂરણ થયું નથી તે તો સર્વકાળે તેવું ને તેવુ છે. નિર્વિકાર છે. ભેદાભેદથી રહિત એક અને અદ્વય છે. દેશ અને કાળથી અતિત છે. ઘડો આ વખારમાંથી પેલી વખારમાં મૂક્યો અને તે વખારમાંથી ઘેરે ઘેર જઇ પણીઆરામા ગોળીરૂપે દેખાયો તે આકાશનો કટકો નથી પણ ગોળી છે. એટલે મટોડીનો તે વિભાગ છે તેમજ મટોડી પર ખારાશ વીગેરે પાણી પીતી વખત જીભને લાગે છે તે ઘડાની માટીનો વિકાર છે પણ આકાશનો વિકાર નથી ઇત્યાદિ વિચારવાન પુરૂષે કલ્પના કરી લેવી. અનેક જળના પાત્રોમા આકાશમાનો ચદ્ર ભાસે છે. જેટલા પાત્ર તેટલા ચદ્રના બીબ વાસણમાં દેખાય છે. હવે તેમાં કોઇએ વિવિધ રંગના વાસણ મુકી તેમાં વિવિધ સ્વાદનુ પાણી ભર્યું છે. તેમાં ચંદ્રનુ પ્રતિબિંબ વિવિધ રગનું દેખાય છે. દરેક વાસણના પાણીને ચાખતાં તેના સ્વાદ પણ વિવિધ છે. આ સર્વ વિકારો છે. આકાશમા જે ચંદ્ર છે તેને આ વાસણો સાથે અથવા તો ચંદ્રના જે અનેક બીંબો દેખાય છે તેની સાથે કોઇ પણ રીતની લેવા દેવા નથી. પછી તે વાસણ રહો કે ફુટી જાઓ. અંદર ચંદ્ર બીંબ પડો કે ન પડો તેની દરકાર આકાશમાં રહેલા ચંદ્રને જરા પણ નથી. આ દ્રષ્ટાંત પરથી સ્પષ્ટ રીતે સમજાશે કે એકજ અદ્વૈત બ્રહ્મ ઘટઘટમાં જીવરૂપે ભાસે છે. તે મિથ્યા અને આરોપિત છે. આ ઉપરથી જૈન લોકો જેટલા જીવ તેટલા બ્રહ્મ અથવા ઇશ્વર માને છે. તે વાત શ્રુતિ વિરૂદ્ધ છે અને તેથી તે અમારી બુદ્ધિમાં ઉતરતી નથી. જૈન ધર્મમાં વેદાનુકુળ વાતો ઘણી છે અને તે ધર્મ અહિંસા પ્રધાન છે પરતુ જે જે અશમાં તે વેદથી વિરૂદ્ધ છે તેટલાજ અશમાં અમોને તે માન્ય નથી જૈન પણ વેદાનુયાયીજ છે. તથાપિ ઉપર દર્શાવેલા ભેદને લીધે એ વૈદિક મતમાં ભેદવાદી તરીકે જણાય છે. આ ઉપરથી ઉપરનું સૂત્ર સ્પષ્ટ સમજાશે.

## ज्ञोऽत एव ॥ १८

**સૂત્રાર્થ** :—આત્માનાં ઉત્પતિ તથા પ્રલય નહિ હોવાથી તે નિત્ય ચૈતન્ય સ્વરૂપે છે.

**ટીકા :**—શ્રુતિમાં મનના જેવો આત્માને માનીએ તો મન જે પ્રમાણે ષડવિકારી છે તે પ્રમાણે આત્મા પણ વિકારવાન થાય. તેમજ ભેદરૂપે છે, એવી કલ્પના કરીએ તો તે શ્રુતિ વિરૂદ્ધ છે. આ જગતની રચના કરવા માટે જ્ઞાનની આવશ્ય પ્રથમ જરૂર છે. જો જ્ઞાન ન હોય તો આવી હેતુ અને નિયમ પૂર્વક જગતના પદાર્થની રચના થઇ શકે નહિ. ઇન્દ્રિયઆદિ કરણોને કામમાં લઈ શકે નહિ. કુભારને દંડચક્રની જેવી જરૂર છે, તેમ ગંધાદિ પદાર્થ લેવા માટે આત્માએ નાસિકા ઇન્દ્રિય બનાવી છે. તેમજ તે ગધની ઇંદ્રિયને રહેવા માટે તેને મુકવાનુ સ્થાન એટલે ઘર જેવું નાસિકા ગોલક અથવા પેટી જેવુ બનાગ્યુ છે. અચેતન વસ્તુ કંઇ કરી શકતી નથી. શ્રુતિમાં આત્માને નિર્લેપ, કરણો વિનાનો, નિત્ય, અવ્યવહારિય, અચિંત્ય, દૃષ્ટા, શાક્ષી, અદ્વૈય, અછેધ્ય, સર્વવ્યાપક વિભૂ ઇત્યાદિ વિશેષણો આપ્યાં છે. એટલા માટે શિષ્યની જે જે શંકાઓ છે તે વેદ વિરૂદ્ધ હોવાથી સ્વીકારવા ગોગ્ય નથી.

### उत्क्रान्तिगत्यागतिनाम् ॥ १९

**સુત્રાર્થ :**—જીવનું ઉર્દ્વગમન, ગમન તથા આગમન શ્રુતિમાં કહ્યું છે. તેથી જીવ પરિચ્છિન્ન છે.

**ટીકા :**—શિષ્યની શકા વિષે જે જે ટીકાઓ છે તે આગલા સૂત્રોમાં આવી ગઇ છે. તેથી તેનું તે લખવાની જરૂર નથી.

### स्वात्मना चोत्तरयो: ॥ २०

**સુત્રાર્થ :**—પાછળના ગમન તથા આગમન સાથે પોતાના આત્માનો સંબંધ હોવાથી જીવ અણુ છે.

**ટીકા :**—હમે આકાશ વિષે આગલા સૂત્રોમાં ટીકા કરી ગયા છીએ. ઘડામા આકાશ ભરાયુ નથી. પણ આકાશમાં ઘડો ભરાયો છે. તથાપિ બોલવામાં એવું આવે છે કે ઘડામા આકાશ છે. આ ઘડાનું આકાશ એવો વ્યવહાર પણ થાય છે. કારણ કે તે આકાશમાં પાણી ગાગરના જેટલુ સમાતું નથી. તે પ્રમાણે જે કાઇ ગમન આગમન લખ્યું છે તે ગુણનું અથવા વિકારનુ એટલે કે અહમમત્વ, સસ્કાર, મનોવૃત્તિની ચચળતા, પ્રાણવાયુ તથા હૃદયના ધપકારો, દેહને ઇંદ્રિયોનો સબંધ ઇત્યાદિનું આગમન છે. એટલે કે અસ્પષ્ટ શરીરનું આગમન છે. એ

વિષયમાં પણ હમે ખાટા ખારા જળના કુંડામાં જેટલા કુંડા તેટલા ચંદ્ર દેખાય છે, ઈત્યાદિના દ્રષ્ટાંતો આગળ આપી ગયા છે. બ્રહ્મરૂપ ચૈતન્ય આવતુએ નથી, જતુએ નથી અને લેપાયમાન પણ થતું નથી. એટલા માટે શિષ્યની જે જે શંકાઓ અત્રે છે તે શ્રુતિ વિરૂદ્ધ છે. જ્યાં આત્માનું આવાગમન શ્રુતિમાં કહ્યું છે, તે ગૌણ છે. તેનો અર્થ વ્યવહારમાં અને શબ્દમા મનોવિકાર અને દેહનું આવાગમન એટલે લિંગ શરીરનું આવાગમન છે એમ કહેવાય છે. સત્તાવીશ તત્વના સ્પષ્ટ શરીરમાંથી મરણ સમયે દસ તત્વ છોડી દીધાં એટલે સ્થુલ દેહની રાખ થઇ ગઇ ત્યારે ૧૭ તત્વ બાકી રહ્યાં. વૃત્તિ નિરોધ સમયમા એટલે કે કુંભક પ્રાણાયમમાં સત્તર તત્વમાંથી પંદર તત્વ નિર્વિકલ્પ સમાધિમાં લય પામી ગયા. એટલે બાકી બે તત્વ રહ્યા, પુરૂષ અને પ્રકૃતિ, પુરૂષ અને પ્રકૃતિમાં પણ પ્રકૃતિ એકરૂપે પુરૂષમાં લય પામી ગઇ એટલે કે પ્રકૃતિનો જે ક્ષોભ હતો તે બંધ પડીને સામ્યાવસ્થામાં પુરૂષના શરીરમાં લય પામી રહી. એટલે એકજ તત્ત્વ નિર્ગુણ બ્રહ્મ કહે છે અથવા શુદ્ધ ચૈતન્ય કહે છે, વિભુ કહે છે, નિત્ય કહે છે, સ્વયંજ્યોતિ સ્વય આત્મા, સ્વસ્વરૂપ, સ્વતંત્ર બંધન રહિત, શાન્ત અને આનંદરૂપ, અખંડ શુદ્ધ, દૃષ્ટા, શાક્ષી પ્રજ્ઞાન સ્વરૂપ ઇત્યાદિ ઇત્યાદિ વિશેષણોથી જેનું વર્ણન કરે છે અને વેદ વાણી શબ્દમાં લાવી દર્શન કરાવે છે અને પછી ચૂપ થઇ જાય છે અને પોતાની અવધી પુરી થઇ હવે એથી આગળ શબ્દની ગતિ નથી એમ કહી ચુપ થઇ જાય છે, તેવુ સ્વરૂપ જે કોઇના જાણવામાં નથી અને જેનો એકજ અંશ આ જગત છે તે અને જેના બાકીના સર્વ અંશ અગમ્ય, અગોચર છે અને જાણવામાં આવતા નથી. એવું નામ રૂપ રહિત જે કાંઇ શેષ છે, દ્રષ્ટા છે, શાક્ષી છે, તે ચૈતન્ય અકલ એવુ છે તેજ એક તત્વ છે અને શાંખ્યના છત્રીશ તત્વો ઉડી ગયા.

**नाणुरतच्छ्रुतेरिति चेन्नेतराधिकारात् ॥ २१**

**સૂત્રાર્થ**:—આત્મા અણું નથી. શ્રુતિમાં તેનુ પ્રતિપાદન કર્યું નથી, એમ માનવું અયુક્ત છે કારણ કે અન્ય સ્થળે અણુત્વનું પ્રતિપાદન છે.

**स्वशब्दोन्मानाभ्यां च ॥ २२**

**સૂત્રાર્થ**:—સાક્ષાત્ શ્રુતિ વચનથી તથા અલ્પપણાથી આત્મા અણું છે.

अविरोधश्चन्दनवत् ॥ २३

**સૂત્રાર્થ:**—ચંદનની માફક વિરોધ નથી.

अवस्थितिवैशेष्यादिति चेन्नाभ्युपगमाद्धृदि हि ॥ २४

**સૂત્રાર્થ:**—હરિચંદન માફક આત્માની સ્થિતિમાં ભિન્નતા હોવાથી આત્માને ચંદનનુ દ્રષ્ટાંત યોગ્ય નથી આમ માનવું યોગ્ય નથી. કારણ કે આત્માની સ્થિતિ હૃદયમાં છે, એ રીતે વેદમાં નિરૂપણ છે.

गुणाद्वा लोकवत् ॥ २५

**સૂત્રાર્થ:**—જીવ અણું છતાં લૌકિક દ્રષ્ટાંતની માફક ચૈતન્ય ગુણ-સ્વરૂપે આખા વ્યાપવાના સંબંધમાં વાંધો આવતો નથી.

व्यतिरेको गंधवत् ॥ २६

**સૂત્રાર્થ:**—જીવ અણુ છે, છતાં તેનો ચૈતન્ય ગુણ ભિન્ન પદાર્થમાં ગંધની માફક હોય છે.

तथा च दर्शयति ॥ २७

**સૂત્રાર્થ:**—આત્માનું નિરૂપણ શ્રુતિમાં પણ તેજ પ્રમાણે છે.

पृथगुपदेशात् ॥ २८

**સૂત્રાર્થ:**—આત્મા ચૈતન્ય વડે આખા દેહને વ્યાપી રહેલ છે, એ રીતનો શ્રુતિનો પૃથક્ ઉપદેશ છે.

तद्गुणसारत्वा -त्तुद्व्यपदेश :प्राज्ञवत् ॥ २९

**સૂત્રાર્થ:**—જેમ આત્માનો પ્રાજ્ઞ ગુણ કહે છે તેમ બુદ્ધિના ગુણરૂપ સારને ગ્રહણ કરી શ્રુતિમાં આત્માનો અણુપણાનો ઉપદેશ છે.

**ટીકા !**—જીવાત્મા અણુરૂપે છે. હૃદય સ્થાનમાં છે. ચંદનના ટપકાનું દ્રષ્ટાંત દીવા જેવો છે પ્રાણુની પેઠે આવાગમન છે મનથી જાણવા જેવો છે. પ્રાજ્ઞ સ્વરૂપે છે. ગુણુ ગુણીના સંબંધે છે ઇત્યાદિ ઇત્યાદિ. વર્ણન શ્રુતિમા છે તે જીવાત્માનુ સ્વરૂપ દર્શાવવા માટે છે તથાપિ જીવાત્મા જે બ્રહ્મનુ સ્વરૂપ છે. એક છે તે અનેક છે. તે જીવાત્મા બુદ્ધિની વૃત્તિઓમાં ભિન્ન ભિન્ન સસ્કારોને લીધે બુદ્ધિની ભિન્ન ભિન્ન વૃત્તિઓ વડે સુખદુઃખ, ઇચ્છા, રાગદ્વેષ, આવાગમન, હૃદય સ્થાને રહેવું ઇત્યાદિ બુદ્ધિના સંસર્ગને લીધે જીવમા આરોપીત છે. જાય છે આવે છે તે પ્રાણુ અને બુદ્ધિમા ભળેલા સસ્કાર સહિત ચૈતન્યનું સ્વરૂપ છે તે સ્પષ્ટ થવા આકાશનુ દ્રષ્ટાત ચાલુ અધ્યાયના ૧૬મા સૂત્રની ટીકામાં જોઇ લેવું.

**यावदात्मभाविन्वाच्च न दोषस्तदर्शनात्** ॥ ३०

**સૂત્રાર્થ** :—આત્માનો બુદ્ધિ સાથે સંયોગ જ્યાં સુધી આત્મા સંસારી છે, ત્યાં સુધી છે, એ રીતનો દોષ નથી. કારણુ કે શ્રુતિમાં કહ્યું છે કે સમ્યક દર્શનનો અભાવ છે ત્યાં સુધીનો જીવનો આત્મા સાથે સયોગ છે.

**ટીકા** :—અમે આગલા સૂત્રોમાં આકાશ વિષે ટીકા કરી ગયા છીએ ઘટ અને મઠમા આકાશ પેઠું નથી. પણુ ઘટ અને મઠ આકાશમાં પેઠા છે. તે પ્રમાણે જ્યા સુધી યથાર્થ દર્શન છે. એટલે કે જે જેવું છે તેને તેવુ જાણ્યું છે ત્યા સુધી આત્માની સાથે બુદ્ધિસત્વ સ્થિત છે. પણુ જ્યારે ઉલટી સમજ થાય છે ત્યારે આત્માનું અદર્શન થાય છે અને જગદાકાર વૃત્તિ થાય છે. એ પાંતજલ યોગશાસ્ત્રના ૪ થા સૂત્રમાં **वृत्ति सारुप्य मितरत्र** એ સૂત્રથી સ્પષ્ટ થાય છે, ઉધી સમજણુ થવાનું કારણુ અવિદ્યારૂપ વાદળું જ્યારે બુધ્ધિના માથા ઉપર આવે છે ત્યારે આકાશમાંનો ચંદ્ર દેખાતો નથી. જે ગામ ઉપર વાદળુ આવ્યું હોય તે સિવાયના બીજા બધાં ગામો, શહેરો અને આખું બ્રહ્માડ ચંદ્રને જેવો ને તેવો જોય છે. માટે જે કાઇ ઢંકાયો તે ચદ્ર નથી પણુ જે ગામડા પર વાદળુ છે તે ગામના લોકો ઢંકાયા છે અને તેમની આંખે દેખાતું નથી. તે પ્રમાણે જેઓ અવિદ્યારૂપ અંધકારમાં ગ્રસ્ત થયલા છે અને દેહના અધ્યાસ કરી હું અને મારૂં એવો સંસ્કાર બાધી રહ્યા છે તેઓ આત્માથી વિમુખ થઇ જન્મ મરણુની સસૃતિમાં ફર્યા કરે છે અને દુઃખ

વેઠયા કરે છે. આનંદ અને સુખ તથા શક્તિ તેમનાથી દૂર નાશી ગયાં ગયાં છે. આ સર્વનુ કારણ બુદ્ધિ સત્વમાં જે મનોવૃત્તિ ઉઠે છે. તેની અવસ્થા યથાર્થ દર્શન અને અયથાર્થ દર્શન થવુ એ છે. આત્માને કાંઇ એમાં લેવા દેવા નથી. દેહ-પ્રાણુ, ઇંદ્રિય, બુધ્ધિ અને મનમા જે કાંઇ સામર્થ્ય આવ્યું છે તે સર્વ સામર્થ્ય બ્રહ્મમાં બીજ ભાવે રહેલું હોવાથી બીજમાંથી જેમ થડ મૂળ શાખા ફળ પર્ણ ઇત્યાદિ થાય છે તે પ્રમાણે બુધ્ધિ સત્વ બીજા સહકારી કારણે અને કરણો વડે કરીને આત્મસત્તાને લીધેજ જગતની નાના પ્રકારની વિચિત્ર રચના કરવા બુધ્ધિ સમર્થ થાય છે.

**पुस्त्वादिवत्वस्य सतोऽभिव्यक्तियोगात् ॥ ३१**

**સૂત્રાર્થ** :—બુધ્ધિનો સંયોગ વીર્ય આદિની માફક વિદ્યમાન હોય છે. કારણ કે તે સંયોગ અભિવ્યકત થાય છે.

**ટીકા** :—અમારા રૂદ્રાધ્યાયના પ્રથમ પૃષ્ટ ઉપર લખવામાં આવ્યું છે કે **ब्रह्मणः शकाशात् नाना विचित्र जगद् रचन् सामर्थ्यांत बुद्धिरुपा ब्रह्मशक्तिरेवप्रकृति** આત્માની સાથે બુધ્ધિ સત્વનો સબંધ આ શ્રુતિ ઉપરથી કેવો છે તે સમજાશે. પરંતુ એ સબધ ભૂત, ભાવિ અને વર્તમાનકાળમાં કેવી રીતનો છે તે વિષે કાંઇ જણાવ્યુ નથી. તેમજ જગતના ઉત્પતિકાળમાં અને પ્રલયકાળમાં તે સંબધ નિત્ય છે કે અનિત્ય છે. ભાવરૂપે છે કે અભાવરૂપે છે. તે વિષે પણ કાંઇ કહ્યું નથી. પ્રલયકાળમાં અભાવરૂપે છે. એ કલ્પના અથવા શંકા ખોટી છે. શ્રુતિ વિરૂધ્ધ છે, કેમકે અભાવમાથી ભાવ ઉત્પન્ન થાય છે એવું કોઇ ઠેકાણે લખ્યુ નથી. તેમજ જેવુ જગત છે તેવું ને તેવું પ્રલયવિનાનું હમેશા સદ્‌ભાવ રૂપેજ છે, એવી શંકા પણ શ્રુતિ સંમત નથી. અખિલ જગત જ્યારે પ્રલય કાળમાં નાશ પામી બીજરૂપે બ્રહ્મમાં સ્થિત છે. એજ પ્રમાણે વીર્યની પેઠે બીજરૂપે બાલ્યાવસ્થામાં જે પ્રમાણે વીર્ય ગુપ્તરીતે બીજના સરખુ હોય છે અને યૌવનકાળે તે પોતાની સંપૂર્ણ ખીલાવટમાં પ્રગટ થાય છે અને વૃધ્ધાવસ્થામાં તેનો નાસ થતો જઇ આખરે લયમાં જાય છે તદવત્ બ્રહ્મનો અને પ્રકૃતિનો સબધ છે એવી કલ્પના કરીએ તો તે બંધ બેસતી છે અને શ્રુતિથી વિરૂધ્ધ પણ નથી. સુસુપ્તિ અવસ્થામાં જે પ્રમાણે બુધ્ધિ સત્વ બ્રહ્મની સાથે જોડાઇ સામ્યા-

વસ્થામાં ચેષ્ટારહિત હોય છે પણ જ્યારે સ્વપ્નાવસ્થામાં આવે છે ત્યારે તે અસ્પષ્ટ ગર્ભના સમાન ચેષ્ટા કરે છે. યૌવનમાં તે જ્યારે વિકારમાંથી સ્પષ્ટ થાય છે અને અનેક કાર્ય કરે છે તે પ્રમાણે પ્રકૃતિ પણ જગતની નાના વિચિત્ર રચના સમાન અને શાંતિની અવસ્થા છોડી પ્રવૃતિ કરે છે અને જે પ્રમાણે બીજભાવનો ત્યાગ કરી ફળફુલ ડાળ મૂળ સહિત વૃક્ષ સોભે છે તેવી સંપૂર્ણ દશામાં પ્રકૃતિ પોતાનું કાર્ય કરે છે. પ્રલયકાળમાં તેનું અસ્તિત્વપણું બીજ ભાવે બ્રહ્મમાં ગુપ્ત રહે છે. આ પ્રમાણેની કલ્પના કરીએ તો કારણ વિના કાર્યથી ઉત્પતિનો સંભવ છે અથવા તો કારણ અને કાળ વિના એકદમ ઉત્પતિ થાય છે એવી એવી સર્વ કપોલ કલ્પીત શકાઓનું નિવારણ થાય છે તે દર્શાવવા ઉપરના સૂત્રની રચના ભગવાન વ્યાસમુનિએ કરેલી જણાય છે.

**नित्योपलब्ध्यनुपलब्धिप्रसंगोऽन्यतरनियमोवाऽन्यथा ॥ ३२**

**સૂત્રાર્થ** :—જો આત્માનો બુદ્ધિ આદિ ઉપાધિ સાથે સંયોગ ન માનીએ તો દરેક વસ્તુની પ્રાપ્તિ હમેશ થાય અથવા હમેશને માટે અભાવ થાય. આ બેમાથી એક રીતનો નિયમ હોવો જોઇએ.

**ટીકા** :—**अन्यत्रमना अभूव ना दर्शमन्यत्रमना अभूवंना श्रोषम्** (બૃ. ૧–૫–૩) આ શ્રુતિ વાકય પ્રમાણે બુધ્ધિ જ્યારે જુદાં જુદાં કામ કરે છે ત્યારે તેના નામ જુદાં જુદા પડે છે. જ્યારે કોઇ લહીઓ લખવાનું કામ કર્યા કરે છે ત્યારે કારકુન એવો શબ્દ કહેવાય છે. રસોઇ કરવાનું કામ કરે છે ત્યારે રસોઇઓ એ નામ તેને અપાય છે. ચોકી પહેરાનુ કામ કરે છે ત્યારે તેને સીપાઇ કહે છે અને ગાદી ઉપર ચઢી બેસે છે ત્યારે શેઠીઓ એ પ્રમાણે કહેવાય છે. આ સર્વ કામ કરે છે ત્યારે તે એકનો એકજ માણુસ હોય છે પણ કામને લીધે તેના નામ માત્ર જુદાં છે તે પ્રમાણે બુદ્ધિ સત્વ એકજ છે તથાપિ તેની વૃત્તિ સંકલ્પવિકલ્પાત્મક હોય છે ત્યારે તેનું નામ મન કહેવાય છે. જ્ઞાન સ્વરૂપની સાથે સાત્વિક ભાવે જોડાય છે ત્યારે એ બુદ્ધિને બોધરૂપી અથવા બુધ્ધિ એવુ નામ અપાય છે. જ્યારે કોઇ વિષયનું ચિંતન કરે છે ત્યારે તેનુ નામ ચિત્ત એમ કહે છે અને જ્યારે અહંમમત્વની વૃત્તિ ધારણ કરે છે ત્યારે તેનું નામ અહંકાર એમ કહે છે. બુધ્ધિ તો એકજ છે. પણ ચાર ઠેકાણે કામ કરે છે તેથી તેના નામ જુદા જુદાં છે. તે માત્ર સંબંધને લીધેજ છે. એક માણુસને તેની છોકરી બાપા કહી બોલાવે

છે. તેના છોકરાની વહુ સસરાજી કહીને બોલાવે છે. તેની બહેન તેને ભાઇ કહી બોલાવે છે અને તેની મા દીકરા કહી બોલાવે છે. તેમ છતાં તે કાંઇ ચાર પુરૂષ નથી. જેને સંબોધિત કરવામાં આવે છે તે એકજ પુરૂષ છે. તેમ છતા આ જે કાઇ નામ પાડયાં છે તે તેના સબધને લઇને પાડયાં છે. આ સંબધ નિત્યનો છે? કે અનિત્ય છે? એટલે નિત્યનો નથી. સદાજ અનિત્ય છે એમા શું સમજવુ? તેના ઉત્તરમાં અમે કહીએ છીએ કે નથી નિત્ય સબધ કે નથી અનિત્ય સબધ નિત્યાનિત્ય સબંધ કહીએ તો ચાલે. મા મરી ગયા પછી દીકરો કોનો દીકરો કહી બોલાવનાર કોઇ નથી બહેન મરી ગયા પછી ભાઇ કોનો ભાઇ કહી બોલાવનાર બહેન તો મૃત્યુ પામીછે. આજ પ્રમાણે ઘણી મરી ગયા પછી વહુ કોની? આમ ઉતરોતર વિચારી લેવું. હવે આ સર્વ મર્યા પછી બાકી રહ્યો જે પુરૂષ તે કોનો? તેના સર્વ સબધી તો નાશ પામ્યાં છે. કદાચ તે બધાં જીવતાં હોય અને પુરૂષે સન્યસ્ત લીધું અથવા મૃત્યુ થયુ તો પછી સબધ શો રહ્યો. તે પ્રમાણે પાતજલયોગશાસ્ત્રમા જે સૂત્રછે તે **वृत्ति साख्प्य मितरत्र** એટલે જેવી જેવી જયા જયા જયારે જયારે મનની વૃતિ થાય તેને અનુસરીને ફળની પણ તેવીજ પ્રાપ્તિ થાય. પણ જયારે પુરૂષે સન્યસ્ત લીધુ અગર ગુજરી ગયો તે વખત તેના સ્ત્રી માતા વીગેરે સબધીઓ સબધ રહિત થઇ ગયાં તેવી રીતે જગદાકારવૃત્તિ વડે કરીને જાણે બ્રહ્મ જગતમા છેજ નહિ એવી અવસ્થા થઇ વૃત્તિ ભમ્યા કરેછે એનું નામ પ્રકૃતિની અસામ્યાવસ્થા અથવા વિકલતા કે વિકૃતિ કહેવાયછે. જયારે નિરોધ અવસ્થામાં વૃત્તિ આવેછે તેને બ્રહ્માકાર વૃતિ અને સામ્યવસ્થામાં પ્રકૃતિનો સબધ બ્રહ્મ સાથે બીજ ભાવે રહેછે. ત્યારે તેનું નામ સબીજ સમાધિ અથવા સંપ્રજ્ઞાત યોગ સ્થિતિ કહેછે પણ જયારે બીજ પણ ધોવાઇ જાયછે અથવા લયમા જાયછે અથવા કુભકની સ્થિતિ પ્રાપ્ત થાયછે ત્યારે નિર્વિકલ્પ સમાધિ અથવા અસપ્રજ્ઞાત યોગ જેને કહેછે ને વરસાદનું એક ટીપુ સમુદ્રના અથાગ જળમાં એક થઇ ગયુ હોય તેના સરખુ થાય ત્યારે તેને સ્વરૂપસ્થ સ્થિતિ પ્રાપ્ત થઇ એમ કહેછે અને એ સ્વરૂપસ્થ સ્થિતિનું સામર્થ્ય, રૂપ, અને ગુણ સમુદ્ર જેવાં હોયછે. સમુદ્ર અને ટીપું એ ભેદ જતો રહ્યોછે એ ટીપાનુ નામજ સમુદ્રછે. એટીપુજ મોટા મોટા પર્વત જેવડા મોજા થઇ ઉછળેછે એ ટીપુજ મોટી મોટી આગબોટો અને ગનબોટો સાથે અથડાવી ચુરેચુરા કરી ડુબાવી દેછે. એજ ટીપુ અનેક આગબોટોને અનેક વહાણોને અને અનેક ઉતારૂઓને મોક્ષનીરે

પહોંચાડી ધારેલે બંદરે ઉતારેછે અને તેને આગબોટમાંથી મુક્ત કરીને સ્વતંત્ર બનાવી આનંદ શાંતિ અને પોતાના કુટુંબ સાથે હસાવી રમાડી કલ્લોલ કરાવી રહેછે. આ ટીકામાં જોઇએ તે કરતાં એક ડગલું અમે આગળ ભર્યું છે પણ તે અમારા વાંચક વર્ગને સ્વરૂપસ્થ સ્થિતિનો અનુભવ સ્પષ્ટ રીતે કરાવવા માટે અમારી યથા શક્તિ જે કાંઇ લખ્યુંછે તે અમારી ધારણા અમારા પ્રેરક શ્રી શંકર પરિપૂર્ણ કરો અને વાંચકવર્ગને પણ અહીંઆ જીવનમુક્ત સ્થિતિ પ્રાપ્ત કરાવો અને મરણ પછી તે સર્વ સામર્થ્યવાન બ્રહ્મ દશાને અનુભવો એજ અમારી પ્રાર્થના છે.

## कर्ता शास्त्रार्थवत्त्वात् ॥ ३३

**સુત્રાર્થ**:—શાસ્ત્રનો અર્થ સિદ્ધ થાય છે, તેથી જીવને કર્તારૂપે માન્યો છે.

**ટીકા**:—ઇશ્વરની પ્રાર્થના, સ્તુતિ, પુંજા, દાન, પૂણ્ય, લોકોપકાર, દયા વિગેરે કરવાં એવો શાસ્ત્રનો વિધિરૂપ ઉપદેશ છે. તેમજ કરવું, હિંસા ન કરવી, ચોરી ન કરવી ઇત્યાદિ નિષેધ વાક્યો ગુરૂ શાસ્ત્ર, શ્રુતિ વિગેરે પ્રબોધે છે તે જો જીવને કર્તા ન માનીએ તો કોને કહે છે. એ શુ શાસ્ત્રનો મિથ્યા બડબડાટ છે? શું તે ભિંત થાંભલા કે ઇશ્વરને પ્રબોધે છે? ઇશ્વ ને પૂજા કરવી એમ પ્રબોધે છે એવુ માનીએ તો ઇશ્વર કોની પુજા કરે, એટલા માટે આ સર્વ કુતર્કો શ્રુતિ વિરૂદ્ધના છે એટલા માટે આ સર્વ વિધિ નિષેધના શાસ્ત્ર જીવનેજ પ્રબોધે છે, કારણ કે જીવને શીખામણ દેવાની છે. જીવના દુષ્ટ સંસ્કારો ધોવાના છે. જીવને ઉચ્ચ દશામાં આણવો છે જીવની સત્વ શુદ્ધિ કરવી છે. જીવનુ અહંમમત્વ મૂકાવવું છે. જીવને જડ વસ્તુ પર જય અપાવી તેના કાબુમાં તે કામ કરે એવો જય સંપાદન કરાવવો છે. ઇન્દ્રિયોને આધીન ન રહેતાં ઇન્દ્રિયોનો સ્વામી બનાવવો છે. સ્વર્ગનું સુખ વૈભવ અને આનંદ જીવને અપાવવો છે, ચાર દેહમાંથી જીવને છોડાવી, મોક્ષ તીરે પહોંચાડી, સ્વતંત્ર કરવો છે, તેને માયાનો સ્વામિ બનાવવો છે અને માયાની તાબેદારી છોડવવી છે. મનનો પણ જય કરાવવો છે. જય શબ્દનો અર્થ એ છે કે, તેના ઉપર પોતાની સત્તા બેસાડી પોતાની ઇચ્છા પ્રમાણે તેની પાસે કામ લેવું અને હુકમમાં રાખવું અને તેની તાબેદારી તળેથી ખસી જવું એનું નામ જય થયો એમ કહેવાય છે. ત્યારબાદ પ્રાણનો પણ જય કરી સંયમને સેવી સવિકલ્પ સમાધિમાં આરૂઢ થઇ ઇશ્વરના જેવા બની ચાર પ્રકારની મુક્તિ મેળવી ઇશ્વરપણું પ્રાપ્ત

કરવું અને આખરે જળબિંદુ સિંધુમાં ભળી જાય છે તેમ સ્વરૂપસ્થિતિ પ્રાપ્ત કરવી એવા વિધિ અને નિષેધ શાસ્ત્રોનો બોધ જીવને નથી તો કોને છે. એનો જવાબ શંકાશીલ મનુષ્યને કાંઈ સુજતો નથી. શાસ્ત્ર ઉપર શ્રધ્ધા રાખી જેનો મોહ નાશ પામી ગયેલો છે, જેને આ જગતની વિચિત્ર રચના અને નિયમોનું યથાર્થ દર્શન થયુ છે, જેણે ઇશ્વરની કૃપા વૈરાગ્ય, તપ, યોગ અને જ્ઞાનવડે મેળવી છે તે સંદેહ રહિત, પર્વતના જેવો દૃઢ, સ્થિર અને ડગે નહિ એવા નિશ્ચયવાળો પુરૂષ થઇ સ્વરૂપ સ્થિતિને પામે એટલા માટે તેને કર્તા, યજમાન ઇત્યાદિ શાસ્ત્રવેત્તાઓએ અને ઈશ્વરે ગણ્યો છે. કારણ કે કર્તા વગર કાર્ય સિધ્ધ થઇ શકતું નથી. એ પણ નિયમ શાસ્ત્ર છે. એ સ્પષ્ટ બતાવવા માટે ભગવાન સૂત્રકારે ઉપરનું સૂત્ર લખેલું છે.

## विहारोपदेशात् ॥ ३४

**સૂત્રાર્થ**:—સચારનો શ્રુતિમાં ઉપદેશ હોવાથી જીવકર્તા રૂપે માનવો જોઇએ.

**ટીકા**:—આ સૂત્ર ઉપરથી એમ જણાય છે કે, જન્મમરણ જીવની ઇચ્છાનુસાર થાય છે. સ્વપ્નમાં પણ જે જે વિહારની ઇચ્છા થાય છે તેને અનુસરવા જીવાત્મા કંઠસ્થાનમા જાય છે. જાગૃત અવસ્થામાં જ્યારે તેને બાહ્ય સૃષ્ટિમાં સ્થુલ પદાર્થોની સાથે વિહાર કરવાની ઇચ્છા થાય છે ત્યારે તે નેત્રસ્થાનમા આવી રહે છે અને જ્યારે નિરિચ્છ થાય છે ત્યારે ગાઢ નિદ્રામાં હૃદયસ્થાન અંતર્યામિ સાથે ભળીને રહે છે. એટલા માટે ઇચ્છા કરનારો કર્તા જે જીવ છે તે ઇચ્છાને અનુસરનારો છે એ વાત સિધ્ધ થાય છે.

## उपादानात् ॥ ३५

**સૂત્રાર્થ**:—ગ્રહણકર્તારૂપે હોવાથી જીવકર્તારૂપે છે.

**ટીકા**—વ્યાકરણ શાસ્ત્રમાં કર્તા વિના ક્રિયા હોઇ શકતી નથી. પ્રથમ વિભક્તિ તો કર્તાનીજ છે, એવુ લખ્યું છે ક્રિયા કરનારો ન હોય તો પ્રધાન, ઇંદ્રિયો, પ્રાણ ઇત્યાદિ જે જડ વસ્તુઓ છે તે જ્ઞાન વિના ક્રિયા કેવી રીતે કરી શકે? એટલા માટે આ હેતુ અને નિયમ પૂર્વક રચના

કોઇ મહાન બુધ્ધિમાન જ્ઞાનિ ચૈતન્ય સ્વરૂપ વિના થઇ શકે નહિ. જીવ બ્રહ્મસ્વરૂપ છે. માટે ઇંદ્રિયોને ખેચી નિયમમાં ચલાવવી એટલે કે પ્રેરી અને તેને ખેચીછે કાબુમાં રાખવી તે સર્વ જીવરૂપ કર્તા વિના બીજો કોણ કરી શકે એમ છે. મનનો નિગ્રહ કરવો અથવા તો મનને વિષય ભણી દોડાવવુ તેની ઇચ્છા કોણ કરે. માટે કર્તા, ક્રિયા, કાળ, દેશ, કરણ, ઉપકરણ, કારણ, કાર્ય નિમિત્ત અને ઉપાદાન વિના સુવ્યવસ્થિત કેવી રીતે કરી શકાય. એટલા માટે શ્રુતિમાં જીવને કર્તા કહ્યો છે અને શિવને નિર્લેપ કહ્યો છે તે વિચાર સર્વોત્તમ છે અને બુધ્ધિમાનને તથા શ્રધ્ધાળુઓને ગ્રહણ કરવા યોગ્ય છે.

**व्यपदेशाच्च क्रियायां न चेन्निर्देशविपर्ययः ॥ ३६**

**સુત્રાર્થ**:—શ્રુતિમાં ક્રિયાના સબંધી જીવને ઉપદેશ છે, તેથી જીવને કર્તા માન્યો છે. જો તેમ ન માનીએ તો જે જીવના સંબંધમાં કહ્યું છે તે ખોટું ઠરે.

**ટીકા**:—કર્મના સસ્કારને લીધે ઈચ્છા ઉત્પન્ન થાયછે અને તેથી ભિન્ન ભિન્ન દેહ પૂન્ય પાપ સુખ દુઃખ ઇચ્છા અને દ્વેષ જે ચૈતન્યના ગુણોછે તે જીવ વિના બીજા કોનામાં હોઇ શકે. સંસ્કાર વિના ઇચ્છા કેમ પેદા થાય જ્યારે ઇશ્વર કર્મ અને કર્મના ફળોથી નિર્લેપછે એમ શાસ્ત્ર અને વહેપારથી સિદ્ધ થાયછે તો પછી જીવને કર્તા ન કહીએ તો કર્તા કોને કહેવો?

**उपलब्धिवदनियमः ॥ ३७**

**સુત્રાર્થ**:—ઇષ્ટ તથા અનિષ્ટની દ્દષ્ટિમાં અનિયમછે, તેમ જીવની પ્રવૃતિમાં કારકની વિચિત્રતાને લીધે નીયમ નથી.

**ટીકા**:—કર્તાના પૂર્વ સંસ્કારને લીધે ઇચ્છા જીવાત્માની બુદ્ધિમાં ઉત્પન્ન થાયછે. ઇશ્વર નિર્લેપછે. તેથી તેને કર્મ, સંસ્કાર લેપાયમાન કરી શકતા નથી. પ્રધાન અથવા બુદ્ધિ જડછે તેમાં ચૈતન્યના ગુણ સંભવતા નથી અને કર્તા થઇ સસ્કાર બંધાતા નથી. જ્યારે બુદ્ધિમાં સંસ્કાર બંધાતા નથી ત્યારે તેને સુખ દુઃખનો ભોગ થતો નથી, સુખ દુઃખનો ભોગ, તો જેણે અહંમમત્વ ધારણ કર્યું છે, એવો જીવ ભોગવેછે. એટલા માટે જીવકર્તા રૂપેછે. પણ તે સ્વતંત્ર કર્મનું ફળ લેનારો નથી. કર્મના

ફળની વ્યવસ્થા કરનાર ઇશ્વરછે. કર્મ કરી તેમાં મમત્વ રાખવું કે ન રાખવું એ વાત જીવને આધીનછે અને એ ઉપરથી સંસ્કાર બંધાવવો કે સંસ્કાર વિનાના થવું એ જીવના હાથમાંછે. જે પ્રમાણે કોઇ રસોઇઓ લોટ, લાકડાં, તપેલી, પાણી, અગ્નિ ઇત્યાદિવિના રસોઇ કરી શકતો નથી, તે પ્રમાણે જીવાત્માને કર્મનું ફળ ચાખવા માટે દેશ કાળ દ્રવ્ય કરણ ઉપ-કરણ ઇત્યાદિ સાધનોની જરૂર પડે છે. જ્યારે ઇશ્વર દેશકાળાદિની અનુકુળતા આણી પરિસ્થિતિમાં મૂકેછે ત્યારે કર્મનુ ફળ જીવાત્મા ચાખેછે, રસોઇ થવી ન થવી એ પણ રસોઇઆના જ્ઞાન ઉપર આધાર રાખેછે. રસોઇઆનો પૂર્વ સંસ્કાર જલેબી બનાવવાનોછે. તેથી તે જલેબી બનાવી શકેછે. પણ તેનામા ઘેબર બનાવવાની આવડત નથી તેથી કરીને તે ઘેબર બનાવી શકતો નથી અને શેઠને કહેછે કે મને ઘેબર બનાવતા આવડતા નથી. મારો પૂર્વ સંસ્કાર ઘેબર બનાવવાનો મે બાધ્યો નથી. કોઇ ગુરૂ પાસે હું ઘેબર બનાવવાનું શીખ્યો નથી. ઘેબર એવો શબ્દજ મેં તમારે મોઢે સાભળ્યોછે. ઘેબર ચણાના લોટના થાયછે કે ઘઉંના મેદાના થાયછે તે પણ હું જાણતો નથી. મારી બુદ્ધિમાં એ વાતનો સંસ્કાર છેજ નહી. માટે હું ઘેબર કરવા અસમર્થછુ. આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે કર્તૃત્વ ધર્મ પ્રધાન કે પ્રકૃતિમાં નથી. જ્ઞાનવાન જીવાત્મા હોવાથી કર્તૃત્વ ધર્મ જીવાત્મામાંજ સભવેછે. એ વાત સુચવવા માટે ભગવાન શ્રી વ્યાસમૂનિએ ઉપરનુ સૂત્ર રચ્યુ છે.

**शक्ति विपर्ययात् ॥ ३८**

**સૂત્રાર્થ:**—જીવ કર્તારૂપે છે. કારણે તેમ ન હોય તો શક્તિ વિશે ફેરફાર થાય.

**ટીકા:**—આગલા સૂત્રોની ટીકામાં આ વિશે વિવેચન થઇ ગયું છે, માટે અત્રે વિશેષ લંબાવવાની જરૂર નથી.

**समाध्यभावाच्च ॥ ३९**

**સૂત્રાર્થ:**—જો જીવ કર્તા ન હોય તો જ્ઞાનના સાધનનો અભાવ થાય, માટે જીવ કર્તાછે.

**ટીકા:**—આ વાત હમે આગળ લખી ગયા છીએ કે જ્ઞાન એ ધર્મ જીવનોછે એટલે ચૈતન્યનોછે. બુદ્ધિ જડછે. તેટલા માટે શ્રુતિએ

અહંમમત્વ ધારણ કરનાર જ્ઞાનવાન ચૈતન્ય રૂપ જીવને બોધ કર્યો છે કે, **आत्मावाअरेद्रष्टव्य** :૦ (બૃ૦ ૨, ૪, ૫) જડ પ્રધાનને અથવા બુદ્ધિને બોધ કરી ભેંસ આગળ ભાગવત વાંચ્યું નથી. બોધ ગ્રહણ કરવાને યોગ્ય એવા અધિકારી કર્તૃત્વ ધર્મવાળા અભિમાની જીવને કુબુદ્ધિનો નાશ કરવા માટે ભેરી નાદે શ્રુતિપ્રબોધે છે.

**यथा च तक्षोभयथा** ॥ ૪૦

**સૂત્રાર્થ**:—જેમ સુથાર બે પ્રકારે અર્થાત કરતા રૂપે તથા અકર્તા રૂપે છે, તેમ આત્મા છે.

*ટીકા* :—બ્રહ્મમાં સ્વાભાવિક કર્તૃત્વ ધર્મ નથી પણ જ્યારે મન, ઇન્દ્રિયો, પ્રાણ શરીર ઇત્યાદિ ઉપાધિવાળો બ્રહ્મ અવિદ્યાને લીધે ઇચ્છા ધારણ કરે છે, ત્યારે તે પોતાની શાંતિ છોડી પ્રવૃત્તિવાન થાય છે. જેવી રીતે કે કોઇ સુથારને ઘર બાધવા તેડાવીએ, તે પોતાના ઘરમાં નીરાંતે ઉંઘતો હોય ત્યાંથી ઉઠી ઘર બાંધવા જાય છે. વાંસલો, વિંધણું ઇત્યાદિ સાહિત્યો પણ સાથે લેતો જાય છે. સાંજે જ્યારે આખો દિવસ પ્રવૃતિ કરી થાકી જાય છે ત્યારે વાંસલો, વિંધણું અને કામ કરવાનું છોડી દઇ પાછો ઘરમા નિરાંતે ઉંઘ લે છે અને શાંતિમાં આવે છે. શાંતિ આવી એટલે તેની સાથે સુખને પણ લેતી આવે છે. સુખ આવ્યું એટલે તે પોતાની સાથે આનંદને પણ લેતું આવે છે. આનંદ આવ્યો એટલે એ પ્રફુલ્લિત અને પુષ્ટ થાય છે અને બીજે દહાડે પાછું કામ કરવાને પાછો તમતમો થઇ રહે છે. તે પ્રમાણે બ્રહ્મ સ્વરૂપ જે જીવ છે તે કરણ ઉપકરણવાળો હોય છે ત્યારે તે પ્રકૃતિમાં અને અવિદ્યામાં મચ્યો પચ્યો, સુખી દુઃખી થાય છે. જેવી રીતે કે, મોભ ચઢાવ્યો એટલે સુથાર પોતે મોટું કામ પાર પાડયું સમજી ખુશી થાય છે. પગમાં છોડીયું વાગી લોહી નીકળ્યું એટલે દુઃખી પણ થાય છે. આ પ્રમાણે સુખ દુઃખની રેંટવાળો સુથારના જેવા જે બ્રહ્મ સ્વરૂપ છે તે જીવ એવી સંજ્ઞાને પામે છે, આંગળીએ પાટો બાંધી ઘેર જઇ ઉંઘીજાયછે ત્યારે તે પાછો બ્રહ્મ એવું નામ ધારણ કરેછે. આ દ્રષ્ટાંત પ્રમાણે ઉપરનું સૂત્ર સમજી લેવું.

આગળ આપણે પ્રતિપાદન કરી ગયા છીએ કે, બ્રહ્મને અવયવો નથી. અવયવ વિના પણ તે કાર્ય કરી શકેછે.; બુદ્ધિ, ઇન્દ્રિયો, પ્રાણ ઇત્યાદિનું કર્તાપણું પોત પોતાનુ કાર્ય કરવા સમર્થ થાય એટલી હદ

સુધીનું છે તેથી વિશેષ નથી. જેવી રીતે કે કાનમાં શ્રવણ કરવાનો કર્તૃત્વ ધર્મછે. પણ ગન્ધ સુંઘવાનો ધર્મ નથી અને બ્રહ્મ કાન અને નાક વિના સાંભળે છે, ગન્ધ લે છે વિગેરે વિગેરે ઇન્દ્રિયો વિના કરી શકેછે. તે બ્રહ્મ નિ:ભિમાન હોવાથી નિર્લેપછે. સંસ્કાર તેને વળગી શકતા નથી જે પ્રમાણે લોહચુંબકને લીધે લોઢાની સોય ઉત્તર દીશા તરફ વળી ચેષ્ટિત હોયછે. તે પ્રમાણે બુદ્ધિની અંદર જે કાંઇ શક્તિછે તે બ્રહ્મની શક્તિ છે અવિદ્યામા અંધારૂં કરવાની શક્તિ અને ઉધા પટકવાની શક્તિ પણ બ્રહ્મનીછે. વિદ્યામા પ્રકાશ અને મોક્ષ ગતિ આપવાની શક્તિ તે પણ બ્રહ્મનીજ શક્તિછે. એટલા માટે જીવાત્માઅને બ્રહ્મને કર્તા કહેવા કે અકર્તા કહેવા એ વાત શબ્દની ગતિથી દુર છે, એટલા માટે અનિર્વચનીય એ શબ્દ વાપરી મનનું સમાધાન કરીએ છીએ. સુથારના દ્રષ્ટાંત ઉપરથી વિચારશીલ પુરૂષને જીવ, બ્રહ્મ, બુદ્ધિ, ઇન્દ્રિયો, પ્રાણ, એમની શક્તિઓ અને એમના કર્તૃત્વ ધર્મ વિષે અનુભવ આવશે અને આ સુત્રનો અર્થ સ્પષ્ટ રીતે સમજાશે.

## परात्तु तच्छ्रुतेः ॥ ४१

**સૂત્રાર્થ:**—પર બ્રહ્મરૂપ જીવમાથીજ સસારની તેમજ મોક્ષની સિદ્ધિ થાય છે. આ રીતનું શ્રુતિએ પ્રતિપાદન કરેલ છે.

**ટીકા:**—હમે આગળ લોહચુંબકનું દ્રષ્ટંત આપી ગયા છીએ. પાણીમાં લોઢાની માછલી દોડે છે કે પાછી હઠે છે. એ ગુણ ચુંબકના સાંનિધ્ય વડે થાય છે. લોહચુંબક તો ઘણો દુરનો દુર રહે છે માછલી ડુબી જાય કે તરે તેમાં લોહચુંબકના પત્થરાને કાંઇ લેવા દેવા નથી. તે પ્રમાણે બંધ અને મોક્ષ જીવને છે. શીવને નથી. તથાપિ જો લોહચુંબકનું સાનિધ્ય ન હોય તો માછલીનું હલન ચલનજ થઇ શકે નહિ. તે પ્રમાણે જો ઇશ્વર ન હોય તો આ સંસર તથા બંધ મોક્ષ અને સુખ દુ:ખ તથા તે ભોગવવાના વિચિત્ર નિયમો હોઇ શકેજ નહિ. એક જીવ જે પામર છે તે એકલો જીવ આવી સસારની વિચિત્ર રચના નિયમસર કરી શકે નહિ. કદાપિ એમ ધારો કે, એ રચના સર્વ જીવો મળીને કરી છે તો બુદ્ધિના અનંત ભેદને લીધે અને જુદી જુદી મતિ અને વિચાર હોવાને લીધે આખા સંસારની અવ્યવસ્થા અને ગડબડ સડબડ થાય એટલા માટે કોઇ નિયામક તો હોવોજ જોઇએ. અનિશ્વ વાદી જે બુદ્ધ લોકો છે અને જૈનો

નિર્વિકલ્પ સમાધિ સુધી યોગની વિભુતિઓ, પ્રધાનપદ સુધીની ભોગવી, મન અને ઇન્દ્રિયોનો જય કરી, બુદ્ધિની હદ સુધી પોતાની કપોળ કલ્પના દોડાવી, અનિશ્વરવાદ ઉઠાવ્યો છે અને જે શ્રુતિ વિરૂદ્ધ છે તે વિચારવંત મનુષ્યને ગ્રહણ કરવા યોગ્ય નથી એ વાત ઉપલા સૂત્ર ઉપરથી સિધ્ધ થાય છે

**कृतप्रयत्नापेक्षस्तु विहित प्रतिषिद्धा वैयर्थ्यादिभ्य: ॥ ४२**

**સૂત્રાર્થ** :—શાસ્ત્રમાં જેવું વિધાન કરેલ છે તથા જેનો પ્રતિષેધ કરેલ છે તે હેતુ નિરર્થક થાય એ કારણથી ઇશ્વર કરેલા પ્રયત્નની અપેક્ષાવાળો છે.

**ટીકા:**—અવિદ્યા, સંસાર અને જીવ અનાદિછે. તેવીજ રીતે ઇચ્છા, પ્રયત્ન, કર્મ, ફળ, સુખદુ:ખાદિની વ્યવસ્થા કરવા ઇશ્વર પ્રયત્નશીલ છે, પણ તે કર્તૃત્વ ધર્મવાળો નથી. જેવી રીતે ધાન્ય, ફળ, ફુલ, વૃક્ષ ઇત્યાદિ થવાનું કારણ તેતે વસ્તુના બીજ છે અને એ બીજ તે ઉપાદાન કારણ સ્થાને છે. એકલા ઉપાદાનથી ઝાડ ઉગી શકતું નથી. તે બીજને ઉગવા માટે વરસાદની અપેક્ષા રહેછે. વરસાદ પડે નહિ તો બીજ ઉગી શકે નહિ; કારણ કે, વરસાદ એ નિમિત્ત કારણ રૂપેછે ને પ્રમાણે આ જગતની ઉત્પત્તિ થવા નિમિત્ત કારણ ઇશ્વરની અવશ્યે જરૂર છે અને શ્રુતિ તેને વ્યવસ્થાપક તરીકે વર્ણેછે એટલા માટે સંયમની વિભૂતી વડે, બુદ્ધિ સત્ય સુધી પહોંચેલા તાર્કીક અનિશ્વર વાદી બુધ્ધનુ ખંડન કરવા માટે ઉપરનું સૂત્ર રચેલુછે. આ અંશે બુધ્ધમત સ્વીકારવા યોગ્ય નથી. કારણકે ભિન્ન ભિન્ન સંસ્કારને લીધે ભિન્ન ભિન્ન મનુષ્યની બુદ્ધિ એક સરખી હોતી નથી. તેથી વિધિનિષેધ શાસ્ત્રો નિરર્થક થઇજાય. એટલા માટે જોકે, બુદ્ધ ધર્મના ઘણા વિચારો સ્વીકારવા યોગ્ય ઉત્તમછે. પરંતુ નિમિત્ત કારણ ઇશ્વર નથી એ આદિ અંશમાં તેનો મત સ્વીકારવા યોગ્ય નથી.

**अंशो नानाव्यपदेशादन्यथा चापिदाशकितवादित्वमधीयत एके ॥ ४३**

**સૂત્રાર્થ:**—જીવ ઇશ્વરના અંશ રૂપેછે. કારણકે જીવનો ઉપદેશછે. જેમકે કેટલીક શાખાવાળા બ્રહ્મને ધીવર અથવા દ્યુત રમનાર આદિરૂપે કહે છે.

**ટીકા:**—**यथाग्ने क्षुद्रा विस्फुलिंगा०** (બૃ)

આ શ્રુતિમાં જીવને શિવવિષે અગ્નિ તણખો એવો પ્રયોગ કર્યોછે. અગ્નિને અડકવાથી દઝાયછે તેમજ દીલપર તણખો પડે તો તેથી પણ દઝાયછે. શીવરૂપ અગ્નિ પ્રકાશ આપેછે. તેવોજ ગુણ જીવનામાં પણ પ્રકાશક શકિતછે. આ બે અંશમાં જીવછે તે બ્રહ્મરૂપ છે એમ સિદ્ધ થાયછે તેમ છતાં એક નાનો અને બીજો મોટો એક સર્વ શકિત અને બીજો અલ્પશકિત; એક અંશ ને બીજો અંશી; એક કર્મથી લેપાયમાન થાયછે બીજો નિર્લેપછે; આ ગુણના ભેદ વડે કરીને જીવનો ભેદ પણ અનુભવમાં આવેછે. તેટલા માટે હમે તેને ભેદાભેદરૂપ એવુ એક બીજાથી વિરૂધ્ધ અને એક બીજાના સરખા ગુણવાળું નામ આપીએ છીએ. એટલે કે અનિર્વચનિય, એ શબ્દ વડે તેનો વ્યવહાર કરી ઉપરના સૂત્રનો અર્થ સમજાવીએ છીએ.

બ્રહ્મ નિરિચ્છછે. જીવાત્મા ઇચ્છાવાળોછે. જે શાખાવાળા બ્રહ્મ જેવી પવિત્ર મહાન શકિતને જુગારમનાર અને ધીવરની ઉપમા આપેછે તે ઉપમા અધમછે અને તે વડે બ્રહ્મ કાંઇ અધમ ઠરતો નથી. પરંતુ જેણે ઇશ્વરની આવી અવહેલના કરીછે. તેની કીંમત અંકાઇ જાયછે. તેથી કરીને વિદ્વાનો એવા પુરૂષોનો મત અથવા શાખાવાળાનો મત સ્વીકારવા યોગ્યછે, એવું ગણતા નથી. જીવાત્મા સુખભોગની ઇચ્છાવાળોછે. તેથી કરીને તે યજ્ઞ, તપ, બ્રહ્મચર્ય, યોગ દાન ઇત્યાદિ શ્રમ સાધ્ય અને કૃષ્ટ સાધ્ય માર્ગનું અવલંબન કરી સ્વર્ગીય સુખ માગેછે અને તેના ભોગ ઐશ્વર્ય માટે પ્રયત્નશીલ થાયછે. તે નીચે મુજબ:—

શુકદેવ, ભર્તૃહરિને અને બુદ્ધને તિવ્ર સંવેગ એટલે સંસારની આશક્તિ ઉઠી જઇ પૂર્વ સંસ્કારને લીધે જે કાંઇ વૈરાગ્ય દશા પ્રાપ્ત થઇ અને ત્યાગવૃત્તિ ઉદ્‌ભવી તેમાં ફેર શો. બુદ્ધને પાંચપ્રકારે વૈરાગ્ય ઉત્પન્ન થયું.

૧ વૃદ્ધ દશાનો જર્જરિભૂત દેહ જોવાથી—જરાથી તારૂણ્યમદ.
૨ રોગી માણસને જોવાથી—રોગથી બલમદ.
૩ મરણની ઠાઠડી જોવાથી મૃત્યુથી આયુષ્યમદ.
૪ વારાંગનાઓને ઉઘતી:શિથીલ વિથીલ નગ્ન જોવાથી કામમદ.
૫ દારિદ્રીને જોવાથી લક્ષ્મીમદ—અને રાજ્ય સત્તામદ ઘટે છે અને તે ઉપર (સંસારી સુખ ઉપર) અભ્રચ્છન્ન આવે છે.

બ્રહ્માનંદનું સુખ, ત્યાગ, વૈરાગ્ય અને વિદ્યા, એકાંતવાસ વડે
સ્વરૂપ સુખની પ્રાપ્તિ તે, સ્ત્રી પુત્ર રાજ્યનો વૈભવ નશ્વર છે
એવી મતિ સંન્યાસીની આનંદ, રૂપ, અને યૌવન રાજતેજ
કરતા વધારે સુખદ છે એવી મતિ ઉત્પન્ન થાય છે,

સીઝર, પામ્પી, નેપોલીયન, કૃષ્ણુ, કયસર અને પોઇન્કાર, એના ચરિત્ર સરખાવતાં જે કાંઇ વિચાર ઉત્પન્ન થાય છે તે અહંવૃત્તિના જણાય છે.

પ્રથમ પાયરી ધ્યાન, તેમાં વિતર્ક, વિચાર, પ્રિતી, સુખ અને એકાગ્રતા. વિતર્ક એટલે ઇન્દ્રિય ગોચર વિષયોમાં પ્રથમ વિચાર ધ્યાન વિષયનું સુક્ષ્મ નિરિક્ષણ છે. ચિતનો પ્રવેશ વિતર્ક કરતાં વિચાર વધારે શાંત હોય છે.

પ્રીતિ એ ધ્યાનમાં પ્રાપ્ત થતો આનંદ છે સુખ પ્રીતિ કરતાં પણ વધારે શાંત સ્વભાવનું હોય છે. પ્રીતિની લહેરી સમે છે ત્યારે યોગીને સમાધિ સુખ શુ છે એની સમઝણ પડે છે.

એકાગ્રતા એટલે ધ્યાન વિષયમાં તલ્લિનતા.

આકાશના ધ્યાન પછી વિજ્ઞાનનું ધ્યાન પ્રાપ્ત થાય છે.
વિજ્ઞાન પછી અભાવ.

(આ ખોટું છે. લયમાં જઇ ભાવરૂપે સ્થિત થાય તો નિર્વિકલ્પ સમાધિ થાય)

બાલ્યાવસ્થામાં ભૂખ, તરસ, ઉંઘ, ઝાડો, પીસાબ, વિદ્યાભ્યાસ ઇત્યાદિ મટાડવાનું અને ભોગવવાનું પરાધિનતામાં હોય છે. માતા પિતા તેની સંભાળ લે છે. વૃદ્ધાવસ્થામાં જરા રોગ અશક્તિ અને વૈરાગ્ય તથા શિથિલતા ઇત્યાદિથી સામર્થ્ય કમી થવાથી સુખ ભોગવી શકાતું નથી. ત્યાં પણ પરાધિનતા છે. સુખ ભોગવવાનો સમય તે માત્ર યૈવન છે તે પોતાને હાથ છે અને આ સંસારમાં સર્વ સુખોમાં શ્રેષ્ઠ સુખ તે સંભોગનું છે. પરંતુ એ સુખ ભોગવવામાં એટલી બધી અડચણો છે કે તે સુખ બરાબર ભોગવી શકાતું નથી. એટલા માટે એમાની ઘણીખરી અડચણો દુર કરવા લગ્નવિધિ વેદમાં કહ્યો છે કે, જેથી પરસ્પર વિશ્વાસ આણી ધણીધણીયાણી પ્રજા સુખ અને સ્વર્ગ સુખ મેળવી શકે. તેમ છતાં આ સુખ ક્ષણિક છે. ભજીયાં ખાઇએ તેટલીવાર મ્હોડું સ્વાદ થાય. પણ પાચન થતાં વખતે રોગાદીની પણ ઉત્પતિ થાય છે. એટલા માટે એ સુખની પાછળ પોતાનો પરિશ્રમ કરવો યોગીન્દ્રોએ છોડી દીધો છે અને કહે છે કે ઘણા કાળ સુધી

ટક એવું આ ખરૂં સુખ નથી. 'ખાધું મ્હોં ખાલી' તેમ તેનાથી આત્યંતિક તૃપ્તિ મળતી નથી. જો કે સર્વ પ્રાણીઓની પ્રવૃત્તિ અને સર્વ કર્મ એ સુખને માટે હંમેશા ફાફા મારે છે પણ સુખ તો પુરૂ તેમા મળતુ નથી. હવે બીજું એ છે કે શું કરવાથી આ સભોગ સુખ ચિરસ્થાયી થાય. જવાબ એટલોજ છે કે સ્વર્ગનું સુખ જો મળે તો આયુરદા લાખો વરસનુ થાય છે અને ત્યાં એ સુખ પણ પ્રાપ્ત થાય છે. એ સુખને માટે યજ્ઞ, દાન, તપ, યોગ ઇત્યાદિકઠીન વ્રતો આદરી કાયા કષ્ટ ઘણું વેઠવુ પડે છે. ત્યારેજ સ્વર્ગ સુખ મળે છે અને તે પણ આખરે નશ્વર તો છેજ. એટલુંજ કે તે ઘણાં વરસ સુખ મળે છે. તેમાં પણ પરસ્પર અદેખાઇ દૈત્ય અને રાક્ષસોના હુમલા ક્રોધાદિ મનોવિકારો ઇત્યાદિથી દેવોના પણ સુખ કાદવથી ખરડાયલાં છે. પુરૂં ઠરેલું સુખ ત્યાં પણ નથી. ત્યારે હવે સુખ કયાં મળી શકે. તેના ઉત્તરમાં એ છે કે, આ મનોવિકાર અને ઇન્દ્રિયોને તાબે ન થવાથી રજસતમામલ ધોવાઇ જઇ સત્વ સુખ, વિદ્યા વડે પ્રાપ્ત થાય છે. વિદ્યા મેળવવી કાંઇ સહેલી નથી રમત ગમત સઉ છોડવી પડે, બ્રહ્મચર્યાદિ તપ આચરવાં પડે, અભ્યાસ અને વિચાર તથા ગુરૂકુળના નિયમો પાળવા પડે તોજ વિદ્યા પ્રાપ્ત થાય છે અને જ્યારે બ્રહ્માનંદ પ્રાપ્ત થાય છે ત્યારેજ સગુણ બ્રહ્મ સ્વરૂપ એટલે ઇશ્વરપણું પ્રાપ્ત થયા વિના એ સુખ મળતું નથી. નિર્ગુણ બ્રહ્મમાં મોક્ષ પામે તો તે સુખની ઇચ્છા રહિત થઇ જાય છે. કારણ કે તે સદા તૃપ્તિ અને આનંદમા નિમગ્ન રહે છે. આ વિષયમાં બુદ્ધ ધર્મના આચાર્યે ઇશ્વર શબ્દને પોતાના શાસનથી ઉડાવી દીધો છે અને બુદ્ધિની સીમ પર્યંત યોગ સંપાદન કર્યો છે. એટલા માટે

**योबुध्धेः परतस्तुसाः**

એ તત્વ બુદ્ધ ધર્મમાથી મળતું નથી તેથી એ અંશમાં બુદ્ધની શિખામણ પુરતી હોય એમ જણાતું નથી. શ્રુતિ વિરૂદ્ધ લાગે છે.

**मंत्रवर्णाच्च** ॥ ૪૪

**સૂત્રાર્થ** :—વાળી મંત્ર વર્ણથી જીવ ઇશ્વરના અંશરૂપે છે, એમ સમજાય છે.

**ટીકા**.—પાદ, અંશ તથા ભાગ એ સર્વ એકજ અર્થવાચક શબ્દ છે. બ્રહ્મનું વર્ણન રૂપકાલંકાર વડે કરીને પુરુષ શુકતમાં કર્યું છે. તે

ઉપરથી અંશાઅંશી ભાવ ધ્યાન યોગમાં જીવને પણ કલ્પીએ તો તેમાં દોષ નથી.

ચારે વેદની સહિતામાં સર્વ મંત્રમાં ગાયત્રી મંત્ર સમ્રાટની પદવી ભોગવે છે એ ગાયત્રીમંત્ર તે આદ્યબ્રહ્મ એટલે પ્રાણમાં ધ્યાન યોગ વડે મનોવૃત્તિને લીન કરી શક્તિ રૂપ જુગલના વૈભવવાળા તેજો. રાશિ સવિતા દેવનું સ્તવન પ્રાતઃકાળમાં તેમનું જગત ઉત્પાદક અતુલ સામર્થ્યનું સ્મરણ કરી જપ કરતાં વારવાર નમીએ છીએ. વેદમાં અનંત શક્તિ રૂપ બ્રહ્મની મનુષ્ય પ્રાણીને પ્રત્યક્ષ દેખાની શક્તિમાં પ્રથમ શક્તિ જ્યોતિત્રયછે. એ જ્યોતિત્રયમા પ્રથમ સૂર્યનારાયણછે, કે જેમાં ઇન્દ્રની શક્તિ, વિધુતની શક્તિ, મેઘ વર્ષણ શક્તિ વડે વનસ્પતિ, ધાન્ય, તૃણ ઇત્યાદિ પૃથ્વિમાં ઉત્પન્ન થવાની શક્તિછે. તેનું બીજુ નામ ઇન્દ્રછે અને તે સૂર્યની અંતર્ગત છે. બીજી શક્તિ તે અગ્નિની છે અને ત્રીજી શક્તિ આ બે દાહક શક્તિનું નિવારણ કરનાર ચદ્રની જ્યોતિરૂપે વેદમાં પ્રગટ બતાવીછે. સૂર્યને અગ્નીની દાહક શક્તિ વડે જગત ભસ્મિભૂત ન ગાય તેટલા માટે સૂર્યનું અને અગ્નિનુ તેજ જળમાં થઇને થંડા પડી પરાવર્તન પામે છે. તેને શીત જ્યોતિ એટલે ચંદ્ર અથવા ગ્રહણોની જ્યોતિ, તારાઓની જ્યોતિ એવું નામ આપ્યુંછે. એ વરૂણ દેવની સાક્ષાત મૂર્તિ છે અને જળધારા વડે કરીને જગતનું જીવન તત્વછે. હવે રૂદ્રશક્તિ પ્રાણીના પ્રાણ રૂપછે. ચારે સંહિતામાં તેનું વર્ણન યજન, કાર્ય તેના નિયમો ગુણો તેની શક્તિ, તેમના બળ અને અતુલ સામર્થ્ય જગતમાં પ્રત્યક્ષ કામ કરી રહ્યાછે. આ બળશક્તિને પ્રાણાપાન ગતિની એટલે અગ્રેજીમાં જેને centripital and centrifugal forces કહેછે, તે સૂર્યનારાયણમાછે. દષ્ટાંત તરીકે ખાળ કુંડીમાં ગંદુ પાણી ભરેલુંછે એ પાણીની વરાળ બનાવી ધીમે ધીમે પોતા તરફ ખેંચી હલકું જળતત્ત્વ ઉંચે ચઢાવી, ગગાજળ સમાન પીવાલાયક બનાવી કચરો પૃથ્વી ઉપર જુદો પાડી, રહેવા દેવાની શક્તિ તે સૂર્યનારાયણની છે અને એ શક્તિ તે ચિદ્ બ્રહ્મ જ્યોતિની છે. મનુષ્યનો ઉદ્ધાર અને મોક્ષ સત્યલોક જેને કહે છે તેના પ્રાણીઓ પોતાના લોકથી મરણ પામી જન્મ મરણની સંસ્કૃતિમાં સપડાતા નથી. પણ ત્યાં ત્રિભુવનનું સામર્થ્ય, જ્ઞાન, વૈભવ, આનંદ પામી એ માર્ગે બ્રહ્મ દશાને પામે છે. ઇશ્વર સમાન શક્તિવાળા જે જીવો મોક્ષ ગતિની સંપૂર્ણ યોગ સ્થિતિને નિર્વિકલ્પ સમાધિ વડે લયમાં, કુંભક પ્રાણાયમમાં નિરોધ અવસ્થામાં સ્વરૂપ સ્થિતિએ

પામ્યા છે, તેવા અતિ પુણ્યવાન પુરૂષો વસે છે અને સૂર્યના સરખો દેહ પામ્યા છે. એટલે કે શલોક, સાનિધ્ય, સારૂપ્ય, મુક્ત દશાને પામ્યા છે. છતાં તેમને સાયુજ્ય મુક્તિ વિશે પ્રયત્નશીલ થવું પડે છે. મહા પ્રલય સમયે જ્યારે સૂર્યનારાયણ બ્રહ્મમાં લય પામે છે, ત્યારે તેની સાથે આ સર્વે પુરૂષો બ્રહ્મમાં અદ્વૈત ભાવ પામે છે. એનુંજ નામ મોક્ષ ગતિ છે. દેવયાન માર્ગનું વિકટોરીઆ ટર્મીનસ જેવું સૂર્ય એ એક સ્ટેશન છે. તે સર્વના અનુભવમાં આવે છે અને આદ્ય શક્તિ ૐકાર જે પ્રણવ મંત્ર છે તેનું દર્શન કરાવેછે. હમે હમારા સુરૂદ્રાધ્યાયની ટીકામાં રૂદ્રનું કાંઇ એક દિગદર્શન કરાવ્યું છે અને તે પ્રણવને પહોંચવાનો માર્ગ અને ઉપાસના અમારા પાતંજલ યોગ દર્શનમાં બતાવવાનો પ્રયત્ન કર્યો છે. ઇન્દ્ર, વાયુ અને વરૂણની અદ્‌ભુત શક્તિનું વર્ણન હમારા કાવ્યાનંદનિધિમાં, આ બ્રહ્મ સૂત્રની ટીકામાં ઠેર ઠેર કર્યું છે. તેથી બ્રહ્મનો વાંચકવર્ગને સાક્ષાત્‌કાર થશે એવી અમારી ઉમેદ છે. નાસ્તિક લોકોના મોઢા બંધ થઇ તેમને બ્રહ્મ દર્શન થશે. એવો આ હમારો પ્રયત્ન પરમેશ્વરની કૃપાથી સફળ થાવ.

પ્રકાશ અને વિમર્શ એ બે એટલે કે અગ્નિ અને સોમ અથવા શિવ-બિંદુ અને શક્તિબિંદુ, સૂર્યમાં સંયુક્ત થઇ જગતની ઉત્પત્તિ કરવાનું બળ આવે છે. જેમ એકલી માતાથી ગર્ભ બંધાતો નથી. તેમ એકલા પિતાથી પણ ગર્ભ બંધાતો નથી. સૂર્યબિંબ શિવ શક્તિનો પ્રત્યક્ષ ગર્ભ છે. ગર્ભ એના ઉલટા અક્ષર કરીએ તો **ભર્ગ** શબ્દ થાય માટે સૂર્યબિંબનુ **ભર્ગ** એવુ નામ ગાયત્રી મંત્રમા પડ્યુ છે.

અમારી આ **ૐ નમઃસંભવાયચ મયો ભવાયચ** વિગેરે પ્રણવ અને **નમ** એવા સંયોગી મંત્રોની અવિચ્છિન સતત જપધારા સ્વર્ગ લોકના દેવયાનરૂપ માર્ગમાં સૂર્યપ્રતિ ચાલી જાય છે, તેના માર્ગમાં જે દિવ્ય લોકના અધ્યક્ષો વસે છે અને જેઓ અમૃત પરમાત્માના પુત્રો સમાન છે અને જેમનું નામ મિત્ર એવુ વેદમાં કહે છે તે **'વિશ્વેદેવો'** આ મંત્ર લક્ષ ધરીને સાંભળે છે.

**ૐ નમઃ** ઇત્યાદિ સતત્ અવિચ્છિન મંત્ર જપધારા કરતાં અમે જ્યાં અગ્નિનું મથન થઇ ગયું છે. તેના ઉપરી પ્રદેશમાં (મુલાધાર અને સ્વાધિષ્ઠાનના પ્રદેશને વટાવી ઉંચે) વળી જ્યાં વાયુનો સ્પંદપણુ વટાવ્યો છે તેવા પ્રદેશમાં (મણિપુર અને અનાહત ચક્રના ઉપરના પ્રદેશમાં) અને

વળી જ્યાં સોમરસ નીકળી ચૂવ્યો છે તેવા પ્રદેશમાં ( વિશુધ્ધ અને આજ્ઞા-ચક્રના ઉપરના પ્રદેશમાં ચઢતા ચઢતા આવ્યા છીએ ) અને તે સત્ય લોકમાં (સહસ્ત્રારમાં એટલે સહસ્ત્રદલ ચક્રમાં એટલે બ્રહ્મરન્ધ્ર સમીપ પ્રદેશમાં) અમે અમારા મનને ગોઠવી દીધું છે.

આ સત્ય લોકમા આવી વસેલા અમારા આદ્ય બ્રહ્મ એટલે પ્રણવ-નાદ યુક્ત મનને સવિતાના પ્રસવ રસ વડે (જગત ઉત્પાદક ઉષ્ણ કિરણની શક્તિના સામર્થ્યે) બ્રહ્મરન્ધ્ર નામની યોનિમાં (દ્વારમા) સ્થાન આપીએ છે. (અમો જે મુલાધારની ભૌતિક યોનિમાં જન્મ્યા ગણાઇએ છીએ. તેઓ સહસ્રારની દૈવી માનસ યોનીમાં પુનઃ જનમીએ છીએ. એટલે કે સ્થુલ દેહની જડાવસ્થાનો ત્યાગ કરી મનોમય લિંગ શરીરની કારણાવસ્થામાં મનને શુદ્ધ ચૈતન્યમાં જોડી દિવ્ય શરીર ધારણ કરીએ છીએ. ) જો આ દિવ્ય જન્મને મેળવ્યો તો પૂર્વ કર્મ જીવને સંસારમાં પાછો લાવી શકશે નહિ અથવા જીવાત્માનું પતન કરી સંસ્કૃતિમાં એટલે વારંવાર જન્મ મરણ થાય એવા કેદખાનામા એટલે શરીરમાં પૂરશે નહિં.

**अपिच स्मर्यते ॥ ४५**

**સૂત્રાર્થ:**—વળી સ્મૃતિ પ્રમાણરૂપ છે.

**ટીકા:**—એ વિષય હમો ટીકા કરી આગળ આ ગ્રન્થમાજ વર્ણવી ગયા છીએ.

**प्रकाशादिवन्नैवं परः ॥ ४६**

**સૂત્રાર્થ:**—પ્રકાશ આદિની પેઠે પર એવા આત્મા, જેમ જીવ સંસાર દુઃખને અનુભવે છે તેમ અનુભવતો નથી.

**ટીકા:**—અવિદ્યાને લીધે હું નથી એવી ભાવના થવાથી આ જૂદો, આ જૂદો, આ જૂદો, આ મારો શત્રુ, આ મારો દુશ્મન એવી ભાવના થવાથી નામરૂપ લઇને જન્મમરણાદિ સંસ્કૃતિમાં જીવ પડે છે અને ઇન્દ્રિયા-દિનું દેહાભિમાની અલ્પ અને પરિમિત દેહમાં ભરાય છે. બ્રહ્મ અવિદ્યા રહિત છે. તેથી તેને દેહનો અધ્યાસ અથવા અભિમાન થતું નથી, તેથી તેને દુઃખ પણ થતું નથી. હુ સદા સુખરૂપજ છુ. સુખ એ મારૂં સ્વરૂપ

છે. જ્ઞાન બ્રહ્મમાં હોવાથી જલચદ્રવત્ તેને દુઃખનો સ્પર્શ પણ થતો નથી. ઇત્યાદિ વિષયો સ્મૃતિમાં અનેક ઠેકાણે વર્ણવ્યા છે. તેમજ હમે હમારી ટીકામાં એ વિષે ઘણું લખી ગયા છીએ, એટલે અત્રે પિષ્ટપેષણ કરવાની જરૂર નથી.

હમે આગળ કેટલુએક સૂર્યનારાયણનું વર્ણન આ ગ્રન્થમાં કર્યુ છે અને ગાયત્રિ પુરશ્ચરણ કેમ કરવું અને તે મત્ર સફળ કરવાની ક્રિયા કેવી રીતે કરવી તે સર્વ હમારા યોગ દર્શનની ટીકામા તેમજ રૂદ્રાધ્યાયની ટીકામાં સહેજસાજ દર્શાવ્યું છે અને તેમાં સહેજ વધારે વિવેચન કરીએ છીએ. પૂરક પ્રાણાયામ એને હમે centripital force કહીએ છીએ. એટલે આ જગતના પદાર્થનુ પ્રત્યેક બળ બાહ્ય જગતમાંથી પવનદ્વારા ખેચી હમે હમારા ફેફસામાં ભરીએ છીએ, એટલે કે પ્રાણ શક્તિમાં ભરીએ છીએ. એ ભર્યા પછી એ શક્તિને એટલે કે, લાડવાને પતરાળી-માંથી ઉચકીને હાથે વતી મોઢામાં મૂકીને, ચાવીને પેટમાં ઉતારીએ છીએ, ત્યારબાદ પેટમા છાશમાથી માખણ કાઢે તે પ્રમાણે એક જાતનું વલોણું ચાલે છે અને તે લાડવો પચી જઈ શરીરમા બળ આનદ, અને જ્ઞાન ઉત્પન્ન કરે છે, તે પ્રમાણે આ પૂરક પવનને ફેફસામા પૂર્યા પછી અંદરને અંદર પૂરી લઇ પચાવી દેવો, કે જેથી તે દેહની બહાર નીકળી ન જાય અને પચી જાય. એ ક્રિયાનું નામ કુભક પ્રાણાયમ છે. હવે લાડવા-માનો તુષ્ટિ પુષ્ટિ ભાગ જે ઘી, ખાંડ અને ઘઉના મેંદાનો છે, તેમાંનો સાત્વિક ભાગ જીવાત્માએ પોતાની પાસે રાખી લઇ બળ વિગેરે પ્રાપ્ત કર્યું છે. તથાપિ ઘી, ઘઉં અને ખાંડનો જે રાજસ તમો મળ છે, તે ઝાડા પિશાબ વાટે જીવાત્મા બહાર ફેંકી દે છે અને સ્વીકારતા નથી. તે પ્રમાણે રેચક પ્રાણાયમ એટલે કે centrifugal force નાકમાંથી ધીમે ધીમે કાઢી બાહ્ય જગતમાં ફેકી દેવામાં આવે છે દ્રષ્ટાંત તરીકે જે માણસ ગાંજો પીએ છે, તે ગાંજાની ચલમમાં ગાંજો ભરી તે ઉપર અગ્નિ મૂકી ચલમને એક ભીનુ ચીથરૂં વીટાળી તે દ્વારાએ ગાંજાનો કસ અને ધુમાડો મોઢે વતી પૂરક પ્રાણાયમ સમાન મોઢામાં ખેચી લેછે. ત્યાર બાદ કેટલીએક વાર તે ધુમાડો મોઢામાં રાખી મૂગો બેસી રહેછે એટલે તે ધુમાડા અને ગાંજાનો તત્ત્વ તેના ફેફસામાં પસરી ધુમાડો નિસત્વ થઇ પાછો નાક દ્વારાએ બહાર કાઢેછે, તે પ્રત્યક્ષ જોવામા આવેછે એ ક્રિયાનું નામ રેચક પ્રાણાયમછે અને એ

પ્રાણાયમ બ્રાહ્મણે નિત્ય ત્રિકાલ સન્ધ્યામા કરવાનાછે કે, જેથી તેની શક્તિમાં દરરોજ વધારો થતા થતાં શારીરિક સમ્પત્તિ, માનસિક ઉન્નતિ, આત્મજ્યોતિ અને પાપનું દહન પૂણ્યનુ સિંચન થઇ બ્રહ્મ તેજની વૃદ્ધિ થાયછે. આ પ્રાણાયમનું ફળછે. આ વશીકરણ વિદ્યાછે. શત્રુની સામેજ ધુરકતાં તેનુ બલ હરણ કરી તેમાં ભયભરી નસાડવાનો સામર્થ્યછે. અહો! આ આશ્ચર્ય જનક નિગૂઢ ઇશ્વરની ઝીણી રચના યોગીઓ અને જ્ઞાનીઓ અનુભવે છે અને સર્વ કોઇને છક કરી નાખેછે. પાપી, જડમતી વામીઓ, પ્રપચીઓ અને રાક્ષસો જેઓ પત્થર જેવા અંતઃકરણવાળા છે તેઓને એમાની જરાપણ સમજ પડતી નથી અને તે લુચ્ચા અને ઢોંગી બાવાઓના લોકોને છેતરવાના ઢોંગછે એવું માનેછે ને મનાવેછે.

અમે અમારા રૂદ્રાધ્યાયની ટીકામાં શંકરનુ આવાહન કરીને, તેમને બોલાવી કાંઇ મદદ માંગવી, વરદાન માંગવું, અથવા આપણું કાંઇ કામ કરી આપવું, બીલના પાદડાને અગ્નિમાં બાળી સોનું બનાવવુ, વિગેરે વિગેરે હાલના જમાનામાં ન મનાય એવી, અને હસી કઢાય એવી, વર્તમાન સાયન્સની વિરૂદ્ધ તથા હિંસા ધર્મ, સોમરસ પાન, અશ્વમેધ, પિંડદાન, માંસનો હોમ અને બળી, દારૂ તથા દૂધ પાણી, ખાટલા અને ઓશિકા, લાડુ, વડા, બ્રાહ્મણ ભોજન અને દક્ષિણાદાન, સૂતકનું પાળવું, શુતકમાં સંધ્યા ન કરવી, હોમ ન કરવો, સન્યાસીને દાટવો, બાળક છોકરાને દાટવા, સાધારણ જુવાન માણસોને બાળવા, ભોય નાંખવુ, શંખ વગાડવો, મુડદાં ઉપર ફુલ વધાવવાં, અગ્નિમાં ઘી અને હવિ બાળવા વિગેરે વિગેરે લખ્યું છે, તે વેદ વિરૂધ્ધ નથી. વેદશાસ્ત્ર, પુરાણ માનનારાઓ, તેમજ પૃથ્વીના અન્ય ધર્મમાં જે જે કાંઇ છે અને હાલનો સુધરેલો જમાનો તેવી વાત પાળવાને ના પાડે છે. તેથી તેમાં લખ્યાથી અવળુ આચરણ કરે છે, અથવા તો તે પાળવાને બેદરકારી રાખે છે. એ સર્વ વિષયનુ કારણ હમારી બુદ્ધિ પ્રમાણે હમે નીચે મુજબ ટુંકમા દર્શાવીએ છીએ. જો કે હમારા કેટલાએક વિચાર અને સમજણ ખોટી હશે, અથવા અમે ભૂલ કરી હશે, અથવા તો લખનાર, છાપનાર, કે પ્રુફ સુધારનારની ભૂલો હશે, તો તે સુધારીને વાંચવાને અને અમને લખી જણાવવાને વિદ્વતજનોએ ક્ષમા આપી, હમને દોષમુકત કરવા વિનવીએ છીએ. અમારો કોઇપણ વ્યક્તિ ઉપર અથવા ધર્મ ઉપર આક્ષેપ કરવાનો ઈરાદો નથી. પણ સામાન્ય વર્ણન યથાશક્તિ કર્યું છે.

અંગ્રેજીમાં અથવા અન્ય ધર્મમાં મરણ પછી જે કાંઇ દશા પ્રાપ્ત થાય છે, તે દશાને પ્રેત, ભૂત, બ્રહ્મરાક્ષસ, પિશાચ, ડાકણ શાકણ, દો,

પીતર, પરિ, ફિરસ્તા, પીર, પેગમ્બર, જાદુ, સ્પીરીટ વિગેરે વિવિધ નામો અપાય છે. તેમાં સમજણમાં ઘણો ગુચવડો થઇ પડે છે અને ખરૂ ખોટું સમજાતું નથી. માટે તે વિશે પણ કંઇક ટુંકમાં જણાવીએ છીએ:

જે માણસ ઉપર લખેલી વાતો વિશે બેદરકાર રહે છે; વિચાર કરતો નથી શાસ્ત્રનું અવલોકન કરતો નથી, તેથી તેની શ્રદ્ધા બેસતી નથી. પ્રાણ, વિનીમય, પ્રાણાયમ, સત્વ, રજ, તમાત્મક, પ્રકૃતિના ભૌતિક અને પરમાણુ અણુઓ, દૂણુઓ, તિસ્રેણુના કંપનો, આકારો અને યોગ, પ્રધાન ઇત્યાદિ ગુપ્ત વાદોનુ રહસ્ય જે ગુરૂ, શાસ્ત્ર, યોગ, જાતિ અનુભવ, ઉપરથી થાય છે, તે ગુપ્ત હોવાથી સ્પષ્ટ રીતે અધિકાર જોયા વગર સર્વ કોઇને જાણવામાં આવે એવું કરી શકાતું નથી. જગતમા સત્તાવીસ તત્ત્વોનુ આ મનુષ્યનું ભૌતિક શરીર રચાયલું છે. મરણ થાય ત્યારે એ સત્તાવીસ તત્ત્વમાંથી દસ તત્ત્વ બાળી, દાટી કે જાનવરોને ખવડાવી નાંખવામાં આવે છે. જો બાળે તો રાખ થાય છે, દાટે તો જીવડા તેમાં પડે છે અને જાનવરો ખાય છે તો તેનું છાણ બને છે અને બાકીના સત્તર તત્વ રહ્યા, તેને બીજું શરીર કહે છે. ઇશ્વર વિભુ છે તેથી તે અહીંયા તહી આવજાવ કરી શકતો નથી અને તેથી તેને નિર્ગુણ બ્રહ્મ કહે છે. તે માત્ર નિર્વિકલ્પ સમાધિમાં કુંભક પ્રાણાયામ સમયે અનુભવ ગમ્ય છે. તેથી તે કેવો છે, તે દરેક મનુષ્યે પોતાના અનુભવ વડે ખાત્રી કરી લેવી જોઇએ. એટલે સત્તર તત્વમાંથી સોળ તત્વ બાકી રહ્યાં. એ સોળ તત્ત્વને ષોડસ પ્રકૃતિની કળા કહે છે. ઇશ્વરે આ જડ પ્રકૃતિમા પોતાની અનંત શક્તિમાંથી અકેક બબ્બે શક્તિ જગતના સર્વ પદાર્થોમાં ભિન્ન ભિન્ન મૂકી છે. કેળા ઉત્પન્ન કરવાની શક્તિ અને સ્વાદ, આકાર અને રંગ કેરીના ઝાડમાં મૂક્યા નથી. કેરીનો સ્વાદ, રંગ, આકાર અને ગુણ કેળાના ઝાડથી ભિન્ન છે અને જગતના બીજા કોઈ પણ પદાર્થમાં કેળા શિવાય કેળાનો સ્વાદ મૂક્યો નથી, તેતો એકલા કેળામાંજછે. આવી તરેહની અનંત શક્તિમાંની ઘણીજ થોડી ઇશ્વરની શક્તિઓ નવ પ્રકારથી આંધળા પામર અવિદ્યા ગ્રસ્ત, મનુષ્ય જાતિના જાણવામાં છે.

દરેક શરીરના ખોરાક અથવા ભોજન જુદાં જુદાં છે. તેમાં પણ જુદી જુદી કોમના ભોજન પણ જુદાં જુદા છે. જેવી રીતે કે, એક જૈનનું ભોજન દાળભાત છે પણ તે બેદા કે માછલી ખાતો નથી. માસ જોતાં વારનેજ તેનું શરીર કંટાળી કંપે છે અને સુગ ચઢે છે. માછીને માછલું ખાવાને મન અને આનંદ થાય છે અને તેને તે સ્વાદ લાગેછે;

તાડી અને દારૂ પીનારને અથવા અફીણીને અફીણુ ખાવા સિવાય કે દારૂ પીધા સિવાય ઉંઘ આવતી નથી, આનંદ થતો નથી અને શરીરમાં જોમ પ્રગટતું નથી. તેવી રીતે પ્રેત અને પીતર દશામાં અન્નનો પિંડ આપવાથી તેને તુષ્ટિ પુષ્ટિ થાય છે અને આનંદ થાયછે. વાંદરાને કીટ લાખવાથી તૃપ્તિ થાયછે, ગીલોડીને માખીઓ ખાવાથી તૃપ્તિ થાયછે, કુતરાને નરક ખાવાથી તૃપ્તિ થાયછે વાઘને એકાદ જાનવર ખવડાવ્યાથી તેના લોહી અને માસ વડે તેની ક્ષુધા, તૃષા મટી જાય, સુખ આનંદ અને તૃપ્તિ થાયછે અને શરીરનું પોષણ થાયછે. સ્વર્ગસ્થ દેવને અગ્નિમાં હવિની આહુતિ આપ્યાથી તેમની ક્ષુધા તૃપ્ત થઇ તુષ્ટિ, પુષ્ટિ આનદ મળે છે. ભૂત, પ્રેતને ચાનકા, દિવડાં વિગેરે અન્નનું ભોજન ચકલા ઉપર મૂકવાથી તેની ક્ષુધા, તૃષા નિવૃત થાય છે અને આનંદ પામેછે. શ્રદ્ધા, ભક્તિ, જ્ઞાન, તપ, યોગ, જપ, પરોપકાર, સત્વ શુદ્ધિ, યજ્ઞદાન, વ્રત સત્ય, ઇત્યાદિ વડે ઇશ્વરની ભૂખ ભાગે છે. ઇશ્વર પ્રસન્ન થાયછે અને વરદાન આપેછે અને આખરે પોતાના જેવોજ તેને બનાવી સાનિધ્ય, શલોક, સારૂપ્ય અને શાયુજ્જ મુક્તિ આપે છે. હનુમાન, ગરૂડ અને નંદિકેશ્વરને સાનિધ્ય મૂક્તિ મળીછે. તેથી તેઓની દ્રષ્ટિ અને શીવ માસ સામસામે નિત્ય મેળવી સદા રહે છે. સારુપ્ય અને શલોકતા એ ભાવિક વૈષ્ણવોને મળે છે, એટલે વિષ્ણુ લોકમાં વિષ્ણુ સ્વરૂપે, લક્ષ્મી સહિત ચાર ભુજાવાળા થાય છે. કૈલાસમાં શિવ સમાન રૂપ ધારણુ કરી શિવ ભક્તો રહે છે. જેવી રીતે કે ભૈરવ વિગેરે શિવ ભક્તો હાથમાં ત્રિશુળ લઇ, ત્રણ નેત્રવાળા જટિલ ચદ્રમૌલી સ્વરૂપે દેહ ધારણુ કરવાથી પ્રસન્ન રહે છે. જે સાયુર્જ્ય મુક્તિ મેળવે છે તેઓ સ્વરૂપ સ્થિતિ માની બ્રહ્મ સ્વરૂપ થાય છે.

આ પ્રમાણે ચાર પ્રકારની મુક્તિ સાધુ, સન્યાસી, સતિઓ વિગેરે પામે છે. દુષ્ટ, દુર્ગણી, ઘાતકી, પ્રપચી, લુચ્ચા જડવાદીઓ અંધારા કુવામાં કે ઉકરડામાં ભૂત પ્રેતાદિકનો ભૌતિક દેહ ધારણુ કરી વરાળ અથવા વાયુના સરખું સ્વરૂપ લઇ, બિહામણા ભયકર લોકને દુઃખ દેનારા અને વડ, પિપળો કે સ્મશાન ઘોરમાં રહેનારા હોય છે. તેઓને સ્થુલ શરીર ન હોવાથી અસ્પષ્ટ શરીર એટલે લીગ શરીર ધારણુ કરી વાયુ સ્વરૂપે રહી દુઃખ પામ્યા કરે છે. કલેશ અને ક્રોધ કર્યાં કરે છે. લોકોના દીલમાં ભરાય છે. લોકોને દુઃખ અને ત્રાસ આપે છે; વિગેરે વિગેરે. આનું નામ પુનઃજન્મ નહિ તો શું કહેવું તે કોઇ નાસ્તિક હમને જણાવશે ! દેવના શરીરમાં પાંચ મહાભૂતો છે, તેમાં ચાર ભૂતોનું પ્રમાણુ ઘણુજ થોડું છે. તેજ

તત્ત્વનું પ્રમાણ, સત્ત્વનું પ્રમાણ સૌથી વિશેષ છે. એ અંધારી રાતે આકાશમા ઉંચે નજર ફેકવાથી ગ્રહ, નક્ષત્ર તારા ઇત્યાદિના દેવ શરીરો, સતી સ્ત્રીઓના શરીરો જે તેજોમય છે તે સ્પષ્ટ જણાશે, અને જોવું હોય તો અગ્નિ અને સૂર્ય આપણા ઘરમાંજ હોય છે તેવા દેવો છે. પીતરોનુ શરીર જલમય છે. તેઓ લોઢાથી બીહે છે. ભૂત પ્રેતાદિકના વાયુ સ્વરૂપી દેહ છે. ત્રાંબુ, લોઢુ, હીરા, પર્વત, શીલા, મટોડી, મનુષ્યનુ શરીર, એમાં પૃથ્વી તત્વ વિશેષ છે અને જ્ઞાની, વિદ્વાન, તપસ્વી, યોગી, બુદ્ધિમાનના શરીર આકાશ તત્વ જેવાં છે. આ અમારા ટુકા વિવેચન ઉપરથી વિચાર શીલને રુદ્રાધ્યાયમા અસભવિત વાત લખેલી છે તે, સત્ય છે, એમ સ્પષ્ટ થશે. હિંદુ ધર્મમાજ આ વાતો છે એમ કઇ નથી. પણ દુનિયાના સર્વ ધર્મો ઓછું વત્તુ તો જાણે છે અને ધર્મની ક્રિયાઓ કરેછે. જેવી રીતે કે મુસલમાન પીર ઉપર ફુલ ચઢાવે છે, પારસીઓ ડોસલા વીગેરે કરેછે, અંગ્રેજો મૃતકને બદલે હાથે કાળુ કપડુ બાંધેછે. મૃતકને ફુલ ચઢાવેછે વિગેરે વિગેરે એટલા માટે હિન્દુ ધર્મને હસી કાઢનારાઓ હિન્દુ ધર્મને હસી કાઢેછે. તેનુ કારણ એ છે કે તેઓ ધર્મનું રહસ્ય સમજતા નથી અને તે સમજવા માટે પ્રયત્નશીલ થતા નથી.

## स्मरन्ति च ॥ ४७

**સૂત્રાર્થ:**—સ્મૃતિ શાસ્ત્રો પણ આજ રીતે કહેછે.

**ટીકા:**—બ્રહ્મ નિરાકારછે. સાકારના નિયમ બ્રહ્મ નિરાકારને લાગુ પડતા નથી અને આખુ જગત સાકારછે. અંશાઅંશી ભાવ સાકાર જગતમાં સંભવી શકેછે. એટલા માટે અંશા અંશી ભાવની શિષ્યની શકા બ્રહ્મને લાગુ પડતી નથી. તેમ છતાં હમે સાકારનું દ્રષ્ટાંત આપીએ. એક મોટું કોળુછે. તેના બરાબર ચાર કટકા કર્યા એ ચાર કકડા છુટા છુટા મૂકીએ તો પ્રત્યેક કકડામાં કોળાનો એક ચતુર્થાંશ અશાઅંશી ભાવે રહ્યો છે. હવે એ કોળાને પાછું ભેગુ કરી દઇએ અને જેવુ હતું તેમ અકેક ગોઠવી દઇએ અને તેને દોરીએ બાંધીએ તો કોળુ પાછુ આખું ને આખુ દેખાયછે. માટે અશા અશી ભાવછે પણ ખરોને નથી પણ એમ કોળા વિષે કહી શકાય, શિષ્યની શકા શ્રુતિ અને સ્મૃતિ વિરૂદ્ધછે, માટે તે માન્ય નથી તેમજ ઇશ્વર લેપાયમાનછે, ઇશ્વરને બધ મોક્ષછે, ઇશ્વરને સુખ દુ:ખછે ઇત્યાદિ શંકાઓ વેદ શાસ્ત્ર સ્મૃતિ શ્રુતિ પુરાણ ઇત્યાદિ પ્રમાણોથી વિરૂદ્ધછે. તેથી તે પણ માન્ય નથી. જે વ્યાખ્યા આપીછે. તેમા ક્લેશ,

કર્મ અને તે કર્મના ફળ થવા તેનો સંસ્કાર બંધાવવો ઇત્યાદિથી ઇશ્વર લેપાયમાન થતો નથી. એવું અમારા પાંતજલ યોગશાસ્ત્રના પહેલા અધ્યાયના ચોવીસમાં સૂત્રમા પ્રતિપાદન કરેલુછે તે ત્યાં જોઇ લેવું. માટે એ વિષયમા પણ શિષ્યની શંકા શ્રુતિ વિરૂદ્ધછે. તેથી માન્ય નથી. આ ઠેકાણે હમે કાળ ગણત્રી અને સગુણ ઇશ્વર વિષે કાંઇક બોલીએ છીએઃ-

૨॥ ઘડી=૧ કલાક

૧ ઘડી=૨૪ મીનીટ

૬૦ અક્ષર=૧ મીનીટ

૧ અક્ષર=૪ વિચાર

૧ વિચાર=૬ સેકન્ડ

૧૫૦ અક્ષર=૧ કલાક

અક્ષર એટલે ઓમ અને ઓમ એટલે એક ઘડીનો સાઠમો ભાગ ઓમ એ અક્ષર ચાર વસ્તુનો બનેલો છે અને દરેક વસ્તુનો એક એક વિચાર અને દરેક વિચાર તે એક બીજાથી વિરૂદ્ધ છે. અ=સત્વગુણના વિચાર ઉ=રજો ગુણના વિચાર, મ=તમોગુણના વિચાર અને જે હૃદયના ત્રણ ધબકારા થાયછે તે કરતા ચોથો ધબકારો તે મીઠુછે. જેને યોગીઓ લય એટલે વિચાર વગરની સ્થિતિ કહેછે અથવા નિર્ગુણ બ્રહ્મ જે અનિર્વચનીય અને જેની શૂન્યવત્ સ્થિતિછે તે કહેછે.

હવે ઉપર જે ચાર વિચાર કહ્યાછે તેમાં ત્રણ વિચાર અને એક વિચાર રહિતપણુ મળી ચાર થાયછે.

જુદા જુદા મનુષ્યના શરીરની સ્થિતિ અનુસાર હૃદય અને વિચાર ઓછા વત્તા ધબકે છે અને ચાલેછે તદાનુસાર નાડીચાલેછે અને એક મીનીટમાં પેટ અઢાર વાર ઉછળે છે અને નાડીઓ તેર ધબકારા કરે છે. રકતાભિસરણ પણ તદાનુસાર છે યોગીઓએ એક અક્ષર એટલે ચોવીસ સેકન્ડની કળ ગણતરી એવી રીતે કરીછે કે પદ્માસન વાળી સ્થિર ટટાર બેસવું અને આપણો જમણો હાથ જમણા પગના અંગુઠાને અડકાડી માથાની પાછળ ગોળ ફેરવી પાછો જમણા પગના અંગુઠાને સ્પર્શ કરવો અને હાથવતી એક ચુટકી વગાડવી એવી તરેના તંદુરસ્ત માણસના એક ચુટકારા બરાબરનો જે કાળ છે તે એક અક્ષર જેટલો કાળ કહેવાયછે. આ રીતેની યોગીઓની ઘડીઆળ વગરની કાળની ગણનાછે એક વિચાર ઉચ્ચારણ કાળનામોજા અથવા કમ્પનો વાતાવરણમાં સા-રિ-ગ-મ-પ-ધ-ની એ સૂરના ભિન્ન ભિન્ન થાયછે અને

તે પ્રમાણે વિચાર શક્તિ જગતમાના પરમાણુઓને હલાવી મૂકી બીજાની ઇન્દ્રિયોમાં ટકોરાકરેછે અને જ્ઞાન ઉત્પન્ન કરેછે.

**अनुज्ञापरिहारो देहसंबंधाज्ज्योतिरादिवत् ॥ ४८**

**સૂત્રાર્થ**:—જ્યોતિ આદીની આ વિધિ તથા નિષધ દેહના સંબધને લીધે છે.

**ટીકા**:—જેને દેહમાં અહમ્ મમત્વ છે, તેના સંબધને લીધે વિધિ નિષેધ શાસ્ત્રો કર્મના સંસ્કારો અને તેના ફળ સુખદુઃખ વિગેરે છે. પણ જેણે અહમ્ મમત્વનો ત્યાગ કર્યો છે અને દેહનો અધ્યાસ ધોઈ નાખ્યો છે, વિદ્યાવડે જેની આંખ ઉઘડી છે, વ્યષ્ટિનું અભિમાન તજી સમષ્ટિ ચૈતન્યરૂપ હુ છું, એવું અભિમાન ધારણ કર્યુ છે, તે નિર્લેપ થઇ બ્રહ્મ સ્વરૂપમાં ભળી સર્વ શક્તિમાન થાય છે. એવું ઠેર ઠેર શ્રુતિમાં પ્રતિપાદન કરેલુ છે અને અમારી ટીકામા પણ તેનું તે ઘણી વખત લખી ગયા છીએ. તેથી શિષ્યની આ શકાઓ કુતર્ક અને અતિ પ્રશ્ન જેવી છે. તે માન્ય કરવા યોગ્ય નથી.

**असंततेश्चाव्यतिकरः ॥ ४९**

**સૂત્રાર્થ**:—જીવનો દેહની સાથનો સબધ અનિત્ય હોવાથી કર્મ તથા ફળનું મિશ્રણ થતુ નથી.

**आभास एव च ॥ ५०**

**સૂત્રાર્થ**:—વળી પરમાત્માનો જીવ કેવળ આભાસ છે.

**ટીકા**:—હમે આગળ કહી ગયા છીએ કે, સાંખ્યમાં જડ પ્રધાનથી ચેતન ઉત્પન્ન થાય છે. જેવી રીતે કે, દારૂ પીધાથી ઘેલછા ઉત્પન્ન થાય છે. આ વાત શ્રુતિ વિરૂદ્ધ છે. જો આ વાત ખરી હોય તો માણસનાં માથાના નિમાળામાંથી હજામત કરાવ્યા પછી હજામના કકડામાં જે નિમાળા પડયા, તેમાંથી ચૈતન્યરૂપ પુરૂષ ઉત્પન્ન થવો જોઇએ. મન બુદ્ધિ ઉત્પન્ન થવા જોઇએ. પણ તેમ કંઇ જોવામાં આવતું નથી અને એ વાત મન પણ કબુલ કરતું નથી. માટે જડમાંથી ચેતનની ઉત્પત્તિ સાંખ્ય વાદીઓ કહે છે તે ખોટું છે.

વૈશેષિક મત એવો છે કે, છો અને ઈંટમાંથી દિવાલ ઉત્પન્ન થાય છે. તે પ્રમાણે જડ દ્રવ્ય અને બુદ્ધિના સયોગથી નવ પ્રકારના આત્મગુણો પોતાની મેળે ઉત્પન્ન થાય છે અને મોક્ષનું સાધન પણ એજ છે. આ વાત અનુભવથી વિરૂદ્ધ છે વૈશેષિકે શાસ્ત્રમાં નિમિત્ત કારણ જે ઇશ્વર ઇજનેરને સ્થાને છે તેના વિના ઘર બંધાઇ જાય છે, એવો મત દર્શાવ્યો છે, એ વાત શ્રુતિ અને અનુભવ વિરૂદ્ધ છે. માટે તે ખોટી છે.

કણાદના મત પ્રમાણે પુરૂષના સાનિધ્યથી મોક્ષ થાય છે. એમ કહી કર્મ સસ્કાર અને અવિદ્યા એ વસ્તુઓને ઉડાવી દીધી છે. તેમજ ઇશ્વરની ભક્તિ પણ કાઢી નાખી છે. તેથી આ શુષ્ક તર્ક છે. તે સ્વીકારવા યોગ્ય નથી. અવિદ્યાને ઉડાવી દીધી. એનો અર્થ એમ થાય છે કે ખરી વાતને ન સમજતાં ખોટી સમજ આણવાથી મોક્ષ પ્રાપ્તિ થશે, એમ કણાદના મત ઉપરથી અનુમાન થાય છે. ખોટી સમજથી જો મોક્ષ થતો હોય તો જેટલા મૂર્ખા અને પાપીઓ છે તેઓના દુષ્ટ સંસ્કારો ધોવાયા વગરજ અને ઇશ્વરની જરૂર વગર અથવા ઇશ્વરની ઉપાસના કર્યા વગર મોક્ષ થઇ જશે. ઇશ્વરની પૂજા, ઇશ્વરની ભક્તિ, ઇશ્વરની કૃપા, પ્રિતિ ઇત્યાદિ જરૂરના નથી એમ કણાદના મત ઉપરથી સિદ્ધ થાય છે. માટે તે ખોટો અને શુષ્ક તર્ક છે, અને મનુષ્યને ઉંધો અફળાવે એવો મત છે. માટે સ્વીકારવા યોગ્ય નથી.

## अदृष्टा नियमात् ॥ ५१

**સૂત્રાર્થ:**—અદ્રષ્ટને નિયમ હોતો નથી.

**ટીકા:**—જે વસ્તુ જડછે તે હેતુ પુરઃસર નિયમિત વ્યવસ્થા કરી કર્મફળ આપી શકતું નથી, જો એક જીવ પોતાની મેળે વ્યવસ્થા કરી શકતો હોય તો તે બીજા જીવોને જે કાંઇ નુકસાન થાયછે તેનો બેદરકાર રહેછે અને પોતાનો સ્વાર્થ સાધેછે. પણ તેમ થતું જોવામાં આવતું નથી. સર્વ જીવો ઉપર સૃષ્ટિના નિયમને અનુસરી બીજા કોઇને હરકત નહિ કરતાં યથા કાળે કર્મ ફળ આપવાં એ કોઇ ઇશ્વર જેવા નિયમ કરતા પ્રશાસિતા વિના કરી શકે એ વાત અસંભવિતછે. માટે સાંખ્ય, વૈશેષિક, કણાદઆદિના મતો સ્વીકારવા યોગ્ય નથી.

## अभिसंध्यादिष्वपि चैवम् ॥ ५२

**સૂત્રાર્થ:**—વિચાર આદિમાં પણ આ દોષ રહેલછે.

**ટીકા:**—વિચાર ઉત્પન્ન થવો એ કાંઇ આપણા હાથની વાત નથી કોઇ આપણા મનમા વિચારની પ્રેરણા કરે છે, એ પ્રેરક વિના અદ્રષ્ય એવો વિચાર નિયમસર વ્યવસ્થા કરી કર્મફળ પોતાની મેળે આપે તો જુદા જુદા માણસો, જુદા જુદા વિચાર કરે તો કર્મફળની કોઇ રીતની વ્યવસ્થા રહે નહિ. માટે આ શ્રુતિ વિરૂદ્ધના કુતર્કો સ્વીકારવા યોગ્ય નથી.

**प्रदेशादिति चेन्नान्तर्भावात् ॥ ५३**

**સૂત્રાર્થ:**—પ્રદેશને લઇ વ્યવસ્થા થશે. આમ કહેશો તો તે પણ યોગ્ય નથી. કારણ કે સર્વ આત્માઓનો સર્વ શરીરમા અંતર્ભાવ હોયછે.

**ટીકા:**—એક મ્યાનમા બે તલવાર માઇ શકતી નથી. કારણ કે જે જગાનું રોકાણ પહેલી તરવારે કર્યું છે, તે ત્યાથી ખાલી થયા વગર એટલે કે પહેલી તરવાર મ્યાનમાથી કાઢી લીધા વગર બીજી તરવાર મ્યાનમાં મૂકી શકાતી નથી અને પહેલી તરવાર જેટલી મ્યાનમાં વાંકી વળેલી હોય છે, તેજ સુમારે તેનુ મ્યાન પણ તેટલુજ વળેલુ હોય છે તે પ્રમાણે જો બીજી તરવાર તે મ્યાનમા મૂકવી હોય તો પહેલી તરવાર કાઢી લઇએ અને બીજી તરવાર પહેલી જેટલીજ વાંકી હોય તો તેને પહેલીજ મ્યાનમાં મૂકી શકાય. આ ઉપરથી વિભૂ એવો જે આત્મા છે, તે શરીરના વ્યવધાનથી પ્રત્યેક દેહમા જુદી જુદી તરેહનો હોવા જોઇએ. પણ તેમ થતુ નથી. આત્મા તો સર્વ સ્થળે સમરૂપે એક સરખોજ વ્યાપી રહેલો છે. લાબી મ્યાનમાં આત્મા જે તરવાર જેવા છે તે લાબો થતો નથી. ટુકી મ્યાનમાં ટુકો થતો અને વળેલા મ્યાનમા વળેલો થતો નથી. માટે પ્રદેશ ( જગોનુ રોકાણ )ને લઇને આત્માની વ્યવસ્થા થઇ શકિત નથી. એટલા માટે જીવાત્માની વ્યવસ્થા તેના કર્મ સંસ્કારને લઇને જલભિન્ન ચંદ્રવત્ ઇશ્વર નિમિત્ત કારણ થઇ વ્યવસ્થા કરે છે. એ માનવુ સયુક્તિક અને શ્રુતિ સમત છે, માટે શિષ્યની શંકા ગ્રહણ કરવા યોગ્ય નથી આત્મા નિર્લેપ છે. **इत्योम्**

**इति द्वितीयाध्यायस्य तृतीय पाद :**

॥ ॐ श्री ॥

# श्री ब्रह्म सूत्र.

## દ્વિતિયાધ્યાય–ચતુર્થપાદ

### લિંગ શરીરના વિરોધનો પરિહાર

**तथाप्राणाः ॥ १**

**સૂત્રાર્થ**:—જેવી રીતે આકાશાદિ પરબ્રહ્મના કાર્યરૂપે છે, તેમ પ્રાણ પણ બ્રહ્મના કાર્યરૂપે છે.

**ટીકા**:—અદ્રષ્ય વસ્તુ વિષે શાસ્ત્રજ પ્રમાણ છે. કોઇ માણસ મરી જઇ પાછો કહેવા આવ્યો નથી કે, મરવામા અને ફરી જન્મ લેવામા આવી આવી તરેહનુ સુખ દુ:ખ છે. જેણે મરણ અનુભવ્યું નથી તે કાંઇ પ્રમાણ અથવા તર્ક કરે તો તે અનુભવ વગરનો છે કારણ કે તર્ક કરનારે મરી જોયુ નથી. તે અનુભવ વગરનો છે. એટલા માટે જે પ્રમાણે સૂર્ય નારાયણનુ માપ, ગ્રહાદિકોનુ ફરવુ માનવા માટે તર્ક પ્રમાણભૂત થઇ શકતો નથી પણ જ્યોતિષશાસ્ત્ર અને ગણીતશાસ્ત્ર એજ સુપ્રમાણ ગણવામા આવે છે. તેજ પ્રમાણે આકાશાદિ જેમ બ્રહ્મના કાર્યરૂપે છે તેમ પ્રાણ પણ બ્રહ્મના કાર્યરૂપેજ છે. શ્રુતિ કઇ એવી બંધાયલી નથી કે જ્યા તેજનું વર્ણન કરવા એમે ત્યા સાથે લાગુ પ્રાણનું પણ વર્ણન કરેજ. તે પરમેશ્વરની મરજી પ્રમાણે છે. જ્યાં પ્રાણનું વર્ણન કર્યું નથી તેથી કરીને તે શ્રુત ખોટી છે એમ કઇ ઠરતું નથી.

**गौण्यसंभवात् ॥ २**

**સુત્રાર્થ**:—પ્રાણો પર બ્રહ્મના વિકાર રૂપે છે. કારણ કે પ્રાણોની ઉત્પત્તિવાળી શ્રુતિ ગૌણ હોય, એનો અસંભવ છે.

**ટીકા**:—કોઇ લેખક એક ઠેકાણે એક વાત લખે ને બીજે ઠેકાણે તે વાત ન લખે તેથી કરીને તે લેખકનો લેખ ગૌણ થઇ શકતો નથી.

તે પ્રમાણે કોઈ ઠેકાણે શ્રુતિમાં પ્રાણ એ પરબ્રહ્મના કાર્ય રૂપે છે એવું જે શ્રુતિ દર્શાવે છે તે ગૌણ કરી શકિત નથી અને જે શ્રુતિમાં દર્શાવ્યુ નથી તે શ્રુતિ મુખ્ય કરી શકિત નથી. એથી ઉલટુ એ કે જે શ્રુતિમાં પ્રાણને પરબ્રહ્મના કાર્યરૂપ ગણી વર્ણન કરેલું છે તેજ મુખ્ય કરે છે. અને જેમાં વર્ણન નથી તે ગૌણ કરે છે. આ ઉપરથી શિષ્યની શંકા નિર્થક છે એમ સિદ્ધ થાય છે.

## तत्प्राक्श्रुतेच ॥ ३

**સુત્રાર્થઃ—**શ્રુતિ એ જ્યાં ઉત્પત્તિ કહી છે ત્યાં આકાશની ઉત્પત્તિ કહેવા પહેલાં પ્રાણની ઉત્પત્તિ કહી છે.

**ટીકાઃ—**કેવી રીતે લખવું અને કઇ વસ્તુનું પહેલુ વર્ણન કરવું અને કઇ વસ્તુનું પછી વર્ણન કરવુ તે વિષે કાંઇ નિયમ નથી. લેખક પોતાની ઇચ્છાનુસાર વર્ણન કરે છે. તેથી કરીને તેના વર્ણન ખોટા કરી શકતા નથી. અથવા તો એક ગૌણ અને બીજુ મુખ્ય એવુ પણ કરી શકતું નથી. માટે આવી તરેહના શંસય બુદ્ધિને બગાડનારા છે. ભગવત્ ગીતામાં કહ્યું છે કે, **शसयात्माविनश्यति.**

## तत्पूर्वकत्वाद्वाच ॥ ४

**સૂત્રાર્થઃ—**વાણીની અર્થાત પ્રાણ અને મનની ઉત્પત્તિ પૂર્વે તેજ, જળ તથા અન્નની ઉત્પત્તિ કહી છે. આથી એમ જાણવુ કે પ્રાણની ઉત્પત્તિ શ્રુતિ સિદ્ધ છે.

**ટીકાઃ—**એક ઠીકરાના ઘડામા ચિત્ર વિચિત્ર રંગના તારાઓ, ગધક, સુરોખાર, નાનામોટા અવાજના ફટાકાઓ, વિવિધ પ્રકારના ચલીઆઓ સાપોલીઆઓ, તતડીઆઓ, રગો વિગેરે ભરીને એક લાકડાનો મોટો ધોકો લઇને ટોટીને ફોડી એ ટોટી ઘડાની સાથે જોડી. તે બધી દીશાએથી બધ કરી દીધેલો હોવાથી અંદરના કુસકા, સુરોખાર, ગધક, તારાઓ, વિગેરે સળગી ઉઠયા અને મોટા ધડાકાઓ થવા માંડયા. ત્યાં કેટલાએક મુર્ખાઓ બેઠા હતા અને માંહોમાંહ વાદ કરી લડવા મડી પડયા. કોઇ કહે કે ટોટીમાંથી તેજ નીકળ્યું તેની ઉત્પત્તિ પ્રથમ છે. બીજો કહે કે ટોટી ઉપર જે કાંઇ ધોકો માર્યોને બળ વપરાયું તે બળની ઉત્પત્તિ પહેલી છે. ત્રીજો કહે કે એમાંથી જે ઘડો ફુટવાનો અવાજ થયો તે પ્રથમ છે. ચોથો કહે

છે એ તો ઠીંકરાના કટકા થયા ને પ્રથમ ઉત્પન્ન થયાને પછી અવાજ થયો, કોઇ કહે કે મોટા ફટાકા પહેલાં સળગ્યાને મોટો ધડાકો થયો કોઇ કહે કે વિવિધ રંગના તારાઓ ને પક્ષીઓ પહેલાં સળગ્યાને આકાશમાં ઉડવા લાગ્યા, કોઇ કહે કે એમા અગ્નિ પહેલો ઉત્પન્ન થયો ને કોઇ કહે કે એમાં ઘસારો થવાથી અગ્નિ પાછળથી ઉત્પન્ન થયો આવી રીતનુ પહેલું બીજું ઉત્પન્ન થયું એ વિષે પાણી વલોવવા માંડયુ. મહેનત અને તકરાર મિથ્યા ગઇ. માખણ નીકળ્યું નહિ અને લઢી મુઆ તે મફત. તે પ્રમાણે કોઇ જગતના કારણની આકાશથી ઉત્પત્તિ કહે છે. કોઇ પ્રધાનને તેનું કારણ કહે છે, કોઇ ઇચ્છાશક્તિને કારણ કહે છે કોઇ તતુ પટવત્ કલ્પે છે. કોઇ પરમાણુને કારણ કહે છે કોઇ પંચ મહાભૂતને કારણ કહે છે. કોઇ પ્રાણને પ્રથમ ઉત્પન્ન થએલો કહે છે. એમ ઉપાદાન કારણ અને સહકારી કારણના વાદ બુદ્ધ, જૈન, કણાદ વૈશેષિક, તર્કયોગ અને જગતના બીજા મતો અને પાખંડો શ્રુતિ વિરૂદ્ધ કુતર્ક કર્યા કરે છે. અતિ પ્રશ્ન કરે છે શંકાશીલ છે વેદ વિરૂદ્ધ તર્કવાળા છે. નિમિત્ત કારણ જે ઇશ્વર તેને ઉડાવી દેવાવાળા છે. એવા એવા કાપાલિક પશુપતિ વિગેરે મતો સ્વીકારવા યોગ્ય નથી.

**सप्तगतेर्विशेषितत्वाच्च ॥ ५**

**સૂત્રાર્થ:**—પ્રાણ સાત છે. કારણ કે તે આ રીતે કહેવામાં આવ્યુ છે. તેમજ તેવું વિશેષણ પણ દર્શાવ્યું છે.

**ટીકા :—जलमीनी ब्रह्म**

**वायुरिति जलम**
**नमस्ते वायुत्वमेव प्रत्यक्षं ब्रह्मासि**
**प्राणो ब्रह्मेति व्यजानात्**

ઉપર પ્રમાણેની શ્રુતિઓમાં પ્રાણના ધર્મ, ક્રિયા, દિશા ઇત્યાદિને લીધે ભિન્ન ભિન્ન શ્રુતિમા પ્રાણની સંખ્યાના ભેદો છે તેનું કારણ એ છે કે Force અથવા પાવર એ એક વસ્તુ છે. આ એક વસ્તુને સેન્ટ્રીપીટલ centri pital અને centri fugal ફોર્સ એટલે પ્રાણ અને અપાન એવા બે ભેદ કલ્પ્યા છે. હવે બે એક કેવી રીતે થાય છે તે કલ્પના કરીએ.

એક રબરનો દડો પવન ભરીને બંધ કરીએ અને તેને એક ધક્કો મારી દડી ફેંકીએ એથી કરીને પુર્વ તરફ મ્હોડું કરીને જો ઉભા રહીએ અને સામી ભીતમા એ દડો અથડાય તો એ પાછો આપણી તરફ અવળો ધસી તેટલેજ વેગે આવે છે, પણ એકજ ધક્કાની બે ગતિ થઇ તેનું કારણ કે તેની દીશા અવળી થઇ ગઈ. દિશાના ભેદ વડે કરીને એકના બે પ્રાણ થયા. વાયુ તો એકજ પણ નાભીથી નીચે ખેંચી મળ મુત્ર કાઢી નાંખનાર અર્ધી અને સામિ દિશાવાળો જે વાયુનો વેગ તેનું નામ અપાન વાયુ પડયું છે. એનો એજ વાયુ વાધણી આવી પેટમાંના અન્નને ઉછાળી નાક અથવા મ્હોડા વાટે ઉર્ધ્વ ગમન કરે તો તેની દિશા ફેર થઇ જાય છે, અને તેનું નામ ઓકારી એવુ પડે છે. આ બે ગતિ થવાથી પ્રત્યેક ગતિ દર્શક બે જુદા જુદા નામ આપ્યાં છે.

હવે જગતમાંનો સમષ્ટિ પ્રાણવાયુ નસકોરા કે મ્હોડા વાટે આપણે ખેંચીએ અને ફેફસામા ભરીએ કે જેથી બગડેલું લોહી સ્વચ્છ થઇ પાછું ફેફસામાં જાય છે આ વાયુનું નામ ઓકસીજન Oxygen અથવા પ્રાણ-વાયુ કહે છે હવે વાયુની ગતિ વાકીચુકી થાય તો એટલે કે તિર્યકગતિ-માન થાય તો તેને ચાતુર્માસનો વાયુ વાવાઝોડુ સાઇકલોન ઇત્યાદિ નામ અપાય છે. એજ પ્રાણને એક શરીરધારી પુરૂષરૂપે કલ્પીએ તો તેનું નામ વાયુદેવ પડયુ છે એનો એજ વાયુ ચૈતન્યરૂપે ગણીએ તે સ્થળે તેનું વર્ણન કરનાર મુનિશ્વર અથવા મહેશ્વર તેને પ્રત્યક્ષ બ્રહ્મ કહીને બોલાવે છે. આ પ્રમાણે દશ કર્મ કરે તે દશનું નામ દશ પ્રકારના વાયુ એમ કહેવાય છે, અને તેનું નામ નાગ, કુર્મ, દેવદત્ત, ધનંજય, કૃકલ, પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એવાં દશ નામ અપાય છે તે તેની ક્રિયાભેદવડે પડેલાં નામ છે. જીવ ગયા પછી પણ દેહાવશાન સમયે શબનો અંગુઠો કે આંગળી હાલ્યા કરે છે. તેનું નામ ધનજય વાયુ છે. છીંક આવે બગાસાં આવે, નેત્રનુ ઉઘાડમીંચ થાય ઇત્યાદિ કર્મથી તેના નામ જૂદાં જુદાં પાડયાં છે. ફેફસાંની ધમણ ઉપસાવે, બેસાડે નાકમાંથી પવન ખેંચી લે, ઇત્યાદિ કર્મથી તેના નામ પ્રાણ અપાન કહ્યા છે. અંગ્રેજી રસાયનશાસ્ત્રમાં ૧૦ પ્રકારના વાયુ જણાવ્યા છે અને તેના નામ ઓકસીજન, હાઇડ્રોજન, આદિ આપ્યાં છે. આયુવેદમા ૪૯ જાતના વાયુ કહયા છે; એટલા માટે ગ્રંથકર્તાઓએ અથવા વેદવેત્તાઓએ જુદે જુદે ઠકાણે વાયુની જુદી જુદી સંખ્યા લખી છે તેથી કરીને શ્રુતિ એક બીજાથી ખોટી ગૌણ છે. એવા એવા વાદીના કુતર્કો ગ્રહણ કરવા યોગ્ય નથી. માટે ગ્રંથકારને વાયુનું જે સ્થળે જેવું

વર્ણન કરવું હોય અથવા ક્રિયા દર્શાવવી હોય તે તે સ્થળે તેવી તેવી કલ્પના કરી છે. તેમાં અંતર્યામિની પ્રેરણા વાયુની સંખ્યા ભિન્ન ભિન્ન છે એવી કરી છે તે ખોટી નથી. માટે તે સત્પુરૂષોએ સ્વીકાર કરેલી અને માનવા યોગ્ય વાત છે.

**हस्तादयस्तु स्थितेऽतो नैवम् ॥ ६**

**સૂત્રાર્થ :**—હસ્ત આદિપ્રાણરૂપે છે. માટે સાતથી વધારે પ્રાણ છે. આ રીતે પ્રાણની સંખ્યા વધારે હોવાથી સાતજ પ્રાણ છે. એમ નથી.

**ટીકા:**—ઉપરના સૂત્રમાં ટીકા આવી ગઇ છે. તેજ આ સૂત્રને લાગુ પડતી હોવાથી વધુ પિષ્ટ પેષણ કર્યું નથી.

**अणवश्च ॥ ७**

**સૂત્રાર્થ:**—પ્રાણ અણુરૂપે છે.

**श्रेष्टश्च ॥ ८**

**સૂત્રાર્થ:**—વળી મુખ્ય પ્રાણ બ્રહ્મના વિકારરૂપે છે.

**ટીકા :**—અખીલ બ્રહ્માંડના સર્વ પદાર્થો બ્રહ્મનાજ વિકાર રૂપે ઉત્પન્ન થયા છે અને આકારરૂપ ગ્રહણ કરે છે. તે પ્રથમ અતિ સુક્ષ્મરૂપે એક પરમાણુ દ્વયેણુક ત્ર્યેણુક, વીગેરેની રચના થતા થતા તંતુ પટ ઓત પ્રોત કરી સાળવી લુગડાની રચના કરે છે. પ્રથમ લુગડું સાળવીની કલ્પનામાંજ સસ્કારરૂપે ધારણ કરી રાખેલું હોય છે તદનુસારે વાણા-તાણાની ગોઠવણ કરે છે. પ્રથમ કાંઇ લુગડું દેખાતું નથી. પ્રથમ તો તે અસ્પષ્ટ અથવા જેને અવ્યક્ત કરીને કહે છે તેવી સ્થિતિમાં પહાડ અને પર્વત સુધીની સ્થુલ રચના છે તે ધીમે ધીમે સ્પષ્ટ અને મહોટી થતી જાય છે. જેમ વધારે પરમાણુ તેમાં હોય તેવી રીતે તે નહાના મહોટા રૂપ ધરે છે અને તે રૂપના ફેફસામા વાયુ પણ વધતો ઓછો સમાય છે. આ ઉપરથી કીડીના ફેફસામાં વાયું ઘણો થોડો હોય છે અને નહાની વસ્તુ સ્પષ્ટ દેખાતી નથી. હાથીમાં હાથીના જેવડો પ્રાણવાયુ હોય છે. કાદવ પથ્થર પાણી દીવેલ એકત્ર કરી એક કાચના ગ્લાસમાં ભરીએ તો જડમાં જડ જે પથ્થર છે તે સઉથી પહેલો તળીએ બેસી જશે તેના

ઉપર કાદવ ચોટશે. કાદવ ઉપર જળ રહેશે અને જળના ઉપર દીવેલ તરશે. તેજ પ્રમાણે અખિલ બ્રહ્માંડના પરમાણુઓ જે જડ છે તે સઉથી ભારે હોવાથી તળીએ બેસે છે. દીવેલના સરખું આકાશતત્વ સઉથી ઉપર તરે છે, તેની નીચે વાયુ રહે છે. તે જળ સ્થાને છે. તેની નીચે અગ્નિ તત્વ રહે છે. તે કાદવને સ્થાને છે અને પૃથ્વીતત્વ પથ્થરને સ્થાને છે આવી બ્રહ્માંડની રચના હોય એમ જણાય છે અને એ મતથી વિરૂદ્ધ કોઇપણ શ્રુતિ અથવા શાસ્ત્ર છે એવુ અમારા જાણવામા નથી. આ ઉપરથી આ અધ્યાયના ચોથા પાદમાં શિષ્યની સર્વ શકાઓનુ નિવારણ થઇ શકશે.

**न वायुक्रिये पृथगुपदेशात् ॥ ९**

**સૂત્રાર્થ** —મૂખ્ય પ્રાણ વાયુ તથા ક્રિયારૂપે નથી કારણ કે મૂખ્ય પ્રાણનો ઉપદેશ વાયુમાં લીધો નથી પણ પૃથક છે.

**चक्षुरादिवत्तु तत्सहशिष्टयादिभ्यः ॥ १०**

**સૂત્રાર્થ :**—કારણ કે ચક્ષુઆદિની માફક પ્રાણ જીવના ઉપકાર ભૂત છે, કારણ કે ઇન્દ્રિયોની સાથે પ્રાણનુ નિરૂપણ આપેલુ છે. માટે ઇંદ્રિયોના સમાન પ્રાણ છે.

**अकरणत्वाच्च, नदोषस्तथाहि दर्शयति ॥ ११**

**સૂત્રાર્થ :**—પ્રાણ ઇન્દ્રિય ભાવથી રહિત છે. તેથી તેમાં દોષ નથી. કારણ કે શ્રુતિમાં તે પ્રમાણે કહ્યુ છે.

**पंचवृत्तिमनोवद्व्यपदिश्यते ॥ १२**

**સૂત્રાર્થ:**—મનની માફક મૂખ્ય પ્રાણ પાંચ પ્રકારના વ્યાપારવાળો છે, એમ કહેલુ છે.

**अणुश्च ॥ १३**

**સૂત્રાર્થ :**—મુખ્ય પ્રાણપણઅણુ રૂપે છે.

**ज्योतिराद्यधिष्ठिनं तु तदामननात् ॥ १४**

**સૂત્રાર્થ :**—પ્રાણ જ્યોતિ આદિના અધિષ્ઠાન રૂપે છે આ પ્રમાણે શ્રુતિમા પ્રાણનું નિરૂપણ છે.

ટીકા :—સ્થુલ, સુક્ષ્મ કારણ અથવા અધ્યાત્મ અધિદૈવ અને અધિભુત એ વ્યષ્ટિ અને સમષ્ટિમાં ત્રિભેદરૂપે કરણો જાય છે. તદાનુસારે વાયુ અને અગ્નિના પણ ત્રણ ત્રણ ભેદ છે વાયુનુ જે સ્થુલ સ્વરુપ છે તે ભૌતિક સમષ્ટિનો વાયુ છે તે સ્પર્શથી શરીરને લાગે છે અને તે પાચ પ્રકારનો છે. બીજુ વાયુનું સ્વરૂપ વાયુદેવ તરીકે અંજનીનો પતિ અને હનુમાનના પિતા જે છે અને બ્રહ્મરૂપ પાચ પ્રકારના સ્થુલ વાયુને અને ઇન્દ્રિયોને જે કોઇ ગતિ આપે છે અને ક્રિયા કરાવે છે તે નાકવાટે જા આવ કર્યા કરે છે આ વાયુનું અધિદૈવ સ્વરૂપ છે. હવે વાયુનું ત્રીજુ સ્વરૂપ અથવા વાયુદેવનો કારણ દેહ સમષ્ટિ રૂપ ચૈતન્ય જે અધ્યાત્મ છે, તે છે. હવે આ ત્રીજુ સ્વરૂપ વાયુના ત્રણે શરીરને ચલાવનાર છે. તેથી કરીને તે મુખ્ય પ્રાણ સ્થાને છે અને તે મરણ સમયે જીવાત્માનો ઘોડો બની, પોતા ઉપર કર્મ સસ્કારનો બોજો ઉઠાવી લઇ જાય છે. તેથી કરીને અધિ ભૌતિક અને અધિદૈવિક વાયુની ક્રિયાઓ બધ પડે છે અને અધ્યાત્મ ક્રિયા નવીન જન્મ ધારણ કરવા માટે કોઇ દેહને શોધી તેમાં મુખ્ય કારભારીના સેવકો જેવી રીતે કામ કરવા મંડી પડે છે, તે પ્રમાણે સ્થુલ અને સુક્ષ્મ પ્રાણો પણ સ્થુલ અને સુક્ષ્મ કર્મ કરવા મંડી પડે છે. હાથ પગ વડે કરીને ચાલે છે અને આપલે કરે છે. વાણી વડે કરીને રોય છે બોલે છે હસે છે ઇત્યાદિ ઇત્યાદિ આ ઉપરથી નવમા સુત્રથી માંડી ચૌદમા સૂત્ર સુધીના સર્વ સૂત્રો સ્પષ્ટ રીતે શ્રુતમા વિરોધ નહિ આવતા સમજાશે અને જે જે ગુણ, ધર્મ, ક્રિયા, સ્વતત્રતા ઇત્યાદિ વિશે ચર્ચા કરી છે તે સમજાશે. શેઠનો હુકમ થતાં વારને ઘોડો જે શેઠને આધીન પરતંત્ર છે તે શેઠ જે પ્રમાણે તેને (ઘોડાને) લઇ જાય છે અને ઉંઘતી વખતે ચોકીદારની પેઠે ચોકી કર્યા કરે છે અને મન, ઇન્દ્રિયો, હસ્તપાદાદિકને નિરાતે ઉંઘી જવા દે છે અને નિશ્ચેષ્ટ થવા દે છે. પણ પોતે જાગ્રત રહે છે. જો કે એ પ્રાણ જડ છે તો પણ એ બધા પ્રાણોના ઉપરી હોવાથી જીવાત્મા એટલે શેઠ પોતાનો હુકમ મુખ્ય પ્રાણનેજ કર છે અને મુખ્ય પ્રાણ તે પોતાના હાથ તળેના બીજા પ્રાણોને હુકમ કરે છે અને સર્વ ક્રિયાઓ તે પ્રમાણે થાય છે.

**प्राणवता शब्दात् ॥ १५**

**સૂત્રાર્થ**—શ્રુતિ પ્રતિપાદન કરે છે કે પ્રાણયુક્ત જીવની સાથે પ્રાણોનો સંબધ છે.

ટીકાઃ—જુદા જુદા ઇન્દ્રિયોના ભોગ લેનાર અને સુખ દુઃખ ભોગવનાર તતદેવો છે એવી જો શંકા કરો તો તે ખોટુ છે કારણ કે, કર્મના સસ્કારો જીવાત્માએ બાંધ્યા છે. જીવ દેહનો અભિમાની અને કર્મનો કર્તા છે અને કર્તા તે કર્મ ફળના દુઃખનો ભોક્તા છે. તેમ છતાં સુખ દુઃખના કારણરૂપે દેવતાઓ હોવા જોઇએ. એનું કારણ નીચે પ્રમાણે દર્શાવીએ છીએ. તેમજ દેશ કાળ અને દ્રવ્યના સંસર્ગને લીધે તેઓમા કરણ તરીકે ધર્મ આવે છે. એક છતાં વિભાગ થઇ શકે છે. દ્રષ્ટાંત તરીકે પાવક એ નામ અગ્નિનું છે. કારણ કે તે સર્વને પ્રવીત્ર કરવાવાળો છે. હુત થઇને દેવોને હવિ ભાગ પહેચાડનાર અને સર્વ કર્મનો અધિષ્ઠાતા છે. તેમ છતાં સ્મશાનનો અગ્નિ એટલે શબાગ્નિ અપવિત્ર છે. તે સિવાયના બાકી સર્વ અગ્ની યજ્ઞ કર્મમા ગ્રાહ્ય છે તેમજ વાયુ જે ફુલોને અથડાઇને સમુદ્રમાંથી આવે છે તે પવિત્ર છે, આલ્હાદક છે. તથાપિ મુત્ર પુરિષમાં થઇને એટલે કે સંડાસમાંનો વાયુ દુઃખદારક અને અપવિત્ર છે. આ બે વાયુના વિભાગ કરેલા છે તેમ છતાં સમષ્ટિનો વાયુ તે એકજ છે. આ ઉપરથી એકના અનેકની કલ્પના અને વિભાગ દેશ, કાળ, દ્રવ્યને અનુસરી શ્રુતિમાં કોઈ ઠેકાણે ગૌણાર્થ અને કોઈ ઠેકાણે મુખ્યાર્થમાં વર્ણન કર્યું છે તેથી કરીને શ્રુતિ ખોટી છે અથવા તે પરસ્પર વિરોધી છે એવા એવા તર્કો જે વાદીના છે, તે માન્ય કરવા યોગ્ય નથી એ દર્શાવવા આ ઉપરના સૂત્રની રચના છે. જે કાંઈ પ્રાણનો જીવની સાથે સંબધ છે તે કરણ તરીકેનો છે કારણ કે જે કાંઈ કર્મના સસ્કાર બંધાય છે તે વાયુને બધાતા નથી પણ જીવાત્માને બંધનકારણ થઈ સુખ દુઃખનો ભોગ આપે છે. વાયુને કાંઇ સુખ દુઃખ થતાં નથી. વાયુ તો સદા નિર્લેપ છે. સૂર્યના કીરણથી એ વાયુ બીજે ઠેકાણે જઇ સ્વચ્છ થાય છે અને તેમાની સુગધ દુર્ગંધ પોતાની મેળે ઉડી જાય છે. વાયુ જેવાને તેવો છે.

**तस्य च नित्यत्वात् ॥ १६**

**સૂત્રાર્થ**:—વળી જીવનુજ ભોક્તાપણું છે. કારણ કે બીજા દેવો નિત્યરૂપે નથી. જીવ નિત્ય છે.

ટીકાઃ—દેહનો અભિમાની અને કર્મનો કર્તા જીવ છે પરંતુ પુણ્યાત્મા જે દેવો છે તેને સ્થુલ દેહ જેવા પાપના પોટલામા રહેવુ સંભવતું નથી તે તો સદા પવિત્ર અને નિર્લેપ છે તથા સંપુર્ણ વૈભવ, આનંદ,

શાંતિ ભોગવનાર છે. દીર્ધાયુષી છે. ઇન્દ્રિયોના પ્રચાલક છે. જીવની સાથે સબંધ ધરાવનારા છે. તથાપિ અનિત્ય અને ક્ષણીક એવા દેહના સુખ દુઃખ ભોગવનારા નથી તેમ દેહના મરી જવાથી તે મરી પણ જતા નથી.

**तइन्द्रियाणि तद्व्यपदेशादन्यत्र श्रेष्ठात् ॥ १७**

**સૂત્રાર્થ:**—આ અગીઆર પ્રાણો ઇન્દ્રિયો રૂપે છે કારણ કે શ્રુતિ તે પ્રમાણે કહે છે. વળી મુખ્ય પ્રાણથી તે પ્રાણો ભિન્ન છે.

**ટીકા:**—અગ્નિ અને વરૂણની શક્તિ એકત્ર થઇ એક નવો પદાર્થ ઉત્પન્ન થાય છે. તેનુ નામ વરાળ કહે છે. એ વરાળને રૂંધી રાખવાથી આ શક્તિ ફ્લાઇવ્હીલમાં આવે છે. ત્યારપછી ગવર્નર બોલમાં આવે છે. ત્યારપછી અનેક નાના મ્હોટા ચક્કરમાં તથા પૈડુ ફેરવવાના ડાંડામાં આવે છે. એ શક્તિ દરેક રેલ્વેના વેગનોમાં આવે છે અને દરેક પૈડાં ફરે છે. તે શક્તિ ગાડીમાં બેઠેલા હરેક માણસ તથા તેના સરંજામમાં પણ આવે છે. આ સર્વશક્તિ અગ્નિ અને વરૂણની છે અને થોડે ઘણે અંશે પ્રત્યેક પદાર્થમાં વસી રહી છે તેજ પ્રમાણે સમષ્ટિને વાયુ ત્રિભેદ કરણરૂપે સર્વમાં વત્તા ઓછા અંશે ભરાઇ તેને બળ આપી તે તે પદાર્થને પોતપોતાનું કામ કરવા બળવાન કરે છે તે પ્રમાણે ફ્લાઇવ્હીલને ઠેકાણે મુખ્ય પ્રાણ છે. ઇન્દ્રિયાદિકમા જે કાંઇ પોતાનું કામ કરવાનું બળ છે તે એકાદશ ઇન્દ્રિયો ચક્રને ઠેકાણે છે તે સિવાય જે ડાંડો પેસ નીકળ કરી ચક્રોને ગતિમાં મૂકે છે તે પણ એક જાતનો વેગ છે. એ વેગની સંખ્યા દેશ કાળ અને દ્રવ્ય અને ક્રિયા પરત્વે ભિન્ન ભિન્ન કાર્ય કરી રહે છે. તથા બળરૂપે સમષ્ટિ અને વ્યષ્ટિમાં એકજ વાયુ કામ કરી રહયો છે. પ્રત્યેક ગ્રંથકાર પોતાના વિષયને અનુસરી તેના ભિન્ન ભિન્ન નામ તથા ૧૨, ૧૧, ૫, ૧૦, ૪૯, ઇત્યાદિ ભેદની કલ્પના કરે છે. તે ગ્રંથકર્તાની સવડ માટે તેઓએ કલ્પેલી છે. માટે શ્રુતિમાં પણ સંખ્યાનો ઉપર પ્રમાણે ભેદ છે. તેથી શ્રુતિમાં પરસ્પર વિરોધ નથી એમ સમજી લેવું.

**भेदश्रुते ॥ १८**

**સૂત્રાર્થ:**—મુખ્ય પ્રાણથી વાગાદી ભિન્ન છે. આ રીતની શ્રુતિ છે.

**ટીકા:**—પ્રાણનું કામ બળ આપવાનુ છે અને તે બળને લીધે ચક્ષુરાદિ ઇન્દ્રિયો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ ઇત્યાદિ લેવાને બલવાન

થાય છે તેથીસ્પષ્ટ સમજાશે કે પ્રાણનો ધર્મ અને ઇન્દ્રિયોનો ધર્મ ભિન્ન ભિન્ન છે તો પણ તેનો સબંધ પ્રાણની સાથે અતિ ગાઢો છે. એ દર્શાવવા ઉપરના સૂત્રની ભગવાન વેદવ્યાસે રચના કરી છે

**वैलक्षण्याच्च ॥ १९**

**સૂત્રાર્થ:**—મુખ્ય તથા અન્ય પ્રાણોનુ વિલક્ષણપણું છે.

**ટીકા:**—ફ્લાઇવ્હીલ સાથેનું કનેક્શન છુટું પાડ્યુ એટલે બીજાં સર્વ ચક્રોની ગતિ બધ પડે છે. તે તથાપિ ફ્લાઇવ્હીલ તો પોતાની મેળે ચક્કર ફર્યા કરે છે. બીજાં ચક્રો ચાલતાં નથી. તે પ્રમાણે સુસુપ્તિ અવસ્થામાં વાગાદિ ઇન્દ્રિયોનો વ્યાપાર બધ પડે છે. છતા મુખ્ય પ્રાણ તો જાગતોજ રહે છે. એન્જીનના આકડા અને સાકળ છોડી નાખી બધી ગાડીઓને છોડી દઇ એકલુ એન્જીન બીજા પાટા ઉપર જઇ બીજી રેલગાડીઓની સાથે જોડાય છે ત્યારે નવી ગાડીઓની સાથે એન્જીન જોડાઇ નવી ગાડીના ચક્રો ચલાવે કે તેજ પ્રમાણે મરણ સમયે જુની ગાડીનો સબધ છોડી નવી ગાડીની સાથે એન્જીન એટલે લીગ શરીર પુર્નજન્મમા ક્રિયા કરે છે અને જુની ગાડી જે ક્રિયા કર્યા વગર પડી રહી છે. તેની પેઠે દેહ જે જર્જરિભૂત થઇ મરણ પામ્યો છે તેને બાળી ભસ્મ કરે છે તે પ્રમાણે પ્રાણનું ઉત્ક્રમણ સમજી લેવુ.

**संज्ञामूर्ति क्लृप्तिस्तु त्रिवृत्कुर्वत उपदेशात् ॥ २०**

**સૂત્રાર્થ:**—શ્રુતિથી એમ સિધ્ધ થાય છે કે* ત્રણ ત્રણ પ્રાણના વિભાગને કરનાવાળા પરમા માનુંજ નામ તથા રૂપરૂ વ્યક્ત થવુ છે.

**ટીકા:**—ત્રિભેદ કરણ વિશે આગળ હમે ટીકા કરી ગયા છીએ દરેક દ્રવ્યમા પોતાનો ને બીજા બે દ્રવ્યોનો સમાવેશ થઇ એટલે કે $\frac{1}{2} + \frac{1}{4} + \frac{1}{4} = \frac{3}{3}$ થાય છે, આ પ્રમાણે વિભાગ થયા છે. આ વિકૃતિના ભિન્ન ભિન્ન નામરૂપ વડે એકજ પરમાત્મા બહુ રૂપે ભાસે છે, એમ શ્રુતિમા કહ્યુ છે. શિષ્યની શકા એવી છે કારણ કે, આ વિકારો જીવાત્માના છે

---

* પ્રથમ પૃથ્વી જળ તથા તેજ આ ત્રણે દેવરૂપે પરમાત્મા થયા. પછી તે ત્રણેમાથી દરેક બબ્બે ભાગરૂપે થયા ત્યારપછી એકેક બીજી બે ભાગ સાથે જોડાયો આનુ નામ ત્રિવૃત્કરણ છે.

એ શંકા શ્રુતિ વિરૂદ્ધ છે કારણ કે, શ્રુતિમાં પ્રત્યેક સ્થળે પરબ્રહ્મજ ત્રિભેદ કરણરૂપે થઇ નામરૂપ ધારણ કરી રહ્યા છે, એમ દર્શાવ્યું છે. જીવને આ વિકાર લાગુ પડે છે એવુ કોઇ ઠેકાણે લખ્યું નથી માટે તે પ્રમાણરહિત છે. આપણા અનુભવમાં પણ શ્રુતિએ પ્રતિપાદન કરેલુ છે તેજ અનુભવ રુપે ઠસે છે કારણ કે, નદી પર્વત વિગેરે જડપદાર્થમાં પણ ત્રિભેદ કરણ પ્રત્યક્ષ છે તેથી એ વિકારો જ્યા જીવ નથી ત્યા પણ છે, માટે જડ અને ચેતન બન્ને ઉપર સત્તા ચલાવનાર પરમાત્માજ છે, તે સિવાય બીજો કોઇ નથી. અગ્નિમાં તેજનો ભાગ તે એનુ રક્ત વર્ણ છે, અગ્નિમાં શ્વેત ભાગ તે જળનો છે અને ધુમાડા એ પૃથ્વીનો વિકાર છે. આવી રીતે ત્રિભેદ કરણ શિષ્ટો સમજે છે. માટે તેજ મત ગ્રહણ કરવા યોગ્ય છે.

**मांसादि भौमं यथाशद्बमितरयोश्च ॥ २१**

**સૂત્રાર્થ**:—શ્રુતિના અનુસારે માસાદિ કાર્ય ભુમિનુ છે, તેમ જળે તથા તેજના કાર્યરૂપે અન્ય પદાર્થો છે.

**ટીકા:**—પૃથ્વીનો વિકાર અથવા ભાગ વધારે અને બીજા બે તત્વોના ભાગ પ્રમાણમા કમી હોવાથી એ ત્રણ દ્રવ્ય એકત્રનું નામ ત્રિવૃત્ કરણમાં આપ્યુ છે. પૃથ્વીના બે ભાગ અડધો ભાગ જળનો અને અડધો ભાગ તેજનો એ મળી જો ત્રણ ભાગનું એક દ્રવ્ય હોય તો તેને પૃથ્વી દ્રવ્ય કહેવાય છે. જળનો ભાગ વિશેષ હોવ, પૃથ્વી અને તેજનો ભાગ કમી હોય તો તેનું નામ જળ દ્રવ્યનું ત્રિભેદ કરણ કહેવાય છે. તેજના બે ભાગ અને બીજા બે તત્વના થોડા થોડા ભાગ હોય તો તેનુ નામ તેજના વિભાગ થયા એમ કહેવાય છે. સાત્વિક વિકારથી મન બધાય છે. રાજસ્ વિકારથી માંસાદિક શરીર બધાય છે અને તમો વિભાગથી નરક, મુત્ર વિગેરે થાય છે.

**वैशेष्यात्तु तद्वादस्तद्वादः ॥ २२**

**સૂત્રાર્થ**:—વિશેષરૂપે હોવાથી શ્રુતિમાં બહુપદોનો ઉપદેશ છે.

ટીકા:—જગતના સર્વ પદાર્થોમાં આ સત્વ રજ અને તમ વડે ત્રિભેદ કરણ છે, તે વડે સ્થુલ, સુક્ષ્મ અને કારણ સ્વરૂપે ઉપર દર્શાવેલા ત્રણે ભૂતોના અને તદ્જન્ય વિવિધ પદાર્થોનો છે. એવી જગદ્ રચનાનું વૈચિત્ર્ય અને કર્તાની ખુબી તથા તેની અતુલ આશ્ચર્યજનક બુદ્ધિ વિશે ખ્યાલ આવી જશે. આવા અતકર્ય, અગાધ વૈભવ, શક્તિ, બુદ્ધિ, જ્ઞાન, આનંદ અને શાંતિવાળા ભક્ત વત્સલ ભગવાનને તેમના ભકતો વારંવાર **નમન** કરી' અતુલ વૈભવને પામી મોક્ષ સુખ ભોગવશે એ વાત નિ:સંશય છે ૐ **तत्सद् ब्रह्मार्पणमस्तु.**

इति तृतियाध्यायस्य चतुर्थ पाद: ॥



॥ ॐ ॥

# ब्रह्म सूत्रनो आशय.

## ચતુર્થ અધ્યાય–પ્રથમપાદ

## નિદિધ્યાસન નિરૂપણ.

બીજા અધ્યાયમાં વેદાંતમાં કહેલા બ્રહ્મજ્ઞાનમાં સ્મૃતિ તથા ન્યાય શાસ્ત્રમાં જે કાંઇ વિરોષ છે તેનો પરિહાર કર્યો છે વળી આગળથી નિરૂપણ કર્યું છે કે, પરપક્ષો સ્વીકારવા યોગ્ય નથી, વળી શ્રુતિમાં પણ જ્યાં જ્યાં વિરોધતા આવે છે, તે સબંધી પણ નિરાકરણ થયુ છે. વળી દ્રષ્ટાંતો આપી સમજાવ્યું છે કે, જીવથી ભિન્ન જેટલા તત્વો છે. તે જીવના સાધન રુપે છે તથા તેની ઉત્પત્તિ બ્રહ્મમાંથી થાય છે. હવે આ ત્રીજા અધ્યાયમાં ઉપકરણથી ઉપહિત થએલા જીવની સસારમા કેવા પ્રકારની ગતિ થાયછે; જીવની કેવી કેવી અવસ્થાઓ છે. બ્રહ્મનું સ્વરૂપ કેવા પ્રકારનું છે. વિદ્યામાં શા ભેદ તથા અભેદ રહેલો છે. વળી ગુણનો સંહાર થાય છે કે નથી થતો તે સંબંધી વળી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિથી કેવા પ્રકારના મોક્ષની સિદ્ધિ થાય છે તે સબંધી સમ્યકજ્ઞાનની પ્રાપ્તિમાં શા ઉપાયો છે તથા કેવા પ્રકારની વિધિઓ છે, તેમજ મુકિતરૂપી ફળ કોઇપણ રીતના નિયમથી રહિત છે, આ સર્વ પ્રકારનું વર્ણન આ ત્રીજા અધ્યાયમાં થશે. તેમજ પ્રસંગને અનુસરી જે જે બીજી ન્યુનતાઓ હશે તેનું પણ નિરૂપણ થશે.

**तदन्तरप्रतिपत्तौ रंहतिसंपरिष्वक्तः प्रश्ननिरुपणाभ्याम् ॥ १**

**સૂત્રાર્થ:**—જીવ સૂક્ષ્મ ભૂતોની સાથે જોડાઇને જીવને અન્ય દેહની પ્રાપ્તિ થાય છે. કારણ કે શ્રુતિમાં પ્રશ્નોત્તરરૂપે આ બાબત કહેલી છે.

**ટીકા:**—જેવી રીતે જળોકા તૃણના છેડા સુધી ચાલતી ચાલતી જાય છે અને જ્યારે તેના આગલા પગ બીજા તૃણની શાખાને પકડે છે ત્યારે પાછલા બે પગ આગલા તૃણમાથી ઉપાડી લે છે અને અન્યતૃણનો

આશ્રય કરે છે તે પ્રમાણે જીવાત્મા મરણ સમયે પોતાનો કેટલોક ભાગ ભાવી દેહમા મજબૂત કર્યા પછી પ્રથમ દેહને છોડી દે છે. તે વખતે સર્વ ઇન્દ્રિયો, પ્રાણ, મન ઇત્યાદિના સૂક્ષ્મ ભાગો જીવાત્માની સાથે નવા દેહમાં જાય છે અને પાંચાગ્નિ વિદ્યામાં કહ્યા પ્રમાણે પાંચમી જે છેલ્લી આહુતિ કહી છે તે જળરૂપ થઇ પુરુષાકારને પામે છે. જો કે પુરૂષમાં પાચે ભૂતના ભાગ હોય છે, તોપણ પુરૂષમાં જળતત્વ વિશેષ હોવાથી શ્રુતિમાં જળ શબ્દ વાપર્યો છે, તોપણ જો પૃથ્વીનો ભાગ જડતા, અવિદ્યા અથવા પાપ વિશેષ હોય તો તે પર્વત વૃક્ષ, પક્ષી પશુ, જળચર, કીટ, પતંગ, ભૂત, પ્રેત, પિશાચ, ડાકણ, બ્રહ્મરાક્ષસ, દૈત્ય વિગેરેના દેહ પામે છે. કારણ કે, મરતી વખતે જીવાત્માની સાથે તેના કરેલા કર્મ મુખ્ય પ્રાણ, મન, ઇન્દ્રિયો અવિદ્યા તથા પૂર્વના સસ્કારથી જકડાયલો જીવ પૂર્વ દેહનો ત્યાગ કરી અન્ય નવા વધારે કલ્યાણકારી દેહમા જાય છે. જે પ્રમાણે સમુદ્રની ભરતીમા લાકડાના કકડાને પાણી આગળ ધસડી જાય છે અને તીરે પહોચાડે છે તે પ્રમાણે પ્રત્યેક મરણ તે પ્રાણીને ધીમે ધીમે બ્રહ્મસ્વરૂપ તરફ કલ્યાણના માર્ગમા ચઢાવતુ જાય છે. પુણ્યવાન પ્રાણી આગબોટ પ્રમાણે જલદીથી ઉર્ધ્વ ગતિ કરે છે અને કાદવમા દટાયલો પથરો થોડો થોડો ઉખડી ધીમે ગતિ કરે છે, તેને ધારેલે બદરે પહોચતા કાળના કાળ વિતિ જાય છે, તે રીતે પુણ્યવાન અને પાપી જીવની દશા છે.

પાંચાગ્નિ વિદ્યામાં (૧) સ્વર્ગ (૨) વૃષ્ટિ (મેઘ) (૩) પૃથ્વી (૪) પુરૂષ તથા (૫) સ્ત્રીરુપ અગ્નિમાં (૧) શ્રદ્ધા (૨) સોમ (૩) વૃષ્ટિનુ જળ (૪) અન્ન તથા (૫) રેતરૂપ પાચ આહુતિઓ કહેલી છે.

હુત દ્રવ્યમા તલ, ઘૃતની આહુતિ શ્રદ્ધા વડે હોમવાથી જીવાત્મામાં તેજનો ભાગ વિશેષ હોવાથી અને બીજા ચાર ભૂતોના ભાગ કમતી હોવાથી તેને પોતાનુ ભાવિ દેવ શરીર મરણુ સમયે દેખાય છે. તેમાં તૃણ જળુકાની (ઘાસ ઉપર ચોમાસામા એક જાતની ઇયળ થાય છે અને તેને ઘણા પગ હોય છે તેની) પેઠે પોતાના બે પગ દ્રઢ આરોપણ કર્યા પછી પોતાના પાછલા પગ ઉપાડી લે છે અને નવા શરીરમાં ભરાય છે તે પ્રમાણે જીવને દેહાતર પ્રાપ્ત થાય છે. દુધની, તલની ઘીની આહુતી આપવાથી તેની વરાળ બને છે અને તે વરાળ મેઘ મડળમા થઇ જળધારારૂપે વૃષ્ટિ થાય છે. એનું નામ દ્વિતીય અગ્નિ છે. તૃતિય અગ્નિ પૃથ્વીને કહી છે, તેમાં મેઘની વૃષ્ટિનું જળ અને સૂર્યના કિરણુ મળી પૃથ્વીમાં વિર્ય શિંચન કરે

છે. તેથી કરીને તૃણ, ધાન્ય, વૃક્ષ, ફળ, ફુલ ઇત્યાદિની ઉત્પત્તિ એટલે જન્મ થાય છે. તે અન્નને રાધીને પુરૂષ ખાય છે અને તેનું વીર્ય થાય છે. એ ચોથી આહુતિ છે અને તેથી કરીને કામાગ્નિ ઉત્પન્ન થાય છે હવે પાચમો અગ્નિ સ્ત્રી છે તેમાં રેતસ ઉત્પન્ન થાય છે. અને તેને સભોગની ઇચ્છા થાય છે. તેથી કરીને તે ગર્ભ ધારણ કરે છે અને તે ગર્ભમાંથી ૨૮૦ દહાડા પછી પુરૂષનો જન્મ થાય છે. આ વિષયની સમજણનું નામ જન્મ મરણની વિદ્યા અથવા પચાગ્નિ વિદ્યા એવુ વૈદિકોએ આપ્યું છે. હવે પાપીની અવસ્થા (૧) યોગરહિત પુરૂષ વિશે શિવગીતા, ગુરૂડ પુરાણ ઇત્યાદિ સ્થળે વિવેચન કરેલુ છે તે દૈત્ય અથવા ભૂત પ્રેત દેહ અને ઇન્દ્રિય વિનાના અન્નમય કોશની એટલે શરીરની ઇચ્છા કર્યા કરે છે. તથાપિ તેને તે પ્રાપ્ત થતુ નથી અને કર્મ તેની છાતીપર ચઢી બેસવાથી વારવાર ભય પામે છે, દુઃખ પામે છે, ચિસ પાડે છે, રડે છે. ભૂખ તરસ લાગે છે અન્નજળ દેખે છે પણ તે મોહુ ન હોવાથી ખાઇ શકતા નથી તેમ છતાં તેને ધર્મ, ક્રિયા, દાન, પુણ્ય, પિડ તેનો પુત્ર આપે છે, તો તે પ્રેતત્ત્વથી મુકત થાય છે અને પુત્રે આપેલા પિંડમા (શરીરમા) અન્નરસમય શરીર બનાવી તેમાં ભરાય છે અને સ્થુલ દેહ ધારણ કરે છે. શુભેચ્છારહિત પુરૂષ દૈત્ય થાય છે, વિચારવાન પુરૂષ બ્રહ્મરાક્ષસ કે રાક્ષસ થાય છે. સમાન પામ પુણ્યવાળો કર્મયોગી, મનુષ્યનો અવતાર પામે છે એકાગ્ર ચિત્તની વૃત્તિ કરનારો યોગી ઇષ્ટાપૂર્ત એટલે કે અન્ન, છત્ર, જળાશય, લાયબ્રેરી, સ્કુલો, દેવહિત ઇત્યાદિ પૂર્ણા કર્મ કરવાવાળાઓ અને દાનેશ્વરીઓ જેને અત્રે પેટ્રન એટલે પિતર કે પરોપકારી પુરૂષ કહે છે એવી વૃત્તિવાળો પુરૂષ મરણ પછી ચદ્રલોકમા જન્મ લે છે. તથાપિ પુણ્યભોગને લીધે સુખ પામ્યા પછી પાછો નીચા પડે છે અને જન્મ મરણની રેટમાળમા સપડાય છે. સયમ કરનાર યોગી અથવા વિદ્વાન જે વૃત્તિ વિરોધ કરે છે, તે સ્વર્ગનો દેવ થાય છે, ત્યાથી તે સૂર્યલોકમાં જાય છે, ત્યાંથી બ્રહ્મલોકમા જાય છે અને મોક્ષ ગતિને પામે છે. તેને અવિદ્યા અને દુઃખ સ્વપ્નમાં પણ ભાસતા નથી. કેવળ પોતાની સદ્વૃત્તિ અને બ્રહ્મવિદ્યા વડે કરીને સ્વર્ગના અતુલ વૈભવ ભોગવી સમષ્ટિરૂપે શાંતિ, સુખ, આનંદ, પ્રજ્ઞાન જ્યોતિ સ્વરૂપે બની રહે છે અને સર્વ કર્તવ્ય કર્મ તેનુ સમાપ્ત થાય છે એ સર્વ શક્તિ ઇશ્વર જેવોજ છે. ઇચ્છામા આવે તો તે સગુણેશ્વર સર્વ શક્તિ થાય છે. અથવા તો નિર્ગુણ બ્રહ્મમાં ભળી જાય છે અને જીવ બ્રહ્મનો ભેદ ટળી જાય છે એનું નામ સ્વરૂપ સ્થિતિ કહે છે. **इति ॐ**

**ત્યાત્મકત્વા-તુ ભુયસ્ત્વાત્ ॥ ૨**

**સુત્રાર્થ**:—વળી જળ પણ ત્રણ પ્રકારના કાર્ય રૂપે છે માટે અહી જળનો નિર્દેશ કરવાનું કારણ એ કે જળની અધિકતા છે. પણ ખરૂં જોતાં જીવ કેવળ જળથીજ યુક્ત હોતો નથી.

**ટીકા**:—આગળ બીજા અધ્યાયના ચોથા પાદના ની મા સુત્રની ટીકામાં ત્રિભેદ કરણ વિષય લખેલો છે. જીવની સાથે પ્રાણો જાય છે તે પણ દર્શાવી ગયા છીએ માટે અમે પિષ્ટ પેષણ કરવાની જરૂર નથી.

**પ્રાણગતેશ્ચ ॥ ૩**

**સુત્રાર્થ**:—વળી પ્રાણોની ગતિ પણ શ્રુતિમાં કહેલી છે માટે જળની પણ ગતિ છે એમ જાણવું.

**ટીકા**:—જયા સુધી માણસ જળ પીએ છે ત્યા સુધી તે જીવે છે માટે પ્રાણમા શક્તિ આપનાર જલ તત્વ હોય એમ લાગે છે, અન્ન વિના મન નિર્બળ થઇ જાય છે. ખાધા વિના કાંઇ સુઝતુ નથી. એ વિષય હમે અન્ય સ્થળે ટીકામા દર્શાવી ગયા છીએ.

**अग्न्यादिगति श्रुतेरिति चेन्न भाक्तत्वात् ॥ ४**

**સુત્રાર્થ**:—શ્રુતિમાં કહ્યુ છે કે પ્રાણની ગતિ અગ્નિ આદિમાં થાય છે માટે જીવની સાથે પ્રાણની ગતિ નથી. આમ કહેવું યોગ્ય નથી કારણ કે પ્રાણની અગ્નિ આદિમાં દર્શાવનારી શ્રુતિ ગૌણ છે.

**ટીકા**:—જ્યારે એક દંડો શ્વાસ મરણ સમયે ચાલે છે ત્યારે માણસથી બોલાતું નથી. આંખે કાચ ઢળે છે. મ્હોટેથી બુમ પાડીએ તોયે સભળાતું નથી વીગેરે વીગેરે. એ ઉપરથી સર્વ ઇન્દ્રિય આદિમાં પ્રાણ રૂપી જે કાંઇ બળ છે તે ખેંચાઇને હૃદયમાં જાય છે અને જીવાત્માની સાથે એ બલ જોડાઇ ઘોડો અને સ્વાર જે પ્રમાણે ગતિ કરે છે તે પ્રમાણે સ્વારને દોડાવી અન્ય દેહમાં લઇ જનાર અને જીવની સાથે ગતિ કરનાર પ્રાણ છે. આંખે કાચ ઢળ્યા, કાને સંભળાતુ નથી ઇત્યાદિ વિષે એમ સમજવું કે તેમાં જે જે દિવ્યશક્તિઓ હતી તે તે દેવો ઉઠી ગયા

હોવાથી તેના વ્યાપાર બંધ પડી ગયા એટલા માટે જે શ્રુતિ મુખ્ય પ્રાણને જીવના જેવીજ ગતિ થાય છે એમ કહે છે તે યોગ્ય છે અને મુખ્ય છે. તેમજ અન્ય ઇન્દ્રિયોના દેવતાઓ પોતાના શાંત સ્વરૂપમાં નેત્રાદિ ગોલકમાંથી પોતાના સમષ્ટિ સ્વરૂપમાં નેત્રાદિ પણ છે. પણ તે તે શ્રુતિ ગૌણ ગણાય છે.

**प्रथमेऽश्रवणादिति चेन्न ता एवह्युपपत्ते : ॥ ५**

**સૂત્રાર્થ** :—પ્રથમ અર્થાત્ અગ્નિમાં જળની આહુતિ શ્રુતિમાં કહેલ નથી આ કહેવું યોગ્ય નથી. કારણ કે શ્રદ્ધા શબ્દ વડે જળનુંજ ગ્રહણ કરવામાં આવે છે કારણ પુર્વાપર સબંધ જોતા આ રીતે યોગ્ય લાગે છે.

ટીકા:—અગ્નિમાં જે કાંઇ હોમ થાય છે તે સર્વ વરાળરૂપે દર્શન દે છે. વરાળ એ જલને ઉત્પન્ન કરનાર છે અને જલ સોમ આદિ વનસ્પતિ ઉત્પન્ન કરનાર છે. શ્રદ્ધા એટલે દૃઢ વિશ્વાસ જળથી ઉત્પન્ન થાય છે. જળ મય છે અને તે પુણ્ય કર્મ છે એટલા માટે શ્રુતિમાં શ્રદ્ધાને જળરૂપ કહી છે. જેવુ કારણ તેવુજ કાર્ય હોય છે. શ્રદ્ધાથી કરીને સોમ અને વૃષ્ટિ થાય છે માટે શ્રદ્ધા વડે સ્વર્ગીય અગ્નિમા હોમ કરીએ તો જળ હોમ્યા સમાન છે. શ્રદ્ધા વિના હોમ કરે તેથી દેવ પ્રસન્ન થતા નથી.

**अश्रुतत्वादिति चेन्नेष्टादिकारिणां प्रतीते : ॥ ६**

**સૂત્રાર્થ** :—શ્રુતિમાં એમ નથી કહ્યું કે જળ યુક્ત થએલ જીવ ગમન કરે છે. આ પ્રમાણેની શંકા ધારવી ખોટી છે કારણ કે ઇષ્ટિ આદિ કરનારાઓને આ રીતની શ્રદ્ધા છે કે અમે આકાશમાંથી ચંદ્ર લોક પ્રાપ્ત જઇશુ.

ટીકા:—જે લોકો વાવ, કુવા બંધાવે છે. અન્ન છત્ર કરે છે. દાન કરે છે વીગેરે લોકોપકારક કૃત્ય કરે છે તે પોતાની દૃઢ શ્રદ્ધા વડે કરીને જે કાંઇ હોમે છે તે અગ્નિમા ભસ્મ થઇ તેની વરાળ થઇ મેઘ મંડલમા થઇ ચંદ્ર લોકમાં પિતરો તરીકે ભોગ ભોગવે છે. બ્રહ્મવિદ્યાનું જ્ઞાન નહિ હોવાથી તેઓ સૂર્ય લોકમાં અથવા બ્રહ્મ લોકમાં જઇ શકતા નથી એ જળને ધકેલનાર અથવા ગતિ આપનાર અગ્નિ છે. જ્યાં સુધી વરાળ

ગરમ છે. ત્યા સુધી તેનુ પાણી બનતુ નથી પણ ઉર્ધ્વ ગમન કર્યા કરે છે. શ્રુતિમાં ધુમ શબ્દ કહ્યો છે તેનો અર્થ સ્ટીમ (Steem) એટલે વરાળ એવો થાય છે. આ જળનું પરિણામ પૃથ્વિનો વિશેષ ભાગ હોવાનું દ્રવ્ય ઇંધન છે અને તે ઇંધનનો કાળો ધુમાડો તે પૃથ્વિનો વિકાર છે. વરાળ એ જળનો વિકાર છે, અને તેમાં જે અગ્નિ છે એટલે ઉષ્ણતા છે તે પ્રકાશરૂપ છે. અને પદાર્થમાંના તેજનો અંશ છે એ સર્વને ઉર્ધ્વગમન કરાવનાર અગ્નિ છે. એ આપણી નજરે સ્પષ્ટ અનુભવમા આવે છે. દેવો સોમરસના પાનની ઇચ્છાવાળા હોય છે. તેથી શ્રદ્ધાએ હોમેલો સોમરસ દેવનું તર્પણ છે, તેમજ જ્યારે પુણ્ય કર્મ પુરૂં થાય છે ત્યારે દેવો તેને સ્વર્ગમાં દાખલ કરતા નથી પણ વિદ્યા સંપાદન કરી યોગમાર્ગે દેવ થવા માટે તેને ફરી મનુષ્યરૂપ લેવા પૃથ્વિ ઉપર ફેંકે છે અને સૂર્યના કીરણ દ્વારાએ જેવી રીતે ઉપર ચઢયા તેવીજ રીતે તત તત ભનોમાં થઇને ગર્ભમાં આવે છે. આ પિતરોનુ આવાગમન પુણ્યાત્માનુ હોય છે.

**भाक्तं वानात्मवित्त्वात्तथाहि दर्शयति** ॥ ૭

**સૂત્રાર્થ:**—જીવનુ અન્નરૂપે થવુ તે ગૌણપક્ષ છે. આત્માનું જ્ઞાન ન હોવાને લીધે તેમ થાય છે. તેજ પ્રમાણે શ્રુતિ પણ કહે છે.

**ટીકા:**—મરણ સમયે મનુષ્યના સત્તાવીશ તત્ત્વમાથી દશ તત્ત્વની ભસ્મ કરી જ્યારે શબ બળી રહે છે ત્યારે લીંગ શરીર પ્રેતદશામા કરણ વિનાનો હોવાથી વિષયવાસનાની તૃષ્ણા તેને દમ્યા કરે છે. તેની પાછળ દાન પુણ્ય કરવાથી તે પ્રેતદશાથી મુક્ત થાય છે જેનો અધિકાર મૃતકની ક્રિયા કરવાનો છે તે ક્રિયા કરવાની ના પાડે તો મરણ પછી તે પણ પ્રેત દશાને પામે છે. માટે કોઇએ પ્રેતત્વ નિવારણની ક્રિયા કરવાની ના પાડવી પણ નહિ. પણ પ્રેતત્વથી મુક્ત કરનારને મોટુ પુણ્ય પ્રાપ્ત થાય છે. **अडाथप्रेत संस्कारः कोषी यज्ञफल लभते** ॥ એ લા માટે પીંડ એટલે શરીર કે જે અન્ન રસમય છે. તેવુ શરીર એટલે અડદનો અથવા ચોખાના લોટનો અથવા ભાતનો એક ગોળો બનાવી તેમાં પ્રેતને ગુસવાનું કહેવું કે જેથી તેને અન્નમય શરીર મળે. એ અન્નમય શરીર થોડા વર્ષ સુધી ટકે એમ છે. જેવું કે ઢોર મનુષ્ય આદિના શરીરો અને તે પાછો ૨૭ તત્વવાળો જીવ થાય છે. પ્રેત

દશથી મુક્ત થાય છે. અને મનુષ્યની પેઠે સર્વ કાર્ય કરે છે. એ વિષયની શ્રુતિ ગૌણ છે. કારણ કે તે અતિ ઉત્તમ દેહ પ્રાપ્ત કરી આપતી નથી. દાન પુણ્ય કરવાવાળા પુણ્યાત્માઓ એ લીંગ શરીરને લઇ ચંદ્રલોકમાં યથેચ્છ સુખ વૈભવ અને દીર્ઘ આયુષ્ય અને આનંદ મેળવે છે. તેથી પણ ઉત્તમ શરીર બ્રહ્મ વિદ્યા અને યોગબળ જેનામાં છે. યજ્ઞ યાગાદિ કરે છે શ્રદ્ધાવાન છે એવા સાત્વિક પુણ્યવાન પુરૂષો દેવ લોકને પામે છે. ત્યાં પિતૃલોક કરતાં પણ આયુષ્ય વૈભવ સુખ આનંદ સદ્‌વિદ્યા શાંતિ ઇત્યાદિ ભોગવે છે. ત્યાં પણ એના પૂર્વ સસ્કારને લીધે લડાલડી, મારામારી, વ્યભિચાર ઇત્યાદિ થાય છે. પરંતુ તેઓને સ્થુલ દેહ ન હોવાથી સીફીલીસ વીગેરે રોગો થતા નથી તે તો શરીરના ૧૦ તત્વોમા વિકાર પ્રવેશે છે. દેવોનામાં એવી શક્તિ છે કે તેઓ ધારે તેવાં શરીર લઇ શકે છે. ધારે ત્યાં જઇ શકે છે. તેમજ ચદ્રલોકમાં પણ દેવોના સરખીજ જાઆવ કર-વાની અને દેહ ધારણ કરવાની શક્તિ છે. કુભાર જેમ પ્રથમ મટોડીના હાંલ્લા ઘડનાર હોય છે ત્યારપછી તે એક પુતળા ઘડનારો કારીગર થાય છે. ત્યારપછી તે શીલ્પી અને ચીતારો બને છે. આમ ઉત્તરોત્તર ચઢતી પાયરીનો માણસ થાય છે તેવીજ રીતે મનુષ્ય પણ પ્રથમ ઠીકરાંના પુતળાં ઘડે છે ત્યારબાદ તેને કારીગરીના પુતળાં બનાવતાં આવડે છે અને ત્યાર બાદ શીલ્પી ચિતારો કે કવિ બને છે. આવી તરેહનો પ્રભાવ ૧૭ તત્વના લીંગ શરીરમાં પણ હોય છે અને દેવ શરીરમાં બ્રહ્મ વિદ્યા હોવાને લીધે બ્રહ્મ લોકમાથી તે કદાપી પાછા જન્મ મરણની સસ્કૃતિમા પડતા નથી પણ બ્રહ્મ સ્વરૂપમાં કાર્ય કરીને લય થઇ જાય છે, કારણ કે ત્યાં સ્વર્ગમાં પણ તેઓ બ્રહ્મની અચિન્ત્ય લીલાનું સ્મરણ કર્યા કરે છે અને છેવટ તે એક તત્વ જે બ્રહ્મ તે તત્વરૂપ થાય છે અને ૨૬ તત્વને દૂર હાંકી કાઢે છે. એટલા માટે દેવત્વને પ્રતિપાદન કરનારી જે શ્રુતિ છે તે સર્વથી શ્રેષ્ઠ છે.

**कृतात्ययेऽनशयवान दृष्टस्मृतिभ्यां यथे तमनेवं च ॥ ८**

**સૂત્રાર્થ:**—ઇષ્ટિ આદિ કરેલાં કર્મનો ક્ષય થવે શેષ કર્મવાળો જીવ નીચે ઉતરે છે શ્રુતિ તથા સ્મૃતિથી એમ સિદ્ધ થાય છે કે, જે રીતે તે ગયો હોય છે તેથી ઉલટી રીતે તે ઉતરે છે.

**ટીકા:**—હવે અમે પિતૃયાન માર્ગમાં જલમય શરીરવાળા પિતરોનું આવાગમન, આરોહણ અને અવરોહણ કેવી રીતે થાય છે તથા ફરી કર્મ

શેષને લીધે પાછો કેવી રીતે જન્મે છે તે દર્શાવીએ છીએ. જે દાનેશ્વરી યજ્ઞ યાગાદિ કરનારા પુણ્યવાન લોક સંગ્રહાર્થે અથવા રણ સંગ્રામમાં મરણ પામે છે તેઓ પિતર એટલે લોકોના માતા પિતા જેવા દેશભક્ત દાસ, નહેરૂ, ગાંધીજી તીલક વીગેરે ત્યાગ અને વૈરાગ્યને લીધે પોતાના સંસાર સુખનો અને સમૃદ્ધિનો ભોગ આપે છે તેમના જેવાજ અહીંયા કહેવાય છે અથવા પેટ્રન અત્રે કહેવાય છે અને તેમના મરણ પછી તેઓ દેવયાન માર્ગે દેવ અથવા પિતૃ થાય છે પિતૃયાન માર્ગ જેને ધુમ માર્ગ કહે છે એટલે કે અગ્નિમાં હોમેલા હવી અથવા શ્રદ્ધા જલરૂપ પરિણામ પામી તેની વરાળ થાય છે. એ વરાળને ધુમ શબ્દથી ઓળખાય છે અને તે ચંદ્રલોકમાં ચંદ્રના કિરણદ્વારા અને અભ્રમાં થઇ ઓષ રૂપે ઉપર ચઢતો જાય છે અને બરફના જેવી દેહ ધારણ કરે છે. તેને જલમય શરીરના પિતરો એવી સંજ્ઞા અપાય છે. અને તે ચંદ્રલોકમાં મોટું આયુષ્ય સુખ વૈભવ ઇત્યાદિ પુણ્ય કર્મના ફળ ભોગવે છે. જે પ્રમાણે સૂર્યના તાપથી બરફ પીગળી પાણી થઇ જાય છે અને તેની મેઘદ્વારા થઇ ફરી પાછી ધારા પૃથ્વી ઉપર પડે છે તે પ્રમાણે પિતરો પુનર જન્મ પામે છે અથવા દેવયાન માર્ગમાં પ્રવેશ કરે છે અને દેવ થાય છે. અત્રે અમારે જણાવવું જોઇએ કે આ માણસ પોતાના સર્વ કર્મનુ ફળ પિતૃ લોકમાં પામતો નથી પણ એના કેટલાએક સંચિત કર્મ શેષ રહી કર્માશયમાં અપકવ બીજની પેઠે પડી રહે છે. કેટલાએક પુણ્ય કર્મનો ભોગ સુખ, આનંદ, વૈભવ, આયુષ્ય ઇત્યાદિ તેને ચંદ્રલોકમાં મળે છે પણ ત્યાંથી તેનું પુણ્ય પુરૂ થયુ એટલે જેવી રીતે દાદર ઉપર ચઢતો ચઢતો માણસ જાય છે તેથી અવળી રીતે દાદરના પગથીયાથી તેજ માર્ગે પાછો નીચે ઉતરે છે તે પ્રમાણે ચંદ્ર કિરણ દ્વારા એ બરફનુ શરીર ઓગળી જાય છે એટલે કે મરી જાય છે. તે ચંદ્ર કિરણ દ્વારા વાદળમાં આવી વૃષ્ટિ રૂપ થઇ ઔષધિ ધાન્ય વીગેરે થાય છે અને તેનુ વીર્ય થાય છે અને વીર્યમાંથી પુરૂષ ઉત્પન્ન થાય છે. જે કર્મો હવે કર્માશયમાં કાચાં હતાં તેને પાકવાનો વખત આવ્યો એટલે તે મનુષ્ય પાછો નહિ ભોગવેલા કર્મના ફળ ચાખવા લાગી સુખી અથવા દુઃખી મનુષ્ય થયો એનું કારણ કે એની પાસે કર્માશયમાં જે શેષ કર્મ રહ્યા છે તેને બાળી નાંખવા માટે જે બ્રહ્મ વિદ્યાનું જોર છે તે નથી. તેમ છતાં જેનામાં યોગબળ છે બ્રહ્મવિદ્યા બળ છે એવા સાત્વિક પુરૂષો જેવા કે વ્યાસ, વસિષ્ઠ, શંકરાચાર્ય, સ્વામી દયાનંદ વીગેરે ધર્મ વીરો પોતાના અપકવ રહેલાં કર્મ, સમાધિદ્વારા અથવા બ્રહ્મવિદ્યાના જોરથી

બાળી ભસ્મ કરી સૂર્ય લોકમાં જાય છે અને સૂર્ય લોકમાંથી બ્રહ્મ લોકમાં જાય છે અને કદાપિ પાછા અવતરતા નથી. તેમની અવતરવાની ઇચ્છા જો હોય તો તેમને રામ, કૃષ્ણાદિ અવતારની પેઠે અવતાર ધારણ કરવાની શક્તિ હોય છે ઘણું કરી એવા પુરૂષો નીરીચ્છ હોય છે તેથી ફરી આવતા નથી. જે પિતરો, દેવો બ્રહ્મજ્ઞાનીઓ લયમાં નહિ જતાં પોતાની ઇચ્છાથી કોઇ મનુષ્ય અથવા બીજી યોનીમાં અવતાર ધારણ કરે છે તો તેટલી વાસના પુરી કરી પાછા સ્વર્ગમાં જાય છે.

હવે ચંદ્રલોક અથવા સ્વર્ગલોકમાંથી ફરી અવતરેલો માણસ પોતાની સાથે શું શું લઇને આવે છે તેને માટે છાંદોગ્ય ઉપનિષદ (૫-૧૦-૭) મા લખ્યું છે કે :—

**तद्य इह रमणीय चरणा ०**

આમાંથી જેનું વર્તન સારૂં હોય છે તે કોઇ રમણીય યોનિને પ્રાપ્ત થાય છે. જેમકે બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈસ્ય. હવે દુરાચારી મનુષ્ય ચાંડાલ, શ્વાન, શુકરની યોનીને પ્રાપ્ત થાય છે. અને કર્મના સંસ્કાર અનુસાર સારો દેશ, જાતિ, કુળ, રૂપ, આયુષ્ય, જ્ઞાન, આચાર, વિત, સુખ તથા બુદ્ધિયુક્ત થઇ જન્મ પામે છે.

માણુસ પ્રાયશ્ચિત કરે છે તો તેથી એક વેગની સામા બીજો વેગ દોડાવીએ તે પ્રમાણે પહેલા વેગને તે દાબી નાંખે છે અથવા તેનો વેગ કમી કરે છે તે પ્રમાણે પ્રાર્યાશ્ચત આદિથી પાપ કર્મનો ક્ષય અથવા કમતર પણું થાય છે.

**चरणादिति चेन्नोपलक्षणार्थेति कार्ष्णाजिनि ॥ ९**

**સૂત્રાર્થ**—આચરણથી શેષ કર્મવાળો અર્થ સિદ્ધ થતો નથી, આ દોષ નથી કારણ કે કાર્ષ્ણાજીનિ નામના આચાર્ય એમ માને છે કે આચરણ સંબંધી શ્રુતિ શેષ કર્મના અર્થમાંજ છે.

**ટીકા**:—જે પ્રમાણે કોઇ ખેડુતે ગયા વરસનું ધાન્ય ભરી રાખ્યુ છે. તેમાંથી ¾ તે વરસમાં પોતાને ખાવા માટે વાપર્યું અને તેમાંથી થોડુંક વાવ્યું પણ ખરૂં અને તે એટલું બધું ઉગ્યું કે, તેમાંથી તેણે બીજાં અન્નછત્રો (સદાવ્રતો) ઉઘાડયાં તેથી કરીને તેને ચંદ્રલોકની દેહ પ્રાપ્ત

થઇ. ત્યાં મરણ થયું. ચંદ્રલોકમાં અન્નમય દેહ હોતો નથી માટે કે અન્ન જે શેષ રહ્યું હતું તે તેમનું તેમ પડી રહ્યું ત્યાં અન્નથી તૃપ્તિ નથી પણ જળથી તૃપ્તિ છે, ત્યાં જળમય શરીર છે તેટલા માટે એને જે કાંઇ ક્ષુધા લાગે છે તે જળની લાગે છે એટલા માટે નિત્ય તરપણ કરી તેના છોકરાઓ અને બ્રાહ્મણો વગેરે ત્રિવર્ગ જલદાન અંજલીથી પિતરોને તૃપ્ત કરે છે. તેથી તેઓના હાથમાં સતતિ વધારવાનું બળ છે. આ આશિવાદથી સંતતિ ઉત્પન્ન થાય છે અને તે સતતિનું રક્ષણ પણ પિતરો કરે છે. પોતાની વંશવૃદ્ધિ થવાથી પિતરોની ઉર્ધ્વગતિ થાય છે. અને સૂર્ય મડળમાં જાય છે. એટલા માટે વહુઆરૂઓને પિંડ ખવડાવે છે તેથી કરીને વંધ્યત્વ આવતું નથી અને અકાળે છોકરાં મરતાં નથી. વ્યભિચારિણી સ્ત્રીને પિતરો શ્રાપ દે છે અને અમારા કુળમાં મલેચ્છાદિક નિચ વર્ણનુ બીજારોપણ થવાથી તેની સંતતિ અને વશ નાશ પામો, નાશ પામો એમ શ્રાપ દયા કરે છે. વ્યભિચારિણીએ દેવ અને અગ્નિ સાનિધ્યમાં જે કાંઇ પાતિવ્રત્યનો દસ્તાવેજ લખી વચનો આપ્યાં છે તે ફાડી નાંખી વેસ્ટ પેપર બાસ્કેટમાં નાંખી દઇ, કોઇ દારૂડીઆ ભામટાઓની સાથ કુલટાનો માર્ગ ધારણ કરે છે અને કુળમાં કોઇ ચોર, ખુની, ભામટો માતાપિતાને દુઃખ દેનાર, દુર્વ્યસની, દુરાચારી, કુલાંગાર, દૈત્ય ઉત્પન્ન કરે છે. એ વાત વિષે જેણે જાણવુ હોય, તેણે શ્રીમદ્ ભાગવત્માં હિરણ્યાક્ષ અને રાવણ, કુંભકર્ણાદિ રાક્ષસોની કથા જોઇ લેવી. આ દૈત્યોની માતા સતિઓ હતી તેમ છતાં તેમને કામ પીડા થવાથી સંધ્યા સમયે પતિને સભોગ કરવાનો આગ્રહ કર્યો. પતિએ ના કહી કે, સંધ્યા સમયે સંભોગ કરવાથી દૈત્ય પ્રજા ઉત્પન્ન થાય છે માટે તું થોડો વખત જવા દે, તે નહિ માનતા સ્ત્રીએ સભોગ કર્યો તેથી દૈત્ય પ્રજા ઉત્પન્ન થઇ. ઇત્યાદિ અને તે દૈત્યો એ લોકોને દમન કરવા માંડયું, હવે સતિનો પ્રભાવ કેવો છે એને માટે લાખો દ્રષ્ટાંત છે અત્રે લખતાં પાર આવે તેમ નથી મન ઉપર સ્હેજ અકુશ રાખવાથી અને દારૂના છાકટાપણાને આધીન ન થવાથી કરીને આ લોક અને પરલોકમાં અત્યત સુખ, વૈભવ અને કીર્તિ પ્રાપ્ત થાય છે એ વિષે એક દ્રષ્ટાંત આપીએ. ગાધારિ કાંઇ આંધળી નહોતી, પણ તેનો પતિ ધૃતરાષ્ટ્ર આંધળો હતો એ પતિવ્રતા સ્ત્રીએ એવુ વ્રત ધારણ કર્યું કે "જ્યારે મારો પતિ કોઇને જોતો નથી માટે મારે પણ કોઇને જોવા નથી રખે ને કોઈ પર પુરૂષનુ ઓચિંતુ દર્શન થઇ જાય અને પાતિવ્રત્ય ભગ થાય એટલા માટે તેણે પાટા આંધી રાખ્યા. આ દ્રષ્ટિ નિરોધનો પ્રભાવ એવો થયેલ કે

એક દિવસે ઓચિંતો પાટો છુટી ગયો અને ધર્મરાજા યુધિષ્ઠિર ત્યાં આગળ છોકરા તરીકે રમતા હશે તેની ટચલી આંગળી ઉપર ગાંધારિની દ્રષ્ટિ પડી. તરતજ ગાંધારિએ આંખ મિંચી અને ચમકીને કહ્યું કે, "અરે કોઇની આગળી દેખાઇ" તેથી કરીને યુધિષ્ઠિરની આંગળી તરત કાળી થઇ અને સદેહે સ્વર્ગે ગયા તે સમયે એમની ટચલી આંગળી જેટલી ગાંધારીની દ્રષ્ટિગોચર થઇ હતી તેટલી કોહીને હીમાલયમાં ગળઇ ગઇ. દુર્યોધનની કાયા અમર થવા માટે એવું હતું કે, જો ગાંધારિ માતાની દ્રષ્ટિ તેના આખા શરીર ઉપર પડે તો એનું શરીર અમર થાય તેથી કરીને દુર્યોધન પોતાની માતા આગળ પુત્ર તરીકે નગ્ન જવા નીકળ્યો. તે વાત શ્રીકૃષ્ણ ભગવાનને ખબર પડી. એટલે તેઓએ માળીના રૂપે કહ્યું કે, અલ્યા જુવાનીઆ! માતાની આગળ નગ્ન જતા શરમાતો નથી. માટે આ ફુલનો તંગીઓ પહેરીને ભલે માતાના દર્શન કર. દુર્યોધનને વાત બરાબર લાગી. તેથી તે ફુલનો તંગીઓ પહેરીને માતા પાસે ગયો. ગાંધારી માતાએ પાટા છોડી દીધા. આ દ્રષ્ટિ પ્રભાવથી દુર્યોધનની આખી કાયા અમર થઇ. પણ જાગ ઉપર ફુલનો તંગીઓ પહેરેલો હતો તેથી કરીને જ્યારે ભીમસેને ત્યાં આગળ ગદા મારી કે તરતજ તેનું મૃત્યુ થયું.

કેશવની સ્ત્રી સતી થઇ. તે વખતે નગરના દરવાજા આગલ કરણ રાજા વેષ બદલી સતીને પગે લાગ્યો અને કહ્યું કે, "હે સતીમાત જે કોઇ સતી થાય છે તે નગરના કોટ ઉપર રૈયતને સુખી થવા કંકુના હાથના છાપા મારે છે." તરતજ સતીએ ક્રોધમા છાપા માર્યા નહિ અને કહ્યું કે, "જે કરણ રાજાએ વ્યભિચાર બુદ્ધિથી નિરદોષ પ્રધાનની સ્ત્રીનો સ્ત્રીધર્મ બગાડવાની ઇચ્છા કરી તે રાજાની સ્ત્રી, પુત્રી અને રાજા વનવન રખડી નષ્ટ ભ્રષ્ટ થજો. સતીઓને છળ કર્યાનું ફળ હવે તેને તુરતજ પ્રાપ્ત થજો." ઇત્યાદિ દ્રષ્ટાંતો હમારા ગુર્જર ભાઇઓને વિદિત છે.

જ્યારે જીવાત્મા ચંદ્રલોકનો દેહ છોડી આ લોકમાં પાછો અવતરે છે ત્યારે કું જુવાર જે ચંદ્રલોકમાં જતા પહેલાંની જે બાકી હતી તે જુવારમાંથી તેણે ફરી વાવવા માંડી. આ પ્રમાણે કું જે જુવાર આગલી હતી તે ખેતીરૂપ કર્મ કર્યા વગર કાંઇ પ્રાપ્ત થઇ નહોતી અને કું જે કંઇ વાવીને અન્ન છત્ર વિગેરે કરી, ચંદ્રલોકમાં ગયો તે એક જન્મ વડે કરીને તેના સર્વ કર્મ કાંઇ ભોગવાઇ ચૂક્યાં છે એમ નથી. અનેક

જન્મો થાય, તોપણ કર્મની કોઠીમાં જે જુવાર ભરેલી છે તે કદી ખાલી થતી નથી. કારણ કે જુની જુવાર ખપી ગયાં પહેલા બીજી નવી જુવાર તેમાં ભરાય છે. એમ દર વરસે નવી જુવાર ભરતાં ભરતા અને ખાતાં ખાતાં કદાપિ ખૂટતી નથી. તેથી કરીને કાર્ષ્ણાજીનિએ જે મત દર્શાવ્યો છે, તે મત હમારી આ ટીકા ઉપરથી સ્પષ્ટ સમજાશે કે, ચંદ્રલોકમાં ગયો, તેથી કરીને તેના સર્વ કર્મો ખલાસ થઇ ગયાં એમ નથી બીજાં ઘણાં કર્મો હજુ તે માણસને ભોગવવાને બાકી રહ્યાં છે, એ વાત સ્પષ્ટ કરવા ઉપરના સુત્રની રચના જણાય છે.

**आनर्थक्यमिति चेन्न तदपेक्षत्वात् ॥ १०**

**સૂત્રાર્થ**:—શીલનું, જો કર્મ તથા શીલને એક ગણશો તો, નિષ્પ્રયોજનપણું થશે. આમ માનવું અયુક્ત છે. કારણ કે કર્મને આચરણની આવશ્યકતા છે.

**ટીકા**:—જે પ્રમાણે બીજમાંથી વૃક્ષ અને વૃક્ષમાથી બીજ એમાં પહેલુ કોણ અને બીજે વૃક્ષ ઉત્પન્ન કર્યું કે વૃક્ષે બીજ ઉત્પન્ન કર્યું એ સવાલનો નિર્ણય કોઇ કરી શકે એમ નથી. તે પ્રમાણે સદા ચરણથી સત્કર્મ અને સત્કર્મથી સત્સંસ્કાર બંધાઇ પાછું સત્કર્મ શીલ એમનો વિકાર તરીકે દૃઢનિશ્ચય પૂર્વક જે આચરણ કરવું અથવા રાખવું તેનુ નામ શીલ છે. અને એ શીલને તુરત ગતિમાં મુકી સ્થૂલ શરીરથી હલનચલન કરવુ તેનુ નામ કર્મ છે. વસ્તુત શીલનો બાપ કર્મ અને કર્મનો બાપ શીલ એમ છે. જે પ્રમાણે કોઇ ખેડુતને ખેતીની આવડત છે દર વરસે તે ખેતી કર્યા કરે છે એનુ નામ શીલ છે એટલે ખેતીની સમજણ અથવા જ્ઞાન છે. કર્મ એટલે જ્યારે તે બળદ જોડી હળને જમીનમાં ખોસી ચાસ પાડી વાવેતર કરે છે તેનું નામ છે. માટે આ શિષ્યની તકરાર શબ્દનું ઠાલું જળ વલોવવા જેવું બોલવું છે. એમાંથી માખણ નીકળે તેમ નથી પણ શબ્દની મારામારી છે. સમજણની મારામારી નથી. કર્મ કર્મના ફળ તથા શીલ વિશે આગલા સૂત્રમાં હમે ટીકા કરી ગયા છીએ માટે તે અત્રે ફરી વર્ણવાની જરૂર નથી.

**सुकृत दुष्कृते एवेति तु बादरि: ॥ ११**

**સૂત્રાર્થ**:—આચરણ શબ્દનો અર્થ સારૂં તથા નઠારૂં કર્મ થાય છે, એમ બાદરી નામના આચાર્યનો મત છે.

ટીકા:—આદરી મુનીનો મત એવો છે કે કર્મ, અનુષ્ઠાન અને આચરણુ એ પર્યાય શબ્દ છે. ચર્ ધાતુનો અર્થ ગતિરૂપ કર્મના અર્થમાં પ્રવૃત થએલો જોવામાં આવે છે માટે કર્મ કરનારનું નામ આચરણુવાળો કહેવાય છે. જેના રમણીય આચરણુ છે એટલે કે પુણ્ય કર્મના આચરણુ છે તે સત્કર્મ અથવા સદાચારવાળો કહેવાય છે. જે કુકર્મવાળો છે તેને દુરાચારી કહેવામાં આવે છે. **वेद प्रणितोधर्म अधर्मस्तद् विपर्यय:** વેદમાં કહ્યું છે તદનુસાર કર્મ કરવાં તેનું નામ ધર્મ છે અને તેથી ઉલટી રીતે ચાલવું તેનુ નામ અધર્મ છે. ધર્મનું ફળ, સુખ, શાન્તિ, આનંદ, ઉત્તમ સ્થિતિ તથા પ્રગતિ અને જ્ઞાન ચિત્તશુદ્ધિ, આરોગ્યતા, વૈભવ, લક્ષ્મી અને કીર્તિની પ્રાપ્તી અને સદ્વંશ વૃદ્ધિ ઇત્યાદિ છે. અધર્મના ફળ શંકા, ભય, લજ્જા, ઘૃણા એ ઇશ્વરની તરફથી શિક્ષા છે, ફાંસીદેવી, કેદ કરવો, દંડ કરવો અને લુંટી દેવો એ રાજા તરફથી શિક્ષા છે, ન્યાત બહાર મૂકવો, ઘરમાં પેસવા ન દેવો, માન ન આપવું, અપ કીર્તિ બોલી નિંદા કરવી, તિરસ્કાર અને અપમાનની નજરથી જોવુ. ક્રૂર, પાપી અને દૈત્ય ઇત્યાદિ નામ દઇ અવહેલના કરવી, તેના પર વિપત્તિ આવે ત્યારે મદદ ન કરતાં અને દયા નહિ લાવતાં દુષ્ટને તો એમજ જોઇએ, ઠીક થાય છે, એમ લોકો પાપીને કહે છે; શરીરની શિક્ષા એવી છે કે તેને રોગ થાય છે વિગેરે વિગેરે; તેમજ સૃષ્ટિના પદાર્થો તેને પ્રતિકુળ થાય છે, પુત્રો કોપાયમાન થઇ ધડપણે બાપને કુપુત્ર ઉઠી માર મારી પૈસો ટકો લુટી લે છે, વિગેરે વિગેરે અનેક દુઃખની પ્રાપ્તિ થાય છે. અદારિદ્રય, દુઃખ, નઠારા પરિજનો અને સંતાન, ચોર, જાર, જુગારી, સટોરીઆ, છાકટા વિગેરેની સગતમાં ફસાઇ પોતે પણ તેવો થાય છે અને મરણ પછી પણ તેને ફરી પાછી ખરાબ સ્થિતિ અને દેહ પ્રાપ્ત થાય છે. એવો વેદ, શાસ્ત્ર, પુરાણુનો અભિપ્રાય છે, તેથી લોકને અનેક દ્રષ્ટાંતો આપી અને નિયમો ઘડી મહાત્મા મુનીવર્યો જનસમુદાયને ભેરીનાદે પ્રબોધે છે.

**अनिष्टादिकारिणामपि चश्रुतम् ॥ १२**

**સૂત્રાર્થ:**—ઇષ્ટિઆદી નહિ કરનારા મનુષ્યોની ગતિ પણ ચંદ્રમંડળને વિશે જોવામા આવે છે, એમ શ્રુતિ પ્રતિપાદન કરે છે.

**ટીકા:**—વાવ, કૂવા બધાવવા, ઝાડો રોપાવવાં, ધર્મ યુદ્ધમાં દેહ અર્પણુ કરવો, દેશના અગ્રણી થઇ લોકોને ગ્રંથ રચના કરી, વાણી વડે

કરીને અથવા લેખણુ ચલાવીને સત્કર્મ કરવાં અન્નછત્ર, પાંજરાપોળો, લાયબ્રેરીઓ, સ્કુલો સ્થાપન કરી, યજ્ઞ યાગાદિ કરવાં, દાન અને પૂણ્ય કર્મ કરવાં, એટલા પૂરતોજ કાંઇ ધર્મ નથી અને સર્વ કર્તવ્ય ત્યા પૂરૂં થતું નથી, એ સિવાય પણ બીજાં અનેક ધર્મ કૃત્યો છે અને શ્રદ્ધાપૂર્વક કરનારા ભક્તો છે, તેમજ તે સર્વનું ફળ એક સરખુંજ નથી અનેક ફળ છે. જેવુ કર્મ તેવુ ફળ થાય છે. કર્મ ભોગવવાની ભુમિ કાંઇ એકલો ચદ્રલોક નથી. તે સિવાયના બીજા ઘણા લોક છે. જેવી રીતે કે શીવલોક, વિષ્ણુલોક, બ્રહ્મલોક, સૂર્યલોક, બૃહસ્પતિલોક, યમલોક, પૃથ્વીલોક, મગળ-લોક, શનિલોક, શુક્રલોક, વિગેરે વિગેરે ત્રિભુવનમાં સુખ, દુ ખ, ભોગ અને વૈભવ પામવાના સ્થળો અનેક છે. માટે કર્મના તારતમ્યે જ્યા જેને અનુ-કુળ હોય તે તે સ્થાનમાં સુખ દુઃખ પામવા તેની યોજના કરનાર ઇશ્વર છે. આમાં ચંદ્રલોક પ્રતિ અમુક કર્મ કરનાર જાય છે એવુ લખ્યુ છે તેની મતલબ એટલીજ જણાય છે કે, મુખ્ય મુખ્ય કર્મ ગણાવી, બીજાં ગૌણ કર્મ દર્શાવ્યા નથી, માટે એકજ નિયમે ઇશ્વર બધાયલો છે એવી કલ્પના કરવી તે ખોટી છે, તેમ છતાં લોક લોકાંતરમાં જીવને જવા માટે મુખ્ય બે માર્ગ છે. ચદ્રના કિરણ દ્વારા અથવા સૂર્યના કિરણદ્વારા અથવા અગ્નિના તેજ દ્વારા ધુમ્ર માર્ગ, મેઘમંડળ એ મુખ્ય માર્ગ ગણ્યા છે. તેથી એકજ માર્ગ છે એવા પણ નિયમથી ઇશ્વર બદ્ધ થતો નથી તેની નજરમાં આવે તે પ્રમાણે તે તે માર્ગે તે તે જીવને તેના કર્મ ફળના ભોગ ભોગવવા મોકલી શકે છે.

**संयमने त्वनुभूयेतरेषा मारोहावरोहौ तद्गति दर्शनात् ॥ १३**

**સૂત્રાર્થ**:—ઇષ્ટિઆદી નહિ કરનારાઓ યમની સયમની નામની નગરીમાં પોતાના દુષ્કૃતને યોગ્ય દુઃખનો અનુભવ કરે છે. ત્યાર પછી તેઓ ઉપર ચઢે છે અથવા તો નીચે ઉતરે છે. આ રીતની તેઓની ગતિ છે, એમ શ્રુતિમાં કહ્યું છે.

**ટીકા**:—વિદ્વાન, ધાર્મિક પુરૂષો દેવયાન અને પિતૃયાન માર્ગે ચંદ્ર અને સૂર્ય આદિ લોકમા પોતાના પુણ્ય કર્મ ભોગવવા જાય છે, એમ આગળ કહી ગયા છીએ. પણ અવિદ્યા, મોહ અને રજસ તમોમલવડે પાપ કરનાર અને ધર્મની ઉપેક્ષા કરનારાઓ ત્યાં જતા નથી. પણ સયમન નામના યમના નગરમાં યમયાતના ભોગવવા માટે જાય છે, અને

તેનો માર્ગ એક ત્રીજોજ છે. ત્યાં યમયાતના ભોગવ્યા પછી પાછો પોતાના કર્માનુસારે મૃત્યુ લોકમાં જન્મ લે છે અને પાપપૂન્યના ફળ ભોગવે છે. એને માટે શ્રુતિ નિચે પ્રમાણે કહે છે. **नसांपराय : प्रतिभाति०** ( ક૦ ૨, ૬ ) વિત્તના મોહવડે મૂઢ તથા પ્રમાદવાળા બાળકને ( અવિવેકીને ) પરલોક સંપાદન કરવાનો માર્ગ જણાયલો હોતો નથી. આજ લોક અસ્તિત્વમાં છે તથા અન્ય નથી, આમ માનનારો યમની શિક્ષાને વશ થાય છે.

કોઇ ચોરને પોલીસ પકડી લઇ કાચી કેદમાં નાખે છે. ત્યાર બાદ કેટલાએક દિવસે સેસન જજ તેને પાકી કેદમાં મોકલે છે અથવા તો છોડી દે છે તે પ્રમાણે પોલીસ અને જજ જેવા યમરાજ છે. તે પાછા કેદીની તપાસ કરી, કેસ ચલાવી જેલરને સ્વાધીન કરે છે. એટલે કે પાકી કેદમાં મોકલે છે. તે પ્રમાણે ઇશ્વરની વ્યવસ્થા પણ તેવાજ પ્રકારની છે.

**स्मरन्तिच** ॥ ૧૪

**સૂત્રાર્થ** :—સ્મૃતિમાં પણ કહ્યું છે કે, નિંદિત કર્મનું ફળ યમને આધીન છે.

**ટીકા** :—અહો ! આ આર્યાવ્રત જ્યાં ઘેર ઘેર અગ્નાગારો હતી, નિત્ય અગ્નિ હોત્ર થતાં તે બ્રાહ્મણોના વેદ ઘોષ સંભળાયા કરતાં તેમજ દેશના અગ્રિ ધર્મવીરો અને દાનવીરો તથા દયાવીરો આજે જેમ જેમ ઠેરઠેર ચાહ કોફીની દુકાનો અથવા વીશીઓ કે હોટેલો છે તે પ્રમાણે સદાવ્રત માંડી, સાધુ, સંત સંન્યાસી, અનાથ, ગરીબ ઇત્યાદિને ભોજન આપી, દાનેશ્વરીઓ સદા ભોજનશાળાઓ, ધર્મશાળાઓ, અન્નશત્રો ઇત્યાદિ પ્રાણીમાત્રને તોષણ, પોષણ રક્ષણ, ભક્ષણ ઇત્યાદિની સગવડ કરી, અન્નવસ્ત્ર છેક અત્યંજ સુધી અને ગાય, બળદને ઓઢા ઓરાડતા હતા, : હાય, હાય ! તે દેશમાં પ્રથમ બ્રહ્મરાક્ષસ અને દૈત્યોએ યજ્ઞનો અને વેદનો ધ્વંસ કર્યો. સિકંદરાદિ યવનોએ આ દેશમાં લુટ ચલાવી. ગીઝનીના મહમદે સ્વારી પર સ્વારી કરી. વીરનરો જે દેશનું રક્ષણ કરતા હતા, તેઓ દારુડીયા અને વ્યભિચારી થઇ વીરત્વ ગૂમાવી બેઠા. વિદ્યારહિત બ્રાહ્મણોએ ઉત્તમ પ્રકારના શસ્ત્રો બનાવવાની કળાને મીંડે મુકી સાધન

રહિત રાજપુત્રોને કર્યા. ફ્રેન્ચ આદિ પાશ્ચિમાત્ય લોકોએ અત્રેના જલયાનને નકામી કરી નાખી અને દેશાટન બંધ પડયુ અને લક્ષ્મી બાઇ આ દેશમાંથી રિસાઈ જઈ પશ્ચિમ તરફ ચાલ્યાં ગયા. ડચ, ફ્રેન્ચ, પોર્ટુગીઝ, ઈંગ્લીશ આદિ રાજ્યકર્તાઓએ આ દેશમાં વેપારને મિશે ઘુસી કાચોમાલ લઇ જવા માંડયો અને તેજમાલને કળાની કુશળતાથી વિવિધ રમણીય જણુસો બનાવી અત્રેની કળા વિસરાવી દીધી અથવા તો પોતાની મેળેજ બંધ પડી. વેપારના રક્ષણુ માટે તોપખાના ને લશ્કરો દુર દેશથી આવ્યા અને પછી ધમાધમી ચાલી. બળીયાના બે ભાગ એવી ગજકૃત્તિમી નીતિ ચાલી $\frac{1}{6}$ કરતા પણુ રૈયત ઉપર વધારે કરનો બોજો પડવા માંડયો. તેથી કરીને રૈયત નીચોવાઇ ગઇ. જે દેશમાં ખેતીના $\frac{1}{6}$ કરતાં વધારે કર નાખવામાં આવ્યો હતો અથવા મિશમિશે વધારે ને વધારે કર ઘુસાડતા હતા અને પ્રજાનુ દેવુ કરતા હતા. તે દેશમા વારવાર દુષ્કાળથી અન્નવસ્ત્ર વિનાના માણુસો ટવળતા જોવામાં આવતા હતા. એવા સમયમા પ્રભુએ ઇગ્લીશ સુરાજ્ય સ્થાપ્યું જો કે તે પરચક્ર છે, તોપણુ દેશમાંની લડાઇઓ બંધ થઇ અને દિનપર્રાદન વિદ્યાકળા તરફ લોકોનુ લક્ષ વળ્યું. તથાપિ પશ્ચિમ તરફના લોકોના સહવાસથી તેઓ દારૂ પીને રંડીબાજી કરતાં શીખ્યાં. નાહવુ નહિ અને ચોપડીએ વતી મળ સાફ કરવો ગુદા સાફ કરવી, પુષ્કળ કપડાં પહેરવા, ચામડાં, ચીથરાં, કાચ ને કાગળ વડે ઘર શણુગારવાં, હીરા, મોતી, સોનારૂપા, ત્રાંબુ, પિત્તળ ઓછા કરવા માંડયાં ઇત્યાદિ ઇત્યાદિ વ્યપારને લીધે ખુવારી થવા માંડી, દ્રવ્યહીન, કળાહીન, વિદ્યાહીન, ધર્મહીન, દેશમાં માંહોમાંહ છેતરપીંડી થવા લાગી અને દેવાળાં અને સટ્ટો, વેપારનું સ્થાન લઇ બેઠાં. મુર્તિપૂજા અને વિવિધપંથો ઉત્પન્ન કરી આચાર્યોએ તંત્ર માર્ગ ચલાવ્યો અને લોકોને ધર્મશિક્ષણુ આપ્યું. એવી આ દેશની સ્થિતિ જોઈ સ્વામિ દયાનંદે વૈદિક જાગૃતિ કરી. પણુ મૂર્તિપૂજાનું ખંડન કરવાથી લોકો તેના ઉપર ગુસ્સે થયા અને તેમનો બોધ સર્વ લોકોએ સ્વીકાર્યો નહિ.

શ્રુતિ સ્મૃતિનો માર્ગ બંધ પડયો અને નવીન માર્ગ ઉત્પન્ન થયો તેનુ આ કંઇક દિગદર્શન છે. માટે અત્રે લખ્યું છે.

**अपि च सप्त ॥ १९**

**સૂત્રાર્થ :**—વળી સ્મૃતિમાં સાત નરકો કહ્યાં છે.

ટીકા:—તંત્ર શાસ્ત્ર અને પુરાણ ભેદને અનુસરી મહર્ષિઓએ રચ્યાં છે. તેમાં સાત મુખ્ય નરકો છે એમ લખ્યું છે.

तत्रापि च तद्व्यापारादविरोधः ॥ १६

સૂત્રાર્થ:—તેમાં પણ યમનોજ વ્યાપાર રહેલો છે; માટે ચિત્રગુપ્ત આદિનું અધિષ્ઠાતાપણું કહેવાથી વિરોધ આવશે નહિ.

ટીકા:—જેવી રીતે પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટના હાથ નીચે આસિસ્ટંટ સુપ્રીન્ટેન્ડન્ટ હોય છે તે પ્રમાણે યમરાજાના હાથ નીચે ચિત્રગુપ્તાદિ અધિષ્ઠાતાઓ છે. તેથી ફરીને શ્રુતિમાં કોઇપણ પ્રકારનો વિરોધ આવતો નથી.

विद्याकर्मणोरिति तु प्रकृतत्वात् ॥ १७

સૂત્રાર્થ:—વિદ્યા તથા કર્મ વિશે જેઓ જાણતા નથી, તેમને તૃતિય સ્થાન છે. કારણ કે આ પ્રમાણે શ્રુતિમાં નિરૂપણ કરે છે.

ટીકા:—યમલોકથી જેઓ પાછા અવતરે છે તેઓ કીટ, પતંગ પક્ષી, પશુ વિગેરે અનેક દેહ પામી વરંવાર જન્મ મરણ ધારણ કરે છે. આ ત્રીજો માર્ગ યમયાતનાનો કહેવાય છે, એ પાપીઓનોજ માર્ગ છે.

न तृतिये तथोपलब्धेः ॥ १८

સૂત્રાર્થ:—તૃતીય સ્થાનમાં પાંચમી આહુતીનો નિયમ ગ્રહણ કરવો યોગ્ય નથી. કારણકે પાંચમી આહુતિ તો ચંદ્રલોક પ્રતિગમન કર્યા વિના પ્રાપ્ત થાય છે.

ટીકા:—પંચાગ્નિ વિદ્યામાં જે આહુતી, અને નિયમ કહ્યા છે, તેનો ક્રમ દેવયાન અને પિતૃયાન માર્ગમાં જવા માટે અવશ્યનો છે, પણ તે નિયમ તિર્યક યોનિમાં યમયાતના ભોગવનાર પ્રાણીને લાગુ થતો નથી.

स्मर्यतेऽपि च लोके ॥ १९

**સૂત્રાર્થ:**—વળી લોક વિશે આ સંબંધી સ્મૃતિનું પ્રમાણ છે.

**ટીકા:**—દ્રોણ ધૃષ્ટદ્યુમ્ન, સીતા અને દ્રૌપતી વગેરે અયોનિજ રૂપે હતાં. માટે પાંચમી આહુતિનો નિયમ ત્યાં લાગુ પડતો નથી.

दर्शनाच्च ॥ २०

**સૂત્રાર્થ:**—શાસ્ત્રથી પણ એમ સિદ્ધ થાય છે.

**ટીકા:**—જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્‌ભિજ્જ આ ચાર પ્રકારના ભૂતસમૂહોમાં સ્વેદજ તથા ઉદ્‌ભિજજની ગ્રામ્ય ધર્મ વિનો ઉત્પત્તિ કહેલી છે. માટે ત્યાં આહુતિની સંખ્યાનો સ્વીકાર નથી.

तृतीयशब्दावरोधः संशोकजस्य ॥ २१

**સૂત્રાર્થ:**—ત્રીજા શબ્દથી સ્વેદજનો સંગ્રહ થાય છે.

**ટીકા:**—ઉદ્‌ભિજ્જનો અને સ્વેદજનો સમાવેશ શ્રુતિમાં ઉદ્‌ભિજ્જમાંજ થાય છે.

तत्स्वाभाव्यापत्तिरुपपत्तेः ॥ २२

**સૂત્રાર્થ:**—જીવ જ્યારે નીચે ઉતરે છે ત્યારે તેની આકાશ સાથે સાદૃશ્યતા હોય છે. કારણ કે એક વસ્તુને પોતાના સ્વરૂપનીજ પ્રાપ્તિ હોય છે, પણ અન્યની નહિ.

**ટીકા:**—જીવ જ્યારે ચંદ્ર લોકમાંથી પોતાના કર્મના ફળ ભોગવી નીચે ઉતરે છે ત્યારે તે આકાશ સાથે સાદૃશ્યતા પામી જઈ વડે આકાશ રૂપ છોડીને વાયુરૂપને, વાયુરૂપ છોડી ધુમ્રરૂપને, ધુમ્રરૂપ છોડી અભ્રરૂપને, અભ્રરૂપ છોડી મેઘરૂપને પામે છે તથા મેઘરૂપને પામ્યા પછી વરસે છે.

**नातिचिरेण विशेषात् ॥ २३**

**સૂત્રાર્થ** :—આકાશાદિ વિશે સ્થિતિ લાંબો સમય સુધી રહેતી નથી. કારણ કે ત્યાર પછી વ્રીહીઆદી વિશેષ ભાવની પ્રાપ્તિ કહેલી છે.

**अन्याधिष्ठितेषु पूर्ववदभिलापात् ॥ २४**

**સૂત્રાર્થ** :—અન્ય જીવમાં આશ્રય પામેલ અથવા વ્રીહિત્વ આદિ ભાવને પામેલ સ્થાવર ભાવો પૂર્વની માફક સંસર્ગને પ્રાપ્ત કરે છે. કારણ કે શ્રુતિમાં તે રીતનો ઉપદેશ છે.

**ટીકા** :—વ્રીહિ આદિમાં એટલે જીવ સ્થાવર વસ્તુમાં ભરાય છે ત્યાં તે કર્મ કરી શકતો નથી અને કર્મ કર્યા વગર સુખદુઃખના ભોગની પ્રાપ્તિ થતી નથી. તથાપિ વ્રીહિ આદિનો સંસર્ગ થાય છે અને જે રીતે વ્રીહિ આદિની સ્થિતિ થાય છે, તે પ્રમાણે તે જીવનું પણ હલનચલન થાય છે. જેવી રીતે કે ભાતની ચમરીઓ કપાય છે, ખાંડણીમાં ખંડાય છે; છોતરાથી ચોખા જુદા પડે છે, ચોખા રંધાય છે, પેટમાં જાય છે અને તેમાંથી વિર્યમાં જાય છે. તેની સાથે જે જીવ ચોખામાં ભરાયો છે તેની પણ ગતિ સંસર્ગને લીધે ચોખા પ્રમાણેજ થાય છે અને જ્યારે મનુષ્યનો દેહ ધારણ કરે છે ત્યારે તે કર્મ કરવાને સમર્થ થાય છે. સુખ દુઃખ ભોગવે છે એ પ્રમાણે વૈદિક મત છે. આ સૃષ્ટિની રચના કરનાર ઇશ્વરે જે નિયમ ઘડયા છે તદનુસારે તેના વ્યવસ્થાપક પણ ઉત્પન્ન કર્યા છે અને સર્વ વ્યવસ્થા ઇશ્વર કરે છે.

**अशुद्धमितिचेन्न शब्दात् ॥ २५**

**સૂત્રાર્થ**:— યજ્ઞ કર્મને અશુદ્ધ કહેશો તો તેમ નથી. કારણ કે તે પ્રમાણે વેદમાં ઉપદેશ છે.

**ટીકા**:—ધર્મ શું અને અધર્મ શું એ જાણવા માટે શાસ્ત્રજ પ્રમાણરૂપ છે. જે ઠેકાણે ઇન્દ્રિયો અને બુદ્ધિ ચાલી શકતી નથી તે ઠેકાણે ઇશ્વરનું વાક્ય એટલે અંતરમાં પ્રેરેલી શ્રુતિનેજ માનવાથી ધર્મ અધર્મ

જણાય છે. દેશ, કાળ, પરિસ્થિતિ, સામાન્ય અને વિશેષને અનુસરી ધર્મ અધર્મની પ્રેરણા થાય છે અને તે શિષ્ટો માને છે અને તે પ્રમાણે તેઓ ચાલે છે. સામાન્ય રૂપે અહિંસા એ મુખ્ય ધર્મ છે. પરંતુ કેટલેક સ્થળે હિંસાને ધર્મરૂપ ગણી છે અને ધર્મને અર્થે જે કાંઇ કર્મ કરવામાં આવે તેનું ફળ પણ તેને બાધ કરતું નથી. જેવી રીતે કે, કોઇ રાજા છે એ પોતાની રૈયતની સ્વતંત્રતા અને ધનના રક્ષણાર્થે કેઇ દુષ્ટ લુટારી ટોળી સામે લશ્કર લઇ હજારો માણસની કતલ કરી અને સંકડો ઘોડાઓનું મરણ થયું. એનું નામ સ્વધર્મ બજાવ્યો ધર્મરૂપ કર્તવ્ય કર્યું અને કીર્તિ યશ મેળવ્યો. ઇશ્વરની પ્રીતિને પાત્ર થયો, એમ ધર્મમાં કહ્યું છે. દ્રષ્ટાન્ત તરીકે જ્યારે એલેકઝાન્ડર નામનો ગ્રીક લુટારો અથવા મહમદ ગીઝની વિગેરે, ઠેરઠેર આગ લગાડતા, લીલા ક્ષેત્રોને ઉજ્જડ કરતા કરતાં નિર્દોષ લોકોના જાન અને માલ, ખજાના લુટતાં લુટતાં હિંદુસ્તાનમાં આવ્યા. તે સમયે પુરૂવંશના રાજાએ એલેકઝાન્ડરને મારી હઠાવ્યો. તેમજ ભોળા ભીમદેવે સોરઠી સોમનાથના રક્ષણાર્થે હિંદુસ્તાનના સર્વ રાજાઓને એકત્ર કરી ગુજરાતની સરહદ ઉપર અને સોમનાથ આગળ લાખો મુસલમાનની કતલ કરી લાખો ઘોડાઓ કપાઇ ગયાં, હજારો ઉંટ કપાઇ ગયા, કચ્છના રેતીના રણમાં ત્રાય ત્રાય કરતા જુજ મુસલમાનો નાસી જવા પામ્યા, એથી કરીને જે જે રાજપુત્રો ધર્મયુદ્ધમાં મરણ પામ્યા અને જે ઉંટ, ઘોડાઓ, બળદો વિગેરેના મરણ થયા તે સર્વ કોઇ દેવયાન માર્ગમાં પૂજાઇ આ લોક અને પરલોકમાં કીર્તિ પામી અમરપદને પામ્યાં છે. આનું નામ જો અધર્મ હોત તો તેમને નર્ક પ્રાપ્તિ થવી જોઇતી હતી. રાજ્યના અથવા ધનના લોભ વડે કરીને જે પરદેશી લુટારાઓએ લશ્કર લાવી સ્વતંત્ર દેશને પરતંત્ર કરવા માટે શસ્ત્ર અસ્ત્ર ચલાવ્યાં તેઓ નિર્દોષ માત્ર થઇને યમયાતના ભોગવવા નર્કમાં ગયા હશે. નર્ક લોક છે એમ હાલના જમાનાના લોક માનશે નહિ. તો હમારે હવે અત્રે બિભત્સ રસ વાપર્યા વિના છુટકો નથી. પેટમાં કરમ થાય છે એ સર્વ કોઇને ખબર છે અને તે કરમો એક જાતના જીવ છે. પૂર્વ કર્મથી તેઓને ભોજન તરીકે આંતરડાંમાંનું નર્ક ખાવા મળે છે. તેઓને બાયડી છોકરાં અને કરમના જાળાં એટલે ઘર હોય છે. આ કંઇ પુણ્ય ભોગ કે સ્વર્ગ ભોગવવાની ભૂમિ નથી અને પુણ્યવાન જીવ આંતરડામાં આવી કંઇ નરક ખાતા નથી. તેજ પ્રમાણે વાંદાઓ, ઇયળો, લાળ ખાઇને જીવે છે. જૂ, માકણુ, મચ્છર, વાઘ, સિંહ, કીડાઓ, સર્પ વિગેરે કંઇ પૂણ્ય યોનિ નથી. તેઓ ક્રાએલાં સડેલાં મડદાંઓ ખાઇને

પેટ ભરે છે. આને પ્રત્યક્ષ નર્ક નહિ તો બીજુ શું કહેવું ? વાઘ, વરૂ વિગેરેને વેદ શાસ્ત્રનુ જ્ઞાન નથી તેઓ યજ્ઞ યાગાદિક કર્મ કરતા નથી, ત્યારે મરણ પછી તેમને સ્વર્ગની પ્રાપ્તિ કેવી રીતે થશે ઇત્યાદિ ઇત્યાદિ. માટે વેદમા કહેલો સ્વધર્મ જેને કર્તવ્ય કર્મ કહે છે. તે લોક સંગ્રહાર્થે કરતાં જે હિંસા થાય તો તે હિંસા અધર્મ નથી પણ સ્વધર્મ છે. જેની ધર્માર્થે હિંસા થાય છે તેવા ઘોડા, બળદો, બકરાં મનુષ્યોને પણ સ્વર્ગ પ્રાપ્તિ થાય છે. કારણ કે તેઓ ધર્મ કૃત્યમાં સાધનભૂત છે. બ્રુટસે સીઝરને માર્યો એ ધર્મ કહેવાય, પણ મિત્રનો વિશ્વાસઘાત કર્યો એ અધર્મ કહેવાય, માટે તેને અધર્મ અને ધર્મ એ બન્નેના જુદાં જુદાં ફળ મળ્યા હશે.

**रेतः सिग्योगोऽथ ॥ २६**

**સૂત્રાર્થ :**—ત્યારબાદ પ્રારબ્ધ શેષવાળાનો વિર્યનું સિંચન કરનારા સાથે સંબંધ થાય છે.

**योनेः शरीरं ॥ २७**

**સૂત્રાર્થ:**—યોનિમાંથી શરીરની ઉત્પત્તિ થાય છે.

**ટીકા :**—આ સ્થુળ દેહનું નામ ભોગાયતન છે. એટલે કે સુખ દુઃખ ભોગવવાનું સ્થાન. એનુ નામ શરીર છે એટલે કે દરરોજ એ ઘસાય છે એટલે કે એમાથી કેટલાક પરમાણુંઓ જતાં રહે છે અથવા ઉડી જાય છે. તેનુ કારણ લિંગ શરીર છે. લિંગ શરીરમાં અપાન વાયુ એટલે કે એક જાતની શક્તિ, બળ અથવા ગતિ નાક અને ફેફસાંમાં છે, તેને Centrifugal Force કહીએ તો ચાલી શકે. એનુ કર્મ એ છે કે, જે કાઢ નડારા પરમાણુંઓ છે. એટલે કે રોગોત્પાદક ગંદકી વીગેરે નાશકારક જીવાત્માને પ્રતિકુળ પદાર્થ તેને શરીરમાંથી કાઢી નાખે છે, એ શરીરનું બીજુ નામ દેહ છે એટલે કે એ લાકડાના કકડા જેવો જડ છે અને તે બાળી નાંખવાને લાયકનો છે અને તેનો પરિણામ વિષ્ટા, કીડા, મટોડી અથવા રાખ થાય છે એમાં લિંગ શરીર જ્યારે ભરાય છે, ત્યારે તે ચૈતન્ય સરખું જીવતાદાત્મ્ય ભાવને પામે છે અને આ દેહ તેજ આત્મા છે એમ કહેવાય છે અને મનાય છે

જીવ, ઇશ્વર અને દેહ એ ત્રણ વસ્તુ જુદી છતાં, અવિદ્યાગ્રસ્ત જીવોને દેહાધ્યાસ વડે એકજ વસ્તુ છે એવી દૃઢ ભાવના બંધાય છે. લિંગ શરીરને શસ્ત્ર છેદન કરી શકતા નથી, અગ્નિ બાળી શકતો નથી પાણી કોહવડાવી શકતું નથી અને વાયુ શોષણ કરી શકતો નથી. જ્યારે જીવાત્માનું ચંદ્રલોકમાંથી પતન થાય છે ત્યારે વૃષ્ટિદ્વારા, ડાંગર વીગેરે ધાન્ય સાથે તેનો સંબંધ માત્ર થાય છે પણ સ્થુલ દેહ વિના તે લિંગ શરીર સુખ દુઃખ ભોગ વીગેરે ભોગવી શકતો નથી. ભાતના ચોખા બને છે તે વખતે એ લિંગ શરીર, ખાંડણીમાં ખંડાતુ નથી, માત્ર ચોખાનાજ છોડાં અને કુસકી નીકળી જાય છે. ચોખા રંધાઇને પેટમાં જાય છે ત્યારે તેનું વિર્ય બને છે. એ વિર્ય જ્યારે યોનિમા પડે છે ત્યારે તેને બીજમાથી અંકુર ફુટે તે પ્રમાણે ગર્ભરૂપ થવા માંડે છે અને કેટલેક માસે તેમાં સ્ફુરણ થવા માંડે છે અને ચૈતન્ય આવ્યું એમ સ્પષ્ટ ભાસે છે. આ વિષય જેને જાણવો હોય તેણે ગર્ભોપનિષદ અથવા નિરૂક્તનો તેરમો અધ્યાય વાંચી જોવો. ગર્ભ કેવી રીતે ઉત્પન્ન થાય છે એ વાત પાશ્ચિમાત્ય લોકોમાં કરી છે, તેથી તેને એ વાત શોધી કાઢવાનુ પ્રથમ માન આપે છે, પણ તે ખોટું છે. વેદ, ઉપનિષદ, નિરૂક્ત આદી ગ્રન્થોમા એ વાત સ્પષ્ટ કરી દેખાડી છે અને વેદવિદ પુરૂષોને તો હસ્તામલક જેવું હતુ. તે કાંઇ એરિસ્ટોટલને શોધક તરીકે માન આપતા નથી. પણ ગ્રીક લોકો એ વાત સ્પષ્ટ દર્શાવનાર તરીકે એરિસ્ટોટલને પ્રથમ માન આપે છે. જ્યારે બસે એંસી દિવસ પછી યોનિયંત્ર દ્વારાએ શરીર બહાર નીકળે છે ત્યારે તેને સુખ દુઃખનો ભોગ થવા માંડે છે. ગર્ભાવસ્થામાં જે જ્ઞાન પ્રગટ થાય છે તે સ્વપ્નાવસ્થા જેવું છે અને સુખ-દુઃખના ભોગ પણ તેના જેવાંજ છે. વ્રિહિઆદીમાં એ લિંગ શરીર ગાઢ સુસુપ્તિ અવસ્થામાં હોય તેના સરખું છે. એ દર્શાવવા માટે ઉપરના બે સૂત્રોની રચના ભગવાનશ્રી વ્યાસે કરી છે. ॐ तत्सद् ब्रह्मार्पणमस्तु.

इति तृतियाध्यायस्य प्रथमः पादः ॥

॥ ॐ ॥

# ब्रह्म सूत्रनो आशय.

## तृतीय अध्याय—द्वितीय पाद.

### જીવની અવસ્થા.

**संध्ये सृष्टिराह हि ॥ १**

**સૂત્રાર્થ :**—સ્વપ્નમાં જે સૃષ્ટિ છે. તે સત્યરૂપે છે, એમ શ્રુતિ કહે છે.

**निर्मातारं चैके पुत्रादयश्च ॥ २**

**સૂત્રાર્થ :**—કેટલીક શાખાવાળાઓ એમ માને છે કે, સર્વ કામનાઓનો રચનાર આત્મા છે તથા પુત્રાદિ સર્વ, કામના રૂપે છે.

**मायामात्रं तु कार्त्स्न्येनानभिव्यक्तस्वरूपत्वात् ॥ ३**

**સૂત્રાર્થ :**—સ્વપ્ન સૃષ્ટિ માયા માત્ર રૂપે છે. કારણ કે તેનું સ્વરૂપ પરમાર્થિકરૂપે વ્યક્ત થતું નથી.

**ટીકા :**—જાગ્રત અવસ્થામાં જે કાંઇ જગતના અન્ય પદાર્થો સાથે વ્યવહાર થાય છે, તેવો વ્યવહાર સ્વપ્નાવસ્થામાં થતો નથી. જેવી રીતે કે, એક માણસ મુંબઇમાં સુતો છે તેને સ્વપ્ન આવ્યું કે હું લંડનમાં ગયો હું. પણ તે જ્યારે જાગે છે ત્યારે પોતાનો દેહ મુંબઇમાંજ જુવે છે માટે તે લંડનમાં ગયો નથી એ વાત સિદ્ધ છે. જાગ્રતમાં જ્યારે મુંબઇથી લંડન જવું હોય તો તેને આગબોટમાં બેસી ત્યાં જવું પડે છે અને ત્યાં

પહોંચ્યા પછી અથવા આગબોટમા બેસા પછી મુંબઇના ઘરમા તેનો દેહ હોતો નથી પણ લંડનમા અથવા આગબોટમા તેનો દેહ હોય છે.

સ્વપ્ન એ ઉઘનાર મનુષ્યના મનની કલ્પના માત્ર છે અને તે બુદ્ધિ રહિત તમાત્મક અવસ્થા છે. વ્યક્તિએ પોતાનાજ મનમાં તે કલ્પના ધારણ કરી છે અને તે કલ્પના બીજા કોઈ મનુષ્યને લાગુ પડી શકતી નથી. જેવી રીતે કે રજ્જુને સર્પ ગણી કોઈ માણસ પોતાના મનમાં બીહે છે, ધ્રૂજે છે અને રડે છે. પણ આજુબાજુના માણસ જેઓ દોરડી જુવે છે તેઓની આંખે કંઈ સર્પ દેખાતો નથી. સ્થુલ સૃષ્ટિ બ્રહ્માની રચેલી છે તેના નામ અને આકાર માત્ર લય પામે છે પણ પરમાણુરૂપે અને જીવરૂપે તે નિત્ય છે, અવિનાશી છે પણ સ્વપ્નની સૃષ્ટિના પરમાણુઓ છેજ નહિ એટલે નિત્યપણું શેનુ હોય? તેમજ સત્યપણું શેનુ હોય? જાગ્યા એટલે સર્વ અભાવ હતુ એમ પ્રતીત થાય છે તેવુ જાગ્રત અવસ્થામા જે કોઇ વ્યવહાર થાય છે તે મરણ દશામા સ્વપ્નાવસ્થાની પેઠે અભાવરૂપ નથી પણ ભાવ રૂપે જીવાત્માને આવાગમન થાય છે. જન્મ મરણની સશ્રુતિ થાય છે અને બંધ મોક્ષ થાય છે વિગેરે વિગેરે. માટે સ્વપ્નની સૃષ્ટિ ખોટી છે અને જાગ્રતની સૃષ્ટિ સત્ય છે. તેમજ જાગ્રતનું કર્મ એક જાતની ગતિ છે અને તેથી કરીને જગતના સર્વ પરમાણુઓમાં તેનું કંપન થવાથી ધક્કો બેસે છે અને તે જગતમાં અથડાય છે. તેમ સ્વપ્નમાં સ્વપ્નની સૃષ્ટિના આંદોલન થતા નથી અને પરમાણુઓ હાલતા નથી એટલા માટે શિષ્યની શકા ખોટી છે. શ્રુતિ વિરૂદ્ધ છે એવું ઉપલા સૂત્ર ઉપરથી સ્પષ્ટ થાય છે.

**सूचकश्च हि श्रुतेराचक्षते च तद्विदः ॥ ४**

**સૂત્રાર્થ**.—સ્વપ્નમાં પરમાર્થનો લેશ પણ નથી. એમ નહિ કારણુ કે, શ્રુતિથી તેમજ સ્વપ્નના જ્ઞાતાઓથી સિદ્ધ થાય છે કે. તે મારા નરમાનુ સૂચક છે.

**ટીકા**:—સ્વપ્ન કેવલ અભાવરૂપ છે એમ નથી પણ માયારૂપે સ્વપ્નની સૃષ્ટિ છે. જે વખતે સ્વપ્ન છે તે વખતે તેમાંનો હાથી સાચો છે સ્વપ્નમાં સાક્ષીરૂપે પ્રાપ્ત છે. સ્વપ્ન એ ભાવિનું સૂચક છે માટે કેવલ

અભાવરૂપે છે એમ કહી શકાતું નથી. તેમજ સ્વપ્ન સત્યરૂપે જાગ્રત વ્ય-વહાર સમાન છે એમ પણ કહી શકાતું નથી તેથી એ માયારૂપ આભાસ માત્ર મૃગજળવત છે.

**पराभिध्याना-तु तिरोहित ततो ह्यस्यबंधविपर्ययौ ॥ ५**

**સૂત્રાર્થ**:—આત્માના નિદિધ્યાસનથી જીવની તિરોહીત થયલી શક્તિ પાછી ઉદ્ભવે છે. આ પરમાત્મામાંથીજ જીવને બંધ તથા મોક્ષ છે.

ટીકા :—એક મોટી આગમાં જે અગ્નીની શક્તિ છે તેજ એક નાનકડા દીવામા છે. તેમ છતા તે દીવા ઉપર એક ડીકરાનુ કલેડું ઢાંક્યું હોય તો અંધારૂ થઇ રહે છે. એ દીવામાં તો અગ્નીની શક્તિ જે દાહક અને પ્રકાશકપણાની છે તે તો છે તેમની તેમ છે. પણ ઠીંકરાના આવ-રણને લીધે દીવાનો પ્રકાશ અને દાહક શક્તિ તીરોભાવને પામી છે તે પ્રમાણે જીવ એ બ્રહ્મ સ્વરૂપ છતાં જીવનો ધર્મ અવિદ્યાને લીધે બ્રહ્મરૂપથી કેવળ વિપરિત ધર્મ જેવો જણાય છે.

બ્રહ્મના જ્ઞાનવડે કરીને તેનો નિત્ય અભ્યાસ કરવાથી અવિદ્યારૂપ જનુ રહે છે એટલે દિવા ઉપરનું ઠીકરાનું ઢાંકણ ઘસાતાં ઘસાતાં નિદિધ્યાસનથી તદ્દન ઘસાઈ જાય છે ત્યારે તે બંધનથી મુક્ત થઇ ગયો એમ કહેવાય છે અને તેનો મોક્ષ થયો એમ કહેવાય છે. એટલા માટેજ અભ્યાસ ગોખવું અને જપની આવસ્યકતા છે. જ્યારે જીવ પોતાના આત્મભાવને પામે છે ત્યારે જન્મમરણ બંધ પડે છે. દુઃખનો અભાવ થાય છે. ઇશ્વરના જગતની સાથના અભિધ્યાન વડે બ્રહ્મની તૃતિયાવસ્થા જે વિરાટરૂપ છે જે જગતના કારણ રૂપે છે તથા જેની શક્તિ વિશ્વને સમાન રૂપે રાખે છે તે શક્તિ શરીરના ત્યાગ પછી પ્રાપ્ત થાય છે. જગતના કોઇ પણ પ્રકારના સંબંધથી રહિત સ્વતંત્રપ્રકૃતિરૂપે જો બ્રહ્મનું ચિંતન કરવામાં આવે છે તો મનુષ્યને સર્વ કામનાની પ્રાપ્તિ થાય છે. અર્થાત બ્રહ્મના મૂળ સ્વરૂપે કરી તે બ્રહ્મ સ્વરૂપે થાય છે

**देह योगाद्वा सोऽपि ॥ ६**

**સૂત્રાર્થ** :—જીવનો દેહની સાથે સંબંધ થવાથી પણ જીવના જ્ઞાન તથા ઐશ્વર્યનો તિરોભાવ થાય છે.

ટીકા :—જીવનું ઐશ્વર્ય અને જ્ઞાન બ્રહ્મથી જુદું પણ જ્યારે જીવાત્માને દેહ ઇન્દ્રિય ઇત્યાદિનો અધ્યાસ થાય છે ત્યારે તેના ઉપર અવિદ્યારૂપ વાદળ આવે છે અને અરણિના લાકડામાં છુપેલો અગ્નિ હોય છે, તથાપિ દેખાતો નથી, પ્રકાશતો નથી અને બાળતો પણ નથી. અગ્નિની ચીનગારી ચુલામાં રાખથી ઢંકાયલી હોય છે ત્યારે રાખોડીને અડકતાં સ્હેજ ઉષ્ણતા જણાય છે. પણ તે અગ્નિ બાળતો નથી અને પ્રકાશ પણ કરતો નથી. એટલે કે અરણિના લાકડામા અગ્નિનો અભાવ હોય તેવુંજ લાગે છે. પણ જ્યારે મન્થન થાય છે ત્યારે અગ્નિ સ્પષ્ટ જણાય છે અને તેની દાહકશક્તિ અને પ્રકાશ પણ ખુલ્લી રીતે માલમ પડે છે. રાખમાં ઢંકાયલો અગ્નિ રાખ ખસી જવાથી પ્રકાશે છે અને બાળે છે તેથી કરીને એમ સિદ્ધ થાય છે કે, અગ્નિ તો જેવા ને તેવા અરણિના લાકડામાં અને રાખમા તેમજ પ્રકાશવા સમયે એક સરખોજ છે. આ જાગ્રત અવસ્થામાંનો જગતનો અગ્નિ છે. કાગળમાં અગ્નિ એવો શબ્દ લખીને પરબીડીઆમાં મુકયો અને કોઇ કહેશે કે, આમાં અરણિના લાકડામાંના અગ્નિ સરખો છુપો અગ્નિ છે, તો તે વાત ખોટી મનાશે અને પરબિડીયામાં અગ્નિનો અભાવ છે, એ સિદ્ધ થશે. કારણ કે તે કાગળનું બીજા કાગળ સાથ મન્થન કરતા તેમાંથી કાઇ અગ્નિ નીકળતો નથી. તે તો માયામય મિથ્યા કલ્પનાજ છે. પણ તેમાં દાહક શક્તિ કે પ્રકાશના પરમાણુઓ નથી. તે પ્રમાણે સ્વપ્નનો અગ્નિ, જાગ્રતનો અગ્નિ, ચિદ્‌જ્યોતિ અને જીવ વિષે આ દૃષ્ટાંત પરથી સ્પષ્ટ સમજાશે.

**તદભાવો નાડીષુ તચ્છ્રુતેરાત્મનિ ચ ॥ ૭**

સૂત્રાર્થ:—શ્રુતિથી એમ પ્રતિપાદન થાય છે કે નાડીઓમાં તેમજ આત્મામા સ્વપ્નના દર્શનનો અભાવ છે.

ટીકા :—સુષુપ્તિ અવસ્થામાં મન અને ઇન્દ્રિય આદિ જીવાત્મામાં જોડાઇ હૃદયાકાશમા રહે છે અથવા તો કોઇ નાડી વિષે રહે છે. તે સમયે પ્રાણ જાગતો રહે છે અને અતઃકરણ નાડીઓમાં રક્તને ફેરવે છે. શ્રુતિમાં કોઇ ઠેકાણે નાડીમા કોઇ ઠેકાણે પ્રાણની સાથે, કોઇ ઠેકાણે હૃદયાકાશમાં કોઇ ઠેકાણે પરમાત્મામા જીવાત્મા રહે છે એવું દર્શાવ્યું છે. એ સર્વ સ્થળો ચૈતન્યરૂપના પર્યાય છે તેથી સર્વ શ્રુતિનો આશય એકજ છે. જીવ

બ્રહ્માશ્રિત સુષુપ્તિ અવસ્થામાં હોવાથી તેને પાપપુણ્ય સ્પર્શ કરી શકતા નથી. **स्वात्मामास्व** નો અર્થ એમ છે કે સ્વરૂપમાં મન અને ઇન્દ્રિયો સાથે લઇને જીવ બ્રહ્મમાં અભેદરૂપે સ્થિતિ પામે છે તેને સુષુપ્તિ અવસ્થા છે. જાગ્રત અને સ્વપ્ન આવસ્થાના પાપ રહિત ,સત્વરૂપા જે બ્રહ્માશ્રિત સ્થિતિ એટલે સ્વરૂપ સ્થિતિ તેનું નામ સુષુપ્તિ અવસ્થા છે.

**अतः प्रबोधोऽस्मात्** ॥ ૮

**સૂત્રાર્થ** :—આત્મા સુષુપ્તિસ્થાનરૂપ છે આ કારણથી આત્મામાથી જાગ્રતાવસ્થા થાય છે, એજ શ્રુતિએ ઉપદેશ કરેલો છે.

**स एव तु कर्मानुस्मृतिशब्दविधिभ्य** . ॥ ૯

**સૂત્રાર્થ** :—જે જીવ બ્રહ્મ સાથે એકાભાવને પામેલો હોય છે, તેજ જીવ જાગ્રતાવસ્થાને પામે છે. આના સંબધી કર્મ, સ્મૃતિ, વેદ તથા વિધિ પ્રમાણ રૂપે છે.

**ટીકા** :—જીવાત્માને આરામ લેવાનું સ્થાન અંતરાત્મા છે. એટલે અંતર્યામ છે. તેમાં જે જીવ સુતો છે અને એક મરખો થઇ રહ્યો છે તેજ જીવ પાછો જાગે છે, તે સિવાય બીજો કોઇ જીવ જાગતો નથી. એમ શ્રુતિ, અનુસ્મૃતિ, અનુભવ વિધિનિષેધનાશાસ્ત્રો, કર્મ કરવાના નિયમો વિગેરેથી સિદ્ધ થાય છે. 'જીવ સ્વરૂપ અવિદ્યારૂપ આવર્ણ હોવાને લીધે વર્ષાદનું ટીપું સમુદ્રમાં ભળી એક થઇ જાય છે અને તે ટીપું પાછું જાગ્રતાવસ્થામા આવતું નથી. તે પ્રમાણે થતુ નથી જ્યારે જાગે છે ત્યારે તેનો તેજ જીવ પાછો જાગે છે. બીજા કોઇનો જીવ જાગતો નથી. આગબોટની અંદર પીવાના પાણીની ટાકીઓ બનાવેલી હોય છે અને તેમાં જલ ભરીને બધ કરેલી હોય છે. આગબોટનો મોટો ભાગ પાણીમાં ડુબેલો હોય છે અને તે આગબોટમાં પીવાના પાણીની ટાકી મુકેલી હોય છે. આગબોટ પાણીમાં ડુબેલી છતા અને પાણી ચાલવા છતાં લોઢાનું અને લાકડાનું આવર્ણ હોવાથી પીવાના પાણીની ટાંકીનું જળ જેવું ને તેવું તેમાં રહી શકે છે. આખો દરીયો ખેડવાથી ટાંકીના પાણીમાં જરાપણ ખારાશ આવતી નથી, તેમજ તેને બદલે બીજી કોઇ ટાંકીનુ પાણી આવતું નથી.

પીતી વખતે તેનુ તેજ પાણી જેવુંને તેવું હોય છે. તેમજ તે પાણી દરીયામાં મળી ગએલુ હોતુ નથી. તેનું કારણ એટલુંજ કે આગબોટનું લાકડું જે પાણીમાં ડુબ્યું છે તેનું આવર્ણ છે અને ટાકી લોઢાના પતરાની બનેલી છે. એ પણ એક જાતનુ આવર્ણ છે તેથી કરીને ટાંકીનું જળ સમુદ્રમાં ભળી જતું નથી તેજ પ્રમાણે જો કે જીવાત્મા સુષુપ્તિ કાળમાં બ્રહ્મની સાથે એકત્વને પામે છે, ત્યારે બ્રહ્માશ્રિત થઇ સુખે ઉંઘે છે. તોપણ તેના દેહમાં બીજા કોઇને જીવ આવી બ્યગ્રત થતો નથી પણ તેના તેજ જીવ જાગે છે અને જે કર્મ ઉંઘતા પહેલા આરંભ્યુ હતુ તે ફરી કરવા માંડે છે. જળરૂપે દરિયાનુ જળ એકજ છે. તથાપિ આવર્ણને લીધે તેમા ભેદ ભાસે છે. દરિયાનું જળ ખારૂ લાગે છે અને ટાકીનુ જળ મીઠું લાગે છે. ટાકીનુ જળ રોજ ઉંઘી ઉઠી પીવામા આવે છે પણ દરિયાનુ જળ પીવાતું નથી. ઇત્યાદિ દર્શાવવા માટે ઉપરના સૂત્રો છે. શિષ્યની શંકાઓ બીજો કોઇ જીવ આવે છે. એ વાત શ્રુતિ અને અનુભવના વિરૂદ્ધ છે. તેમજ જેણે કર્મનો આરંભ કર્યો નથી તેને કર્મ વિના ફળ ભોગવવું પડશે અને જેણે કર્મ કર્યા છે તેને ફળ મળશે નહિ. વિધીનિષેધ શાસ્ત્રો નિર્થક થશે. માટે શ્રુતિ સ્મૃતિ અને અનુભવ વિરૂદ્ધ શિષ્યનો મત ઠરે છે તેથી તે માન્ય નથી.

**मुग्धेऽर्धसंपत्तिः परिशेषात् ॥ १०**

**સૂત્રાર્થ :**—શ્રુતિના પાછળના વચનથી એમ જણાય છે કે મુર્છાવસ્થામાં જીવ અર્ધો સત સંપત સાથે જોડાએલો હોય છે.

**ટીકા :**—જાગ્રત, સ્વપ્ન સુષુપ્તિ, મરણ અને મોક્ષ એ સ્થિતિથી વિલક્ષણ સ્થિતિ મર્છાની હોય છે ઉંઘમા અને ઉંઘતી વેળા માણસ સુખમાં હોય છે અને જાગ્યા પછી પણ કહે છે કે હુ સુખે સુતો હતો. તાજો થયો થાક ઉતરી ગયો તેમ જેને મુર્છા આવે છે તે કહેતો નથી તેને સુખ થતુ નથી અને ઉલટુ હુ કાંઇ જાણતો નથી એમ મુર્છા વખ્યા પછી બોલે છે શરીર નિર્બળ થાય છે અને મૂર્છાવસ્થામાં દુઃખને લીધે તેના ડોળાં ઉંચા ચઢી જાય છે. દાંત ખીલી બધાઇ જાય છે અને ચહેરો પણ દુઃખી હોય તેવો દીસે છે. તરતજ દાક્તરને બોલાવવામાં આવે છે. તે તેનું હૃદય, શ્વાસ અને ગરમી તથા નાડી તપાસી જોય છે. તો તેને સુષુપ્તિથી કોઇ અન્ય દશા પ્રાપ્ત થઇ છે અને તેનું નામ મૂર્છાવસ્થા અથવા

અજ્ઞાન વાર્યુક્ત અર્ધ સુષુપ્તિ અવસ્થા જેવી દુઃખી અવસ્થા છે. મૂર્છાથી પાછો ઉઠે છે અથવા તો મરણ થાય છે. જીવ, અંતર્યામિ, ઇશ્વર અને શુદ્ધ ચેતન એકજ બ્રહ્મનું નામ છે. તેમ છતા આશ્રય અને અજ્ઞાનના સસર્ગને લીધે તેમા ભેદ જણાય છે. શુદ્ધ ચેતન તે બ્રહ્મ, માયાના સ્વામિ તે ઇશ્વર, અંતરમા રુદ્રશક્તિ જે કાંઇ કર્મ કરે છે તે અંતર્યામિ અથવા સૂત્રાત્મા કહેવાય છે. અવિદ્યા અને કર્મના સસ્કાર હોવાથી બધન થએલો એવો તે જીવ કહેવાય છે. એજ જીવ વિદ્યા વડે આવર્ણ રહિત થાય તો તેજ બ્રહ્મ છે. આ ઉપરથી સમજાશે કે ભિન્નભિન્ન અવસ્થામા એકજ ચેતન હોવાથી અધ્યાસ અને કર્મસસ્કારને લીધે જુદી જુદી અવસ્થામા એકજ શુદ્ધ ચૈતન્ય અનેક રૂપે ભાસે છે. તે ઉપરના સૂત્રથી સ્પષ્ટ સમજાશે.

**न स्थानतोऽपि परस्योभयलिङ्गं सर्वत्रहि ॥ ११**

**સૂત્રાર્થ**:—પરબ્રહ્મનુ સ્વરૂપ ઉપાધિને લીધે બે સ્વરૂપવાળુ નથી, પણ સર્વ સ્થળે એકજ સ્વરૂપનો ઉપદેશ કરવામાં આવ્યો છે.

**ટીકા**:—જે પ્રમાણે શુદ્ધ સ્ફટિક મટોડીમાં દબાયલો છતા મેલો થતો નથી. ઉપરની મટોડી ખસેડી નાખી એટલે શુદ્ધ મણિને મણિજ તે પ્રમાણે નિર્વિકાર જે શુદ્ધ ચેતન છે, એ સર્વ સ્થિતિમાં, સર્વ કાળમા, સર્વ દેશમાં એક સરખુંજ છે. જે જે અને જુદાં જુદા નામ આપ્યાં છે અને ભેદ દશાવ્યા છે તે સર્વ ઉપાધિના નામઅને ભેદ છે. ઉપાધિઓ જડ છે તેથી કર્તૃત્વ ધર્મ શુદ્ધ ચૈતન્યમાજ છે તેથી તેનામાં જેનો સંસર્ગ કરે તેનો આરોપ બ્રહ્મમા કરવામા આવે છે. તેમ છતાં તેથી કરીને બ્રહ્મ લેપાયમાન થતો નથી.

**न भेदादिति चेन्न प्रत्येकमतद्वचनात् ॥ १२**

**સૂત્રાર્થ**:—બ્રહ્મના આકારો શ્રુતિમાં દર્શાવેલ હોવાથી બ્રહ્મ નિર્વિશેષ રૂપે નથી એમ કહેવુ યોગ્ય નથી. કારણ કે દરેક ઉપાધિમાં બ્રહ્મનો આકાર દર્શાવ્યા પછી શ્રુતિ પાછું પ્રતિપાદન કરે છે કે બ્રહ્મ તેવા આકારવાળું નથી.

**ટીકા**:—બ્રહ્મના વર્ણનમાં જે શ્રુતિઓમાં સવિશેષ સ્વરૂપ બ્રહ્મનું બતાવ્યું છે, તે શ્રુતિઓમાં ઉપાસનાને અર્થે બતાવ્યુ છે. જેવી રીતે કે ચાર પાદવાળું બ્રહ્મ, સોળ કળાવાળું બ્રહ્મ, જગદરૂપ બ્રહ્મ, વામન સ્વરૂપ

બ્રહ્મ, વૈશ્વાનરરૂપ બ્રહ્મ, ત્રૈલોકના શરીરરૂપ બ્રહ્મ, ઇત્યાદિ પણ બ્રહ્મનું સત્ય સ્વરૂપ જે છે તે સવિશેષ નથી પણ નિર્વિશેષ, નિર્ગુણ નિર્વિકલ્પ એવું છે. બ્રહ્મને કોઇ પણ વિશેષણ લગાડવામાં આવે તો તે ઉપાસનાને અર્થે બ્રહ્મનું વર્ણન શ્રુતિમાં છે. પણ સત્ય, જ્ઞાન, અનંત બ્રહ્મ એજ બ્રહ્મનું સત્ય સ્વરૂપ છે, એમાં સત્ય, જ્ઞાન, અને અનંત એવા ત્રણ શબ્દ નથી અને ત્રણ બ્રહ્મ પણ જુદા નથી. એ ત્રણ શબ્દ મળીને જે કાંઇ એક અર્થ થાય છે તેનું નામ બ્રહ્મ શ્રુતિ પ્રતિપાદન કરે છે. તથાપિ તે પણ અવાંગ મનસ ગોચર બ્રહ્મને શબ્દમાં લાવવાનો પ્રયત્ન છે. માટે એ ત્રણ શબ્દથી પણ પર જે કાંઇ કહી શકાતુ નથી અને શ્રુતિ અને ગુરૂ મૌન ધારણ કરે છે એવું બ્રહ્મનું સ્વરૂપ છે તે દર્શાવવા ઉપરના સૂત્રનો આશય છે.

**अपि चैवमेके ॥ १३**

**સૂત્રાર્થ**.—કેટલીક શાખાવાળાઓ બ્રહ્મને નિર્વિશેષરૂપે દર્શાવે છે.

**ટીકા**:—ભોક્તારૂપ જીવ, ઉપભોગના વિષયો તથા ઇશ્વર આ ત્રણ પ્રકારના બ્રહ્મને ઓળખવા વડે મનુષ્ય મોક્ષને પાત્ર થાય છે અને જે ભેદવાદીઓ એ ત્રણ વસ્તુને ભિન્ન ભિન્ન જાણે છે તે

**मनसैवेदमाप्तव्यं नेह नानास्ति किञ्चन ॥**

**मृत्यो: स मृत्युमाप्नोति य इह नानेवपश्यति** ॥ ક. ૪-૧૧

શ્રુતિમાં જણાવ્યા પ્રમાણે મન વડે અર્થાત [મનની એકાગ્ર સ્થિતિ વડે આ બ્રહ્મ પ્રાપ્ત થવા યોગ્ય છે. કોઇ પણ રીતના તેમાં ભિન્નતા જુએ છે તે એક મૃત્યુ થયા પછી બીજા મૃત્યુને જાય છે અને જે શ્રુતિ ઉપાસનાને અર્થે ભેદની કલ્પના છે તે ગૌણ શ્રુતિ છે. તેથી શ્રુતિ વિરોધ નથી ઉપાસના પછીજ અશ્રુત બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. પ્રથમ સવિકલ્પ સમાધિ અને ત્યારપછી નિર્વિકલ્પ સમાધિ એવો યોગનો ક્રમ છે અને એજ જગ્યાએ કર્તવ્ય પુરૂં થાય છે. જાણવાનુ જાણ્યું કરવાનુ કરી ચુકયા. મેળવવાનુ મેળવ્યુ માટે ૐ **शांतिः शांति शांति:**

**अरूपवदेव हि तत् प्रधानत्वात् ॥ १४**

**સૂત્રાર્થ**:—નિર્ગુણ સ્વરૂપ સંબંધી શ્રુતિઓ પ્રધાન છે પણ ગૌણ નથી. તેથી બ્રહ્મ રૂપરહિતજ છે એમ જાણવું.

ટીકા :—બ્રહ્મસ્વરૂપ નિર્ગુણ છે અને તે વિષયની શ્રુતિઓ વેદ અને ઉપનિષદોમાં અનેક ઠેકાણે મુખ્ય ગણાય છે. વિધિ અને ઉપાસનાને માટે જે જે શ્રુતિઓ બ્રહ્મને સાકારરૂપ અને નામની કલ્પના કરે છે તે શ્રુતિઓ ગૌણ છે તેથી કરીને જો કોઇ એમ કહે કે શ્રુતિઓ પરસ્પર વિરૂદ્ધ છે તો એ વાત ખોટી ઠરે છે. જ્યાં શબ્દની ગતિ નથી મન અને તર્ક તથા બુદ્ધિ જેને જાણી શકતા નથી એ અવર્ણનીય સ્વરૂપનું વર્ણન કરવું એ કેટલું બધું દુઃસાધ્ય છે, તેમ છતાં વેદાદિશાસ્ત્રો, ઉપનિષદો યોગ અને વેદાંત દર્શન જેનો સાક્ષાત્કાર કરાવી આપે છે અને સર્વશકિતમાન બનાવી મૂકે છે તે પથારીમાં સૂતાં સૂતાં અને આવા ઉત્તમ ગ્રંથોનીઉપેક્ષા કરી. સર્વ દુ:ખથી છૂટી સ્વતંત્રઃ શકિત મેળવશે કે? બ્રહ્મતત્વ કાંઇ રસ્તામાં પડયુ છે? એ તો અનેક જન્મના તપ અને યોગ તથા વિદ્યાભ્યાસ ત્યાગ અને વૈરાગ્ય વિના પ્રાપ્ત થાય કે? આવું દુઃસાધ્ય હોવા છતાં મહર્ષિઓએ કરૂણા કરી માતા જે પ્રમાણે તરત જન્મેલા બાળકને સ્તનપાન કરાવી ઉછરે અને સહજ તેને તૃપ્તી થાય એવું કરે તે પ્રમાણે કરૂણા સાગર બ્રહ્મરૂપ મુનિવર્યોએ અમારા કાનમાં વેદમંત્રોના રહસ્ય મૂકયાં છે. માનવ જન્મ લઇને જે કોઇ આવી ઉત્તમકાયા વ્યર્થ ગુમાવશે તો કુકડાએ હિરાને પથ્થર જાણી ફેંકી દીધો તે પ્રમાણે થશે. જે કાંઇ સગુણ ઉપાસના વેદે કહી છે તેમાંનો ગુણ અથવા ધર્મ નિર્લેપ એવા બ્રહ્મને લેપાયમાન કરી શકતો નથી. સ્વચ્છ કાચના આરસામાં જેવી રીતે સામી ધરેલી વસ્તુનુ પ્રતિબિંબ પડે છેઅને તેનાથી તકતાના કાચને કાંઇ અસર થતી નથી તે પ્રમાણે બ્રહ્મને કોઇ ગુણ લગાડવાથી અથવા નામરૂપ આપવાથી તેનો સ્પર્શ પણ થતો નથી. અગ્નીનું પ્રતિબિંબ તકતામાં પડે છે છતાં તકતો દાઝતો નથી. પણીની ગાગર રેડતા હોય એવો દેખાય કરીએ તો તેના પ્રતિબિંબથી તકતો ભીંજાતો નથી ગમે તેનું પ્રતિબિંબ પાડો તો પણ એ તકતાને સુખ દુઃખ હર્ષ કે શોક એમાંનું કાંઇ થતું નથી. તકતાને અને વસ્તુને જાણે કાંઇ સંબધ ન હોય તે પ્રમાણે બ્રહ્મતત્વને કાંઇ જગતના ઉત્પત્તિ સ્થિતિ અને નાશ વડે સુખદુઃખ થતું નથી અથવા લેપાયમાન થતો નથી. છતાં તે જગતનો સ્થિતિ લય ઉદ્ભવ કરવાનું કારણ કહેવાય છે. કોઇ નાસ્તિક એમ કહેશે કે એવા બ્રહ્મની અમારે જરૂર શું છે? બ્રહ્મ ઉત્પત્તિ કરનાર હો કે નાશ કરનાર હો; તેમાં અમને લેવા દેવા શું છે? તે એક પથ્થરની માફક છો એક ખૂણે પડી રહયો. આવો મત ધરાવનાર કેવળ મૂર્ખ અને આળસુ તથા જડ-મતિ હોય છે.

આનંદ સ્વરૂપ, જ્ઞાન સ્વરૂપ, શાન્તસ્વરૂપ, તેજોમય, ચિન્મય બ્રહ્મને બહારના કયા પદાર્થથી આનંદ થશે? જ્યાં સ્વયંજ્યોતિ છે, તે જ્યોતિને બીજી કઇ જ્યોતિ દિવ્ય બનાવી શકશે, માટે એવા કરૂણાસાગર પરબ્રહ્મને જીવોના ઉદ્ધાર માટે તેમને ક્રમે ક્રમે નિયમસર સ્વતંત્ર કરવા માટે પોતાના સ્વરૂપમાં લીન થવા માટે જે કાંઇ ઉન્નતિનો માર્ગ નિઃશ્રેયષ્કર રચ્યો છે તેનુ નામ ધર્મ છે અથવા તો કર્તવ્ય કર્મ છે. તેનુંજ નામ બ્રહ્મજ્ઞાન છે. એ નિયમને જાણવા પોતાની ભૂલ સમજવી અને સત્યમાર્ગને જોઇ તે રસ્તે ચાલવું તે અર્થે અનેક વેદશાસ્ત્રો પ્રવૃત્ત કર્યા છે. માટે કોઇ પુત્ર એમ કહેશે કે મારે મારા માતા પિતાની શી જરૂર છે મારે તેની શી દરકાર છે? માતાપિતા મારા ઉત્પાદક હોય તો ભલે ઉત્પન્ન કરીને આઘા રહ્યા તેનું મારે કામ શું છે? તેના જેવો તેને જાણવો. બાળકને પ્રતિક્ષણ પોતાની મનઃકામના પૂર્ણ કરવા માટે, શરીરને ઉછેરવા સારૂ, દુનિયામાં વિદ્યાભ્યાસ કરી કીર્તી મેળવવા માટે, ધંધા રોજગાર કરી પૈસા મેળવવા માટે, અને પૈસા વડે ભોગ ઐશ્વર્ય સ્વતંત્રતા મેળવવા માટે, સાધન તરીકે પુત્રને માતાપિતાની આવશ્યકતા છે, છે અને છેજ.

અરે! કરુણાસાગર તને કયે નામે કરીને બોલાવુ. શ્રુતિ ગુચવાય છે. શાસ્ત્રો મૌન ગ્રહે છે. શેષ વર્ણન કરીને ગતિ રહિત થઇ જઈ આરામ લે છે ત્યાં મારી ગતી શી? માટે નિર્ગુણ બ્રહ્મ તો જે જેવું હશે તેના ચરણમાં મસ્તક મૂકવુ, તે સિવાય મારી પાસે બીજું કાંઇ સાધન નથી, તેમ છતાં વેદનો આશ્રય લઇ તમને સગુણ રૂપે જોઇ નીચેની શ્રુતિ ઉચ્ચારૂ છુ,

**सनःपितेव सूनवे ऽग्ने सुपायनोभव सचस्वानः स्वस्तये**
(ऋ० મંડળ ૧. અ ૧. મંત્ર ૯)

**तद्देवाग्निस्तादित्य स्सुपरणो गरुत्मान एकंसद् विप्रा बहुधा वदन्ति अग्निं यमं मातरिश्वानमाहुः** આ શ્રુતિમાં ગરુત્માન શબ્દવડે કરીને ગુરુત્વાકર્ષણ શક્તિનું વર્ણન છે. એ ગુરુત્વાકર્ષણ શક્તિને પરસ્પર આકર્ષણ શક્તિ અથવા તો પ્રેમ એવું નામ અપાય છે અને એ ગુરુત્વાકર્ષણ શક્તિવડે અખીલ બ્રહ્માંડના સર્વ ગ્રહો, ઉપગ્રહો અને તેમાંના સર્વ પદાર્થો ધારણાકર્ષણ શક્તિએ કરીને પરસ્પર નિયમિત વ્યવહાર કરે છે. આ ઇશ્વરનું પ્રત્યક્ષ સ્વરૂપ આંધળાઓ પણ દેખી શકે છે.

કોઇથી ના પડાય એમ છે નહિ. આનું નામ પ્રત્યક્ષ બ્રહ્મદર્શન ન કહીએ તો નાસ્તિકો હમને પોતાનું બીજું કોઈ બ્રહ્મ બતાવશે કે ?

વળી બ્રહ્મને એજ શ્રુતિમાં સુપર્ણ એવું નામ આપેલું છે. સુપર્ણનો અર્થ ગરુડ એવો થાય છે અને ગરુડનો અર્થ ગગનવિહારી અથવા તો તેજોમય આકાશમાં વિલાસ કરનારો સાત્વિક યથેચ્છ ગમન કરનાર પક્ષી એવો થાય છે. એટલા માટે બ્રહ્મને ગરુડની ઉપમા આપી છે. એનો અર્થ બ્રહ્મ વિશ્વવિલાસી છે એવો થાય છે. માટે હમે એ વિશ્વવિલાસીને વારંવાર **बलमिति ब्रह्म बलमुपास्व** એ મંત્રનો જપ કરતા કરતા સ્મરીએ છીએ. એવો બ્રહ્મ હમારી બુદ્ધિમાં બ્રહ્મવિદ્યાનું અતુલ સામર્થ્ય ભરી પોતાના સ્વરૂપનું એટલે આત્મ સ્વરૂપનુ દર્શન હમનો દો અને હમારી અશુભ મતિ દુર કરો. **इत्योम्**

**प्रकाशवच्चावैयर्थ्यात्** ॥ १५

**સુત્રાર્થ:**—જેમ પ્રકાશનો ઉપદેશ વ્યર્થ નથી, તેમ બ્રહ્મનો આકાર વાચક ઉપદેશ વ્યર્થ નથી.

**ટીકા :**—ગયા સૂત્રની ટીકામાં અમે શ્રુતિમાં પરસ્પર વિરોધ નથી. ગૌણ અને મુખ્ય શ્રુતિઓ બંને ઉપયુક્ત છે. અનાદિ એવી અવિદ્યા દિવાની જ્યોતિની સાથ જેમ કાજળ જોડાયલુ છે તેમ જ્યા પ્રકાશ છે તેમાં અવિદ્યા સ્વતઃસિધ્ધજ છે તેમ છતાં બ્રહ્મને તેનો સ્પર્શ પણ થતો નથી. ધુમાડો ઉપર ને ઉપર ચાલ્યો જાય છે પણ તેથી દીવાની જ્યોત ઝાંખી થતી નથી. તે પ્રમાણે ચિદ્દજ્યોતિને અવિદ્યાનું જાડય અને તીમિર તથા કલેશ લેપાયમાન કરી શકતા નથી. ત્યારે એમાં લેપાયમાન થયું કોણ? સૂર્યનારાયણ વાદળાથી ઢંકાયો એમ બોલનારો કહેછે. તે છતાં સૂર્યનારાયણ કોઇ પણ દિવસ વાદળાથી ઢંકાયો નથી. વાદળું નાનું અને ત્રિભુવનને ધારણ કરનાર સૂર્યનારાયણ કેવડો મોટો છે તે કહી શકાતું પણ નથી. તેને તે વાદળ શું ઢાંકનાર હતું ? વાદળની કાળાશ, મેઘનુ જળ, સૂર્યનારાયણનો તાપ કમી કરી તેમને ભીંજાવે અથવા કાળો બનાવે કે ડાઘ લગાડે એવી એવી કલ્પનાઓ વ્યર્થ છે. તે પ્રમાણે નિર્ગુણ બ્રહ્મને ચિદ્રુપતામાંથી ખસેડી જડ બનાવવા અવિદ્યા અસમર્થ છે. એક માટલામાં કાદવ પૂરીએ અને તેથી માટલું ભરાઇ જાય અને કોઇ માણસ એમ કહેશે કે માટલાની અંદરનું આકાશ કયાં છે તે તો જતુ રહ્યું. તેમા દાણો ભરવાની તલપુર

જગ્ગા નથી. આવુ બોલનાર માણસ કે જેની સમજણુ ઊંધી છે, અથવા જેનામાં અવિદ્યા છે તેજ બોલે છે. માટલામાંનું આકાશ તો ભૂત ભાવિ અને વર્તમાન એ ત્રણે કાળમાં તેમાંથી જતું રહ્યું નથી અથવાતો લેપાયમાન થયું નથી. કાદવ કે જે માટલામાં ભર્યો છે તેમાં પણુ આકાશ છે. એટલા માટે બોલનારને ભાસે છે કે માટલાનું આકાશ ચાલ્યુ ગયું. આથી સ્પષ્ટ સમજાશે કે બોલનાર ખોટું બોલે છે. આ વાત સિદ્ધ કરવા માટે આ અવિદ્યાગ્રસ્ત માણુસને સદ્ગુરૂ આવીને કહે છે કે ભાઇ ! માટલામાનો કાદવ કાઢી નાંખ એટલે દાણો ભરી શકાશે. એ માટલામાં આકાશ તો હતુ તેનું તેજ છે. કાદવે માટલામા ધાન્ય ભરવાની જગ્ગા રોકી હતી માટે તું એમ કહે કે, માટલામા કાદવ ભરાયો છે. તેથી દાણો ભરાતો નથી. કાદવ કાઢી નાખ્યુ એટલે દાણો ભરાશે. તે પ્રમાણે જે કાંઇ ઉપાધિ છે તે ઉપાધિને લીધે માટલામાંનું જે આકાશ કાદવ વેસ્ટિત છે તેનું નામ:લોકો જીવ એવું કહે છે બાકી જીવ એજ બ્રહ્મ છે એટલે કે માટલામાંનુ આકાશ તેજ મહદાકાશ એટલેબ્રહ્મ છે. ચિદાકાશ કાંઇ બે થયાં નથી..આકાશમાંજ માટલું અને કાદવ બે પેદા છે. કાદવને બદલે દાણો પેસસે. તો તેમાં માટલામાંના આકાશને કે મહદાકાશને હર્ષ શોક નથી કે સુખ દુ:ખ નથી. માટલુ ભરાયું અને માટલુ ઢલવાયું કે ફુટી ગયું તેમા આકાશને શું લેવા દેવા છે ? હવે કઇએક સગુણ બ્રહ્મની ઉપાસના વિષે કહીએ છીએ.

ઉપરની આકાશમાં કાદવ ભરવાની વાત નિરસ લાગે છે અને તમા કોઇ રીતનો આનંદ ઉત્પન્ન થતો નથી. પણ આ જગતની રચના રચનાર ત્રિગુણાત્મક ઇશ્વર છે. તેણે **रसोवैस**: એટલે કે રસ રૂપ શુદ્ધ ચૈતન્ય છે. તેમાંથી રસ લઇને નવ રસમય અવિદ્યાને બનાવી દીધી છે અને તે જોઇ જોઇને કવિશ્વરો, મુનિવર્યો, મંત્રદ્રષ્ટાઓ, મહર્ષિઓ, **हाउओवा इडा सेतुस्तर दानेन अदानं-०** ઇત્યાદિ સામગાન કરે છે. નાચે છે. કુદે છે. તાળીઓ પાડે છે. આશ્ચર્ય આશ્ચર્ય હે જગન્નિયંતા ચૈતન્ય સ્વરૂપ પ્રેમપયોધિ આનંદસાગર વિકસિત હૃદપદ્મ ખીલાવીને મુખારવિંદ સ્મિત કરી જે કાંઇ ચૈતન્યાત્મક મનુષ્યો, પશુ, પ્રાણી નદી કે સમુદ્ર, પર્વત, સ્વર્ગના દેવો. સ્વર્ગની જ્યોતિ, મેઘની ગર્જના અને પવન, સૂર્યનારાયણનો ઉદય અને અસ્ત, મહાન તેજોમય જગતના ગસ્વ: ગોળાઓ, ગ્રહો ઉપગ્રહો નિર્માણુ કરેલી રીતે નિયમસર પોતાની ગતિ કરી ફુટબોલ કે ક્રીકેટની રમત રમી રહ્યું છે એવું ચિદ્રૂપ જયાં ત્યાં દેખાયા કરે

છે. તથાપિ અવિદ્યા ગ્રસ્ત મૂર્ખાને કલિકલેશ અને પરસ્પર એક બીજાના ગળાં પકડી તેનાં પેટમાં ખંજર ગોચવા અને તેની પાસેના દ્રવ્ય ચુસી લેવા, ખુનખાર. ફેર અને કલહ વર્ષાવનાર માનવી!! તને તે શું ઉપમા આપીએ? તે અમને સુઝતું નથી. એ તો માટલામાંનો કાદવ માટલામાંનું ચિદાકાશ છોડી દઇને તેને જોતો પણ નથી. પણ સંડાસ અને ખાળકુંડી-માંનો કાદવ ચુથ્યા કરે છે અને કહે છે કે વાહ વાહ શું સુગંધી આપે છે એમ ફુલાય છે. આજે મે ચીન લીધું, કાલે રશિયા લીધું. પરમદહાડે ફ્રાન્સને કચડી માર્યું. ચોથે દહાડે બેલજીયમને નીચોવ્યું વીગેરે વીગેરે સન્નીપાતનો લવારો કરી યમપુરમાં યાતના કરવા સીધાવે છે તે કયાં! ? અને સ્મીત વદનવાળા મહર્ષિઓ ક્યાં!? એ બેના અંતઃકરણની તુલના કરવા કોઇક કવિશ્વર વ્યાસ વાલ્મિક જેવા જોઇએ છે? અમારી તો કાંઇ ગતિ ચાલતી નથી.

आहम तन्मात्रम् ॥ १६

સૂત્રાર્થ:—વળી શ્રુતિ પણ એમ દર્શાવે છે કે, બ્રહ્મ કેવળ ચૈતન્યરૂપે છે.

दर्शयति चाथो अपि स्मर्यते ॥ १७

સૂત્રાર્થ:—જેમ શ્રુતિ બ્રહ્મનો નિર્વિશેષરૂપે ઉપદેશ કરે છે તેમ સ્મૃતિ પણ તેજ રીતેનો ઉપદેશ કરે છે.

ટીકા:—શ્રુતિ, સ્મૃતિ, પુરાણ ઇત્યાદિ સર્વ સ્થળે બ્રહ્મ અનિર્વચનિય છે, એમ લખ્યું છે. તેથી ગુરુ મૌન રહ્યા અને મૌનદ્વારા જણાવું કે તે શાન્ત સ્વરૂપ અને મનવાણીથી પર છે.

अतएव चोपमा सूर्यकादिवत् ॥ १८

સૂત્રાર્થ:—આ ઉપાધિને લીધેજ તેને જળમાં સૂર્યનું પ્રતિબિંબ પડે છે તેની ઉપમા આપી છે.

अम्बुवदग्रहणात्तु न तथात्वम्॥ १९

સૂત્રાર્થ:—અંબુની માફક સ્વીકાર થઇ શકે એમ નથી. માટે તે પ્રમાણે ઉપમાયોગ્ય નથી.

**वृद्धिह्रासभाक्त्वामन्तर्भावादुभयसामंजस्यादेवम् ॥ २०**

**સૂત્રાર્થ**:—ઉપાધિરૂપ અંશ આત્મામાં રહેલ હોવાથી તેમાં વૃદ્ધિ તથા ક્ષયતા જોવામાં આવે છે. આથીજ દ્દષ્ટાંત તથા દ્દષ્ટાંતિકમાં યોગ્યતા રહેલી છે. માટે એઉમાં વિરોધ નથી.

**ટીકા:**—કોઉ માણસને બીજા કોઇએ કહ્યું કે, "તું ગધેડો છે." તેથી કરીને આ ઉપમા સર્વાંશે તેને લાગુ પડતી નથી. કારણ કે તે માણસને ચાર પગ અને પુછડું છે નહિ. માત્ર તેનામાં ગધેડાના જેવી અક્કલ અને સુસ્તિ છે. એટલુજ સમજવાનુ છે. એટલા માટે સર્વાંશે દ્દષ્ટાંત લાગુ પડે એ વાત ખોટી છે.

બ્રહ્મને સૂર્યનુ પ્રતિબિંબ જે જળમાં પડે છે તેની ઉપમા આપી છે તે યોગ્ય નથી. કારણ કે, બ્રહ્મ વિભુ છે એટલે કે સર્વત્ર વ્યાપક છે અને નિરાકાર છે. એવી શંકા કરો તો તે યોગ્ય નથી. બ્રહ્મમાં ઉપાધિરૂપ અંશ હોવાથી ઉપાધિભેદે આત્માનો ભેદ પ્રતિત થાય છે. માટે સૂર્યચંદ્રના પ્રતિબિંબનુ જે દ્દષ્ટાંત આપ્યુ છે તે યથાર્થ છે.

**दर्शनाच्च ॥ २१**

**સૂત્રાર્થ:**— વળી શ્રુતિના ઉપદેશથી પણ તેજ પ્રમાણે સિદ્ધ થાય છે.

**ટીકા**—અન્તર્યામિરૂપે પ્રાણી માત્રમાં ઇશ્વરે પ્રવેશ કર્યો અને દેહાધ્યાસને લીધે આત્મા સુખી દુ:ખી પ્રતિત થાય છે. એવી રીતે મોક્ષ સંબધી શ્રુતિઓ તથા અંતર્યામિ સ્વરૂપના વર્ણનની શ્રુતિઓ પ્રમાણ-રૂપે છે.

જો પ્રપંચનો લય થયે મોક્ષ થતો હોય તો એક માણુસે પોતાનો મોક્ષ થવા પૃથ્વી આદિ મહાભૂતોનો લય કર્યો, બીજા બધા પ્રાણીઓનો મોક્ષ થવાને કાંઇ સાધન નથી. બીજા બધા મનુષ્યો મોક્ષ વગર લટકતા રહેશે કારણ કે, તેમને જે ત્રણ ભૂતોનો લય કરવાનો હતો તેનો લય તો પહેલા માણુસે કરી નાંખ્યો તો હવે બીજાઓ કયા ભૂતોને લય કરશે. અથવા તો એક જણે લય કર્યો. એટલે સર્વને મોક્ષ પ્રાપ્ત થાય જે માનવા જેવું નથી. એટલા માટે પ્રપંચનો લય કરવથી મોક્ષ થાય છે એમ શિષ્ય કહે છે તે વાત અસત્ય છે.

**प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूयः ॥ २२**

**સૂત્રાર્થ**:—પ્રકૃત અર્થાત્ મૂલ શ્રુતિમા એટલાપણુનોજ અર્થાત્ કાર્યપણાનોજ પ્રતિષેધ કરવામાં આવ્યો છે, કારણ કે શ્રુતિમાં પ્રતિષેધ પછી બ્રહ્મની વિશેષતાનું નિરૂપણ કરેલ છે.

**ટીકા**:—જ્યાં જ્યાં નિષેધ કરવામાં આવ્યો છે એટલે કે **નેતિ નેતિ** એવા શબ્દનો ઉચ્ચાર કરવામાં આવ્યો છે ત્યા કાર્યરૂપ પ્રપંચનો એટલે કે નામરૂપાત્મક જગતનો આ નહિ આ નહિ એવી રીતે, એ સિવાયનું જે કાઇ છે તે સર્વ બ્રહ્મરૂપ છે, સત્ય છે એમ પ્રતિપાદન કરે છે. બ્રહ્મ પોતે નથી એવો શ્રુતિનો આશય નથી. પણ બ્રહ્મ છે તે સત્ય છે અને આ જે કાર્યરૂપ પ્રપંચ છે તે બ્રહ્મનુ સ્વરૂપ નથી એમ દર્શાવવા **નેતિ** શબ્દનો ઉપયોગ શ્રુતિમાં છે.

**तदव्यक्तमाहमहि ॥ २३**

**સૂત્રાર્થ**:—બ્રહ્મ અવ્યક્તરૂપે છે. આ રીતે શ્રુતિનુ પ્રમાણ છે.

**ટીકા**:—જે ચક્ષુરાદિ ઇંદ્રિયનો વિષય નથી. તે વ્રત અથવા કર્મ અ અહોત્ર દિક વીગેરેનો પણ વિષય નથી. આત્મા જેને નેતિ નેતિ કરીને કહે છે તે અગ્રાહ્ય છે. કોઇથી પણ ગ્રહણ કરી શકાતો નથી. અક્ષરબ્રહ્મ અદૃશ્યરૂપે છે. વર્ણીને અગોચર તથા કોઇપણ પ્રકારના આશ્રયથી રહિત બ્રહ્મ અવ્યક્તરૂપે અચિંત્યરૂપે તથા અવિકારીરૂપે કહેવામાં આવે છે જ્યારે યોગી યોગરૂપી સમાધિ અવસ્થામા હોય છે ત્યારે તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. એવું અનેક શ્રુતિઓમા તેમજ સ્મૃતિઓમા વર્ણન કર્યું છે. એ વિષે અમે ધ્રુવને કેવી રીતે ઇશ્વરનો સાક્ષાત્કાર થયો તે અત્રે સહેજસાજ દર્શન કરાવીએ છીએ.

સત્ય, જ્ઞાન, અનંત, એવું બ્રહ્મનું સ્વરૂપ આ ગ્રન્થમાં હમે ઠેરઠેર દર્શાવ્યુ છે. સંકલ્પ એ બ્રહ્મનુજ નામ છે. આ સંકલ્પ જે વૃથા હોય એટલે કે કામવાસનારૂપ અથવા અવિદ્યાત્મક અથવા સંસારી વિષયનો અથવા તો કામક્રોધાદિ મનોવિકારનો હોય તો તેનુ નામ સંકલ્પ કહેવાતો નથી. તેનું નામ તો મિથ્યાધાંધલ અથવા સુખ મેળવવાનાં ફાંફાં મારી રજ્જુમાં સર્પની ભ્રાંતિ વડે ભય, ધ્રુજારો અને બૂમાબૂમ કરવાની નિષ્ફળતા

સિવાય બીજું કંઇ હાથમાં આવતું નથી. એટલા માટે વેદશાસ્ત્ર પુરાણ ઉપનિષદો, યોગાદિશાસ્ત્ર વડે સદ્દગુરૂદ્વારા મંત્રોપદેશ થયા હોય, ચિત્તની શુદ્ધિ થઇ હોય અને ગાયત્રિ પુરશ્ચરણનો વિધિ અને જપ કેવી રીતે કરી મંત્ર શુદ્ધ કરવી એ હમારા પાતંજલ યોગદર્શનમાં દર્શાવ્યા પ્રમાણે થાય તો ઇશ્વરની પ્રાપ્તિ થયા વિના રહેશે નહિ, એ નક્કી માનવું. થોડા વખત સુધી તો મનુષ્ય અથવા શિષ્ય પ્રયત્નમા અફળાયાં કરે છે. પણ જ્યારે પ્રતિબંધક દુર થાય છે, ત્યારે તે મનુષ્ય પોતની મેળેજ પોતાનો ગુરૂ બની બેસે છે, અને સ્વાનુભવ મેળવે છે એ વિષે સહિનાના મંત્રનું પ્રમાણ હમે આપીયે છીએ.

**तमिशानं जगत स्तथुसस्पतिं धियन्जिन्व मवसेहूमहे वयं ॥**

આ સ્વસ્તિ વાચનનો મંત્ર બ્રાહ્મણો હરદમ ભણે છે પણ તેઓ શું બબડે છે અને તેમા શું સામર્થ્ય રહેલું છે, તે ઘણાખરા બ્રાહ્મણો જાણતા નથી. મહેશ પ્રાપ્ત થઇ દર્શન દેતા નથી, અને કાર્ય સિદ્ધિ થતી નથી. નિષ્ફળતા નિવડે છે. આ મંત્રને અર્થ હમે નીચે પ્રમાણે કરીએ છીએ.

સર્વ વિદ્યાના પ્રેરક, પ્રબોધક અને અખિલ વિશ્વના નિયામક સદ્-બુદ્ધિનો ઉદય કરનારા શંકર, કલ્યાણકારી અને સ્થાવર જંગમ જગતના પાલક (સ્વામિ)ને હમો હમારા રક્ષણને અર્થે આવાહન (પોકાર) કરી અત્રે બોલાવીએ છીએ.

આ પ્રમાણે જો મહેશ પ્રાપ્ત ન થાય તો વેદ, વચન, મંત્ર ઉપદેશ ગુરૂ અને ઇશ્વરનું વચન મિથ્યા થાય છે. જેનુ વચન મિથ્યા થાય છે તેનું ઐશ્વર્ય જતુ રહે છે. માટે ઇશ્વરને પણ પ્રાપ્ત થવાની જરૂર પડે છે જેવી રીતે કે, રૈયતમાના એક માણસને કોઇ લુંટારાની ટોળી આવી તેને બાંધી મારી તેના ઘરબાર લુટી લે છે અને તે પીડાતો માણસ રાજાને પોકારે છે અને અરજ કરે છે કે, "માજીસ્ત્રેટ સાહેબ મને આ દુષ્ટોથી છોડવો; તમે હમારા રાજા અને રક્ષણ કરતા છો. હમે તમારી રાંક રૈયત છીએ; તમને દર વર્ષે કર આપી અપોશન વિધિમાં નિત્ય બળી આપી, નૈવેદ્ય ધરાવીએ છીએ; માટે ધાવ ધાવ; આ શત્રુને મારી હઠાવી કાઢો. આ પ્રમાણે અરજ કરવાથી જો રાજા ન આવે તો તે પોતાનું નામ Defender of Faith, life and Property Protector કહેવાય નહિ.

આ પદવી તે રાજા ગુમાવી બેસે છે અને રૈયત બંડ કરી તે બેવચની રાજાને પદભ્રષ્ટ કરે છે. એટલા માટે રાજાને પણ પોતાની આબરૂ જાળ-વવા ખાતર રૈયતનું રક્ષણ કરવાની જરૂર પડે છે. બન્નેના કર્તવ્યને એક તાજવામાં મૂકીએ તો બન્નેનું વજન એક સરખુંજ થાય છે. હવે જો કોઈ લબાડ માણસ ખોટી બુમો પાડી રાજાને બોલાવે તો પંચતંત્રમાં એક દ્રષ્ટાંત આપ્યું છે કે, "સીમાડા ઉપર એક ભરવાડનો છોકરો લોકોને ઠગવા માટે ખોટી બુમો મારતો હતો કે વાઘ આવ્યો રે વાઘ આવ્યો; તે સાંભળી ગામના લોકો ધસી આવતા ત્યારે તેમની મશ્કરી કરી પેલો છોકરો ખડખડ હસતો. ત્યાર બાદ લોકો જાણી ગયા કે આ છોકરો લબાડ છે, ખોટી બુમો પાડે છે ને ઠગે છે. તેથી તેની બુમ સાંભળી લોકો આવતા બંધ થઇ ગયા. હવે એક દહાડો ખરેખરો વાઘ આવી બકરા લઇ ગયો, તો પણ પેલા છોકરાની બૂમથી કોઇ આવ્યો નહિ." તે પ્રમાણે એક સાક-રની ગાંગડી નૈવેદ્યમાં મુકી એક આળસુ માણસ અને લોભીયો હોય તે બગલા ભગત તેના બદલામાં આખા વિશ્વનું ઐશ્વર્ય માગે, વિના કારણે ઇશ્વરને બોલાવે, તેવા પાપીની પાસે ઇશ્વર જતા નથી અને તેથી તેમનું વચન, વેદવચન અથવા ગુરૂનો બોધ મિથ્યા ઠરતો નથી. તે પ્રમાણે આ મંત્ર વિષે સમજી લેવું

હમે કહી ગયા છીએ કે સર્વ આંદોલનોમાં પ્રાણ વાયુનું આંદોલન એટલે કે રૂદ્રશક્તિ મહા બળવાન છે. તેમજ સત્ય સંકલ્પ તે પણ સર્વોત્તમ છે. સર્વ મંત્રમાં ગાયત્રિમંત્ર શ્રેષ્ઠ છે. સર્વ યજ્ઞમાં અગ્નિનું યજન સર્વથી શ્રેષ્ઠ છે. એટલા માટે પ્રેતાવાહન, ભુતાવાહન, જીવતા અથવા મુએલા મનુષ્યનું આવાહન પિતર અને દેવોના આવાહન, દૈત્ય, રાક્ષસ પિશાચ મેલડી માતા, ડાકણ શાકણ, ગંગલી ધાંચણ, ઇત્યાદિના આવાહન માટે નીચ સંકલ્પ નીચ કામવાસના પૂરી કરવા આંદોલન કરી ફાંફાં મારવાથી પોતે જાતે અથવા જેનાપર પ્રયોગ કર્યો તે બન્ને સપડાય છે. કદાચને કામવાસના સફળ થાય છે અને સ્નેહ મળે છે પણ તે થોડા કાળની વિષય વાંચ્છના, મનોવિકાર કે શારીરીક વિકાર કે કુબુદ્ધિ ઇત્યાદિના આંદો-લનો શ્રેયસ્કર ભાગ્યેજ નીવડે છે એટલા માટે મુંડક ઉપનિષદની ૩-૧-૧૦ શ્રુતિમાં કહ્યું છે કે, **यंयं लोकं मनसा संविभाति.** આ મંત્ર પ્રમાણે બ્રહ્મ પ્રાપ્તિનો સંકલ્પ અને પ્રાણવાયુના આંદોલન કરવા એ સર્વથી શ્રેષ્ઠ છે તથાપિ કોઇ યોગી અથવા સામાન્ય મનુષ્ય પોતાની મરી ગયેલી માતાના સંકલ્પ કરે તો તે મરી ગયેલી માતા તેની પાસે આવે

છે અથવા તો પોતે તે માતાની પાસે ખેચાય જાય છે. તેવીજ રીતે ખાવા પીવાના પદાર્થો, ગીત, વાદીંત્રા (વાજીંત્રા) મિત્ર પિતા ભ્રાતા, પરણેલી સ્ત્રી અથવા બીજી સ્ત્રીઓ વિગેરે જે જે કાઇ સંકલ્પ કરે છે, તે સિદ્ધ થાય છે. પોતે તે તે લોકમા જાય છે, અથવા તો મૃતક અથવા જીવતો માણસ તે તે લોકમાં આવી પ્રત્યક્ષ અથવા પિડમાં અથવા કોઇ પદાર્થમાં લિંગ શરીર દ્વારા પ્રગટ થાય છે. લિગ શરીર એટલે અસ્પષ્ટ શરીર જાણવું આ અન્નમય કોશ અથવા સ્થુલ શરીર અથવા બાહ્ય (આવર્ણ પછી તે તેજોમય હોય, વાયુમય હોય, આકાશનું બનેલુ હોય, જળનું બનેલુ હોય, કે પૃથ્વી તત્વનુ બનેલુ હોય, તેને એક અંગરખા જેવુ કે લાકડાના કકડા જેવું જડ જાણવુ). એવું જડ શરીર કવચિતજ પ્રાપ્ત થાય છે અને દેખા દે છે.

આ પ્રમાણે ધ્રુવજીએ નારદના ઉપદેશથી તપ આચરી વિષ્ણુના ચતુર્ભુજ સ્વરૂપનું ધ્યાન ધરી, પ્રાણવાયુના આંદોલન કરી તપ આદર્યું. તેથી કરીને એ ધ્રુવના આંદોલન ત્રણ લોક સુદ્ધિ પહોંચી અથડાવવા લાગ્યા અને વિષ્ણુના હૃદયમા પણ અથડાવા લાગ્યા તે ઉપરથી વિષ્ણુને ગરૂડ ઉપર બેસી આવવાની જરૂર પડી. ધ્રુવ નિર્વિકલ્પ સમાધિમાં, કુંભક પ્રાપ્તિથી લયમાં ગયો હતો. નિકટમાં નારાયણ આવ્યાથી પણ તે જાગ્યો નહિ. ત્યારે શ્રી ભગવાને તેને જગાડ્યો. જલનું સિચન કર્યું અને તેથી તેને શારીરીક સામર્થ્ય આવ્યું. પ્રસન્ન થઇ શ્રી મહાવિષ્ણુએ પૂછ્યું કે તારે શું જોઇએ છીએ. ત્યારે તેણે રાજ્ય માંગ્યું. તેથી તેને આ પૃથ્વીનું સામ્રાજ્ય મળ્યુ અને મરણ પછી ધ્રુવલોકમાં અદ્યાપિ અચળ પદવી ભોગવે છે. અગાસીમાંથી રાત્રે દેખાય છે. દરિયામા આગબોટો અને વહાણો ધ્રુવને નીરખી નીરખીજ દીશા પારખે છે અને વહાણ ચલાવે છે. પરણેલી નવી વહુને ગ્રહ પ્રવેશ કરાવતી વખતે સાસુ તેને અગાસીમાં લઇ જઇ ધ્રુવનો તારો બતાવે છે અને કહે છે કે સત્ય અને તપ વડે આ ધ્રુવજી પ્રલયાન્ત સુધી અચળ ધ્રુવલોકનું રાજ્ય કરે છે અને અતુલ વૈભવ તથા ઐશ્વર્ય ભોગવે છે. સર્વ ગ્રહો ફરે છે. પણ ધ્રુવજી ફરતા નથી. એટલા માટે ક્ષણિક સુખની લાલસા તજી, હે વહુ તમારે સત્ય પરાયણ મનોનિગ્રહ ને તપ કરી સતી સ્ત્રીનુ પદ પામવા માટે આ ધ્રુવને અને તેના ચરિત્રને હમેશ મનમાં રટન કર્યા કરજો કે તમને પણ ધ્રુવજીના જેવું સુખ અને વૈભવ સામ્રાજ્ય અને સ્વર્ગ મળે એટલા માટે આ બ્રહ્મલગ્ન વિધિ તમે સ્વીકાર્યો છે.

**अपिच संराधने प्रत्यक्षानुमानाभ्याम् ॥ २४**

**સૂત્રાર્થ:**—જો કે બ્રહ્મનુ સ્વરૂપ અવ્યક્ત છે, છતાં યોગરૂપી સમાધિ અવસ્થામા બ્રહ્મને જુએ છે. આ રીતે શ્રુતિ તથા સ્મૃતિમાં પ્રત્યક્ષ તથા અનુમાનરૂપે પ્રમાણો છે.

**ટીકા:**—ભક્તિ તથા ધ્યાનવડે મનમાં બળાત્કારથી આત્માની સ્થાપના કરવી તેનું નામ સમાધિ છે. કઠઉપનિષદમાં **पराञ्चिखानी** એ શ્રુતિથી કહ્યું છે કે સ્વયંભૂએ ઇન્દ્રિયોની આંતર પ્રવેશ કરવાની શક્તિને એવી રીતે હણી છે કે જેથી તેઓ બાહ્ય વિષય તરફ દોડે છે. આથી મનુષ્ય બાહ્ય વિષયોને જોઇ શકે છે. પણ અંતરાત્માને જોઇ શકતો નથી. આમ છતાં પોતાના ચક્ષુને ઇંદ્રિય જન્ય વિષયોથી નિવૃત કરનાર તથા અમૃત સ્વરૂપને ઇચ્છનાર અધિકારી પુરૂષ સ્વતંત્ર આત્માનો સાક્ષાત્કાર કરે છે. **ज्ञानप्रसादेन** એ વચનથી શરૂ થતા મુંડક ઉપનિષદના શ્લોકમાં છે કે જેનું મન બ્રહ્મજ્ઞાનરૂપી જ્યોતિ વડે વિશુધ્ધ થયેલું છે તે નિષ્કલ અર્થાત વિભાગોથી રહિત એવા આ પરમાત્માનું ધ્યાન કરતો હતો તેને જુએ છે. **यंविनिद्रा** એ વચનથી કહેવામાં આવ્યું છે કે જેના અજ્ઞાનનો નાશ થયેલો છે. જેના મનને વિષે વ્યાકુળતાનો અભાવ છે જેણે પોતાની સર્વ ઇંદ્રિયોને નિયમમાં રાખેલી છે એવા ધ્યાન કરનારા યોગીઓ પ્રકાશ સ્વરૂપ જે આત્માનો સાક્ષાતકાર કરે છે તે યોગાત્મ સ્વરૂપ બ્રહ્મને હું નમસ્કાર કરૂં છું યોગિઓ ભગવાન સ્વરૂપ તથા નિત્ય સ્વરૂપ આ યોગાત્માનો સાક્ષાત્કાર કરી શકે છે.

**प्रकाशादिवच्चावैशेष्यं प्रकाशश्च कर्मण्यभ्यासात् ॥ २५**

**સૂત્રાર્થ:**—પ્રકાશ આદિની માફક જીવ અને આત્મા એકરૂપે છે તથા ચૈતન્ય સ્વરૂપ પ્રકાશ કર્મને લઇ ભિન્ન જોવામા આવે છે. શ્રુતિમાં વારંવાર જીવાત્માની એકતા કહેલી છે.

**ટીકા:**—દરિયાના જળમાંથી એક ગાગર ભરી જળ લઇએ તો તેથી કરીને બે દરિઆ છે એમ બોલવું તે ખોટું છે. દરિઆના જળની અંદર એટલે કે જળનો મોટો જથો છે તેમાં ઠીકરૂં પેસવાથી એટલે કે ગાગરરૂપ ઉપાધિના ભેદને લીધે જળના જથા બે છે એમ પ્રતિત થાય છે. તે પ્રમાણે જીવ અને આત્માનો ભેદ ભાસે છે. ઠીકરારૂપ અવિદ્યાનો ઉચ્છેદ

થવાથી દરિઆનું જે જલસ્વરૂપ અને-ગાગરમાનુ જલસ્વરૂપ એકજ જલતત્વ છે અને જળમાં જળ ભળી ગયું એમ પ્રતીત થાય છે. તેનું નામ મોક્ષ છે. તેજ પ્રમાણે જ્યાં અજવાળું છે તેમાં આપણે હાથ ધરીએ તો આપણા હાથને ઓળો કાળો પડે છે. એટલે એવું પ્રતિત થાય છે કે, અજવાળાના બે સ્વરૂપ છે એકનું નામ અંધારૂં અને બીજાનું નામ પ્રકાશ. પણ એ વાત ખોટી છે. અજવાળું તો એકજ છે. હાથની ઉપાધિને લીધે જે ઓળો પડયો તેથી કરીને અજવાળામાં કાળાશ આવી એવો મિથ્યાધ્યાસ થવાથી પ્રકાશમાં ભેદ ભાસે છે. પણ તે હાથ ખસેડી લીધાથી પ્રકાશ તો પાછો હતો તેવો થઇ જાય છે. તેમજ મઠાકાશ ગટાકાશ અને મહદાકાશ એટલે કે જીવ, ઇશ્વર અને બ્રહ્મ એ ત્રણ વસ્તુ જુદી જુદી વસ્તુ નથી, પણ એકજ વસ્તુ છે. એમ હમે ઠેકઠેકાણે વારંવાર ભેરીનાદે સર્વને પ્રબોધ્યા છે.

अतोऽनन्तेन तथा हि लिंगम् ॥ २६

**સૂત્રાર્થ:**— સ્વભાવિક રીતે અભેદ હોવાથીજ જીવ અનંત સાથે એકતા પામે છે. વળી આ રીતનો શ્રુતિનો ઉપદેશ છે.

**ટીકા:**—જે કોઇ આ પરમબ્રહ્મને ઓળખે છે તે બ્રહ્મરૂપ થાય છે (મું૦-૩, ૨, ૯.) જેવી રીતે કોલાબામાં રૂની વખારમાં રૂની ઘાંસડીને બાંધેલી લોખંડની પટી ઉનાળામાં સ્હેજ અથડાવાથી તેમાંથી અગ્નિનો તણખો નીકળે છે અને એ તનખો, હજારો ખાંડી રૂ ભરેલું હોય તે બધી વખારોને, ફુંકી મુકે છે. એવું સામર્થ્ય અને અનંતરૂપનું ધારણ કરવું એવી શકિત એ ચીનગારી ધરાવે છે. તેજ પ્રમાણે જીવાત્મા જે એક ચીનગારી જેવો છે તે બ્રહ્મની અનંત શકિત ધરાવે છે.

उभयव्यपदेशात्त्वहिकुंडलवत् ॥ २७

**સૂત્રાર્થ:**—પણ શ્રુતિમાં તો ભેદ તથા અભેદ એમ બેઉ પ્રકારનો ઉપદેશ છે. પણ જેમ સર્પ ગોળાકારે તથા વક્રાકારે હોય તો પણ સર્પજ છે તેમ ગમે તે ઉપાધિ હોવા છતાં જીવ તથા પરમાત્માની એકતાનો સંબંધ છે.

**ટીકા:**—એકજ સર્પ કોઇ વખતે ફેણુ કાઢી ડોલે છે. તેજ સર્પ ઉદર ગળી લાંબા સોટા જેવો પડે છે, ત્યારે અને તેજ સર્પ જ્યારે દોડે છે ત્યારે વાંકો ચુકો જણાય છે અને તેજ સર્પ જલેબી જવો કુંડાળું થઇ જાય છે ત્યારે ગોળ ભાસે છે. તેજ જ્યારે ઝાડ ઉપર લટકે છે ત્યારે ઝાડને દોરડી બાંધી હોય તેવો દેખાય છે. તેજ પ્રમાણે એકજ બ્રહ્મ કોઇ વખતે પદાર્થ રૂપે પ્રતિત થાય છે. કોઇ વખતે મહાભૂત તરીકે પ્રતિત થાય છે, કોઇ વખતે નૃસિંહ જેવા દેહ ધારી દેખાય છે, કોઇ વખતે જીવ જેવા દેખાય છે, કોઇ વખતે અંતર્યામિ જેવા દેખાય છે, કોઇ વખતે માયારૂપે જણાય છે અને કોઇ વખતે શુદ્ધ ચૈતન્ય, અદ્વૈત, અખંડ જ્ઞાનસ્વરૂપે અને શાંતિ સ્વરૂપ જેવા જણાય છે એવી રીતે ભિન્ન ભિન્ન રૂપે ભિન્ન ભિન્ન શ્રુતિઓમા વર્ણન છે તે એકજ બ્રહ્મનુ વર્ણન છે, તેમા આ શ્રુતિ ગૌણ, આ શ્રુતિ મુખ્ય, આ શ્રુતિ પરસ્પર વિરોધી, આ શ્રુતિ ખોટી, એવા એવા કુતર્ક કરવા અને ભેદ દ્રષ્ટિ રાખવી એજ મૂર્ખનું લક્ષણ છે. જો તેનામાં વિદ્યા હોત તો ઉંધા ઘડા પર પાણી રેડત નહિ અને ઘડો પાણીથી ભરાતો નથી એવો કલેશ કરત નહિ.

**प्रकाशाश्रयवद्वा तेजस्त्वात्** ॥ २८

**સૂત્રાર્થ:**—અથવા તો પ્રકાશ અને તેના આશ્રયરૂપ સૂર્યમાં એકતા છે, અર્થાત્ બન્નેમાં તેજપણું રહેલું છે. તેમજ જીવ ઇશ્વરમાં છે.

**ટીકા:**—કોઇ ઠેકાણે મોટી આગ લાગી હોય તેનાંથી એક મસાલ સળગાવી. મસાલમાંથી એક બીજો દીવો સળગાવો. તે દીવામાંથી હોળી સળગાવી આ સર્વ ભિન્ન ભિન્ન પ્રકાશ અને દાહક શકિત અગ્નિની છે. ઉપાધિ ભેદે કરીને એકજ અગ્નિ છતા અનેકરૂપે ભાસે છે. એક દીવા-માંથી બીજા દીવા પ્રગટ કરવામાં પહેલા દીવામાં કાંઇ વન્તું ઓછું થતું નથી અથવા કાંઇ જતું રહેતું નથી. તે પ્રમાણે જગત્ ઉત્પન્ન થાય કે પ્રલય થાય તો તેથી કરીને બ્રહ્મતત્વમાંથી કાંઇ વન્તું ઓછું થતું નથી.

**पूर्ववद्वा** ॥ २९

**સૂત્રાર્થ:**—અથવા તો પૂર્વની પેઠે અર્થાત્ પ્રકાશઆદિની પેઠે જ ઇશ્વરનો અભેદ છે.

**ટીકા:**—ચાલુ પાદના પચ્ચીસમાં સૂત્રની ટીકામાં આ સૂત્રની ટીકા આવી જાય છે. તેથી અત્રે પિષ્ટપેષણ કરવાની જરૂર નથી.

**प्रतिषेधाच्च** ॥ ३०

**સૂત્રાર્થ:**—આત્માથી ભિન્ન સર્વ વસ્તુનો પ્રતિષેધ હોવાથી આત્માજ રૂપે સર્વ છે.

**ટીકા:**—આત્માથી ભિન્ન કોઈપણ દૃષ્ટાંતરૂપે નથી (મૂ૦ ૩, ૭, ૧) **पुरुषेव वेदंसर्वं०** એ શ્રુતિ ઉપરથી સિદ્ધ થાય છે કે બ્રહ્મ સિવાય બીજી કોઈપણ વસ્તુ છેજ નહિ સર્વ બ્રહ્મરૂપજ છે. માટે બ્રહ્મથી વ્યતિરિક્ત કોઈ વસ્તુ છે એવી શંકા શ્રુતિ વિરૂદ્ધ છે માટે તે માન્ય નથી.

**परमतः सेतून्मानसबन्धभेदव्यपदेशेभ्यः** ॥ ३१

**સૂત્રાર્થ:**—સેતુરૂપે, પરિમાણરૂપે, સબંધરૂપે તથા ભેદરૂપે શ્રુતિનો આત્મા સબંધી ઉપદેશ હોવાથી એમ નિશ્ચય થાય છે કે આત્માથી ભિન્ન અન્ય તત્વ છે.

**ટીકા:**—**यथोर्णनाभि सृजते गृह्णतेच०** ઇત્યાદિ શ્રુતિઓમાં જગતના સર્વાકારરૂપે જે કાંઇ ભાસે છે, તે બ્રહ્મતત્વ સિવાય અન્ય વસ્તુ નથી. બ્રહ્મજ જુદા જુદા સ્વરૂપે પોતે પ્રગટ થયો છે. જ્યાં બ્રહ્મનું સેતુ ઈત્યાદિરૂપે વર્ણન કરેલું છે તે ઉપાસનાને અર્થે છે. પણ બ્રહ્મથી વ્યતિરિક્ત કોઇ વસ્તુ છે એવો ભેદ બતાવવાને અર્થે શ્રુતિનો આશય નથી.

**सामान्यात्तु** ॥ ३२

**સૂત્રાર્થ:**—પણ બ્રહ્મનો સેતુ આદિ જે ઉપદેશ છે, તે સામાન્યરૂપે છે.

**ટીકા:**—બ્રહ્મનું સેતુરૂપે જે શ્રુતિ વર્ણન કરે છે તેનો અર્થ એવો નથી કે બ્રહ્મ લાકડાં અને મટોડી છે પણ દુઃખને તરવાનો ઉપાય અથવા આશ્રય તેને સેતુ કહ્યો છે. એ અર્થ સામાન્ય રીતે કરેલો છે. આ જગતને તરવાના સાધનરૂપ જે સતકર્મ છે અને જેના વડે સસાર સાગર તરી જવાય છે એવી નૌકા જેવા અર્થ કર્યો છે. એ સિવાયના શ્રુતિના આશય વિરૂદ્ધ જે શબ્દની શંકા છે તે કાદવ ચુથવા સમાન છે અને તેથી કોઇ કાર્ય સિદ્ધ થાય એમ નથી.

**बुद्ध्यर्थः पादवत् ॥ ३३**

**સૂત્રાર્થ :**—જેવી રીતે અગ્નિઆદીના પાદનો ઉપદેશ ધ્યાનને લઇને છે, તેમ આત્માનું પરિમાણ ઉપાસનાને લઇને છે.

**ટીકા :**—આત્મા પરિમીન અને પરિમાણવાળો છે એવું શ્રુતિમાં જે વર્ણન છે તે ધ્યાન ધરવા માટે છે. કારણ કે, નિર્ગુણ બ્રહ્મને મનુષ્યની બુદ્ધિ એકદમ જાણી શકતી નથી.

**स्थानविशेषात् प्रकाशादिवत् ॥ ३४**

**સૂત્રાર્થ :**—જેમ પ્રકાશ આદિ ઉપદેશ છે, તેની માફક સ્થાન વિશેષને લઇ સંબંધ તથા ભેદનો ઉપદેશ છે.

**ટીકા :**—સ્થાન વિશેષ અથવા ઉપાધિને લઇને સૂર્ય તથા ચંદ્રના પ્રકાશના ભેદની કલ્પના બુદ્ધિને સુગમ થવા માટે શ્રુતિએ કલ્પેલી છે પણ આત્મામાં ભેદ અથવા કોઇ ઉપાધિ છે અથવા આત્માથી કોઇ અન્ય વસ્તુ છે એવો હેતુ નથી.

**उपपत्तेश्च ॥ ३५**

**સૂત્રાર્થ :**—આત્મા જે રીતે પ્રતિપાદન કરેલ છે તેથી પણ આ રીતનો સંબંધ ઘટે છે.

**ટીકા :**—આત્માને સ્વરૂપ એવું કહે છે તેથી પોતાનાથી કોઈ બીજુ તત્વ હોય તો 'સ્વ' શબ્દ પણ વપરાય નહિ અથવા 'આત્મ' શબ્દ પણ વપરાય નહિ ત્યાં તો 'પર' અથવા 'તત' એવો પ્રયોગ થાય. પણ અત્રે **अहंब्रह्मास्मि** એમા **अस्मि** એ પ્રયોગ વડે બીજો કોઈ છે એમ સિદ્ધ થતુ નથી, પરતુ તે પોતાને વિશે છે એજ સિદ્ધ થાય છે. આ ઉપરથી આત્મામાં ભેદ છે ને પોતાનો આત્મા નથી એવી કલ્પના શ્રુતિ વિરૂદ્ધ ઠરે છે.

**तथान्यप्रतिषेधात् ॥ ३७**

**સૂત્રાર્થ :**—બ્રહ્મથી અન્યનો શ્રુતિમાં પ્રતિષેધ હોવાથી બ્રહ્મથી ભિન્ન વસ્તુ નથી.

ટીકા :—દરેક શ્રુતિમા **सर्वंब्रह्म** એમ લખેલુ છે અને બ્રહ્મ વ્યતિરિક્ત કોઇ વસ્તુ છે એવુ કહ્યુ નથી. તેમજ બ્રહ્મ અને જીવ એકજ છે એવું શ્રુતિમાં છે. તેમજ બ્રહ્મ ઘટાકાશ, મઠાકાશ અને મહદાકાશવત્ સર્વત્ર વ્યાપક છે અને અભેદરૂપે છે. ઇત્યાદિ હમે આગળ ટીકામાં લખી ગયા છીએ તેથી સ્પષ્ટ સમજાશે. સૂત્રમાં વારવાર જે કાંઇ અભેદરૂપે વર્ણન કર્યું છે તે મનમાં બરાબર ઠસાવવા માટે લખ્યું છે તેથી પુનરૂક્તિદોષ ભગવાન વ્યાસના સૂત્રમા આવતો નથી.

**अनेन सर्वगतत्वमायामशब्दादिभ्यः ॥ ३७**

**સૂત્રાર્થ**:—આત્મા સર્વવ્યાપક છે, આ રીતના શ્રુતિનાં વચનથી સિધ્ધ થાય છે કે જીવ પણ સર્વવ્યાપી છે.

**ટીકા** :—જે હૃદયાકાશ છે તે મહદાકાશજ છે અને તેમા ભેદ નથી તેથી જેમ આકાશ મહાદાકાશની શક્તિ હૃદયાકાશમાં તે પ્રમાણે જીવમાં બ્રહ્મની સર્વશક્તિ છે.

**फलमत उपपत्तेः ॥ ३८**

**સૂત્રાર્થ** :—ફળના દાતારૂપે ઇશ્વર છે કારણ કે સ્વર્ગાદિ દેશ, કાળ તથા વસ્તુનો આ નાર તેજ છે.

**ટીકા** :—દેશ કાળ અને દ્રવ્યનો નિયંતા ઇશ્વર છે. કર્મ નાશ પામ્યા પછી ભૂમિમાં દટાયલા બીજ માફક સંસ્કાર શેષ રહે છે. તેથી જ્યારે દેશકાળ અને દ્રવ્યની અનુકુળતા આવે છે ત્યારે ઇશ્વર કર્મનું ફળ કે જે જન્મ આયુષ્યભોગ, સુખદુઃખ તથા તેની ભેળસેળથી આનંદ શોક અને પરિસ્થિતિ યથા નિયમે વિશ્વનિયામક ઇશ્વર આપે છે.

**श्रुतत्वाच्च ॥ ३९**

**સૂત્રાર્થ**—શ્રુતિનુ પ્રમાણ હોવાથી ઇશ્વરફળનો દાતા છે.

**धर्मं जैमिनिरत एव ॥ ४०**

**સૂત્રાર્થ**—જૈમિનિ નામના આચાર્ય ફળના દાતારૂપે ધર્મને માનેછે

**ટીકા**—જૈમિનિ આચાર્ય ધર્મને કર્મનું ફળ માને છે. **स्वर्गकामो यजेत** યજ્ઞ કર્યા વગર સ્વર્ગની પ્રાપ્તિ થતી નથી. તેમ છતાં કોઈ શ્રુતમ એવું પ્રતિપાદન કરેલું નથી કે, ઇશ્વર કર્મના ફળનો આપનાર નથી. જૈમિનિ જેને ધર્મ કહે છે, તેનો અર્થ ફળદાતા માનવા કરતાં સતકર્મ એમ કહીએ તો ચાલે. કર્મ એટલે પદાર્થના પરમાણુને ઇચ્છા વડે કરીને ગતિમાં મુકવા. કર્મ કર્યા પછી તેનો અત્યંતાભાવ થતો નથી પણ કર્મ પૂરૂં થયું એટલે તેનું બાહ્ય સ્થુલ સ્વરૂપ નાશ પામે છે, તેમ છતા ભૂમિગત દટાયલા બીજ માફક તે સસ્કારો વૃષ્ટિ થતાં બીજામાંથી ફુટી નીકળે છે અને ઝાડ, ફળ વિગેરે થાય છે, તે પ્રમાણે ઉચિત્ત શમયે ઇચ્છા, અનિચ્છા અને પરેચ્છા ઉદ્ભવી ફરી કર્મફળ આપી સુખદુઃખ આપનાર ધર્મ છે. એમ માનીએ તો પણ તેથી કર્મફળનું ઉદ્ભવ થવામાં હરકત આવતી નથી. તેમજ જગતના સર્વ પદાર્થની વ્યવસ્થા કરનાર ઇશ્વરના કામમાં બાધ આવતો નથી અથવા ખલેલ થતી નથી. જેવી રીતે ઝાડ ઉગાવવામાં ઇશ્વરની શકિત છે તેવીજ શકિત કર્મની વ્યવસ્થા કરવામાં ઇશ્વરની છે એવું અમારૂં માનવું છે અને તે વેદાનુકુળ મત છે.

**पूर्वन्तु बादरायणो हेतुव्यपदेशात् ॥ ४१**

**સૂત્રાર્થ:**—બાદરાયણ તો પૂર્વનેજ એટલે ઇશ્વરને ફળના હેતુરૂપ માને છે. કારણ કે ફળના હેતુરૂપે ઇશ્વર છે. આ રીતનો શ્રુતિમા ઉપદેશ છે.

**ટીકા:**—જે હેતુથી કર્મ કર્યું હોય તે હેતુને અનુસરી ફળ આપવાની વ્યવસ્થા ઇશ્વર કરે છે, એવો જે બાદરાયણનો મત છે તેવોજ હમારો પણ મત છે અને તેને શ્રુતિનો આધાર છે. એકજ પિતા પોતાની બાળકીને રમાડતી વખતે જે કાંઇ કર્મ કરે છે, તે પ્રમાણે સ્ત્રીની સાથે પણ હસવું બોલવું, બેસવું ઉઠવું કરે છે. તેમ છતાં એ બન્નેમાં કર્મ તો એકજ છે તેમ છતાં કર્મના હેતુ ભિન્ન ભિન્ન છે. સ્ત્રીની સાથ બોલવા ચાલવામાં વિષય વાસના છે. પુત્રીની સાથ બોલવામા ચાલવામાં વાત્સલ્ય ભાવ છે. પ્રેમ તો બન્ને ઠેકાણે એક સરખોજ છે. હવે ઇચ્છાનો ઉદ્ભવ કરી સંસ્કારને ઉગાવી ફળદ્રુપ કરવો અને યથાનિયમે તેની વ્યવસ્થા કરવી અને ઝાડને બકરી ખાય ન જાય અથવા તો તે બગાડી ન જાય અને

તેનું રક્ષણ કરી ઉછેરવું અને ફળ લાવવું એ સર્વ નિયમસર કરવુ એ ઇશ્વરાધિન છે. ઇશ્વર વિના કર્મફળની વ્યવસ્થા કરનાર અન્ય કોઇ વસ્તુ નથી. તેમજ ઇશ્વર કર્તા ભોકતા નથી. સુખદુઃખાદિ ફળ જીવમાં જે બીજભાવ હતો તેનું ઝાડ થઇ સુખ ભોગવનાર ભોકતા તેનો કર્તા જે જીવ તેજ ભોગવે છે. પણ વૃષ્ટિ લાવનાર, ભૂમિમાં સંરક્ષણુ કરનાર, અંકુરાવસ્થા લાવનાર, બકરી આદિ ખાઇ ન જાય માટે વાડ કરનાર, બીજમાં કર્મફળ ઉદ્દભવની શકિતરૂપ રહેનાર માળીના જેવો વ્યવસ્થાપક અને રક્ષક ઇશ્વર છે. આંબો આળી ઉછેરે છે અને જીવાત્મા જેવો શેઠીઓ કેરીરૂપી ફળ ખાય છે. **ओम् तत् सत ब्रह्मार्पणमस्तु इत्योम्**

**इति तृतीयाध्याय द्वितिय पादः**



# ब्रह्म सूत्रनो आशय.

## તૃતિય અધ્યાય—તૃતિય પાદ.

## પરાપર બ્રહ્મવિદ્યાના ગુણનો ઉપસંહાર.

**सर्व वेदान्तप्रत्ययं चोदनाद्य विशेषात् ॥ १.**

**સૂત્રાર્થ:**—સઘળા વેદાન્તનુ જ્ઞાન એકજ રૂપે થવા યોગ્ય છે. કારણ કે ધર્માદિમાં ભિન્નતા હોતી નથી.

**ટીકા:**—બ્રહ્મનો જે ગુણ અથવા સામર્થ્ય છે અથવા સ્વરૂપ છે તેને કર્મ અને ઉપાસનાને અર્થે ભિન્ન ભિન્ન નામ રૂપ તથા સામર્થ્યની કલ્પના કરેલી છે. છતાં સર્વ ઉપનિષદોમાં પ્રકાશાન્તરે પ્રાણ અગ્નિ આદીની ઉપાસના કહેલી છે. તો પણ તે સર્વમા ધર્મ એકજ છે અને તે સર્વ ઉપનિષદોનું પર્યવશાન બ્રહ્મમાંજ છે. ધર્મ કાંઈ અનેક નથી કે તેના જુદે જુદે ઠેકાણે જુદુ જુદુ વર્ણન જુદા જુદા દેશમાં થઈને જુદે જુદે સ્થળે વહેતી અનેક નદીઓનું પર્યવશાન સમુદ્રમા છે. નીચે ગમન કરવું એ જલનો ધર્મ છે. તે સર્વ નદીઓમાં એક સરખોજ છે. તેમજ જળ-ધર્મથી રહિત કોઇ નદી નથી. સર્વ નદીઓનું સ્વરૂપ વાંકુંચુંકુ અને ન્હાનું મ્હોટું હોવા છતાં ભિન્ન ભિન્ન પ્રકારનુ દેખાય છે. તેમ છતાં જલરૂપ ધર્મ સર્વ નદીઓનો એકજ છે. તે પ્રમાણે બ્રહ્મ માટે પણ સમજી લેવુ. શ્રુતિમાં જે બ્રહ્મનુ જુદુ જુદુ વર્ણન છે. તે બ્રહ્મના અનત-ગુણમાંથી થોડા થોડા ગુણોનું વર્ણન કરાયું છે. માટે સર્વ જ્ઞાનનું પર્યવ-શાન બ્રહ્મ ચૈતન્યમાં એકસરખું વહે છે, એવો આ સૂત્રનો આશય છે.

**भेदान्नेति चेन्नैकस्यामपि ॥ २.**

**સૂત્રાર્થ:**—સર્વ ગુણોમાં ભેદ હોવાથી વિદ્યામાં એકતા નથી. આ રીતનું માનવું યોગ્ય નથી. કારણ કે એકજ વિદ્યામાં આ રીતનો ગુણભેદ જોવામાં આવે છે.

**ટીકા :**—વિદ્યા ધર્મ અને બ્રહ્મ એ એકજ છે. એકદમ કોઇ વસ્તુની સમજણ પડે નહિ. અને આખો લાડવો ખવાય પણ નહિ માટે આધિકાર પરત્વે આવવાને સહેલું પડે એવી રીતે ખાનારના કોળીયા પ્રમાણે લાડુના કટકા પિતા તરફથી કરવામાં આવે છે. વરસ દહાડાના બાળકને તપખીરની ચપટી જેવડો કોળીઓ કરાવે છે અને જુવાનિઆને ½ લાડુનો કકડો આપે છે. કોઇ વખત એક લાડુના આઠ કકડા તો કોઇ ઠેકાણે દશ તો કોઇ ઠેકાણે પાંચ એ પ્રમાણે કર્મ અને ઉપાસનાની સવડ માટે તથા જ્ઞાન ભરવા માટે અધિકારીના તારતમ્ય પ્રમાણે વેદમાં યોજના કરેલી છે. તેથી કરીને વિદ્યાના કટકે કટકા થઇ ગયા વિદ્યા એક નથી પણ અનેક છે, વિદ્યાનું પર્યવશાન અને ફળ એક નથી પણ જુદાં જુદાં છે. એવી એવી કલ્પના જે કુતર્કીઓની છે, તે માનવા યોગ્ય નથી. પણ શાંતમનમાં ગુચવડો ઉત્પન્ન કરનાર કાદવનો ચુથારો છે તેથી કરીને સત્ય વસ્તુ જે એક બ્રહ્મ છે તેનાથી દૂર દૂર નાસે છે.

**स्वाध्यायस्य तथात्वेन हि समाचारेऽधिकाराच्च**

**सववच्च तन्नियमः ॥ ३**

**સૂત્રાર્થ** :—વ્રતનું પ્રતિપાદન કરનારા ગ્રંથમાં નિશ્ચય થાય છે કે, સ્વાધ્યાયનો ભેદ એ ધર્મ છે, પણ વિદ્યાનો એ ધર્મ નથી. કારણ કે વિદ્યાનો નિયમ હોમના નિયમની માફક છે.

**ટીકા :**—વ્રત એટલે શીરોવ્રત (મસ્તકપર અગ્નિને ધારણ કરવા રૂપવ્રત) એવો અર્થ છે અને શીરોવ્રત જેણે કર્યું નથી તેણે આ બ્રહ્મ-વિદ્યાનું અધ્યયન કરવું નહિ એવો કોઇએક શાખાવાળાનો મત છે. જો કે અગ્નિ પવિત્ર છે અને બીજાને પાવન કરનાર છે, તે કદાપિ અભડાતો નથી, તેમ છતાં હોમ કરી દેવતાઓને હવિ અર્પણ કરતી વખતે શબાગ્નિ લેવો નહિ એવો કેટલાકનો મત છે. કમકે શબાગ્નિને અપવિત્ર ગણ્યો છે. માટે તેમા અર્પેલું હવિ દેવતાઓ સ્વીકારતા નથી.

**दर्शयति च ॥ ४**

**સૂત્રાર્થ**:—શ્રુતિ પણ એમ જણાવે છે કે વિદ્યા એકજ છે.

**ટીકા**:—વેદની સર્વ શ્રુતિઓનું પર્યવસાન બ્રહ્મનું નિરૂપણ કરવામાં છે અને બ્રહ્મવિદ્યા તે બ્રહ્મ એકજ છે એવું પ્રતિપાદન છે. જે દ્વૈતવાદ કરી

ભદ દષ્ટિએ જુએ છે તેના માથાપર વજ્ર ઉગામ્યુ હોય તેવો તેને ભય પ્રાપ્ત થાય છે.

અનત અને નિર્ગુણ બ્રહ્મ જે અવાંગ મનસ ગોચર એવો, જે અતકર્ય અવ્યવહારિય અને ઉપદેશ ન થઇ શકે એવો છે તે તત્વ મનુષ્ય જેવા અલ્પજ્ઞ પ્રાણીને સ્હેલથી ગ્રહણ કરવા યોગ્ય થાય અને તેની બુદ્ધિમાં તે આરૂઢ થાય એટલા માટે એકજ બ્રહ્મવિદ્યાના બે ભાગ અથવા ત્રણ ભાગ ઇશ્વરે વેદમાં દર્શાવ્યા છે તેના નામ કર્મ, ઉપાસના અને જ્ઞાન એવાં છે. યોગીએ નિર્વિકલ્પમાં સ્થિત થવુ એવી વૃત્તિનિરોધાવસ્થા ઉત્તમ યોગીને માટે છે. જે પ્રમાણે પગથીએ પગથીએ ક્રમથી ઉતરાય તે પ્રમાણે મદ અને અતિમદ ઉપાસક માટે તેને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય એટલા માટે સગુણોપાસના અને કર્મકાંડનો વિષય છે કે, જેથી કરીને ધીમે ધીમે જેમ બાળક છોકરૂં દાદર ચઢે તેમ સસાર છોડાવ્યા વગર ધીમે ધીમે પ્રગતિ કરાવે છે પણ હનુમાનજીની પેઠે અથવા ગરૂડની પેઠે આકાશમાં ઉંચાડી અથવા એક પર્વત ઉપરથી બીજા પર્વત પર કુદાકડા મારવા જેવું કરતા નથી. બાળકનું દાદરે ચઢવુ કયાં! અને હનુમાનજીનુ અગાધ બળ તે કયાં! કે ગરૂડની મોટી પ ખ કયા! તેમ છતા કર્મ અને ઉપાસના વડે ધીમે ધીમે બાળક હનુમાનજીના જેવુંજ જોર પ્રાપ્ત કરી શકે છે. એજ ઇશ્વરની મહાન કરૂણા છે. તેથી વેદમાં આવી સુગમતા કરે છે પણ વેદનો આશય એવો નથી કે બે બ્રહ્મ છે, બે બ્રહ્મવિદ્યા છે. બે ધર્મ છે. શ્રુતિ પરસ્પર વિરોધી છે. પણ વેદ વિરૂદ્ધ વાત કરનારાઓના એ કુતર્ક છે અને એનુંજ નામ ઉંધી સમજણ છે.

**उपसंहारोऽर्थभेदाद्विधिशेषवत् समाने च ॥ ५**

**સૂત્રાર્થ:**—વિજ્ઞાન એક સરખું હોવાથી સર્વ ગુણોનો ઉપસહાર થાય છે. કારણ જેમ વિધિશેષમા એકતા છે, તેની માફક મુળ વિષયમાં અભેદ છે.

**ટીકા:**—જે પ્રમાણે એકજ ઘઉંના અનેક ખાદ્ય પદાર્થો બને છે અને તે ખાવાનો હેતુ એટલોજ છે કે, સ્વાદિષ્ટ લાગે, શરીરને પોષણ મળે, ક્ષુધા નિવૃત થાય તે પ્રમાણે વેદની સર્વ શ્રુતિઓનું પર્યવસાન એક અદ્વૈત બ્રહ્મનો અનુભવ સુખ અને આનદ વિવિધ બોધના પ્રકાશન્તરે

કરી દુઃખ સાગરથી ઉગારવો સુખની પ્રાપ્તિ કરાવવી અને બ્રહ્માનંદમાં નિમગ્ન કરવો, એવો એક સરખો સર્વ શ્રુતિનો મુખ્ય આશય છે.

अन्यथात्वं शब्दादिति चेन्नाविशेषात् ॥ ६

**સૂત્રાર્થ:**—શ્રુતિ વડે વાજસનેયી તથા છાંદોગ્યની વિદ્યામાં ભિન્નતા છે, આમ શંકા કરવી નહિ. કારણ કે તેઓ એકરૂપ છે.

**ટીકા:**—દેશ, કાળ, દ્રવ્ય અને અધિકારીના તારતમ્યે વિવિધ શાખાઓના આચાર્યોએ પોતપોતાને અનુકૂળ પડે એવી રીતે શ્રુતિની યોજના કરી છે. પણ તેથી કરીને તેઓ મુખ્ય અર્થ અથવા પર્યવસાન જે બ્રહ્મતત્વનો અનુભવ આવવો અને ભેદદૃષ્ટિને ભૂલાવવી અને એકજ બ્રહ્મનુ પ્રતિપાદન કરવુ એવી એકજ વિદ્યા છે, એમ જણાવવું અને વિદ્યામાં ભેદ નથી એ પ્રતિપાદન કરવું, એવો આશય હોવાથી આચાર્યોના વિવિધ મત નિરર્થક નથી.

न वा प्रकरणभेदात् परोवरीयस्त्वादिवत् ॥ ७

**સૂત્રાર્થ:**—પ્રકરણના ભેદને લીધે ઉદ્‌ગીથઆદિની માફક વિદ્યામાં એકતા નથી.

संज्ञातश्चेत्तदुक्तमस्ति तु तदपि ॥ ८

**સૂત્રાર્થ:**—સંજ્ઞાની એકતા પ્રસિદ્ધ ભેદવાળી વિદ્યામાં પણ કહેલી જોવામા આવે છે. તો પછી સંજ્ઞાને લઇ વિદ્યામા એકતા છે, એ આપનું કહેવું યોગ્ય નથી.

व्याप्तेश्च समञ्जसम् ॥ ९

**સૂત્રાર્થ:**—સર્વ વેદમાં ઓંકારની વ્યાપ્તિ છે, માટે ઉદ્‌ગીથ વિશેષણ રૂપે છે, એમ કહેલું દોષરહિત છે.

सर्वाभेदादन्यत्रेमे ॥ १०

**સૂત્રાર્થ:**—સર્વમાં અભેદ છે, માટે એક સ્થળે કહેલા ગુણો અન્ય સ્થળે પણ સ્વીકારાય.

**आनंदादयः प्रधानस्य ॥ ११**

**સૂત્રાર્થ**:—પ્રધાનના આનંદ આદિ જે ગુણો છે, તે પણ સર્વત્ર સમજવા.

**प्रियशिरस्त्वाद्यप्राप्तिरुपचयापचयौ हि भेदे ॥ १२**

**સૂત્રાર્થ**:—પ્રિય પ્રમોદ આદિ ધર્મોની પ્રાપ્તિ સર્વ સ્થળે થતી નથી. કારણ કે વૃદ્ધિ તથા ક્ષય ભેદને લઇને સંભવે છે.

**ટીકા**:—બ્રહ્મનું સ્વરૂપ સુખ, આનંદ, પ્રેમ, પ્રમોદ, શાંતિમય છે. શાંતિ અને પ્રેમ ઇત્યાદિ વિશેષણો નથી પણ વિશેષ્ય જાતેજ છે અને તેમાં ભેદની કલ્પના ખોટી છે. ઉપાસ્ય વસ્તુ એક છે. ઉપાસક અને ઉપાસનાના પ્રકાર અનેક છે. તેની ન્યુનાધિકતાના તારતમ્યે પ્રેમ અને પ્રમોદ ઉપરનો રજસ તમો મલ, કલી કલેશ, દુ:ખ પાપના અવિર્ભાવ અને તિરોભાવને લીધે મનુષ્યને પ્રેમ વૈભવ પ્રમોદ સુખદુઃખાદિ ન્યુનાધિક છે એવો અધ્યાસ થાય છે. જ્ઞાન વડે, સત્વગુણ વડે, અને બ્રહ્મવિદ્યા વડે તેમજ પુન્યકર્મના યોગે તે જ્યારે દૂર ખસે છે, ત્યારે વાદળ ખસ્યાથી સૂર્ય જેમ પ્રકાશમાન જણાય છે તે પ્રમાણે મનુષ્યને પ્રેમ અને આનંદ તથા પ્રમોદ આદિ પ્રગટ થાય છે.

**इतरे त्वर्थसामान्यात् ॥ १३**

**સૂત્રાર્થ**:—આનંદાદિ બીજા ધર્મો વિષયના સામાન્યપણા થકી બ્રહ્મમાં પ્રતિપાદન થાય છે.

**ટીકા**:—પ્રમોદ આનંદ ઇત્યાદિ ધર્મો ઉપાસનાને અર્થે સામાન્ય છતાં વિશેષરૂપે વર્ણવ્યા છે. જેવી રીતે કે, રાજાની આગળ છડીદારો, છત્રધારિણી, ચામર ગ્રાહીણી, અન્ય દાસ અને દાસીઓ, પ્રધાનાદિ વર્ગ એ સર્વના રાજાની પ્રીતિ મેળવવા માટેના એટલે કે ઉપાસનાના ભિન્ન ભિન્ન માર્ગો છે. એટલે કે રાજાની સેવા કરવા માટેના પ્રકાર ભિન્ન ભિન્ન છે. તથાપિ સર્વનો ઉપાસ્ય દેવ એકજ રાજા છે અને સર્વને પ્રેમ, પ્રમોદ, સુખ, આનંદ, વૈભવ, શાંતિ, પ્રસન્નતા મેળવવાના છે તે પણ સર્વના એકજ છે. આ દ્રષ્ટાંતો ઉપરથી બ્રહ્નોપાસનાના પ્રકાર-દ્વારોની શ્રુતિઓમાં પરસ્પર વિરોધ છે અથવા તેમાં ઓછી ઉપાસના છે અથવા તો તેમાં અનેક અર્થો સમાયલા છે એવા એવા કુતર્કો શ્રુતિ વિરુદ્ધ હોવાથી માન્ય કરવા યોગ્ય નથી, એવું સ્પષ્ટ સમજાશે.

**आध्यानाय प्रयोजनाभावात् ॥१४**

**સૂત્રાર્થ**:—આધ્યાન અથવા સમ્યક દર્શનને માટે ધર્મનું નિરૂપણ છે. બાકી બ્રહ્મથી ભિન્ન બીજુ હોય એ રીતના પ્રયોજનનો અભાવજ છે.

**ટીકા**:—એક પઇથી પૈસો મોટો છે, પૈસાથી ઢબુ મોટો છે, ઢબુથી આની મોટી છે, આનીથી રૂપીઓ મોટો છે અને રૂપીઆથી સઉથી છેલ્લુ ચલણનું નાણું તે મહોર છે. મહોરથી વધીને આગળ તેનાથી મોટું કોઇ નાણુ નથી. નાણાની એ છેલ્લી સીમા છે. તે પ્રમાણે શરીરથી ઇન્દ્રિયો શ્રેષ્ઠ છે. ઇન્દ્રિયોથી મન પર છે. મનથી બુદ્ધિ પર છે અને બુદ્ધિથી પર આત્મા છે. આત્માથી પર એવું કાંઇ પણ નથી. છેલ્લામાં છેલ્લુ પર્યવસાન આત્મસાક્ષાત્કારમાંજ છે. તેથી આ સર્વ ઉપાસનાના પ્રકાર ધ્યાનયોગ માટે છે. ધ્યાનયોગ વડે કરીને સમ્યક પ્રકારે બ્રહ્મદર્શન થવુ અને સર્વ દુઃખથી છુટી જવુ એ હેતુ સર્વ ઉપાસનાના પ્રકરણાન્તરો સમાયલો છે. પગથીએ પગથીએ જે પ્રમાણે ઉંચે ચઢતો જાય તે પગથીઆને પામવાનો હેતુ નથી. પગથીઆનું દર્શન કરાવવુ અથવા પગથીઆનુ વર્ણન કરવુ એવો હેતુ કંઇ નથી. એમ થી પર, પર, પર એવા એક એક કરતા શ્રેષ્ઠનું વર્ણન છે ત્યાં બ્રહ્મતત્તાનું સમ્યક દર્શન એકએકથી વધારે વધારે થતું જાય છે. પર શબ્દ વડે જે કાંઇ શ્રેષ્ઠત્વ છે તે કાંઇ શરીર, બુદ્ધિ, મન કે ઇન્દ્રિયોને લાગુ પડતું નથી. શ્રેષ્ઠપણુ એ તત્વ બ્રહ્મનુજ છે.

**आत्मशब्दाच्च ॥ १५**

**સૂત્રાર્થ**:—આત્મા શબ્દથી પુરૂષનુજ પ્રતિપાદન થાય છે

**ટીકા**.—આ સૃષ્ટિની રચના પુરૂષ આત્મ, બ્રહ્મ, ઇશ્વર એવા નામોથી જે કાંઇ શ્રુતિએ વર્ણ્યું છે તેજ સર્વ રચનાનુ કારણ છે. તે સિવાય અન્ય કોઇ કારણ નથી. બ્રહ્મતત્વ સિવાય સર્વ વસ્તુઓ જડ છે અને તે જડ પદાર્થો સ્વેચ્છાથી જ્ઞાન વિના એક તરણુ પણ હાલવાને અસમર્થ છે કઠોપનિષદમાં કહ્યુ છે કે, સર્વ પ્રાણીમાત્રમા તેનુ સ્વરૂપ ગૂઢ હોવાથી તે જણાતા નથી. પણ સૂક્ષ્મ દ્રષ્ટિથી જોનારા પુરૂષો વડે કેળવાયલ બુદ્ધિને તેનુ સમ્યકદર્શન થાય છે, મહાવાક્યો અને એકાગ્રતાના ધ્યાનયોગે બુદ્ધિમા દર્શન કરવાનુ સામર્થ્ય આવે છે.

**आत्मगृहीतिरि तरवदुत्तरात् ॥ १६**

સૂત્રાર્થ:—પાછળના વિશેષણે જોવાથી જેમ બીજે સ્થળે છે, તેમ આત્મા વડે પરમાત્માનુંજ ગ્રહણ થઇ શકે છે.

ટીકા:—**सईक्षत लोकान्नु सृजाइमि** (ઐત૦ ૧,૧) **तस्माद्वा एतस्मादात्मन आकाशः संभुतः** (તૈ૦ ૨, ૧, ૧) **महदहंकार०** (હમારા સ્ધ્યાયના પ્રથમ પાને બ્રહ્મતત્વનુ વર્ણન કરનારી શ્રુતિ નિરાલંબ ઉપનિષદમાંથી લખી છે.) આ સર્વ શ્રુતિઓ ઉપરથી એમ સ્પષ્ટ જણાશે કે '**तस्मात्**' શબ્દ વડે કરીને આત્મામાથી આ જગતની ઉત્પત્તિ થઇ છે એમ સિદ્ધ થાય છે તથાપિ દ્વૈતવાદીઓ એમ કહે છે કે '**एतस्मात्**' પણ શ્રુતિમાં છે તેથી એવો અર્થ થાય છે કે પ્રકૃતિમાંથી મહતતત્વ, મહત તત્વમાંથી ત્રિવિધ અહંકાર, અહંકારમાંથી આકાશાદિ પંચભૂત અને પંચભૂતમાંથી આખી સૃષ્ટિ સ્પષ્ટ રીતે ઉત્પન્ન થએલી જણાય છે. અદ્વૈતવાદીઓ '**एतस्मात्**' શબ્દનો અર્થ ખાઇ જાય છે. '**एतस्मात्**' શબ્દ વડે કરીને શ્રુતિ પ્રત્યક્ષ અને સ્પષ્ટ રીતે એવો અનુભવ બતાવે છે કે પ્રકૃતિમાંથી ઉત્પત્તિ છે. આ બે જાતની તકરારોમાંથી હમારો મત ઘણા- સર્વ ખરા ઉપનિષદની શ્રુતિ જોતાં અદ્વૈત તત્વનુજ નિરૂપણ છે એવો છે. પ્રકૃતિ જડ છે અને જડમાં ઇક્ષણ કરવાની શક્તિ નથી માટે '**एतस्मात्**' શબ્દ વડે પ્રકૃતિ એવો અર્થ લઇએ તો પણ એ પ્રકૃતિ બ્રહ્મચિદ્રૂપા, બ્રહ્મનોજ એક ભાગ છે. તેથી કરીને અદ્વૈત સિદ્ધાંતને બાધ આવી શકતો નથી. માટે જગતની ઉત્પત્તિનું કારણ બ્રહ્મ સિવાય અન્ય નથી એ સિદ્ધ થાય છે. કદાપિ પ્રકૃતિ જગદ્ ઉત્પન્ન કરવાનું કારણ કહો તોપણ પ્રકૃતિદ્વારા જગત ઉત્પાદક બ્રહ્મશક્તિજ છે.

**अन्वयादिति चेत् स्यादवधारणात् ॥ १७**

સૂત્રાર્થ:—વાકયાન્વયથી આત્મા વડે પરમાત્મા લેવો યોગ્ય નથી એમ માનવું ઠીક નથી. કારણ કે ઉત્પત્તિ પૂર્વ પરમાત્માજ હતો, એ પ્રમાણોનું પ્રમાણ છે.

ટીકા:—હમારા સ્ધ્યાયની શરૂઆતમાં એકાદશ રૂદ્રરુપે બ્રહ્માએ બનાવેલા ખોખામાં એટલે કે સર્વ શરીરમાં પોતે જાતે મસ્તકમાંથી હૃદયમાં આવી વસ્યા અને તેથી કરીને બાળક જન્મતા વારનેજ રોવા માંડયુ અને જણાવ્યું કે અંદર રુદ્ર શક્તિ પ્રગટ થઇ છે અને આ સર્વ શરીરોના ખોખાં

ફુલી ફાટી ક્યાંહી જવાના નથી વિગેરે વિગેરે દર્શાવ્યુ છે ત્યાં જોઇ લેવાથી આ સૂત્રનો આશય સ્પષ્ટ થશે અને શિષ્યની શંકા પરમાત્મા અને જીવાત્મા એ બે વસ્તુ છે તેનું ખંડન થઇ એક અદ્વૈત બ્રહ્મ સિવાય ચૈતન્ય શક્તિ બીજા કશામાં નથી એ સ્પષ્ટ થશે. પછી તેને તમે બ્રહ્મ કહો, ઇશ્વર કહો. રૂદ્ર કહો, જીવ કહો પરમાત્મા કહો કે પ્રાણાપાન કહો, અથવા ગુરૂત્વાકર્ષણ કહો ઇત્યાદિ ગમે તે નામે ઓળખો તે સર્વ એકજ ચૈતન્ય છે અને તેનું નામ અદ્વૈત બ્રહ્મ છે. ઉપાધિ ભેદે કરીને આ જગતની રચના પૂર્વે જે ચેતન હતું તેજ જગતમાં વર્તમાનકાળમાં પણ છે અને હવે પછી જગતનો જ્યારે પ્રલય થશે ત્યારે તે શુદ્ધ ચૈતન્ય તેમનું તેમ નિર્લેપ રહેશે, એનુંજ નામ શેષ છે અને જગતના સર્વ પદાર્થો અને પ્રાણીઓ એમાંજ પ્રલય સમયે બીજભાવે દટાયલાં રહેશે. જગતની ઉત્પત્તિ પહેલાં ચૈતન્ય સ્વરૂપ હતુ એ વાત ઠેકઠેકાણે શ્રુતિમાં લખેલી છે, તેથી ઘર બંધાયા પછી તેમાં ઘરધણી જેમ પ્રવેશ કરે છે અને રહેવા માડે છે ખાઇપીને એશઆરામ ભોગવે છે તે પ્રમાણે આમલીન ગંધાતા, લાકડાના કકડા જેવું જડ શરીરને મગલમય બનાવી દેનાર શુદ્ધ ચૈતન્ય વિના બીજું કોઇ નથી હતુ. તેજ આવ્યુ એમ ભાસે છે અને તેજ ગયુ એટલે એ દેહને બાળીને ભષ્મ કરવામા આવે છે. પણ જે ચિદ્રૂપ છે તે તત્વ દેહની સાથે બળી જતુ નથી, તે તો જેમનુ તેમ રહે છે. તે એક છે અને ભેદરહિત છે પછી તેને તમે જીવ કહો, શિવ કહો કે બ્રહ્મ કહો તે માત્ર શબ્દની મારામારી છે. એકજ દીવાને કોઇ અગ્નિ કહે છે, કોઇ તેજઃપુંજ કહે છે, કોઇ પ્રકાશક કહે છે પણ તે એકજ વસ્તુ છે. તકરાર તો નામ માત્રની છે, ભિન્ન ભિન્ન ક્રિયા કરે છે, તેને લીધે એકના અનેક નામની કલ્પના સુવ્યવસ્થિત રીતે વેદમા કલ્પી છે. વધુ ખુલાસા માટે **सर्वं तत प्रज्ञानेत्रं०** (અ૦ ૫, ૩) **येनाश्रुतं श्रुतंभवति** (છાં૦ ૬, ૧, ૧) આ શ્રુતિઓ જુઓ. વિસ્તાર ભયે અમે વિશેષ વિવેચન કરતા નથી.

**कार्याख्यानाद पूर्वम् ॥ १८**

**સૂત્રાર્થ :**—આચમન કાર્યરૂપે હોવાથી તેનું વિધાન નથી પણ અપૂર્વનુ વિધાન છે, અર્થાત જળને વસ્ત્રરૂપે જાણવું આ રીતનું વિધાનછે.

**समान एवं चाभेदात् ॥ १९**

**સૂત્રાર્થ.**—ઉપાસ્યમાં અભેદ હોવાથી સમાન શાખામાં પણ આ પ્રમાણે વિદ્યાની એકતા છે.

**सबंधादेवमन्यत्रापि ॥ २०**

**સૂત્રાર્થ.**—અધ્યાત્મ તથા અધિદૈવનો પણ વિદ્યા સાથે સંબંધ છે તથા વિદ્યાની એકતાથી પણ તેમાં એકતા છે.

**ટીકા:**—વેદની શાખાઓના આચાર્ય દેશ કાળ પરિસ્થિતિ અને અધિકારી ભેદે વિધિ અને કાર્યનુ નિરૂપણ પોતપોતાની અનુકૂળતા પ્રમાણે કરે છે. તેમ છતાં સર્વનું પર્યવસાન તદ્ વિધિ અંતર્ગત જે કાંઇ બ્રહ્મ તત્ત્વ છે અથવા બ્રહ્મ વિદ્યા છે અથવા પ્રાણુવિદ્યા છે તે સર્વમાં એકજ ભાવરૂપે અદ્વૈત બ્રહ્મતત્વનું પ્રતિપાદન છે જેવી રીતે કે બે ત્રણ તબલા પાસ પાસે મુકીએ. અને તેમાંના એક ઉપર જો આપણે હાથ ઠોકીએ તો અથવા વગાડીએ તો બાકીના બે તબલાં પોતાની મેળે વાગે છે અને જે સુર અને તાલ ત્રીજા તબલામાં વાગતો હોય તેજ ધ્વનિ પેલાં બે તબલામા નહિ વગાડ્યાં છતાં ઉત્પન્ન થાય છે. એકમા કાર્ય થવાથી બીજા અન્ય બેમાં જે કાંઇ ક્રિયા અને કાર્ય થાય છે, તેજ પ્રમાણે અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવમાં કમ્પનો થઇ કાર્ય થાય છે અને તેનું કારણ અધ્યાત્મક શકિત છે. એ જાણે પેલું ત્રીજું નરઘું વગાડતાં હોઇએ તેના જેવું છે અને બીજાં બે જે નરઘાનું નામ અધિભૂત અને અધિદૈવ એવું પાડ્યું છે. તે નરઘાંઓ નહિ વગાડયાં છતાં ત્રીજા નરઘાના જેવોજ ધ્વની કાઢે છે અને તાલ સૂર વિગેરે ગાય છે. તેજ દૃષ્ટાંત પ્રમાણે અક્ષિગત–પુરૂષ એટલે કે આંખનું તેજ, સૂર્યગત પુરૂષ એટલે કે સૂર્યનું તેજ અને આત્મગત પુરૂષ તે ત્રીજું નરઘું જે સ્વયંજ્યોતિ છે તેનુ તેજ છે. જેમ આત્મામાં તાલ શરૂ થાય છે અથવા વાગે છે તે પ્રમાણે અક્ષિ અને સૂર્યમાં કાર્ય ભિન્ન ભિન્ન દેશને લીધે થતુ ભાસે છે. જે પ્રમાણે કેટલીક શાખામાં જે કાંઇ વિધિ નિષેધ છે તે આત્મતત્વને અનુસરીને તેનુ દર્શન કરાવવા ખાતરજ છે, અપોશન વિધિમાં જમતાં પહેલાં અને જમ્યા પછી જે કાંઇ જલપાન કરવાનો વિધિ છે, તે પ્રાણુના વસ્ત્રને સ્થાને ઢાંકણુ છે. અન્ય સર્વ પદાર્થો પ્રાણુના અન્ન તરીકે છે. વસ્ત્રથી શરીરનું રક્ષણ થાય છે. વરસાદ, ટાઢ અને તડકો તેને નડતા નથી અને અન્ન શરીરનું પોષણ કરે છે. એટલા માટે અન્નને શરીર ઉત્પાદક અને જળને શરીર રક્ષક ઢાંકણા જેવું ગણ્યું છે. એનું નામ જમતી વખત આચમન વિધિ છે અને તે સર્વ શાખાના આચાર્યોએ

સ્વીકારી યજ્ઞોપવિત ધારણકરનારાઓને પ્રાણ રક્ષણાર્થે ઉપદેશ કર્યા છે અને તે પ્રમાણે તેમના વેદાનુંયાયિ બ્રાહ્મણો જમતી વખતે તેમ કરે છે.

જ્યારે કોઇ સંગીતશાસ્ત્રી બીન સારંગી મૃદંગ ઇત્યાદી સાજની સાથે સંગીતના નાદમાં તેનું મન પ્રફુલ્લિત થાય છે. અને આજુબાજુના મનુષ્યને છક કરી નાંખે છે. તે સમયે કોઇ રોગથી પીડાતો હોય, દરિદ્રી હોય, સસારના ત્રિતાપથી દુ:ખી હોય અને આજુબાજુએ કાંઇ ગરબડાટ કે વાતચીત થઇ તેનું સારૂં માઠુ બોલાતું હોય તો પણ તેને તેનું લક્ષ ગાયન છોડી તે તરફ જતુ નથી. કારણ કે સુખ દુ:ખની લાગણી, બાહ્ય વિષયનો કાન સાથે સંબંધ થયા વિના તે બાહ્ય વસ્તુનું ભાન થતુ નથી. સંગીત શાસ્ત્રી ગાતી વખતે અન્નમય કોશ, મનોમય કોશ, વિજ્ઞાનમય કોશ, પ્રાણમયકોશ, છોડી દઇ આનંદમય કોશમાં નાદબ્રહ્મની સાથે એકત્ર થએલો હોય છે. ટુંકામાં કહીએ તો એના પ્રથમ ચાર શરીર મૃતઃ પ્રાય થયાં હોય તેવાં છોડી દઈ તે પાંચમાં શરીરમાં નાદબ્રહ્મ સાથે એકત્ર થઇ આનંદ ભોગવે છે. એનુ નામ **સંયમ** કહેવાય છે. એ સંયમમાં સ્થુલ દેહનો જય, ઇન્દ્રિયજય, પોતાની મેળેજ પ્રાણાયામથી કુંભકની સ્થિતિ, અથવા પ્રાણનો જય, તર્ક વિચાર ઇત્યાદિ બુદ્ધિના પણ વિકારનો જય સિદ્ધ થાય છે. વિના પ્રયાસે આનંદમાં મગ્ન થયો છે. ચિત્તમાં ચિંતન કર્યા સિવાય નાદબ્રહ્મમાં લયે ગયો છે. એ વસ્તુનું નામ **સંયમ** એમ કહેવાય છે. આ સંયમ વડે કરીને જ્યારે જે વસ્તુની ઇચ્છા થાય તેની સિદ્ધિ થઇ અષ્ટ મહાસિદ્ધિઓ જે દેવને દુર્લભ છે તેની પ્રાપ્તિ થાય છે. એનું નામ સવિકલ્પ સમાધિ છે અને જ્યારે તે જીવાત્મા કંઇ પણ ઇચ્છા નહિ કરતાં અંહભાવ છોડી બિંદુ સહિત લયમાં ભળી જાય છે ત્યારે તેને નિર્વિકલ્પ સમાધિ અથવા સ્વરૂપ સ્થિતિ કહે છે અને તે જે પ્રમાણે વરસાદનું ટીપું સાગરમાં પડી સાગરમાં ભેળાઇ જઇ એકપણું પામે છે ત્યારે તે સર્વ શક્તિમાન બ્રહ્મ સ્વરૂપ થાય છે.

**तथा विशेषात् ॥ २१**

**સૂત્રાર્થ**:—અથવા સ્નાન વિશેષનો સંબંધ હોવાથી આધ્યાત્મ તથા અધિદૈવની એક બીજા વિશે પ્રાપ્તિ નથી.

**दर्शयति च ॥ २२**

**સૂત્રાર્થ:**—આ રીતની વ્યવસ્થા શ્રુતિ પ્રતિપાદન કરે છે.

**संभृतिद्युव्याप्त्यपि चातः ॥ २३**

**સૂત્રાર્થ:**—બ્રહ્મનાં વિર્ય તથા વ્યાપકતારૂપ વિભૂતિઓ પણ સ્થાન વિશેષને લઇ ઉપસંહાર કરવા યોગ્ય નથી.

**पुरुषविद्यायामिव चेतरेषामनाम्नानात् ॥ २४**

**સૂત્રાર્થ:**—પુરૂષવિદ્યામાં જેમ એક સ્થળે કહેલુ છે, તે પ્રમાણે અન્ય શ્રુતિમાં નિરૂપણુ કરેલુ નથી.

*ટીકા*:—ઉપાસકોની બુદ્ધિ અનેક છે ઉપાસનાના વિષયો તે પણ અનેક છે અને તે પ્રત્યેકની ઉપાસના ભિન્ન ભિન્ન પ્રકારે કરવામાં આવે છે અને તેના ફળ પણ ભિન્ન ભિન્ન છે તેજ પ્રમાણે કોઇ ઠેકાણે કોઇ શાખા યજ્ઞને પુરૂષની ઉપમા આપી છે, કોઇ ઠેકાણે યજમાન ને પુરૂષસ્થાને કલ્પ્યો છે. આ સર્વે બ્રહ્મની વિભૂતિઓ છે. અનંત અને અતકર્યની વિભૂતિઓ વડે જેને જેવું જેવું ધ્યાન કર્મ અને પ્રકારાન્તરે સૂઝયું તે પ્રમાણે તેની ઉપાસના કરી છે. તેમ છતાં ઉપાસ્ય દેવ જે બ્રહ્મ અને તેને પ્રાપ્ત થવાની વિદ્યા જે બ્રહ્મવિદ્યા છે તેમાં ભેદ નથી. સર્વનું રહસ્ય અને પર્યવસાન બ્રહ્મતત્ત્વમાં છે. એમ છતા જે અજ્ઞાની ગરીબ છે અને ઘણી અડચણો વેઠી તેની સામે થઇ ઉપાસના કરે છે, તેના ઉપર ઇશ્વરની કરુણા શીઘ્ર થાય છે. દૃષ્ટાંત તરીકે...........

જે પ્રમાણે એક માણસને ચાર પાંચ છોકરાં હોય તેમાં એક નાનો વ્યસની, મૂર્ખ અને રોગી હોય અને બીજા બધા સુદૃઢ પોતપોતાનો સંસાર નિભાવી શકે એવા હોય, તે સમયે બાપને સબળા છોકરાં પોત-પોતાને માર્ગ વળી રળીખાય તેમ છે. પણ આ નાનો છોકરો દયાને પાત્ર છે. એનો ચરિતાર્થ કેમ ચાલશે, એનું શું થશે અને ઉન્નતિને માર્ગે કેવી રીતે ચઢશે, તેની ફીકરમાંને ફીકરમાં રહે છે. તે પ્રમાણે અખિલ વિશ્વનો નિયામક ઇશ્વર પોતાના ત્રણ છોકરા બ્રાહ્મણ, ક્ષત્રીય

અને વૈશ્ય વિશે ઘણી ફીકર રાખતો નથી. પણ પેલા દુરવ્યસની મૂર્ખ નાના છોકરાને માટે એટલે કે શુદ્રો અને અંત્યજો, ભુત, પ્રેત, પિશાચ, રાક્ષસ અને ડાકિણી શાકીણી, ચુડેલ ઇત્યાદિ વૈદિક માર્ગે કેવી ચઢશે અને તેમની ઉન્નતિ કેવી રીતે થશે તેની ફીકરમાં રહે છે. એટલા માટે જેની જેવી રૂચી પડે તે વૈદિક માર્ગે લાગે અને મોક્ષ ગતિએ જાય તેની ફીકર વેદ માર્ગમા ઇશ્વરે રાખી છે એમ જણાય છે. દેશ, કાળ, પાત્ર અને સમયને ઉચિત કર્મ તેમણે વેદમાં લખ્યાં છે. વેદ એ સર્વની સામાન્ય મિલ્કત છે, એમાં ચુડેલ અને અંત્યજોના ઓદ્ધારનો પણ માર્ગ છે. જે પ્રમાણે એક અફિણિ માણસ હોય, આંધળો હોય, તો તેને કામે લગાડવા અને અફીણ છોડાવવા માટે તેને અફીણ ખાવાની લાલચ અને રૂ ટુંપવાનું કામ આપવામાં આવે છે. જો એકદમ અફીણ બંધ કરવામાં આવે અને તેને લખવા વાચવાનું કહીએ તો આંધળાથી તે કામ થાય નહિ અને અફીણ વિના તેને મરણ તુલ્ય દશા પ્રાપ્ત થાય. તેટલા માટે વિચારવાન પિતા તેને અફીણની લાલચ આપી રૂ ટુંપવાનું કામ આપે છે દરરોજ ધીમે ધીમે અફીણ ઓછું કરતાં કરતાં આખરે તે માણસ પાસે અફીણ છોડાવી ઉત્તમ કામે લગાડે છે. ધીમે ધીમે ઔષધોપચારથી તે આંધળાને દેખતો કરે છે. ત્યારબાદ તેને વ્યસન રહિત કરી લખતાં વાચતા પણ શીખવે છે. તે પ્રમાણે વેદમાં ચુડેલ અને ડાકિણીને દારૂનું નૈવેદ્ય ચકલે ઉતારમાં મુકી કોઈ પીડાવાળા દેવને પ્રસન્ન કરવા આપવામાં આવે તો પીડાનો અધિષ્ઠાતા દેવ અથવા કોઇ અભિમાની પ્રસન્ન થાય અને ધીમે ધીમે કેમી કરતા કરતાં તે ચુડેલને દારૂની ટેવ છોડાવી દે. તે પ્રમાણે વેદમાં જ્યાં જ્યાં હિંસા મધ્ય અને કામરૂપના સંસ્કારો ધોવા માટેની યોજના હોય તો તે હસી કાઢવા જેવું નથી. પણ કરૂણામય જગતપિતાની આ કર્મ માર્ગે જીવની ઉન્નતિ કરવાના માર્ગ તે કેમ હોઇ ન શકે ? એટલા માટે સર્વ વિદ્યા જેમાં મેલી વિદ્યા (Black Majic).જાદુ ટોણા, વસીકરણ, ભુતને ધુણાવવું ઇત્યાદિ ઇત્યાદિ હોય તો તેમાં નવાઇ પણ શી છે. માટે બુદ્ધિમાને વિચાર કરી વેદ નિંદા તજી વેદાનુકુળમત ધારણ કરવો ઉચીત છે. જે વાત આપણી બુધ્ધિની વિરૂધ્ધ લાગે તેવી વેદ શ્રુતિનો અર્થ કરવામાં એમ સમજવું કે, આ વાત કયા દેશ, કાળ, સમય અને પાત્ર માટે લખી છે અથવા તો હમેજ કંઇ ખોટા અર્થ કરીએ છીએ તે સમજાતું નથી, એમ કહી ચુપ રહેવું. પણ શ્રુતિ ખોટી છે એમ બોલી વેદની નિંદા કરવી નહિ અને આપણે તે વાત છોડી દઇ તેની ઉપેક્ષા કરવી.

**વેધા વ્યર્થ ભેદાત્ ॥ ૨૫**

**સૂત્રાર્થ:**—વેધા તથા પ્રવર્ગ્યાદિ મંત્રામાં અર્થનો ભેદ હોવાથી તેનો ઉપસંહાર બ્રહ્મવિદ્યામા થતો નથી.

**ટીકા:**—કેટલાક ઉપનિષદોમાં પ્રવર્ગ્યાદિ વિધાન તથા મારણ મંત્રો લખ્યાં છે. તે સંસારિક વિષયને લગતા છે માટે તેનો વિનિયોગ અને ઉપસંહાર બ્રહ્મવિદ્યામાં થતો નથી. ઉપનિષદમાં એ વિધાન છે, તેથી કરીને તે બ્રહ્મવિદ્યાનુ અંગ છે એમ કરતુ નથી. પણ દેવોની અને યજ્ઞની ઉપાસનાને અર્થે તથા સ્વર્ગીય સુખ મેળવવા માટે દેવોની પ્રાર્થના તરીકે સંસારિક ફળની ઇચ્છાવાળાં વિષયી પુરૂષોને સ્વર્ગ મેળવવા ખાતર અને શત્રુઓનું વિદારણ કરવા માટે અધિદૈવીક ઉપાસનાના આ મંત્રો છે. તેને બ્રહ્મવિદ્યાનો ગંધ પણ નથી. શ્રુતિ આદિના પ્રમાણુ કરતાં અન્યના પ્રમાણો તેના કરતાં ઉતરતાં છે તે નીચેના અર્થથી સ્પષ્ટ થશે .

શ્રુતિ—પોતાનુ પ્રયોજન કહેવા માટે જે પદનો અન્ય પદની અપેક્ષા હોતી નથી, તેનુ નામ શ્રુતિ છે.

લિંગ:—સાંભળેલા ભાવને વિષે રહેલી જે શક્તિ તેનું નામ લિંગ છે.

વાક્ય:—કેટલાક શબ્દો એકઠા થઇ કોઇપણ પ્રકારના પ્રયોજનને નિરૂપણ કરે તેનું નામ વાક્ય છે.

પ્રકરણ:—અમુક વિષયની અપેક્ષાવાળું જે મુખ્ય વાક્ય હોય તેનું નામ પ્રકરણ છે.

સ્થાન:—એકજ સ્થાળે બે સમાન વસ્તુ હોય તેનું નામ સ્થાન છે.

આખ્યા:—યોગિક શબ્દને આખ્યા કહે છે.

સમવાય:—સમવાય એટલે સમાન વિષયપણું.

**हानौ तूपायनशब्दशेषत्वात्कुशाछन्द-**
**स्तुत्युपगानवत् तदुक्तम् ॥ २६**

સૂત્રાર્થ:—શ્રુતિમા જ્યાં આગળ એક બાબતનો નિષેધ કરેલો હોય

ત્યાં આગળ અન્ય વસ્તુનો સ્વીકાર શેષરૂપે રહેલોજ હોય છે. આજ પ્રમાણે પુર્વ મિમાંસામાં કુથા, છન્દ, સ્તુતિ તથા ઉપગાનના સંબંધમાં કહેલુ છે.

ટીકાઃ—અધિકાર પ્રાપ્ત થયા વિન કોઇપણ ફળ થતુ નથી. માજીસ્ટ્રેટના હાથમાં શિક્ષા કરવાનો અધિકાર છે તે પોતાના જજમેન્ટમા કદીને અમૂક ગુન્હો કરવાથી અમુક રૂપિઆ દંડ અને સખત મજુરી સાથે આટલા વરસની કેદ એટલું એક વારજ ઉચ્ચારે છે. એટલે તરતજ તેને અમલમાં લાવી કેદીને કેદમા પુરે છે અને દંડ વસુલ કરે છે. પણ અધિકાર વિનાનો કોઇ રૈયતમાંનો માણસ આખો દિવસ જેલર સાહેબને સલામ કરી કહે કે, આ માણસને કેદમાં પૂરો તો તેનું કહ્યું તે માનતો નથી. તેનું કારણ એટલુંજ કે, તેની પાસે રાજસત્તા વડે પ્રાપ્ત થએલો અધિકાર નથી. તેજ પ્રમાણે બ્રહ્મવિદ્યા વિષે પણ અધિકારનું તારતમ્ય સમજવું. જે યજ્ઞ અથવા ક્રિયા ઋત્વિક, યજમાનના અધિકાર પરત્વે સ્વર્ગકામને માટે છે તે સંબધી શ્રુતિઓ બ્રહ્મવિદ્યાને લાગુ કરવી તે વાત રૈયતનો માણસ કોઇ બીજાને કેદમા પૂરવા જેલરને હુકમ કરે તેના જેવું છે.

ગ્રહણ અને ત્યાગ વિશે એક દ્રષ્ટાંત આપીએ. એક ગાગરમાં બોર ભર્યા છે. એક છોકરાએ બોરની મુઠ્ઠી ભરી એટલે કે બોરનું ગ્રહણ કર્યું. હવે એક બીજા માણસે પેંડા ખાવાને માટે પેલા છોકરાને આપવા માંડયા પણ મુઠ્ઠીમાંના બોર ફેંકી દીધા વગર પોતાની મુઠ્ઠીમાં પેંડા લઇ શકતો નથી. માટે બોર ફેંકી દઇ હાથમાં પેંડો લે તે પ્રમાણે ગ્રહણ અને ત્યાગ વિશે સમજવું. આ જગતની સર્વ વસ્તુઓ સાપેક્ષ છે અને નિરપેક્ષતો એક બ્રહ્મતત્વ છે. માટે જ્યાં ત્યાગ શબ્દ વાપર્યો છે તેની સામેની બાજુ કોઇ પણ વસ્તુનુ ગ્રહણ કરવુ એ અર્થ સમાયલો છે. તે પ્રમાણે જ્યાં વિધિ નિષેધની શ્રુતિઓ છે તે અધિકાર ભેદે કર્મ અને ઉપાસનાને અર્થે છે. પણ બ્રહ્મવિદ્યાના ઉપદેશ તરીકે નથી.

હવે નિરિચ્છ એવો સાધુ જે જીવન મુક્ત છે તેનો મોક્ષ કેવી રીતે થાય છે અને તેની નિંદા કરનાર અને સ્તુતિ કરનારને શું ફળ મળે છે તે કહીએ છીએ, જેનો મોક્ષ થયો છે, તે નિરિચ્છ છે તેથી તે નિરપેક્ષ છે તેને કોઇના પર રાગ દ્વેષ પણ નથી. હવે તેના પાપ રહ્યા, તે તેની નિંદા કરનારને દુઃખ રૂપ ફળ આપે છે અને તેના પુણ્ય કર્મનું ફળ તેને મદદ કરનારને મળે છે. જેનો મોક્ષ થયો તે તો નિર્લેપ છે. હવે

એટલીજ વાતની સફાઇ કરવાની રહી કે, જે કર્મ એકે કરેલું તેનું ફળ બીજો કેવી રીતે ભોગવી શકે ! તેનું સમાધાન એ છે કે, નિંદા રૂપ કર્મ બીજાએ કર્યું છે માટે યુકત પુરૂષનું પાપ ફળરૂપે નિંદા કરનારને મળે છે, પૂણ્ય તેમનું ફળ સ્તુતિ કરનારને મળે છે અને તેના પૈમાના માલિક તેના સગા થાય છે. એટલા માટે સત્ પુરૂષને સહાય કરવી એવો શ્રુતિનો બોધ ભાસે છે. એટલા માટે ઉપરનું સૂત્ર શ્રીવ્યાસે ભગવાને રચેલું જણાય છે.

**सांपराये तर्तव्याभावात् तथा ह्यन्ये ॥ २७**

**સૂત્રાર્થ:**—દેહના ત્યાગનીજ સાથે પૃણ્ય તથા પાપનો ત્યાગ થાય છે, કારણ કે સાક્ષાત્કારવાળાને પ્રાપ્તવ્યરૂપ ફળનો અભાવ હોય છે. આજ પ્રમાણે બીજી શાખાવાળાઓ પણ માને છે.

**ટીકા:**—એક કાચની હાંડી તેમાં દીવો કરીને ટાંગી છે. હવે એક જોરાવર જ્વાલામુખીના સ્ફોટ સરખો આચકો આવી તેમાંથી અગ્નિ અને રાખ ઉડે છે. તો હવે કોઇ માણુસે પોતાના બચાવ માટે દોડવા માંડયું. તે પ્રમાણે બ્રહ્મવિદ્યાના બળથી એક આચકાની સાથે અગ્નિ પ્રગટ થયો. ધુમાડો નીકળ્યો, રાખ ઉડી, હાંડી પડી ગઇ, કાચના ચુરે-ચુરા થયા, દીવો જ્વાળા મુખીના ભડકામાં ભળી ગયો, તે વખતે આધે દુરબીનમાંથી જોનારા ભિન્ન ભિન્ન પુરૂષો એટલે કે આચાર્યોએ જુદા જુદા મતો કાઢયા. કોઇ કહે કે, પહેલો હાંડીનો ધબાકો થયો, કોઇ કહે કે પર્વત ફાટયાનો અવાજ પ્રથમ થયો, કોઇ કહે કે પ્રથમ ધુમાડો નીકળ્યો, કોઈ કહે કે પહેલી હાંડી ફુટી પછી દીવો ભળી ગયો. એવા એવા મત શાખાવાળા-ઓએ પોત પોતાના વિચાર દર્શાવ્યા. તે ભિન્ન ભિન્ન છતાં એમાંનું કોઇ વર્ણન ખોટું નથી. ખરૂં જોતાં તો એકજ આચકાની સાથે સર્વ એકદમ થઇ ગયું એમ કહેતાં પણ હમને આચકો આવે છે. કારણ કે, જેનો મોક્ષ થયો છે તે તો કાળ. જગતની વિદ્યા અને અવિદ્યાના ફળથી નિર્લેપ, નિરિચ્છ અને નિરપેક્ષ ચિદ્રુપમાં જ્યાં નો ત્યાં સમાઇ ગયો છે અને ત્યાંજ જવાળા-મુખી ફાટવાનો ધબાકો થઇ એકી વખતે હાંડીનું ફુટવું, દીવાનું અગ્નિમાં પડવું થાય તે પ્રમાણે દેહ અને જીવ, કર્મ અને તેના ફળ, વિદ્યા અને અવિદ્યા એકી વખતે સર્વ ભૂસાઇ ગયું.

छन्दत उभयाविरोधात् ॥ २८

**સૂત્રાર્થ :**—ઇચ્છાથી પુણ્ય પાપનો ક્ષય થાય છે. કારણ કે તાંડી તથા શાટ્યાયનની શ્રુતિમાં તે પ્રમાણે કહેલું છે.

**ટીકા :**—અમે અત્રે દેવયાન માર્ગનું વર્ણન નીચે પ્રમાણે સહેજ સાજ કરીએ છીએ.

હવે હમે ચૈતન્ય નાડી સુષુમણામાં કુંડલીની શક્તિ, મણીપુર ચક્રમાંથી પ્રાણાયમથી જાગૃત થઇ, જ્યારે તે પ્રાણ એ માર્ગમાં ઘુસવા માંડે છે ત્યારે તે પ્રાણરૂપી અશ્વ ઉપર બેઠેલો જીવ પણ તેની સાથે એ નાડીમાં જાય છે અને તે જીવાત્માને ચંદ્ર, સૂર્ય, અગ્નિ, વિદ્યુત, તારાઓ વિગેરેના દર્શન થવા માંડે છે. એ વિષયની શ્રુતિ વિગેરે હમારા પાતંજલ યોગદર્શનના પહેલા અધ્યાયના ૩૬માસૂત્રની ટીકા પૃષ્ટ ૧૭મે કરી છે તેમાંસવિસ્તર જોઇ લેવી. ધારણા ધ્યાન અને સમાધિ એ ત્રણનુ એક નામ સંયમ એવું કહ્યું છે અને એ સંયમ સાધ્ય થવાથી યોગિને જે જે વિભુતિઓ સ્વેચ્છાનુસાર સંકલ્પ સિદ્ધિ પ્રાપ્ત થાય છે, તે તે ત્રીજે અધ્યાય પૂરો થતા સુધીના સૂત્રોમાં જણાવ્યું છે. અત્રે તો અમે દેવયાન માર્ગ તથા યોગના ચક્રો અને તેની શક્તિ તથા કાર્યનું સેજસાજ દર્શન કરાવીએ છીએ મણિપુર ચક્રએ નભમંડળનું મધ્યબિંદુ એટલે કે વિશ્વરૂપનું જે મધ્યબિંદુ સુર્ય નારાયણ છે, તેનું પુરૂષોત્તમની નાભિ અથવા તો યોગીની નાભિના સ્થાનને નામ આપ્યું છે. તેજોમય માર્ગમાં જવા આવવાની સડક તે સૂર્યના કિરણ છે. એ બાબત શ્રુતિઓ છે તેમાંથી એક શ્રુત હમે લખીએ છીએ. એક પુજન કરનાર યજમાનને આદરથી બોલાવી અગ્નિમાં આપેલી આહુતિઓ કહે છે. સામાન્ય મનુષ્યને આ વાત ગપાષ્ટક જેવી લાગશે તોપણ હમને તે વાત સત્ય છે. સશાસ્ત્ર છે અને વેદ વીરૂદ્ધ નથી એવો વીશ્વાસ છે. કારણ કે હમારા કુળમાં કોકો, વત્સા, ઇત્યાદી નામના પુરૂષોએ સુતરના ડગલા પાસે અને ગાયના વાછરડા પાસે વેદની શ્રુતિઓ સભામાં બોલાવી હતી. એવી દંતકથા ઐતિહાસિક પ્રમાણ Historical Authority તરીકે હમે માનીયે છીએ. આજથી પચાસ વરસ ઉપર એડીસન સાહેબે ફોનોગ્રાફમાં ગ્લેડસ્ટન સાહેબનું ભાષણ અને ગાયનો જેવી રીતે ઉતાર્યા છે અને તે મોઢાના ઉચ્ચારણ સ્થાનો વિના એક લાકડાની પેટીમાં ભુંગળી બેસી યંત્ર દ્વારાએ બોલાવે છે. તેવું તે કેમ ન હોઇ શકે. એમ ધારી તે

વાત હમે ખોટી માનતા નથી. દક્ષિણમાં નંદીબૈલનો ખેલ મદારીઓ કરે છે અને ઢોલ વગાડી કાંઇ કાંઇ શબ્દો બોલે છે. તેમજ સરકસમાં સિંહ વાઘ, ઘોડા, હાથી અને રીછ પાસે રીગમાસ્તર એક લાકડી બતાવી વીવીધ પ્રકારના ખેલો કરાવે છે. એ વાત આપણે નજરે જોઇએ છીએ તે પ્રમાણે આકાશવાણી અથવા ગેબી અવાજો જે આપણે પુરાણમાં વાંચીએ છીએ તે સર્વ ગપાષ્ટકો છે, એમ માનવાને હમે તૈયાર નથી. આ યોગીના શરીરના સાત ચક્રો ડાકટર સાહેબોને મુડદું ચીરવાથી દેખાતા નથી. તથાપિ તેમને વિશ્વરૂપને ચીરી જોયું નથી. યોગીઓ તો પ્રાણવાયુને કુંભકમાં સ્થિર કરી ચિત્તની એકાગ્રતા અને ચિત્તવૃત્તિનો નિરોધ કરી કુંભક પ્રાણાયમ એટલે કે બ્રહ્મસ્થિતિનું સામર્થ્ય મેળવી અહંકારને અને મમત્વને મોઅલો સાપ અથવા તો સાપની કાંચળી જેવો બનાવી મુકયો છે. તેથી કરીને તે સ્વરૂપસ્થિતિને પામ્યો છે. સ્વરૂપ સ્થિતિમાનો એક અંશ તે તેનોજ અંશ એટલે કે Will power અથવા પુરૂષની પ્રકૃતિ છે અને તે પ્રકૃતિના આપુર વડે યોગી પોતાના સંકલ્પાનુસાર જે કાંઇ ચાહે તે પ્રાણાદિકના કમ્પનો ઉત્પન્ન કરી પરમાણુંઓના હલન ચલનના સામર્થ્યથી સંકલ્પ સિદ્ધિ અથવા જગતની વિવિધ રચના કરી શકે છે. એ વાત આ બ્રહ્મસૂત્રના પ્રથમ અધ્યાયના **ईक्षतेर्नाशब्दम्** એ સૂત્રમાં જોઇ લેવું.

આ જગતના વિવિધ ધર્મોમાં તેમજ લોકની માન્યતામાં આસ્તિક અને નાસ્તિકના ભેદમાં, ભુત, પ્રેત, પિશાચ, બ્રહ્મરાક્ષસ, ડાકેણ શાકેણ, પીર, માતા, ચુડેલ, હનુમાન, મેસમેરિઝમ (મોહીની વિદ્યા), હિપ્નોટિઝમ, પ્રેત, સ્પીરિટ અથવા દેવનું આવાહન, મેન્ટલ સાયન્સ, પર્સનલમેગ્નેટિઝમ, ફ્રેનોલોજી (મસ્તક વિદ્યા), મેન્ટલ ટેલિપથી (માનસ સંદેશ વિદ્યા), મંત્ર તંત્ર-યંત્ર-ત્રિકાળ વિદ્યા, ધનુર્વિદ્યા, સ્વપ્ન વિદ્યા, શકુનવિદ્યા, હસ્તાક્ષર-પરિક્ષણ વિદ્યા, રતિવિદ્યા, અવધાન, સ્મરણ શક્તિ, કલ્પના શક્તિ વિચાર, સંકલ્પ શક્તિ, વિદ્યુતશકિત, આકર્ષક મનુષ્યમાંથી વિસ્તરતિ-શક્તિ, અંતઃપ્રવાહમાં રહેલી પ્રચંડ શકિત, આકર્ષક હસ્તધુનન, દર્પણનો અભ્યાસ, આકર્ષક મનુષ્યના પંઝામાંથી કેવી રીતે છુટવું, સ્નેહસંવર્ધક વૃત્તિ, મનુષ્ય લક્ષણાની પરિક્ષા, મરણ, મારણ અને ઉચ્ચાટન, દોરડાં વિનાના તાર અને માનસ સંદેશનો સંબંધ, મેન્ટલ ફોટોગ્રાફી, દુરની ખબર મંગા વવી હોય તો કલેર વોયન્સ અથવા આંતર્દષ્ટિ, ઇલેકટ્રો-બાયોલોજી અથવા

કપાલમોહન, સ્વગત સૂચના (ઓટોસજેશન), નજરબન્ધી, રંગાન્ધત્વ, ફણું મંત્રવાની રીત, સાઇકોમેટ્રીસ્ટ થવાની રીત, અગ્નિસ્તંભનના પ્રયોગ, આ બધા, સંયમ અને કુંભક પ્રાણાયમ જાણનારને સહેજમાં પ્રાપ્ત થાય છે.

નાભિચક્ર એ એક નર્વસ સેન્ટર છે અને તે યોગીને ધ્યાન ધરવા માટે કાલ્પનિક છે. ત્રાટક વડે ચિત્તની એકાગ્રતા થાય છે અને દ્રષ્ટિ સ્થિર થાય છે અને એ સ્થિર દ્રષ્ટિ વડે જળમાં, ખાવાના પદાર્થોમાં, કાગળમાં લખીને અથવા પહેરવાના કપડાનાં એ દ્રષ્ટિના કીરણોના નિપાતનથી પાણી વિગેરે મંત્રી ઓબ્જેકટને આપવામાં આવે તો યથા કર્તા Subjectના સંકલ્પને તાબે થાય છે. પોતાનો સંકલ્પ બીજાના શરીરમાં મુકવાનું દ્વાર જલપાન વિગેરે છે અને તેથી શરીરના અનેક રોગો પણ દુઃસાધ્ય હોય તોપણ મટી શકે છે. યોગીને આ શકિત પ્રાપ્ત થાય અને અજ્ઞાન દ્વારા એ શકિતને મારણ, મોહન, ઉચ્ચાટન અથવા કુકર્મમાં વાપરે તો ઉંચે મેંદરે ચઢયા પછી નીચે ગબડી પડી યોગ ભ્રષ્ટ થઇ સ્વરૂપ સ્થિતિ જતી રહેવાનો અવસર આવે છે. માટે લોક કલ્યાણાર્થે સન્માર્ગેજ એ શકિતનો ઉપયોગ યોગીએ કરવો, કે જેથી સત્વની વૃદ્ધિ થાય. ઉંચેર ઉપરના ચક્રોમાં યોગી ચઢતો જાય છે અને બ્રહ્મરન્ધ્રમાં જ્યારે તે લય પામી જાય છે, ત્યારે સ્વરૂપ સ્થિતિને અનુભવે છે એ સ્વરૂપ સ્થિતિનો એક અંશ તે (Wili power) અથવા ઇચ્છા શકિત અથવા સત્ય દૃઢ સશાસ્ત્ર સંકલ્પ છે બને જ્યારે આજ્ઞાચક્રમાં ત્રાટક વડે એકાગ્રતા પ્રાપ્ત થાય છે, ત્યારે પોતાનો સંકલ્પ પોતામાંથી જગતના બાહ્ય પદાર્થોમાં દોડાવી (મુકી) શકાય છે. જેવી રીતે ધ્રુવજીએ પોતાના પ્રાણના આંદોલન વડે કરીને આખા વીશ્વના પરમાણુઓને હલાવી નાખી, શેષશાયી ભગવાન સુતા હતા તેના મનને પણ ડોલાવી નાંખ્યુ અને તેમને ધ્રુવજીની પાસે જઇ સમાધીમાંથી જગાડવાનો પ્રયત્ન કરવો પડયો હુતો. એ વાત પુરાણ પ્રસિદ્ધ સર્વ આર્યજનોને વિદિત છે.

ઇશ્વરરૂપનું દર્શન કરવા માટે પંચ મહાભુતોની જે ધારણા કરવાની છે તે યાજ્ઞવલ્ક્ય સંહિતામાં દેવના બીજ સહીત આ પ્રમાણે ઉપદિષ્ટ થયો છે.

**पंचतत्त्वमये देहे पंच तत्त्वानि सुंदरी ।**
**सुक्ष्म रुपेण वर्तंते ज्ञायंते तत्त्वयोगिभि : ॥**

પગથી લઇ જાનુપર્યંત પૃથ્વી તત્વનુ સ્થાન છે, જાનુંથી આરંભી ગુદદ્વાર પર્યંત જલ તત્વનું સ્થાન છે, ગુદદ્વારથી હૃદય પર્યંત અગ્નિ તત્વનું સ્થાન છે, હૃદયથી બે ભ્રુના મધ્યદેશ પર્યંત વાયુ તત્વનું સ્થાન છે અને ભ્રમધ્ય પ્રદેશથી બ્રહ્મરન્ધ્ર પર્યંત આકાશ તત્વનું સ્થાન છે.

પૃથ્વી સ્થાનમાં પ્રાણનો નીરોધ કરી મકારબીજે સમન્વિત ચતુર્ભુજાદિકે યુકત સૃષ્ટિને ઉત્પન કરનાર પ્રજાપતિ ભગવાન બ્રહ્માનુ પાંચ ઘડીકા સુધી ચિંતન કરવું. એમ કરવાથી યોગી પૃથ્વી તત્ત્વનો જય કરી શકે છે.

જલસ્થાનમાં પ્રાણનો નિરોધ કરી, વકાર બીજ સમન્વિત ચતુર્ભુજવાન અને શુદ્ધ સ્ફટીક સમાન તથા પિતાંબર શુચિસ્મિત ભગવાન શ્રીનારાયણનું પાંચ ઘટિકા સુધી ચિંતન કરવું. આ પ્રમાણે કરવાથી યોગી સર્વ પાપથી મૂકત થાય છે અને જલ તત્વનો જય થાય છે.

અગ્નિસ્થાનમાં પ્રાણનો નિરોધ કરી, રકાર બીજે સમન્વિત, ત્રિલોચન, તરૂણ આદિત્ય જેવા પ્રસન્ન મુખ અને જેણે સર્વાંગે ભસ્મ ચોળી છે એવા ભગવાન મહારુદ્રનું પાંચ ઘટિકા સુધી ચિંતન કરવું. આમ કરવાથી યોગી અગ્નિથી દગ્ધ થતો નથી અને અગ્નિ તત્વનો જય થાય છે.

વાયુસ્થાન વિષે પ્રાણનો નિરોધ કરી, યકાર બીજે સમન્વિત, સર્વજ્ઞ, સર્વ શકિતમાન શાંત, સર્વવ્યાપક, સર્વકારણ ભગવાન ઇશ્વરનું પાંચ ઘટિકા પર્યંત ચિંતન કરવું. આથી તે વાયુવત વેગવાન થાય છે અને વાયુ તત્વનો જય થાય છે.

આકાશ સ્થાન વિષે પ્રાણનો નિરોધ કરવાથી, હકાર બીજે સમન્વિત, પ્રણવની અર્ધ માત્રારૂપ, વ્યોમાકાર અર્થાત્ વિભુ, શુદ્ધ સ્ફટિક સમાન ગૌરવર્ણ, જેમનો મૌલિબાલેન્દુથી વિભૂષિત છે, એવા પંચાનન, જેનાં પ્રત્યેક શ્રી મુખારવિંદમાં ત્રિલોચન છે, જે દિવ્યાયુધ અને આભરણોથી સુશોભિત છે તે સર્વ કારણાકરણ અર્ધનારીશ્વર ભગવાન શંકરનું ચિંતન

કરવુ. આ આકાશધારણા નિત્ય ફક્ત એક મુહૂર્ત સુધી ધારિત કરવાથી તે મુક્ત છે એમ તાંત્રિક ગ્રન્થોમાં ભણ્યું છે.

જ્યા બીજ લખ્યુ નથી એવા એ આજ્ઞા અને સહસ્રદલ ચક્રો નિરબીજ સમાધિના છે અને બાકીના પાંચ તે સબીજ સમાધિના છે. નિરબીજ સમાધિમાં સુષુમણાના સહસ્રદલ ચક્રમા જ્યારે માણસનો જીવ નિરોધ સ્થિતિને પામે છે ત્યારે તેનુ અહમમત્વ એટલે અહંકાર જે વ્યષ્ટિ રૂપમા જડ ઘાલી અમર થઇ રહ્યો છે અને મારી નાખે છે અને જન્મમરણ દુખમય આપે છે તે મોએલા સર્પસમાન અથવા તો સાપની ઉતારેલી કાંચળી જેવા નિસત્વ થઇ જાય છે. સંસ્કારો વિલય થાય છે અને તે પુરુષ પ્રકૃતિની સ્વરૂપ સ્થિતિને પામે છે અને ત્યાંથી જગતમા જ્યાં જ્યાં જવુ હોય ત્યાં સ્વેચ્છાથી સૂર્ય, ચન્દ્ર, અગ્નિ ઇત્યાદિના કિરણો-દ્વારા વિચરે છે. આ તેજોમય માર્ગ વ્યષ્ટિ દેહના સાત ચક્રો વિરાટ દેહના સાત ચક્રોની સાથ એકત્વ પામી વ્યષ્ટિ અને સમષ્ટિ દેહરહિત બ્રહ્મસ્વરૂપ થઇ જાય છે અને તે સ્વરૂપ તેજોમય પ્રજ્ઞાનાનંદ વિભૂ ઇત્યાદિ નામે ઓળખાય છે.

### गतेरर्थवत्वमुभयथान्यथाहि विरोधः ॥ २९

**સૂત્રાર્થ:**—દેવયાન માર્ગ પ્રતિ ગમનનું પ્રયોજનપણું નથી, તથા તેમજ છે, એમ બે પ્રકારે છે. જો કેવળ ગતિનુ પ્રયોજનપણું નથીજ, એમ માનીએ તો શ્રુતિની સાથે વિરોધ આવશે.

**ટીકા:**—મુક્ત દશાવાળાને એવી ઉત્કટ ઇચ્છા હોય કે મારે અમુક કાર્ય કરવા માટે અવતરવું છે, તો દેવયાન માર્ગનું ગંતવ્ય અથવા પુનરાગમન શ્રુતિ પ્રતિપાદ્ય છે. દૃષ્ટાંત તરીકે સ્વામિ દયાનંદ સરસ્વતિએ પોતાના મરણ વખતે આજુબાજુ પોતાના શિષ્ય વર્ગને રડતા જોઇ તેમને કહ્યું કે, "વેદકા પ્રતિપાદન કરનેકે વાસ્તે હમ આર્યાવર્તમે આયેંગા". તે પ્રમાણે પોતાનું આરંભેલું કાર્ય પરિપૂર્ણ કરવા માટે રામકૃષ્ણાદિના અવતારો જેવા પુરુષો મોક્ષને છોડી મનુષ્યરૂપે અવતરે છે. એ વાત પુરાણ પ્રસિદ્ધ છે, અને હાલના જમાનામાં પણ અવતારિ પુરુષો જોવામાં આવે છે. બુદ્ધ, મહમદ, ક્રાઇસ્ટ, શંકરાચાર્ય ઇત્યાદિ ઇત્યાદિ. ગ્રન્થ વિસ્તારભયે વધારે લખતા નથી.

**उपपन्नस्तल्लक्षणार्थोपलब्धेर्लोकवत् ॥ ३०**

**સૂત્રાર્થ**:—ગતિનું પ્રયોજન છે તથા નથી. એ બેઉ પ્રકારના ભાવો યોગ્ય છે. કારણ કે બ્રહ્મપર્ય * પ્રતિગમન કરવાના કારણરૂપ પ્રયોજન લૌકિક રીતિ પ્રમાણે જોવામાં આવે છે.

**अनियमः सर्वासामविरोधः शब्दानुमानाभ्याम् ॥ ३१**

**સૂત્રાર્થ**:—દેવયાન માર્ગ પ્રતિ ગમનના સબંધમા સર્વ સગુણ વિદ્યામાં નિયમ હોતો નથી. આ નિયમ ન હોવા છતાં શ્રુતિ તથા સ્મૃતિને બાધ આવતો નથી.

**ટીકા**:—સુરતમાં કીલ્લાથી સ્ટેશન પર જવાને મોટી સડક છે. કેટલાક માણસો કીલ્લા આગળથી એટલે કે પૃથ્વીમાંથી સીધા દેવયાન માર્ગે મોક્ષ ગતિને પામે છે. કેટલાક ચૌટાથી, ભાગળેથી ગલીકુચીમાં થઈ સડક પર ગમે ત્યાંથી આવે છે અને સ્ટેશને પહોચે છે. તે પ્રમાણે યોગિઓ, ભક્તો, યાજ્ઞિકો, વિદ્વાનો, તત્વવેત્તાઓ અને પરોપકારી દાનેશ્વરીઓ દેવયાન માર્ગમાં જાય છે અને આખરે એ બધા સ્ટેશન ઉપર ભેગા થાય છે, તે પ્રમાણે આ સર્વ ગતિ કરનારા જીવો પોતપોતાના તપ, યોગ, જ્ઞાન, પુન્ય ઇત્યાદિના તાર તમ્યે, પિતૃયાન કે દેવયાન માર્ગમાં સગુણ ઉપાસકો સૂર્ય મંડળમાં જાય છે અને ત્યાંથી તેમને મોક્ષ પ્રાપ્તિ થાય છે. એમ. એ.ની કલાસમાં જુદા જુદા વિષયોના જુદા જુદા વર્ગો અને પરિક્ષાના કાગળો હોય છે. તેમના તપાસનારા પણ જુદા જુદા હોય છે. તેમ છતાં જેટલા પાસ થાય છે તેટલાને એમ. એ.ની પદવી આપવામાં આવે છે. તે પ્રમાણે સૂર્યમંડળમા જે કોઇ પાસ થયા હોય છે તેનેજ પાસ કરવામાં આવે છે અને ત્યાંથી મોક્ષ ગતિ મળે છે. સર્વ કોઇના ભિન્નભિન્ન વિષયો છતાં વિવિધ માર્ગે વિવિધ પ્રકારે સર્વ કોઇ ગતિ કરે છે અને તે બદલના નિયમો પણ જુદા જુદા હોય છે. તેમ છતા સર્વનું પર્યવસાન સૂર્યમંડળમાં જવાનુ છે અને ત્યાં આખરે જાય છે. એટલા માટે ગતિ વિષયની જે જે શંકા અને શ્રુતિઓ છે તેમા ભિન્ન ભિન્ન વર્ણન છતા પરસ્પર વિરોધ નથી. સર્વનુ પર્યવસાન એકજ છે. એટલા માટે ગતિ વિષયની શંકા વડે શિષ્ય શ્રુતિને ,અને સ્મૃતિ જે ગૌણપણુ અથવા મૂખ્યાર્થપણું આપે છે તે વ્યર્થ છે.

**यावदधिकारमवस्थितिराधिकारिणाम् ॥ ३२**

**સૂત્રાર્થ:—અધિકારીઓની આ જગત વિશે સ્થિતિ અધિકાર પર્યંતજ પહોંચે છે.**

**ટીકાઃ—**બીજથી વૃક્ષ થવું, શેકેલા બીજનું ન ઉગવું, ઇશ્વરની વ્યવસ્થામાં તેને આધીન રહેવું, સ્વર્ગાદિફળ ભોગવવાં, અધિકાર અને અનાધિકાર પ્રાપ્ત થવા, અંતર્યામિની પ્રેરણા પ્રમાણે વર્તન કરવું, અહમ મમત્વ ધારણ કરવું, કર્મથી લેપાયમાન થવું, ઇત્યાદિ વસ્તુ સગુણ બ્રહ્મને લાગુ છે. જેને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઇ છે, તે સૃષ્ટિના નિયમ, વેદની શ્રુતિઓને ઇશ્વરની પ્રેરણાઓ થઇ બધાવલો નથી તે જીવની જીવ દશા બ્રહ્મવિદ્યાના બળથી મટી ગઇ છે એટલે તે કોઇ દેહમાં હો કે નહો. દેહ ધારણ કરે કે ન કરે, તે પોતાને આધીનજ છે. કારણ કે, પોતે બ્રહ્મ સાક્ષાતકાર કૈવલ્ય પદને પામેલો છે. તેથી તે કોઇ પણ નિયમને બદ્ધ નથી તે સર્વ શક્તિમાન નિર્ગુણ બ્રહ્મ છે, પણ જીવ નથી. ઇશ્વરની ઇચ્છા અમલમા લાવવા માટે નિર્ગુણ બ્રહ્મ દેહ ધારણ કરે છે. તેના સરખા જગતનુ કોઇ પણ મહત્ કાર્ય કરવા માટે તે વિવિધ દેહમાં ભરાય છે. દૃષ્ટાન્ત તરીકે વેદ વ્યાસને બ્રહ્મ વિદ્યાનું બળ છતાં એકજ ઇચ્છા દૃઢ થઇ છતાં અદૃશ્ય તરીકે લોક કલ્યાણાર્થે પુરાણોની રચના કરી તેઓનો ઉદ્ધાર કરવાં માટે માર્ગ સ્થાપન કરવો એટલા માટેજ પોતે કૈવલ્યનો ત્યાગ કરી અથવા તેનું ગ્રહણ ન કરતાં દેહ ધારણ કરી લીધી અને હજુ સુધી તેઓ ચિરંજીવી રહ્યા છે. એજ પ્રમાણે અમુક કાર્ય કરવા માટે બ્રહ્મવિદ્યાનું બળ છતાં કૈવલ્યપદનો સ્વીકાર ન કરી કેટલાક અધિકારીઓએ એક દેહ અથવા અનેક દેહો એકી વખતે અથવા ભિન્ન ભિન્ન વખતે ધારણ કરી નિર્ગુણ બ્રહ્મ તરછોડી સગુણ બ્રહ્મરૂપ મનુષ્યાદિક દેહ ધારણ કરી છે અને અધિકાર ધરાવે અથવા એક વાસના અથવા ઇચ્છાને લીધે દેહ ધારણ કરી આખરે કૈવલ્ય પદ પામ્યા છે તેમને કોઇ પણ વૈદિક નિયમ બાધ કરતો નથી. કારણ કે તેમની સત્તા નિર્ગુણ બ્રહ્મની બરાબર છે. દૃષ્ટાત તરીકે સુલભા, વશિષ્ઠ, ભૃગુ, કાકભુશંડી, સનત્કુમાર, દક્ષ, નારદ, શંકરાચાર્ય, સ્વામિ દયાનંદ, બુદ્ધ વિગેરે વિગેરેએ મનુષ્ય દેહ ધારણ કરી હતી. ભગવાન સૂર્ય નારાયણ એક હજાર યુગ પર્યંત જગતનો અધિકાર ભોગવી તે અધિકાર સંપૂર્ણ થયે ઉદય અસ્તથી રહિત થઇ કૈવલ્ય મોક્ષનો અનુભવ કરે છે. એ વાતમાં શ્રુતિ પ્રમાણ ન માનીએ તો તે કોણે જોયું

અને કોણ જોશે અથવા નાસ્તિકો બીજા કયા પ્રમાણથી સિધ્ધ કરી આપશે તે કોણ કહેશે ?

**अक्षरधियां त्ववरोधः सामान्यतद्भावाभ्यामौपसदवत्तदुक्तम् ॥ ३३**

સૂત્રાર્થ:—બ્રહ્મના નિરાકરણનો પ્રકાર સર્વત્ર સમાન હોવાથી તેમજ બ્રહ્મનુંજ સર્વત્ર અસ્તિત્વ હોવાથી જેમ ઉપસદ નામની ઇષ્ટિમાં બીજી બાર ઇષ્ટિઓનો ઉપસંહાર હોય છે તેમ સર્વનો અક્ષર બ્રહ્મમાં છે.

ટીકા:—**सर्वं पदं हस्तिपदे निमग्नं** એટલે કે પ્રાણી માત્રના પગલાં હાથીના પગમાં સમાય છે. આ કહેવત પ્રમાણે અક્ષર એટલે નાશ રહિત જે ૐકાર છે તેમા સ્થુળ, આકારો, લિંગ, શરીરો, એટલે કે સ્પષ્ટ અને અસ્પષ્ટ શરીરો અને સર્વ વસ્તુઓ તથા બ્રહ્મવિદ્યાના સર્વ ગ્રન્થો, સર્વ શ્રુતિઓ, વિધિનષેધ, નિયમો અને ધર્મો પ્ર[illegible] જ્ઞાન અને ઉપાસના સમાઈ જાય છે અને તે સર્વનું પર્યવસાન ૐકારમાજ છે. બુદ્ધિ ભેદને લીધે આચાર્યોએ વિવિધ રીતે તેની પ્રાપ્તિના માર્ગ અને વર્ણન પોતાની અનુકુળતા પ્રમાણે કર્યા છે. તેમ છતાં બ્રહ્મવિદ્યામાં અને તેના પર્યવસાન ૐકારમાં સમાયલા છે કારણ કે શ્રુતિ એટલે બૃહદારણ્ય ઉપનિષદમાં **एतद्वै तदक्षरं॰** (બૃ. ૩, ૮, ૮) યાજ્ઞવલ્કયે કહ્યું કે, હે ગાર્ગિ ! બ્રાહ્મણો તેને (આકાશને) અક્ષર અથવા નાશથી રહિત કહે છે. તે સ્થુળ શરીરવાળું નથી, તે હ્રસ્વ નથી, તે દીર્ઘ નથી, તે અરક્ત તેમજ દ્રવરૂપે નથી. **अथपरायया तदक्षरमधिगम्यते॰** (મુ॰ ૧, ૧, ૫) જે પરાવિદ્યા વડે અક્ષર બ્રહ્મનું જ્ઞાન થાય છે, તે વિષે કહેવામાં આવે છે:—આ અક્ષર બ્રહ્મ અદૃશ્યરૂપે, અગ્રાહ્યરૂપે, અકારણરૂપે, અવર્ણરૂપે છે. આનંદ, ચૈતન્ય, તેજ, જ્ઞાન, શાન્તિ ઇત્યાદિ જ્યાં જ્યાં જે જે આકારમાં અથવા નિરાકાર વસ્તુમાં જગતમા જણાય છે ત્યાં ત્યાં તે બ્રહ્મજ ગૌરવત્તા પ્રમાણમા પ્રકાશે છે.

**इयदामननात् ॥ ३४**

સૂત્રાર્થ:—શ્રુતિમા વેદ્યને અવયવપણું કહેલું છે, પણ તેમ છતાં બ્રહ્મવિદ્યામા એકતા છે.

ટીકા:—**द्वासुपर्णा सयुजा॰** (મુ॰ ૩, ૧, ૧) એ શ્રુતિમાં કહ્યું છે, સર્વદા જોડાયલા તથા ચિદ્ સ્વરૂપ હોવાથી સમાનરૂપવાળાં બે પક્ષીઓ અર્થાત્ જીવ અને ઇશ્વર એકજ વૃક્ષનો અથવા શરીરનો આશ્રય કરીને રહેલાં છે. આ પક્ષીયો'માંહેલું એક પક્ષી વડના ઝાડના સ્વાદવાળા ફળને અર્થાત

સુખદુઃખાત્મક કર્મ ફળને ભોગવે છે તથા બીજુ પક્ષી (ઇશ) ભક્ષણ ર્ક્યા વિના અર્થાત્ કર્મ ફળ ભોગવ્યા વિના કેવળ જોયા કરે છે. વળી કઠોપનિષદમાં કહ્યુ છે કે, **ऋतंपिबन्तौ सुकृतस्य०** (ક૦ ૩,૧) આ દેહમાં રહેલા તેમજ પરમ અર્થાત્ ઉત્કૃષ્ટ તથા બ્રહ્મના સ્થાનમાં અર્થાત્ હૃદયાકાશમાં રહેલી બુદ્ધમાં પ્રવેશ કરેલા જીવ તથા ઇશ્વર સારા કર્મના સત્યને અર્થાત્ ફળને ભોગવે છે. બ્રહ્મજ્ઞાનીઓ તે બેઉને છાયા તથા તડકાની માફક ભિન્ન ભિન્ન લક્ષણવાળા કહે છે. તેમજ ગૃહસ્થાશ્રમીઓ તથા ત્રિણાચિકેતો પણ તેને અર્થાત્ આત્માને તે પ્રમાણે કહે છે. **जुष्टंयदा०** (શ્વે૦ ૪,૭) પણ જ્યારે તે જીવાત્મા સઘળા સંસારિક સંબંધથી રહિતરૂપે મહાન ઇશ્વરને એટલે પરમાત્માને જુવે છે ત્યારે તે જીવાત્માના શોકની નિવૃતિ થાય છે. **अन्यत्रधर्मादअन्यत्राधर्मात्** (ક૦ ૨,૧૪) ધર્મથી ભિન્ન તેમ અધર્મથી ભિન્ન આ આત્મતત્વ છે, **यः सेतुरीजानानामक्षरं०** (ક૦ ૩ ૨) આપણું બન્ને હે નચિકેતા! તે અગ્નિને જાણવા શક્તિમાન થીએ કે જે વિરાગાત્મક અગ્નિ (દુઃખને તરવા માટે) સર્વયજ્ઞોના સેતુરૂપે છે.

રાજા છત્રચામર સહિત ચાલે છે ગુરૂ અને શિષ્ય ઉભેલા છે ત્યાં ગુરુ, શિષ્યને રાજસત્તા અને રાજા ઓળખાવવાં છે એટલા માટે કહે છે કે, "પેલુ તડકામા ચળકતું જણાય છે જો પેલી તરફ જાય છે તે રાજા છે એમ તુ જાણ" શિષ્ય આમ તેમ જુવે છે પણ કંઇ દેખાતું નથી. ગુરૂ કહે છે જરી ઉંચો થઇને જો એનો અર્થ એ છે કે, જરી ઉચ્ચ કર્મ કર અને શુદ્ધ થા એટલે તને રાજા દેખાશે. શિષ્ય જરીક ઉંચો થયો ને કહેવા લાગ્યો કે, હા કંઇ ચળકતું દેખાય છે ખરૂં. ગુરૂ કહે છે હજુ વધારે ઉંચો થા. શિષ્ય કહે છે કે હા બે વસ્તુ દેખાય છે. છત્ર ચાલે છે અને તેની નીચે એક માણસ છે. ગુરૂ કહે છે કે, જે ચાલે છે તેનું નામ રાજા કહે છે અને જે ચળકે છે ને તેની પાછળ ચાલતો જણાય છે તે છત્રધર છે ને આજુબાજુએ જે કઈ ચમરો ઢોળે છે તે ચામર ગ્રાહીણી છે. તેમાં એકનું નામ બ્રહ્મ વિદ્યા અથવા તો તડકો એટલે પ્રકાશ એવું નામ છે. બીજી સ્ત્રીનું નામ અવિદ્યા, માયા, મોહિનિ, અંધારૂં જડતા, આકાર, રૂપ અને રંગ, સદા આંખમાં આંસુવાળી દુઃખી અને રોગ પિડીત જન્મ મરણ લેનારી સ્ત્રી છે. આ બધું મળીને રાજસત્તા છે, એમ કહેવાય છે. એ શિવાય રાજસત્તા બીજે કોઇ ઠેકાણે નથી જે છે તે ગોજ છે એ રાજસત્તા નામરૂપ રહિત છે અને

સર્વત્ર વ્યાપક છે, તારામાંને મારામાં જીવરૂપે, શિવરૂપે અને જગદ્રૂપે જે છે તેનું નામજ રાજસત્તા એમ કહેવાય છે. એ રાજસત્તા અદ્રશ્ય, અલક્ષણ, અચિંત્ય અને વિભુ છે. રાજા, છત્ર, ચામર ગ્રાહીણી, ચળકાટ, પ્રકાશ અને અપ્રકાશ એ સર્વના શરીરો જે કાંઇ હાલે છે ચાલે છે ને કરે છે તેનું નામજ રાજસત્તા છે. તે એકજ છે. ભિન્ન ભિન્ન માણસોને પ્રદાર્થોમાં છતાં એ નથી અને જે કાંઇ આપણે ગન્તવ્ય છે તે ત્યાંજ છે. ભિન્ન ભિન્ન માણસો, આચાર્યો તેનું ભિન્ન ભિન્ન વર્ણન કરે છે તેમ છતાં તેમના સર્વ વર્ણનનું રહસ્ય અને પર્યવસાન રાજસત્તાને ઓળખાવવા માટે છે. પણ તે અનેક છે, ભેદવાળાં છે એવું વર્ણન જે કાંઇ શિષ્ય ની નજરમાં જણાય છે તે મિથ્યા મૃગજળવત્ ભ્રમ છે જ્યાં સુધી એ ભ્રમ છે ત્યાં સુધી મન તર્ક વિતર્ક કરી શંકાઓ ઉઠાવ્યા કરશે, શ્રદ્ધાભક્તિ બેસશે નહિ, અનુભવ આવશે નહિ, વસ્તુ સાક્ષાત્કાર થશે નહિ, શાન્તિ સુખ અને આનંદ પ્રાપ્તિ થશે નહિ અને ભિન્ન ભિન્ન આકારો દેખાયાં કરશે. અંધારામાં બીશે, ધ્રુજારી છૂટશે, રડશે, પડશે, આથડશે અને વાગશે. માટે જ્યારે દ્વૈત ભાવના જઇ જીવ અને બ્રહ્મની એકી જણાશે ત્યારે જાતે અનુભવ આપી સાક્ષાત્કાર એટલે મોક્ષ થશે. સ્વતંત્ર થશે અને દેહબંધનથી છૂટી જશે અને પોતેજ રાજસત્તારૂપ થશે, એવો આ સૂત્રનો આશય છે.

**अन्तराभूत ग्रामवत् स्वात्मन : ॥ ३८**

**સૂત્રાર્થ:**—આત્મા સર્વના અંતર રૂપે હોવાથી જેમ પંચ મહાભૂતોનો સમુહ સર્વત્ર એક રૂપે છે. તેમ વિદ્યામાં એકતા છે.

**ટીકા:**—જેને જાણવાનો છે તે એક છે અને સર્વનો અધિષ્ઠાતા છે. જેવી રીતે કે રાજા એકજ છે અને તે રાજાની સત્તા થોડે વધતે અંશે બધા કારભારીઓમાં વહેંચાયલી છે. તેમ છતાં જેટલા કારભારી તેટલા કંઇ રાજા નથી અથવા તેટલી સત્તા નથી અંતર્યામિરૂપે ઈશ્વર સર્વના અંતરમાં છે. ચોર ખૂની અને લુટારાના અંતરમા તેમજ વ્યાસ, વસિષ્ઠ, ચંદ્ર, સૂર્ય, પૃથ્વિ આદિ દેહોમાં ચૈતન્ય સત્તા ઓતપ્રોત છે અને તેમના અંતરમાં અંતર્યામિરૂપે વસેલી છે. બધી ચૈતનો પ્રતિપાદ્ય વિષય રાજા છે તેથી કરીને રાજાને ત્યાં પહોંચવાને માટે અથવા દાદ મેળવવા માટે અનેક વિદ્યા અને કાયદા છે એમ નથી. એકજ વિદ્યા અને એકજ કાયદો છે. પછી ગમે તે કોર્ટમાં જાય અને અરજી આપે તોપણ તે રાજસત્તાને આપી છે તે

પ્રમાણે પંચમહાભૂત વિદ્યા અવિદ્યા, અને પ્રાણીઓમાં એકજ ચિદ્ શક્તિની એકજ વિદ્યા આત્મા સાક્ષાત્કાર કરાવી સ્વાનુભવ આપે છે એમ આ સૂત્ર ઉપરથી સ્પષ્ટ થાય છે.

**अन्यथा भेदानुपपत्तिरिति चेन्नोपदेशान्तरवत् ॥ ३६**

**સૂત્રાર્થ:**—જો અન્યથા અર્થાત્ વિદ્યામાં ભેદ ન માનીએ તોજ શ્રુતિમાં ભેદ થતો નથી, એમ માનવું ખોટું છે. કારણ કે બીજા ઉપદેશની માફક એકજ વસ્તુનું નિરૂપણ છે.

**ટીકા**—બ્રહ્મવિદ્યા એક છે માટે ભિન્ન ભિન્ન આચાર્યોની ભિન્ન ભિન્ન શ્રુતિઓ અનેક હોઇ શકે નહિ એવી શંકા કરો તો તે ખોટી છે. કારણ કે ઠેકઠેકાણે જુદી જુદી રીતે આચાર્યોએ પોતપોતાના મત પ્રમાણે સવડ **અનુસાર** અધિકારીના તારતમ્યને લક્ષમાં લઇ વિવિધ પ્રકારના બોધ કર્યા છે. તેમ છતા સર્વ ઉપદેશનો હેતુ બ્રહ્મ સાક્ષાત્કાર કરવો એ છે. માટે એક વિદ્યાનો ઉપદેશ અનેક શ્રુતિ વડે કરાય છે. જેમકે એક આચાર્ય કહે છે કે **अहं ब्रह्मास्मि** બીજો આચાર્ય કહે છે કે **तत्वमसि** ત્રીજો કહે છે કે **अयमात्मा ब्रह्म** ચોથો કહે છે કે **सत्य ज्ञान अनंत ब्रह्म** પાંચમો કહે છે કે **प्रज्ञान ब्रह्म** છઠ્ઠો **खं ब्रह्म** કહે છે તેમ છતાં એ સર્વની **મતલબ** એકની એકજ છે. જે પ્રમાણે અધિકારીની **સમજુત** થાય અને તેના **અનુભવમા** આવે તે પ્રમાણે તેનામા ભક્તિ, શ્રદ્ધા, વૈરાગ્ય, જ્ઞાન, શાંતિ, ઇત્યાદિના વિવેચન કરી તેને ચિદ્રુપનો સાક્ષાત્કાર કરાવવો એ એકજ સર્વનો હેતુ છે. આ ઉપરથી ઉપક્રમ તથા ઉપસંહાર એકજ વિષયમા છે એમ સ્પષ્ટ સમજાશે.

**व्यतिहारो विंशिषन्ति हीतरवत् ॥ ३७**

**સૂત્રાર્થ:**—આ વિશેષણ વિશેષ્યભાવ ધ્યાનને લીધે છે. જેમ બીજા ગુણોનું નિરુપણ છે તેમ શ્રુતિકારો ગુણોનુ નિરૂપણ કરે છે.

**ટીકા:**—ઐતરેયો તેમજ જાબાલકો ઇત્યાદિના આચાર્યોએ પણ બ્રહ્મ સ્વરૂપ નિર્ગુણ છતાં તેમા ધ્યાનયોગ થવા માટે અને બ્રહ્મવિદ્યા એકજ સર્વ વર્ણનનું પર્યવસાન છે તેમજ ધ્યેય અને ધ્યાતા એટલે કે જીવ અને બ્રહ્મ જે પ્રતિપાદ્ય વિષય છે તે પણ એક છે એમ દર્શાવવા

માટે તેને નામ, રૂપ, આકાર, શાન્તિ, આનંદ, પ્રેમ, પ્રજ્ઞાન, સુખ સ્વરૂપ, કાલાતિત, કરૂણાસાગર, મોક્ષફલપ્રદ, સ્વતંત્ર, દેહરૂપી કેદખાનામાંથી છોડાવનાર, દુઃખ, દારિદ્ર, કલિમલકલેશ, અવિદ્યા, જડતા, અંધતાથી છોડાવી અભય આપનાર, પિતાપુત્ર સમાન, જગન્નિયતા, જમાદ્ ઉત્પાદક, વિભુ, સર્વ શક્તિ, અંતરયામિ, સર્વાત્મા, ઇત્યાદિ વિશેષણો વડે નામ-રૂપ રહિત બ્રહ્મને ઓળખાવી ધ્યાન યોગવડે, અનુભવ આપી સાક્ષાત્કાર કરાવવા માટે ભેરી નાદિ પોકારી આચાર્યો અને શ્રુતિઓ તેમજ વેદ, શાસ્ત્ર પુરાણ બ્રાહ્મણ આદિ ગ્રન્થો, સ્મૃતિઓ વર્ણન કરે છે. " **तद्योऽहं सोऽसौ योऽसौ सोऽहम्** (ઐ૦ ૨,૨,૪)

જે હું છું તે આ છે જે આ છે તે હું છું. **त्वंवा अहमस्मि भगवो देवतेऽहं वैत्वमसि** હે ભગવન્ દેવતા ! હું તું છે ને તું હું છું

દ્રષ્ટાન્ત તરીકે હે પરબ્રહ્મ ! સમુદ્ર છે તે તું છે અને તું છે તે સમુદ્ર છે. આ કહેવાનો અર્થ એવો છે કે, " **अस्यान्द्रवन्ति भूतानी ससमुद्र** જેમાં સર્વ ભૂતો દ્રવિભૂત થાય છે અથવા દ્રવીભૂત થઇ રહ્યાં છે એટલે કે સમાયાં છે, રહ્યાં છે, એવા સમુદ્ર હે આત્મા તું એકજ છે. ઇત્યાદિ ઇત્યાદિ સૂર્ય, અગ્નિ, પ્રાણ, વાયુ, વરૂણ પૃથ્વી નદી ઇત્યાદિના ધ્યાન કહ્યાં છે. એ દર્શાવવા માટે વેદવ્યાસ ભગવાને ઉપરનુ સૂત્ર રચી સ્પષ્ટ દર્શાવી, દ્વૈતવાદીઓના અને શંકાશીલ અજ્ઞાનીઓના જાળ હણી અનુભવ સાક્ષાત્કાર બતાવ્યો છે. જે કોઇ વિશેષણ રહિત છે એવો વિશેષ્ય બ્રહ્મ છે.

**सैव हि सत्यादयः ॥ ३८**

**સૂત્રાર્થ:**—સત્યાદિ ગુણોનો ઉપસંહાર સત્ય બ્રહ્મમાંજ થાય છે. માટે સત્ય વિદ્યા એકજ રૂપે છે.

**ટીકા:**—વિવિધ પ્રકારે જ્યાં જ્યાં બ્રહ્મની ઉપાસના અથવા બ્રહ્મ પરત્વે કર્મ કરવાના છે અને તેના ફળ ભિન્ન ભિન્ન છે તેથી એમ શંકા થાય કે, બ્રહ્મવિદ્યા બે છે. શ્રુતિઓ એકબીજાથી ભિન્ન છે અને તેના પ્રતિપાદ્ય વિષયો પણ ભિન્ન છે એમ સ્પષ્ટ દ્વૈત પ્રતિપાદીત છે. તો તે શ્રુતિનો હેતુ સમજ્યો નથી એમ કહેવાય. ઉપક્રમ અને ઉપસંહાર એકજ પ્રતિપાદ્ય વિષય બ્રહ્મમાજ છે. દ્વૈત પ્રતિપાદન કરવામાં નથી. જેવી રીતે કે છોકરાંને નિશાળે જવા માટે એક પિતાએ કહ્યું કે, હું તને લાડુ

આપીશ એવું વર્ણન કરીને તેને લાડુ આપ્યો અને ગુજરાતી નિશાળે મૂકયો. એમ અનેક લાલચો અને ખાવાના આપી, જુદા જુદા પિતાઓએ જુદા જુદા છોકરાઓને, જુદી જુદી રીતે બોધ કરી, જુદી જુદી નિશાળે મૂકયા. તેમ છતાં સવ પિતાનો હેતુ પ્રતિપાદ્ય વિષય અને વર્ણન ભિન્ન ભિન્ન જ્ઞાન અને ભિન્ન ભિન્ન ફળ મેળવવા માટે નથી. પણ આ સર્વ એકજ બ્રહ્મજ્ઞાનનો સાક્ષાત્કાર કરાવી અનુભવ આપવા માટે છે.

**कामादीतरत्र तत्र चायतनादिभ्यः ॥ ३९**

સૂત્રાર્થ:—સ્થાનાદિ એકસરખું છે, જેથી સત્ય કામ આદિ જે વિશેષણો એક સ્થળે હોય તેનો સંબંધ અન્ય સ્થળે પણ લઇ શકાય.

ટીકા:—ઇચ્છાભેદ, સ્થાનભેદ તથા ઉપાસના ભેદના ફળ ભિન્ન ભિન્ન છતાં સર્વનો પ્રતિપાદ્ય વિષય એકજ વિદ્યા અને એકજ બ્રહ્મમાં છે.

**आदरादलोपः ॥ ४०**

સૂત્રાર્થ:—ભોજનનો જો કે અભાવ હોય, છતાં પ્રાણાગ્નિ હોત્રનો લોપ થતો નથી, એમ શ્રુતિના પ્રમાણથી સિદ્ધ થાય છે.

**उपस्थितेऽस्तद्वचनात् ॥ ४१**

સૂત્રાર્થ:—ભોજન દ્રવ્યમાંથી જે દ્રવ્ય પ્રથમ ઉપસ્થિત થયું હોય, તે વડે પ્રાણાગ્નિ હોત્ર કરવું. કારણ આ રીતનું શ્રુતિનું પ્રમાણ છે.

ટીકા:—અગ્નિહોત્ર, યજમાન, પ્રાણ, આહુતિ ઇત્યાદિ શબ્દ વડે એકલુંજ અગ્નિહોત્ર સમજવું નહિ પણ બ્રહ્મના યજન અર્થે એટલે કે પ્રાપ્તિને અર્થે જે કાંઇ કર્મ, સ્તુતિ ઇત્યાદિ કરવામાં આવે છે અને જેનું ફળ તુષ્ટિ, પુષ્ટિ, સુખ, આનંદ, પરહીત, ભૂત, શુદ્ધિ ઇત્યાદિ છે તેને અર્થે જે કાંઇક સાધન છે તે સાધનનું નામ દ્રવ્ય છે. જે જીવ ઇશ્વરને કોઇ પણ કર્મદ્વારા ધ્યાન ધરે છે એટલે કે યજે છે તેનું નામ યજમાન છે. અગ્નિ શબ્દ વડે બ્રહ્મ સમજવો. વેદી એટલે સ્થાન જયાં કર્મ થાય છે તે ઇત્યાદિ રૂપકાલંકારો સમજવા.

**तन्निर्धारणा नियमस्तद्दृष्टे पृथग् ह्यप्रतिबन्धः फलम् ॥ ४२**

**સૂત્રાર્થ:**—શ્રુતિ એમ પ્રતિપાદન કરે છે કે, ઉદ્ગીથાદિ કર્માંગોના વાસ્તવિક સ્વરૂપમાં નિયમ હોતો નથી. આમ હોવાનું કારણ એ કે, કર્મનું ફળ ભિન્ન હોય છે, જેથી નિયમનો અભાવ છે.

**ટીકા:**—ભિન્ન ભિન્ન વાસનાઓ વડે એકજ કર્મ અનેક મનુષ્યો કરે છે તેમ હોવાથી કર્મના ફળનો નિયમ નથી. કર્મ નાશવંત છે. કર્મનો નાશ થયા પછી ફળ પ્રાપ્તિ છે. કર્મ અનિત્ય છે. માટે તેનું ફળ પણ અનિત્ય હોય છે.

છાંદોગ્યની ૨. ૨. ૧૩ શ્રુતિમાં લખ્યું છે કે **कल्पन्ते हास्मै लोका ऊर्ध्वाश्च वृत्ताश्च** ॥ સામની ઉપાસના કરનારા પુરૂષને અધો લોકથી માંડી ઉર્ધ્વલોક સંબંધીનો તેમજ ઉર્ધ્વલોકથી લઈ અધો લોક સુધીનો સર્વ લોક તેને ભોગ્યરૂપ થઇ પડે છે.

બ્રહ્મ સત્ય છે અને નિત્ય છે. તે સિવાય આખું જગત અને તેમાંના પદાર્થો અને ભોગ નાશવંત છે.

વિદ્યા તથા અવિદ્યાના ફળ ભિન્ન ભિન્ન છે. પણ જે ક્રિયા, વિદ્યા, શ્રદ્ધા તથા ઉપનિષદ વડે કરાયલી હોય છે તે વધારે બળવાન કહેવાય છે. ઉપાસના કર્મ વડે કરીને જે કાંઇ સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ થાય છે અને દેવોની ઉપાસના છે તે સર્વ દેવો જગતના પદાર્થો છે. જ્યારે તે દેવો પ્રલયમાં નાશવંત છે તો તેમના ઉપાસક તેમનું કર્મ અને તેનું ફળ સ્વર્ગાદિ અવિનાશી કેવી રીતે હોઇ શકે?

**प्रदानवदेव तदुक्तम् ॥ ४३**

**સૂત્રાર્થ:**—પુર્વ મીમાંસામાં બલિદાન સંબંધી પૃથક્ પૃથક્ દેવ સંબંધી કહ્યું છે. તેજ પ્રમાણે વાયુ તથા પ્રાણદેવને પૃથક્ રૂપે જાણવા.

**ટીકા:**—અધ્યાત્મ અધિદૈવ અને અધિભૂત એ ત્રણ ભેદ સગુણોપાસનામાં છે. સર્વ સગુણ ઉપાસનામાં ભેદ છે. પ્રકારાન્તરો છે તથા ફળપ્રાપ્તી પણ ભિન્ન ભિન્ન છે. વિધિ પણ ભિન્ન છે અને તેમાં ચડતા ઉતરતા દરજ્જા પણ છે. નિર્ગુણ બ્રહ્મમાં એવું કાંઇ નથી. નિર્ગુણ બ્રહ્મ

અગ્રાહ્ય હોવાથી અધિકારીની સુગમતા માટે એકનાજ અનેક પ્રકાર રચ્યા છે. ગમે તેની ઉપાસના કરો પણ તેનું ફળ આપનાર એકજ નિર્ગુણ ચૈતન્ય છે. પછી તેનું નામ ઇશ્વર કહો કે બ્રહ્મ કહો. ઇશ્વર અને બ્રહ્મ સિવાય સર્વ કાંઇ છે તે જડ છે. તથાપિ તે સર્વમા ઓછા વધતા પ્રમાણમાં શુદ્ધ ચૈતન્ય ભાસે છે. તેને લીધે તેની ઉચ નીચ પાયરી છે. ઘઉ ખાંડ અને ઘી એ ત્રણના તારતમ્યે તેના ભિન્ન ભિન્ન સ્વાદ તથા આકાર–રૂપ અને રંગ તથા શક્તિ અને ગુણ છે. દોઢ શેરીકુ ઘી હોય. ૧ા શેર ખાંડ હોય અને ૧ શેર લોટ હોય તેનુ નામ દળ અથવા મગજ એવુ કહે છે. કારણકે મોઘામાં મોઘી વસ્તુ જે ઘી જે રૂા. શેરનું છે. તે તેમા ભળેલ છે તેમ છતા ખાંડ અને લોટથી ઘી એ કોઇ જાુદીજ વસ્તુ છે. ખાંડનો ભાવ ત્રણ આને શેર છે. લોટનો ભાવ એક આને શેરનો છે તેમ છતાં તૃષ્ટિ પૃષ્ટિ આપવાની સત્તા એ ત્રણેમાં છે. જેમાં ઘી ઓછું તેનુ નામ પુરી રોટલી કે ભાખરી કહેવાય છે. જેમાં ખાંડ ઓછી હોય અને ઘી પણ ઓછું હોય તેનું નામ રોટલો કહેવાય છે. તે પ્રમાણે પ્રાણ એ સર્વ અધિદેવમા મુખ્ય છે અને બીજા બદા દેવો ગૌણ છે. પ્રાણમા શુદ્ધ ચૈતન્ય જાણે સેંકડે ૯૯ ટકા હોય તેવુ છે. અન્ય દેવમાં ૯૮–૯૭–૯૬નુ પ્રમાણ ચૈતન્યનું હોય છે. જેવી રીતે શુદ્ધ સોનામા એટલે ચીપામાં તાંબાના ભેદને લીધે તેના ટચમા પણ ભેદ છે. જડ વસ્તુ તાંબાના ગીલીટ જેવા મોટો તાબાનો ભાગ છે. અધિદેવમા ૯૮ ટચનુ સોનું છે. અધ્યાતમમા ૯૯ ટચનુ સોનું છે અને. નિર્ગુણ બ્રહ્મ તે ૧૦૦ ટચના ચીપાના જેવુ છે. તેમા તાબાનો લેશ પણ નથી તે પ્રમાણે તેમની કિંમત અંકાય છે અને નાણું ઉપજે છે, આ દ્રષ્ટાંત ઉપરથી મેલડીમાના પણ બાવળીયા ઉપર હાર ચઢાવ્યાથી કે ફુલ વધાયાથી કે, એકાદ ગોખલામા એકાદ પથ્થર મુકી–અથવા એકાદ લાકડામાં ખીલા ખોસી અથવા એકાદ મુડદા ઉપર ફુલ વધાવી જે કાંઇ પૂજન કરવામા આવે છે તે પૂજા હાડકા ચામડાની કે ભૂત પ્રેતની કે કબર ઉપરના છો ઇંટના ગારાની પૂજા ફળરૂપ થતી નથી પણ તે દ્વારાએ શુધ્ધ ચૈતન્ય આપે છે માટે જે કોઇ પૂજે છે અને પૂજવાનો બોધ કરે છે તે શાસ્ત્રનુ પર્યવસાન શુદ્ધ ચૈતન્યમાત્ર છે બીજાં કશામાં નથી આ દ્રષ્ટાંત ઉપરથી ઉપરના સુત્રનો અર્થ સ્પષ્ટ સમજવામાં આવશે. ઝાડુ કાઢનાર મ્યુનીસીપાલીટીનો ઢેડો તેનામાં પણ રાજ્યસત્તા છે અને તે પ્રસન્ન થયે આપણા આંગણા આગળ જે કાંઇ કચરો પડ્યો છે તે તેજ ઉડાવી શકે છે. તે સિવાય વધુ

કરવાનો તેનો અધિકાર નથી. હવે સેક્રેટરી ઓફ સ્ટેટ અથવા સમ્રાટનો હુકમ ફાંસીની સજાથી પણ છોડાવનાર છે. તે કાંઇ મામલતદાર કે કલેક્ટર છોડાવી શકતા નથી.

જે અધિદૈવની ઉપાસના એટલે કે ઇન્દ્ર, વરૂણ, અગ્નિ, વાયુ, સૂર્ય, ચંદ્ર, મંગળ, બ્રહસ્પતિ, શુક્ર, સપ્તર્ષિઓ, ધ્રુવ, પૃથ્વિ, મન, જીવ, ઇત્યાદિની ઉપાસના કરે છે તે તે તેના તેના લોકમાં તેને જન્મ આપી સલોક, સામીપ્ય, સારૂપ્ય અને સાયુજ્ય મુક્તિ આપે છે અને તેટલું પણ પુણ્ય ન હોય તો તેને ઉત્તમ મનુષ્યનો જન્મ આપે છે. કુળ, ધન, વિદ્યા, આરોગ્યતા, સદ્દબુદ્ધિ, ધાન્ય, વાહનો, ખાનપાનાદિ, અન્ન, વસ્ત્ર અઢળક આપે છે.

**लिंगभूयस्त्वात्तद्धि बलीयस्तदपि ॥ ४४**

**સૂત્રાર્થ:**—લિંગ અર્થાત્ શ્રુતિ વચનો પ્રકરણ કરતાં વધારે બળવાન છે, આમ પૂર્વકાંડમાં પણ કહ્યું છે. તેથી શ્રુતિમાં અગ્નિ સંબંધી ઘણાં વચનો છે, છતાં તે સર્વ મન કલ્પિત છે તથા અગ્નિ સ્વતંત્ર અને, કેવળ વિદ્યાત્મક છે.

**ટીકા:**—અગ્નિ શબ્દનો મુખ્યાર્થ શુદ્ધ ચૈતન્ય બ્રહ્મ છે. તેના સગુણ અને નિર્ગુણ એવા બે સ્વરૂપ છે. શિવાગ્નિનો અર્થ એમ થાય છે કે, આકારવાન બ્રહ્મસ્વરૂપ જેને પંચવદન પરમેશ્વરની પ્રસન્નતાર્થે સમિધ સળગાવી હોમ કરવામાં આવે છે તે શંકરનીજ ઉપાસના થાય છે. ક્રિયા, ધ્યાન, ઇત્યાદિ અર્થે કારણ બ્રહ્મને છોડી કાર્ય બ્રહ્મ પાંચ પ્રકારના અગ્નિ જેનું વર્ણન હમે આ ગ્રન્થમાં આગળ કરી ગયા છીએ તે સર્વનું નામ પણ અગ્નિ છે તે શરીરધારી છે. લિંગ શરીરરૂપે પણ છે ઇત્યાદિ ઇત્યાદિ. બ્રાહ્મણ ગ્રન્થમાં કહેવામાં આવ્યું છે કે, "**तत्षट् त्रिंशत्सहस्राण्यपश्यदात्मनोऽग्नीनर्का न्मनोमयान्मनश्चित**: અર્થ:-મન વડે સંપાદન કરેલા, પૂજ્ય, મનોવૃત્તિમાં કલ્પેલા છત્રીસ હજાર અગ્નિઓ મનો જોયા. આ અગ્નિઓ મનુષ્યના આયુષ્યના સો વર્ષના છત્રીસ હજાર અહોરાત્ર છે, જે ઇષ્ટકા તરીકે કલ્પાયલા છે તે રૂપે છે." "**वाक्चित प्राणचितश्चक्षुश्चित: श्रोतश्चित: कर्मचितोऽग्निचित**: અર્થ:—વાણીથી સંપાદન કરેલા, પ્રાણથી

મપાદન કરેલા, ચક્ષુથી મપાદન કરેલા, શ્રોત્ર વડે સપાદન કરેલા, તથા અગ્નિ વડે સપાદન કરેલા આ પ્રમાણે પોત પોતાની વૃત્તિરૂપ અગ્નિઓને વાક્ પ્રાણુ આદિઓએ જોયા." "**तद्यत् किं चेमानि भूतानि मनसा संकल्पयन्ति तेषामेव साकृतिः** અર્થ:–આ ભૂતો મન વડે જે સંકલ્પ કરે છે તે સંકલ્પના સાધનરૂપજ આ અગ્નિઓ છે." **तान् हैतानेवंविदे सर्वेश सर्वाणि भूतानि चिन्वन्त्यपि स्वापते** અર્થ:–જે મનુષ્ય આ પ્રમાણે અગ્નિના સ્વરૂપને જાણે છે, તે મનુષ્ય ઉંઘતો હોય કે જાગતો હોય છતાં તેનાં સર્વ ભૂતો આ અગ્નિઓને સંપાદન કરે છે." **श्रुतिलिंगवाक्यप्रकरणस्थानसमाख्यानां समवाये पारदौर्बल्यमर्थविप्रकर्षात्** (જૈ૦ સૂ૦ ૩,૩,૧૩) શ્રુતિ, લિંગ, વાકય, પ્રકરણ, સ્થાન તથા સમાખ્યાના સમવાય સબંધી ઉત્તરોત્તર પૂર્વ પૂર્વના કરતાં વધારે દુર્બળ છે અર્થાત્ પોતાના અર્થનો બોધ કરવામાં ઉત્તર પૂર્વના કરતાં ઓછું હોય છે. મનવડે આરોપિત કરેલા અગ્નિઓ ક્રિયાને વિશે પ્રવેશ કરનાર અથવા ક્રિયાનો કારણ સ્વરૂપે અથવા તો શું સ્વતંત્ર કેવળ વિદ્યાત્મક છે? આનું નિરાકરણ અગ્નિ વિદ્યાત્મક છે એવું છે.

**पूर्वविकल्प प्रकरणात् स्यात् क्रियामानसवत् ॥ ४५**

સૂત્રાર્થ:—મનના સંકલ્પની માફક પ્રકરણને અનુસરી આ અગ્નિઓ ક્રિયાશેષરૂપે છે. કારણ કે આ મનવડે આરોપિત થયલાં અગ્નિઓ ક્રિયામય અગ્નિના ભેદ સ્વરૂપે છે.

ટીકા:—જેવી જેવી કલ્પના અને ક્રિયા હોય તેવા તેવા રૂપ ધારણ કરી તે તે અગ્ની તે તે ક્રિયામા પ્રવેશ કરે છે. પાન, આસાદન, પવન, આહરણ, ઉપહ્‌વાન તથા ભક્ષણ આ સર્વ કેવળ માનસિકરૂપે છે.

**अति देशाच्च ॥ ४६**

સૂત્રાર્થ:—વળી અગ્નિ ક્રિયાના પ્રવેશ સૂચક છે. આ રીતનું પ્રમાણ છે.

ટીકા:—સર્વ અગ્નિઓ વિદ્યાત્મકજ છે.

**विधैव तु निर्धारणात् ॥ ४७**

**સૂત્રાર્થ**:—આ મન સંપાદિત અગ્નિઓ વિદ્યાત્મકજ છે. કારણ કે એ રીતનો નિશ્ચય કરવામાં આવ્યો છે.

**ટીકા**:— અગ્નિઓ સ્વતંત્ર અને વિદ્યાત્મક છે.

**दर्शनाच्च ॥ ४८**

**સૂત્રાર્થ**:—આ મનઃકલ્પિત અગ્નિઓ સ્વતંત્ર છે, આ રીતનું પ્રમાણ જોવામાં આવે છે. પૂર્વે તે સબંધીનું પ્રમાણ ૪૪મા સુત્રથી આપ્યુ છે.

**श्रुत्यादि बलीयस्त्वाच्च न बाधः ॥ ४९**

**સૂત્રાર્થ**:—પ્રકરણ તથા લિંગ કરતા શ્રુતિનુ પ્રમાણ વધારે શ્રેષ્ઠ છે. આથી અગ્નિની સ્વતંત્રામાં બાધ આવતો નથી.

**अनुबंधादिभ्यः प्रज्ञान्तर पृथक्त्ववत् दृष्टाश्च तदुक्तम् ॥ ५०**

**સૂત્રાર્થ**:—જેમ એક પ્રજ્ઞા બીજી પ્રજ્ઞાથી તેમજ કર્મથી ભિન્ન છે. તેમ સબંધાદિ કારણોને લઇ મન સંપાદિત અગ્નિઓ પણ સ્વતંત્ર છે. વળી પ્રથમ કાંડમાં કહ્યા પ્રમાણે જેમ રાજસુક પ્રકરણ કરતાં અવેષ્ટિ નામના યાગની ઉત્કૃષ્ટતા છે તેમ ક્રિયા પ્રકરણ કરતા મન સંપાદિત અગ્નિઓની ઉત્કૃષ્ટતા છે.

**ટીકા**:—અગ્નિઓ કેવળ પુરૂષને અર્થે છે. મનઃચિત અગ્નિઓ ક્રિયા શેષરૂપે નથી.

**नसामान्यादप्युपलब्धेर्मृत्युवन्न हि मलाकापत्तिः ॥ ५१**

**સૂત્રાર્થ**:—અગ્નિઓમાં તથા ક્રિયાઓમાં સાદ્રસ્યતા હોવા છતાં અગ્નિઓ ક્રિયા શેષરૂપે નથી. શ્રુતિ વડે એમ સિદ્ધ થાય છે કે આ અગ્નિઓ પુરૂષને અર્થે છે. જેમ અગ્નિ તથા આદિત્યને મૃત્યુરૂપ કહેવાથી અગ્નિ

આદિત્ય રૂપે નથી. તેમજ સમિધને દ્યુલોકની સાદ્રશ્યતા હોવાથી સ્વર્ગલોક અગ્નિભાવને પામતો નથી તેમ અગ્નિઓ ક્રિયાશેષને પામતા નથી.

ટીકા:—કોઇ માણસના મનની સાદ્રસ્યતા એક સરખી હોય તોપણ સાદ્રશ્યતાના એકત્વથી કરીને તે આદમી બંનેના સર્વાંશે તે કોઇ એક સરખો નથી. જેમકે બે યુરોપીયન છે. તેમનાં શરીરનું ગોરાપણું અને પહેરવેશની સાદ્રસ્યતા છે એટલે એકસરખાં છે. તેમ છતા એક ફ્રેંચ છે. અને બીજો જર્મન છે એ બે પરસ્પર વૈરભાવ લડાઇ કરવાનુ હૃદય અને તેમના ગોરાપણાના લીધે એક હોઇ શકતા નથી. એક અંશે સાદ્રસ્યતા અને બીજે અંશે વિરૂદ્ધતા છે તેથી તેઓ બે ભિન્ન ભિન્ન પુરૂષ છે. અગ્નિઓની ક્રિયા શેષરૂપે કલ્પના કરવી યોગ્ય નથી. આ અગ્નિઓની કલ્પના ઉપાસના અને ક્રિયા માટે પુરૂષની પ્રાપ્તિને અર્થે છે.

**परेण च शब्दस्य ताद्विध्यं भूयस्त्वात्त्वनुबंधः ॥ ५२**

**સૂત્રાર્થ**—પૂર્વ બ્રાહ્મણમા કેવળ વિદ્યા વિધિનું પ્રાધાન્ય છે. તેથી શ્રુતિનો પણ તેજ હેતુ છે. વળી વિદ્યાનો અગ્નિ સાથે સંબંધ છે. કારણ કે અગ્નિના ઘણા અવયવો વિદ્યાની સાથે એકતા ધરાવે છે.

ટીકા:—અગ્નિના ઘણા અવયવો વિદ્યાની સાથે એકતા ધરાવતા હોવાથી બ્રહ્મણમાં વિદ્યાવિધિનુ પ્રાધાન્ય જણાવ્યું છે. કર્મ વડે અથવા તપ વડે મનુષ્ય પોતાની કામના સિદ્ધ કરે છે. બ્રહ્મ વિદ્યા વડે સર્વ કામનાઓનો અંત આવે છે અને મોક્ષ પ્રાપ્તિ થાય છે, જન્મ મરણની નિવૃતિ થાય છે. તપ અને કર્મ વડે તો **पुनरपि जननं पुनरपि मरणं** ઇત્યાદિ સંસૃતિ થાય છે તેમ છતાં તેને વૈભવ આદિ કર્મ અને તપના ફળ સ્વર્ગ લોકમાં મળે છે.

**एक आत्मनः शरीरे भावात् ॥ ५३**

**સૂત્રાર્થ**—શરીરને વિશે આત્માનું અસ્તિત્વ હોવાથી કેટલાકો અર્થાત લોકાયતિકો આત્માનો અન્ય સ્થળે અભાવ માને છે.

ટીકા:—જેવી રીતે ઉષ્ણતા અથવા ગરમી જ્યાં જ્યાં છે, ત્યાં ત્યા અગ્નિ છે, જ્યાં ધુમાડો છે ત્યાં પણ અગ્નિ છે, જ્યાં પાચન ક્રિયા

છે, ત્યાં પણ અગ્નિ છે, દિવાની જ્યોતિમાં પણ અગ્નિ છે. ઇન્દ્રાદિ દેવોની સભામાં સ્વાહા અને સ્વધાનો સ્વામિ દેહધારી અગ્નિ છે. સૂર્ય, વીજળી, અને હિમાલય પર્વતમાં પણ અગ્નિ છે, ઇત્યાદિ ઇત્યાદિ એકજ અગ્નિ સર્વત્ર વ્યાપક છે. તે પ્રમાણે એકજ બ્રહ્મ શુધ્ધ ચૈતન્ય રૂપે, જીવરૂપે, શીવરૂપે, દેહરૂપે મનરૂપે અને પચ મહાભૂતરૂપે જગદાકારમાં ભાસમાન થાય છે

હવે ચૈતન્ય સર્વત્ર વ્યાપક છે એ કેવી રીતે જણાય. પથરો જો માથામા મારીએ તો લોહી નીકળે એનુ નામ ઇશ્વરનુ ધન સ્વરૂપ છે, તેમા લોહી કાઢવા રૂપ ચૈતન્ય શક્તિ સ્પષ્ટ ભાસે છે દેહમાથી લોહી નીકળ્યુ તે ઉપર મલમની પટી લગાવીને પારો આવે છે અને ઘા રૂઝાય છે, એ રૂઝાવનાર પણ ચિદ્ શક્તિ છે અને તે દેહના પરમાણુમાં શક્તિરૂપે વસેલી દેખાય છે. હવે જે કાનના ઢોલ ઉપર અવાજ થવાથી સંભળાય છે અને જે કાઇ તંતુઓના હલન–ચલન થઇ સાભળવાની શક્તિ જે કાંઇ છે તે પણ ચિદરૂપની શક્તિ છે. મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, ઇચ્છા, અનિચ્છા, સુખ, દુ:ખ, ભોગ, મરણ અને જન્મ ત્યાં પણ ચિદ્ શક્તિ પ્રત્યક્ષ ભાસમાન થાય છે, ગર્ભાવસ્થામાં, વિર્યમાં, રજમાં, મરણમાં પ્રેતાવસ્થામાં, દેવમા, દૈત્યમાં મહાભૂતોમાં ઇત્યાદિ ઇત્યાદિમાં અનેની વિચિત્ર અદ્દભૂત શક્તિ નથી જણાતી તે, ઝીણું, ઝાંખુ જોનારને સ્પષ્ટ રીતે એકજ ચૈતન્ય ભાસમાન થય છે. તેજ પ્રમાણે જીવાત્મામાં જે કાંઇ શક્તિ છે તે ચિદરૂપથી કાંઇ ભિન્ન નથી. સગુણ બ્રહ્મ એટલે ઈશ્વરમાં જે કાંઇ શક્તિ જણાય છે તે નિર્ગુણ શુદ્ધ ચૈતન્યનીજ ભાસે છે. માટે સર્વ કર્તૃત્વધર્મ લેપાયમાન નહિ થતાં શુદ્ધ ચૈતન્યનોજ છે. તે સિવાય બીજા કશાનો નથી. આ સૂત્ર ઉપરથી હૈયાના ફુટા, આંખના આંધળા, જડ, રાક્ષસોને પણ ચિદ્ શક્તિ, વિચાર કરશે તો સ્હેજમાં પ્રત્યક્ષ અનુભવમાં આવશે **इत्योम्**

**व्यतिरेकस्तद्भावाभावित्वान्न तूपलब्धिवत्** ॥ ૫૪

**સૂત્રાર્થ:**—જો કે દેહ હોય છે, છતાં પ્રાણ આદિનું અસ્તિત્વ હોતું નથી. આથી જ્યાં સુધી દેહના ધર્મ છે ત્યાં સુધીજ આત્માનું અસ્તિત્વ છે એમ નથી, દેહથી વ્યતિરિક્ત પણ આત્માનું અસ્તિત્વ છે. જેમ અગ્નિ આદિના ધર્મ જોવામાં આવે છે, તેમ આત્માના ધર્મ જાણવા.

ટીકા:—દેહ મરણાવસ્થામાં જીવથી જ્યારે છૂટો પડે છે ત્યારે જે લક્ષણ વડે કરીને અને પ્રમાણ વડે કરીને દેહમાં જીવનું અસ્તિત્વ પ્રતીત થાય છે તે મરણ પછી દેહને થતું નથી. જે મરી ગયો છે તે એમ બોલી શકતો નથી કે આજથી પાંચ વરસ ઉપર મે અમુક શેઠીયાને ત્યાં આટલા રૂપીઆ વ્યાજે મુક્યા છે તે લઇ આવો અને તેનુ વ્યાજ આટલા રૂપીઆ થાય છે, તેવુ કાંઇ મુડદુ બોલતું નથી. એટલા માટે મૃતક દેહથી ભિન્ન એવુ કોઇ તત્ત્વ જે રૂપીઆ ગયા આવ્યાનું સુખ, દુઃખ અને સ્મરણ કરે છે તે દેહથી જુદો છે એમ સ્પષ્ટ દેખાય છે. તેમજ મુડદાને નથી હર્ષ થતો કે નથી શોક થતો, નથી પાપ લાગતુ કે નથી પુન્ય લાગતું. એ તો નિશ્ચેષ્ટિત સુકાયલા લાકડાના કકડા જેવો પડી રહે છે અને તેને જો બાળવામાં ન આવે તો તે ફુલી ફાટી ગધકી પેદા થઇ સર્વ અવયવો છૂટી પડી નાશ થઇ જાય છે. જો જીવાત્મા ન હોય તો મરતી વખતે કરેલા કર્મ જેવું કે, ધર્મ યુદ્ધમાં કોઈ દેવે હજારો રાક્ષસોને મારી નાખ્યાં. આ પરહિતકારી પુરૂષને સ્વર્ગ પ્રાપ્તિ છે એમ શ્રુતિમાં પ્રતિપાદીત છે. માટે જીવના અસ્તિત્વ વિશે શ્રુતિ પ્રમાણ છે તથા લક્ષણ અને પ્રમાણ આ બન્ને વાતો ઉપરના લખાણથી સમજાશે. **लक्षण प्रमाणाभ्याम् वस्तुसिद्धि.** કોઇ વાત ખરી છે કે ખોટી છે કે ગજવામાનું ગપાષ્ટક છે તે સિદ્ધ કરવાને માટે લક્ષણ અને પ્રમાણ એ વસ્તુ છે. આ બે વસ્તુ જે સિદ્ધ કરે છે અથવા જે વાકયમાં એ બે વસ્તુઓથી વિરૂદ્ધ વસ્તુ હોય છે તે તદ્દન કપોલ કલ્પના છે અથવા ઘેલો માણસ અથવા દારૂપીને લવારો કરનાર કે સંનિપાતમાં લવારી કરનાર મિથ્યા ભાષણ જેવું છે અને તેને શિષ્ટ લોકો માન્ય કરતા નથી. જો જીવાત્મા નથી તો અન્ય દેહમાં કોણ ભગાય છે. હાથી મરી ગયો તેને કીડીનો જન્મ લેવો હોય તો શું હાથીનું શરીર કીડીની માના પેટમાં પેઠું ? એટલા માટે અને મરણાન્તર ક્રિયા, કર્મ ફળનો ભોક્તા, કર્મ સંસ્કાર, અન્ય દેહમાં જીવનો પ્રવેશ, જીવ નહોય તો કોનો થાય છે એ કોઇ કહેશે ? કોઇ માણસ પોતાના બાપના મુડદા આગળ રડે છે કે, " ઓ મારા બાપરે. " હવે બાપનું મુડદુ તો અંદર ઓઢીને પડ્યું છે. તો તે માણસ રડે છે તે કોને રડે છે અને બાપરે કહે છે તે કોને કહે છે ? પિંડ આપે છે તે કોને આપે છે ? માટે મૃતકના દેહથી જીવ કેઈ અન્ય વસ્તુ છે એ પ્રત્યક્ષ અનુભવમાં આવે છે. જ્યારે માણસ સ્વપ્નાવસ્થામાં હોય છે ત્યારે દેહ તો શબવત્ નિશ્ચેષ્ટિત અથવા ચેષ્ટા રહિત થઈ પડેલો હોય છે તો સ્વપ્ન કોને આવ્યું,

દેહને, પ્રાણને કે જીવને ? સ્વપ્નમાં પ્રાણ જાગે છે ગાઢ સુસુપ્તિમાં પણ હૃદય ધબક ધબક કરે છે અને પ્રાણ નસકોરા વડે અવાજ કરે છે. તે જાગ્રત, સ્વપ્ન અને ગાઢ સુસુપ્તિમાં પણ પ્રાણ અને હૃદયનો ધબકારો થઇ રક્તાભિસરણ, પાચનક્રિયા વિગેરે થાય છે. પણ મુડદાને એમાનું કશું થતું નથી. એટલા માટે વિચારવંત પુરૂષને જીવાત્માનું અસ્તિત્વ સ્પષ્ટ દેખાય છે એ દર્શાવવા માટે ભગવાન વેદવ્યાસ મુનિશ્વરે ઉપલા સૂત્રની રચના કરી છે.

**अंगावबद्धास्तु न शाखासु हि प्रतिवेदम् ॥ ५५**

**સૂત્રાર્થ:**—પણ ઉદગીથ આદિ કર્મના અંગ સાથે જોડાયલી ઉપાસનાઓની વ્યવસ્થા દરેક વેદમાં પોતાની શાખા વિશેષ હોય એમ નથી. પણ તે ઉપાસના દરેક શાખામા સામાન્ય રૂપે છે.

**ટીકા:**—ગાયન વડે કરીને બુદ્ધિમાન પુરૂષ અથવા યોગી ઉદાત, અનુદાત, સ્વરિત, હ્રસ્વ, દીર્ઘ અને પ્લુત ઇત્યાદિ સુર અને તાલ ગાયનમાં છે તે વડે કરીને, પ્રાણને પણ ઉંચો નીચો, લાંબો, ટુંકો અને નજરમાં આવે તેમ ચલાવી અવાજ ને પણ તેમ ચલાવી સ્વાધીન કરે છે. આ ઉપરથી મરતી વેળા યોગી દેહ ન છોડવો હોય તો પ્રાણો નીકળી જવા દેતો નથી. પ્રબલ ઇચ્છા શક્તિ વડે કરીને રોજ ગાયનની કસરત વડે સાધ્ય કરેલો એવો પ્રાણ જીવને વશ વર્તી રહે છે. પણ મૂર્ખનો પ્રાણ તો તેના જીવને તેની ઇચ્છા વિરૂધ્ધ ગમે ત્યાં ઘસડી જાય છે અને મરવાની ઇચ્છા ન છતાં દેહમાંથી નીકળી જાય છે અને જીવને પણ ખેંચી જાય છે જેવી રીતે કોઇ ઘોડેસ્વારને તેનો તોફાની ઘોડો લગામને નહિ ગાંઠતાં ગમે તેમ દોડી સવારને એકાદ ખાડામાં ઉંધો પટકે છે, તે પ્રમાણે મૂરખનો પ્રાણ જીવને ખેંચી જાય છે. યોગીનો પ્રાણ યોગીને વશ વર્તે છે. જેવી રીતે રીંગ માસ્તરની ચાબુકને આધીન સરકસનો ઘોડો પોતાની દોડ, અટકવુ, બેસવુ, ઉઠવું ઇત્યાદિ કરે છે તેવી રીતે જીવ અને પ્રાણ વિશે પણ સમજવું. વિવિધ શાખાવાળા પોતાને અનુકુળ પડે તેવી રીતે વિવિધ પ્રકારે વિવિધ મંત્રોની રચના કરી પ્રકરણ અને પ્રકારાંતર હોવા છતાં વિશેષરૂપે અનેક દેખાય છે. તથાપિ સામાન્ય રૂપે પરસ્પર વિરોધી નથી. સર્વનું પર્યવસાન બ્રહ્મવિદ્યા અને બ્રહ્મમાં છે અને પરસ્પર વિરોધ નથી. સર્વ કોઇ શ્રુતિ સંમત ગાન કરે છે અને ઉપાસના કરે છે.

**मंत्रादिवद्वाऽविरोधः ॥ ५६.**

**સૂત્રાર્થ**:—મંત્ર આદિની માફક ઉપાસનામાં કોઈ રીતનો વિરોધ નથી.

**भूम्नः क्रतुवज्ज्यायस्त्वं तथा हि दर्शयति ॥ ५७**

સૂત્રાર્થ:—શ્રુતિમાં કહ્યું છે કે, સમષ્ટિ રૂપ વૈશ્વાનરની ઉપાસનાનું પ્રાધાન્ય છે.

**ટીકા**:—મંત્ર, કર્મ અને ગુણ ભિન્ન ભિન્ન શાખાઓમાં ભિન્ન ભિન્ન પ્રકારે ભિન્ન ભિન્ન શબ્દોમાં છે છતાં સર્વનું પર્યવસાન એકજ બ્રહ્મ વિદ્યા અને બ્રહ્મમાં છે. તેમજ સામાન્ય અને વિશેષ સમષ્ટિ અથવા વ્યષ્ટિ એ બન્નેની ઉપાસનાનો હેતુ અને પર્યવસાન સર્વ શાખાનું બ્રહ્મમાંજ છે. તેમ છતાં સામાન્ય વિશેષ એનો ભેદ સમજાવવા માટે અને તેમનાં ફળ ભિન્ન ભિન્ન હોવાથી અમે દ્રષ્ટાંત આપીએ છીએ.

એક દીવાસળી, એક ધગધગતા અંગારાનો મોટો જથ્થો એક વસ્તુ છે. હવે કાડીને આપણે ઘસીને સળગાવીએ તો તે એક નાની ઓરડીમાં માત્ર અજવાળું કરશે અને તરત ઓલવાઈ જશે. એવી નાની નાની અને આકારવાન વસ્તુ સામાન્યમાંથી વિશેષ તરીકે ઉત્પન્ન થાય છે. પણ વિશેષમાંથી સામાન્ય ઉત્પન્ન થતું નથી. હવે સામાન્ય અગ્નિ છે તે આગગાડીમાં એન્જીનમાં ધગધગતા કોલસાનો છે. એ સામાન્ય પેદા કરવા માટે જે કાઈ કોલસાનો મોટો જથ્થો જોઈએ તે જથ્થો કાંડીની પાસે નથી પણ તે રેલ્વે કંપની પાસે છે. એ એન્જીન જેમાં મોટો અગ્નિ સળગ્યો છે તે એવી લાખો કાંડીઓ સળગાવીએ તેના કરતા વધારે જોરાવર છે અને તે મોટા મોટાં અનેક વેગનો ભરેલા માલ જે હજારો મણનો ભાર છે તેને ખેચીને દોડે છે, એ અગ્નિ સિવાય એક અગ્નિ શક્તિરૂપ જે કાડીમાં છે અને એન્જીનમાં છે તે સિવાય પૃથ્વીમાં વાયુમાં, જળમાં, તેજમાં અને આકાશમાં સામાન્ય રૂપે વ્યાપક છે તેનું નામ ચિદગ્નિ છે. સામાન્ય અને વિશેષ એ ચિદગ્નિની ઉપાસના યાજ્ઞિકો કરે છે.

**नाना शब्दादिभेदात ॥ ५८**

**સૂત્રાર્થ**:—શબ્દાદિને વિષે ભેદ જોવામાં આવવાથી ઉપાસનાઓ અનેક છે.

ટીકાઃ—જુદી જુદી ઉપાસના, જુદી જુદી શાખા, જુદા જુદા ગુણ અને ભિન્ન ભિન્ન ક્રિયા હોવા છતાં જે કાંઇ ફળ મેળવવાનું છે તે બ્રહ્મવિદ્યા, મોક્ષ, સાક્ષાત્કાર અને બ્રહ્મ એકજ છે. હમે અત્રે દૃષ્ટાંત તરીકે દાન, ભાવના, અહંકાર, અન્ન, યજ્ઞ, ઉપાસના વિશે વિવેચન કરીએ છીએ. શબ્દના ભેદને લીધે જોકે સર્વ શ્રુતિમાં વ્યષ્ટિની ઉપાસના જ્યાં જ્યાં છે તેનો ઉપસંહાર સમષ્ટિમાં થાય છે અને સમષ્ટિનો ઉપસંહાર એકજ ચિદ્રૂપમાં થાય છે. પછી તમે વ્યષ્ટિની ઉપાસના કરો કે ચૈતન્યની ઉપાસના કરો તે સર્વની રુચિ અને મનોભાવનાના વૈચિત્ર્યતાને લીધે ભિન્ન ભિન્ન છે તો પણ તે જુદા જુદા માર્ગમાં સર્વનુ પર્યવસાન શુદ્ધ ચૈતન્યમા છે. યજ્ઞનો ભોક્તા, વૈશ્વાનર અને વિષ્ણુ, ઇન્દ્ર અને દેવો ઇત્યાદિની તૃપ્તિ થાય છે, તે તૃપ્તિ બ્રહ્મને થાય છે એમ સમજવું. શબ્દ જુદા છે પણ ઉપાસ્ય વસ્તુ એકજ છે. જેમકે, એક માણસને તેનો નોકર શેઠ કહીને બતાવે છે. તેનો છોકરો બાપા કહીને બોલાવે છે. તેની બેન ભાઇ કહી બોલાવે છે. તેની સ્ત્રી તેને પોતાનો ધણી માને છે. મા તેને દીકરો કહે છે. એમ ભિન્ન ભિન્ન માણસો, ભિન્ન ભિન્ન શબ્દમાં, ભિન્ન ભિન્ન ભાવનાએ, ભિન્ન ભિન્ન રીત અને ક્રિયાઓ, ભાસતા છતાં તેમાં પરસ્પર વિરોધ નથી અને ઉપાસ્ય પુરુષ તે એકજ છે. એમ ઉપરના સૂત્રથી સ્પષ્ટ થાય છે.

એક ઉમેદવારને રોજગાર જોઇતો હતો, ત્યારે તેણે કલેકટર સાહેબને અરજી કીધી કે, મને કારકુનની જગ્યા આપો અને રોજ કોર્ટમાં ધક્કા ખાવા માંડયાં. કલેકટર સાહેબે ૩૦) રૂપીઆના પગારની નોકરી આપી. આ ઠેકાણે કલેકટર સાહેબ ઉપાસ્ય બ્રહ્મને ઠેકાણે છે. કલેકટર ફળ આપનાર બ્રહ્મ છે. તેમ છતાં વ્યષ્ટિ ઉમેદવાર અને શુદ્ધ ચૈતન્ય એ બેની વચમાં એક અભિમાની અહંમમત્વવાળો કોઇ ઘુસ્યો છે અને તેનુ નામ કલેકટર સાહેબ છે. એ અહંમમત્વવાળાને મિલ્ટન કવિ 'સેટન' કરીને કહે છે, મુસલમાનો 'સેતાન' કરીને કરે છે, હિંદુઓ તેને 'રાક્ષસ' અથવા દૈત્ય' કહે છે, વેદમા તેને 'પાપ પુરૂષ' કહે છે, એનુ નામ અહંકાર છે. કારકુન માને છે, કલેકટર માને છે, લોકો પણ કહે છે કે, આ જગો કલેકટર સાહેબે આપી છે અને જગો આપનાર અને ત્રીશ રૂપીઆ આપનાર શુધ્ધ ચૈતન્ય બ્રહ્મ છે તેને કે જે ખરો આપનાર છે તેને અહંકારે

અથવા અવિદ્યાએ વિસરાવી દીધો છે. કલેકટરની જીવન શક્તિ તો પણ છે તે નહોન તો ઉમેદવારને જગા કોણ આપત. રળનાર જે કોઇ છે તેનામાં પણ અહંકાર અને મમત્વ ઘુસ્યું છે અને કહે છે કે આ પગારના ત્રીસ રૂપીઆ હું રળી લાવ્યો છું. એ મારા છે. ઇત્યાદિ ઇત્યાદિ વસ્તુત: એ રુપિઆતો રૂપાના છે. કારકુનની ચામડીમાથી કે તેના લોહીમાંથી બન્યા નથી. ઇશ્વરે પૃથ્વીમાં રૂપું બનાવ્યું તે રૂપાના રૂપિઆ ટંકશાળે બનાવ્યા અને તેને ખરચીને કારકુન ઘઉં લાવ્યો. એ ઘઉંમાં હજારો કિલ્લાં, ઇયળો હતી. તે પણ પ્રત્યેક ઘઉંમાં પોતાનુ ઘર કરી ઈંડા મુકી બાયડી છોકરાં સાથે કલોલ કરતા હતાં. દળનારીએ લોટ દળ્યો. તેમાથી લોટની ચોરી કીધી. બાયડી, છોકરાં અને કારકુને રોટલી ખાધી. ત્યારે એ રૂપીઆ કોને વાપરવાના તે કોઇ કહેશે? એ રૂપીઆમાથી ઘઉંનો વેપારી પણ રળ્યો. તો પછી એ રૂપીઆ કોના નસીબના એનો કોઇ જવાબ આપશે? કારકુને મિથ્યાભિમાન કર્યું, કલેક્ટરે મિથ્યાભિમાન કર્યું, ઇત્યાદિ ઇત્યાદિ અહંમમત્વ સર્વત્ર વ્યાપક છે અને કોઇના બાપના તે રૂપિઆ નથી અને તેમાંથી ચોર જે ચોરી જાય તો કારકુનના પણ નથી. કારકુનના જો રૂપીઆ હોય તો તેનેજ (કારકુનેજ) તે (રૂપીઆ) વળગી રહે અને કહેશે કે, હમે તો કારકુનના રૂપીઆ છીએ માટે ચોરને ઘેર નહિ આવીએ પણ તેમ કાંઇ થતું નથી. તે ઉપર ચોર પોતાનુ મમત્વ સ્થાપન કરે છે અને ચમન ઉડાવે છે. આ ઉપરથી સ્પષ્ટ થશે કે, ઇન્દ્ર અને મેઘરાજાએ પૃથ્વી દેવી ઉપર વૃષ્ટિ કીધી; સૂર્ય-નારાયણે તેમાં બીજને ઉગાડવાની શક્તિ ભરી ગરમી આપી; આ ઉપરથી સ્પષ્ટ થશે કે, ઘઉંનો એક દાણો વાવ્યાથી એક હજાર દાણા સમષ્ટિરૂપ ઉપાસ્ય દેવોએ મળી ચાર માસમાં કર્યા છે અને તેમાં અનેકનો ભાગ છે એકષષ્ઠાંશ દાણો રાજા લઇ જાય છે. એકષષ્ઠાંશ જાગીરદાર લઇ જાય છે. એકષષ્ઠાંશ ખેડુત અને બળદ લઇ જાય છે. એકષષ્ઠાંશ ખાતર, બીજ અને મજુરી વિગેરે થાય છે. એકષષ્ઠાંશ કારકુનને મળે છે અને એકષષ્ઠાંશમાં દેવો, પિતરો, ઇશ્વર, અતિથી, કુટુંબીજનો, યાચક વર્ગ, ધર્મ, દાન, પૂન્ય ઇત્યાદિ ઇત્યાદિ અર્થે આશા રાખનારા તેના વિભાગી છે અને એ ઉગાવનાર સર્વ શક્તિમાન શુદ્ધ ચૈતન્ય છે અને એમાં મિથ્યાભિમાન અને અહંમમત્વ ધારણકરનાર કારકુન અને બીજા જે કોઇ, છે તે સર્વ મિથ્યાભિમાની છે. માટે જે યજ્ઞ કર્યા વિના એટલે કે ઇશ્વરની પ્રાર્થના કર્યા વિના પોતાની મનોભાવના, અહંમમત્વને છોડી દઇ ઈશ્વરાર્પણ બુદ્ધિએ

પીએ છે, વાપરે છે, આપે છે, અને યજ્ઞનું ફળ મળે છે અને ઇશ્વરને વિસારી હું ખાઉં છું અને આ મારૂં છે એવી જેની મનોભાવના છે તે ચોર છે અને પાપી છે. કારણ કે, આ સર્વ વૈભવોનો માલીક તેનો ઉત્પન્નં કરનાર ઇશ્વર છે અને તેની રજા વગર તેને અર્પણ કર્યા વગર અને તેનો ઉપકાર માન્યા વગર લેનાર તે પરમેશ્વરની મિલ્કતનો ચોર છે. કારણ કે, તેણે પોતાનું મમત્વ તે ઉપર રાખ્યુ છે અને ઇશ્વરથી છાનો તેને (ઇશ્વરને) વિસારી મુકી વૈભવો ભોગવે છે. એનું ફળ એ થાય છે કે, સઉ કોઇ સુખની ઇચ્છા તો કરે છે પણ સુખ નહિ થતા ઉલટુ દુઃખ આવી પડે છે અને મરજી પ્રમાણે થતુ નથી. અહંકારે મમત્વના બીજ જ્યાં ત્યાં વાવી મુકયા છે. તેના બાવળીયા ઉગી કાંટાઓ ભોંકાય છે અને કેળાં કેરી ઇત્યાદિ તેમાંથી ઉત્પન્ન થતાં નથી. આ અહં-મમત્વનું કારણ અવિદ્યા એટલે ઉંધી સમજણ છે અને ઉંધી સમજણથી જે ચિદ્રૂપ કર્તા સત્ય સ્વરૂપે છે તેને વિસારી અહંમમત્વ કર્તા છે એવી ખોટી સમજ અને તે ચિદ્રૂપને ન ઓળખવો એનુંજ નામ અવિદ્યા છે.

જય કર્યો એનો અર્થ એ કે, જે જે આ વર્ણોવડે જીવાત્મા બધાયલો છે એટલે કેદ થએલો છે તેને આવર્ણનો જય કર્યો એટલે કે; તે તે આવર્ણને નહિ માનતા (આધીન થતાં) જીવે પોતાની ઇચ્છા પ્રમાણે તેને ચલાવવાં એથી કરીને તેનું ફળ એ થાય છે કે, જીવાત્મા તે તે આવર્ણના દુઃખથી છૂટી જઇ નિર્ગુણ બ્રહ્મ સ્વરૂપે શેષ રહે છે. જેવી રીતે કે, દેહ આવ્યો. તેથી ભૂખ, તરસ, નિદ્રા, સોઇના નાકામાંથી પસાર ન થવાય, પિસાબ પાણી ન થાય, એવી સ્થિતિ પ્રાપ્ત થાય છે. કારણ કે તેએ દેહ વિના થઇ શકતા નથી. બીજું આવર્ણ મન અને ઇન્દ્રિયોનું છે. જેણે ઇન્દ્રિયોને વશ કરી છે એટલે કે જય મેળવ્યો છે એવા યોગીને ઇન્દ્રિય જન્ય વિકારો થતા નથી. જે યોગીએ પ્રાણ જીત્યો છે તેનો પ્રાણ જીવાત્માની ઇચ્છા પ્રમાણે જીવને વશ થતો નથી. જેવી રીતે કે, ભીષ્મને સ્વચ્છંદ મૃત્યુ પ્રાપ્ત થયું હતું. એનો અર્થ એ કે, હાલ દક્ષિણાયન ગત સૂર્ય છે, માટે જ્યારે ઉત્તરાયન સૂર્ય થશે ત્યારે હું મારો જીવ છોડીશ ત્યાં સૂધી હું નહિ મરૂં. એવી રીતે પ્રાણને પોતાને વશ રાખ્યો હતો. બુદ્ધિના વિકાર જેવા કે, રાગ, દ્વેષ, કામ, ક્રોધ ઇત્યાદિ ષડ રિપુઓને કારણ શરીરના અવયવો છે અથવા વિકારો છે તેને આધીન યોગી થતો નથી. ઇશ્વરના ચિંતનથી મને આનંદ પ્રાપ્ત થાય છે; હું સમાધિ સ્થિતિમાં છું; હું યોગી છું; એવી રીતના ચિત્ત વિકાર અને

અહંમમત્વને આધીન નહી થતાં હુ બ્રહ્મ છું, મારા સિવાય બીજી કોઇ વસ્તુ બ્રહ્મ નથી હું તે તે અને તે તે હું એવી ભાવના વડે સંકલ્પ રહિત થાય તે દશાનું નામ નિર્ગુણ સ્વરૂપ સ્થિતિ છે.

**विकल्पोऽविशिष्टफलत्वात् ॥ ५९**

**સુત્રાર્થ:**—બ્રહ્મ સાક્ષાત્કાર રૂપ ફળ સર્વ ઉપાસનાઓમાં સમાન હોવાથી ઉપાસનાઓ વિકલ્પ છે અર્થાત્ કોઇપણ ઉપાસના ગ્રહણ કરવી.

**ટીકા :**—ઉપાસનાઓ ત્રણ પ્રકારની છે તેમા સામાન્ય અને વિશેષ એવા બે ભેદ છે. અહંમમત્વથી સ્વાભાવિક કામનાને લીધે યજ્ઞાદિ વડે કોઇ દેવની એટલે સગુણ બ્રહ્મની ઉપાસના કરે તો તેનુ ફળ એ છે કે, તેના સંકલ્પાનુસાર ફળ મળે છે અને તે દેવમા તેનો લય થયા પછી તે દેવનો લય થાય ત્યારે તેની સાથે તે ઉપાસના કરનારને નિર્ગુણ બ્રહ્મ પ્રાપ્તિ અથવા બ્રહ્મ સાક્ષાત્કાર થાય છે

**काम्यास्तु यथाकामं समुच्चीयेरन्न वा पूर्व हेत्वभावात् ॥ ६०**

**સુત્રાર્થ**—પૂર્વ હેતુના અભાવથી કામ્ય ઉપાસનાઓ કામનાને અનુસરી સમુચ્ચય રૂપ થાય કે ન પણ થાય.

ટીકા—જે પોતાની સતતિના સુખને માટે અથવા પરહિતાર્થે સમષ્ટિની ઉપાસના કરે છે તે પોતાના સંકલ્પાનુસાર યથાકામ ફળ મેળવી શકે છે.

**अंगेषु यथाश्रयभाव ॥ ६१**

**સુત્રાર્થ:**—કર્માંગ ઉપાસનાઓના સંબંધમા આશ્રયને અનુસરતો ભાવ હોય છે.

**शिष्टेश्च ॥ ६२**

**સુત્રાર્થ:**—શ્રુતિમાં ઉપદેશ હોવાથી આશ્રિત ઉપાસનાઓ સમુચ્ચય રૂપે છે.

**समाहारात् ॥ ६३**

**સૂત્રાર્થ:**—એક બીજી ઉપાસના સાથે સમતાકરણ અર્થાત્ સમાહાર સંબંધ હોવાથી ઉપાસનાનો ઉપસંહાર જોવામાં આવે છે.

**गुणसाधारण्यश्रुतेश्च ॥ ६४**

**સૂત્રાર્થ:**—સર્વ ઉપાસનાઓમાં ગુણ સાધારણ રૂપે છે આ રીતનું શ્રુતિનુ પ્રમાણુ હોવાથી તે સર્વ ઉપાસનાઓમાં સહકારી સંબંધ છે.

**ટીકા.**—સંકલ્પ રહિત અહં મમત્વનો ત્યાગ કરી ૐકારના ઉપાસના કરે તેનું કર્મ, ક્રિયા, અને સ્તુતિ સામાન્ય છે અને તે નિર્ગુણ બ્રહ્મને પહોંચે છે તેનુ ફળ બ્રહ્મ સાક્ષાત્કારમા એટલે મોક્ષ પ્રાપ્તિમા થાય છે વિવિધ પ્રકારની ઉપાસનાઓ પરસ્પર વિરોધી નથી પણ પરસ્પર સહાયકારક છે અને તે ગુણ ગુણીનો સંબંધ પણ પ્રભાવનારો છે.

**न वा तत्सहभावाश्रुते. ॥ ६५**

**સૂત્રાર્થ:**—અથવા તો શ્રુતિ સહભાવનુ પ્રતિપાદન કરતી નથી, તેથી આશ્રિત ઉપાસના આશ્રયને અનુસરતી નથી.

**दर्शनाच्च ॥ ६६**

**સૂત્રાર્થ:**—શ્રુતિ પણ એમ પ્રતિપાદન કરે છે કે, ઉપાસનામાં અસહભાવ છે.

**ટીકા:**—યજમાન અથવા ઉપાસક, ઉપાસ્ય, બ્રહ્મા, ઋત્વિજ, ઉદ્ગાથા, હોતા, પ્રસ્તોતા એનો અર્થ નીચે પ્રમાણે છે.

બ્રહ્મા=જેને સુપરવાઇઝર અથવા મેનેજર કહે છે અથવા જે કર્મ, બરાબર થયુ કે ન થયુ અથવા હાથ નીચેના માણસો બરાબર કામ કરે છે કે નહિ તેનો ઓડીટર અને કન્ટ્રોલર તરીકે હોય છે.

**યજમાન અથવા ઉપાસક=તે સર્વને દક્ષિણા આપનાર અને કર્મ કરવાની નોકરી આપનાર તરીકે ફળની ઇચ્છા રાખનારો પુરૂષ છે.**

**ઉપાસ્ય**=જે દેવની પ્રસન્નતા મેળવવી હોય, (આરાધના કરવાની હોય) તે દેવ.

**ઋત્વિજ**=સોંપેલું કામ કરનાર બંધાયલો બ્રાહ્મણ અથવા બ્રાહ્મણો.

**ઉદ્‌ગાથા**=ગાયનમાં સામવેદ ગાઇ સ્તુતિ વડે તે દેવને રીઝવનારો, પ્રસન્ન કરનારો બ્રાહ્મણ.

**હોતા**=હુત દ્રવ્ય અગ્નિમા નાખી મત્ર ભણી આહુતી આપનારો.

**પ્રસ્તોતા**=ઇશ્વરના ગુણ વખાણી તેની પ્રસન્નતા મેળવનાર બ્રાહ્મણ.

આ પ્રમાણે જુદી જુદી ક્રિયા કરનારના જુદા જુદા નામો આપેલાછે.

**इति ॐ शांति**

**इति तृतीयाध्यायस्य तृतीय: पाद : ॥**



# ब्रह्म सूत्रनो आशय

## तृतिय अध्याय चतुर्थपाद

## નિર્ગુણ વિદ્યાનું અંતરંગ તથા બહિરંગ સાધન

**पुरुषार्थोऽतः शब्दादिति बादरायण ॥ १**

**સૂત્રાર્થ:**—આથી અર્થાત વેદાંતમાં કહેલ આત્મજ્ઞાનથી મોક્ષ છે શ્રુતિ આ રીતનું પ્રતિપાદન કરે છે, એમ બાદરાયણ ઋષિનો મત છે.

**ટીકા:**—છાંદોગ્ય ૮-૭-૧ માં લખ્યુ છે કે **सर्वांश्च लोकानयते सर्वान् कामान् यस्तमात्मानमनुविद्य विजानाति** ॥ આત્માનુ જ્ઞાન મેળવી તેને ઓળખે છે. તે પોતાના સર્વ કામોને પુરા પાડે છે તથા સર્વ લોકને મેળવે છે. ઇત્યાદિ અનેક શ્રુતિઓ ઉપનિષદમા આ વિષય સંબધી છે અને વેદાંત એટલે ઉપનિષદો અથવા વેદમા છેલ્લામાં છેલ્લુ જે કહેલુ જ્ઞાન તે નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર. આ સ્થુલ દેહનુ મરણ થયા પછી સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપે તે જીવાત્મા સ્થિત થાય છે. બ્રહ્મમાં અને તે જીવમાં કશો ભેદ નથી એમ શ્રુતિઓ ભેરીનાદે પોકારી કહે છે. એ બ્રહ્મજ્ઞાન ગુરૂ ગમ્ય છે. સફેન ધોયલુ કપડુ રંગમાં બોળતાં તત્તજ તે રંગનુ થાય છે, તે પ્રમાણે જેના ચિત્તની સાત્વિકતા થઇ છે, તેનો મોક્ષ થાય છે. ઉપાસના, કર્મ ઇત્યાદિ, સગુણ બ્રહ્મને પ્રસન્ન કરી વૈભવ સુખ સ્વર્ગ આદિ મનવાંચ્છિત ફળ મેળવવાના સાધન છે પણ જન્મ મરણ દુર કરનારા નથી. તેથી તે જીવ માયાના બંધનથી અથવા દેહરૂપી કારાગ્રહમાંથી મુક્ત થઇ શકતો નથી. એવો બાદરાયણનો મત છે

**शेषत्वात् पुरुषार्थवादो यथान्येष्विति जैमिनी: ॥ २**

**સૂત્રાર્થ:**—જૈમીની નામના આચાર્ય એમ માને છે કે આત્મા ક્રિયાનો કર્તા હોવાથી કારણ સ્વરૂપ છે માટે જેમ અન્ય કર્મોમાં અર્થવાદ રહેલો છે. તેમ મોક્ષમા પણ અર્થવાદ છે.

ટીકા :—જૈમીની આચાર્ય લૌકિક તથા વૈદિક કર્મમા આત્મા સામાન્યરૂપે માને છે અને વિજ્ઞાનનો ક્રતુ સાથે સંબન્ધ છે. દરેક માણસને એટલે કર્તાને કાંઇ પણ પોતાની મતલબ સાધવાનો અર્થ હોય છે માટે ફળ આપનાર ઇશ્વર ફળ આપે છે અને તેમાં મોક્ષ એ પણ એક જાતનું સ્વાર્થરૂપી ફળ છે અને તેને અર્થે સર્વ પુરૂષાર્થ કરવામાં આવે છે. એ મતલબની શ્રુતિનો આધાર જણાતો નથી. માટે જૈમીનીનો મત સ્વાર્થ સાધવાનો જે છે તે, શ્રુતિ વિરૂધ્ધ છે. તેથી અમે તો બાદરાયણનો મત કે જે શ્રુતિ સમત છે કે જ્ઞાનથીજ મોક્ષ છે, તે સ્વીકારીએ છીએ

आचारदर्शनात् ॥ ३

સૂત્રાર્થ:—એમનું અનુપાન બ્રહ્મ વિદ્યામા જણામા આવે છે

तच्छ्रुते ॥ ४

સૂત્રાર્થ:—શ્રુતિ પણ એમ પ્રતિપાદન કરે છે કે બ્રહ્મવિદ્યા કર્મના અંગ રૂપે છે

समन्वारम्भणात् ॥ ५

સૂત્રાર્થ:—બ્રહ્મવિદ્યા તથા કર્મ બેઉ પરલોકમાં જનારની પાછળ જાય છે. તેથી બેઉ સહકારી છે.

तद्वतो विधानात् ॥ ६

સૂત્રાર્થ:—જ્ઞાનવાનને પણ કર્મનું વિધાન છે, માટે બ્રહ્મવિદ્યા સ્વતંત્ર નથી.

नियमाच्च ॥ ७

સૂત્રાર્થ:—વળી નિયમથી પણ એમ સિધ્ધ થાય છે કે, વિદ્યા કર્મના શેષ રૂપે છે

अधिकोपदेशात्तु बादरायणस्यैवं तद्दर्शनात् ॥ ८

સૂત્રાર્થ:—શરીરથી અધિક જ્ઞેય સ્વરૂપ પરમાત્માનો ઉપદેશ છે. માટે બાદરાયણનો જે મત છે તે યોગ્ય છે. આ રીતે શ્રુતિ પણ પ્રતિ-

પાદન કરે છે.

ટીકાઃ—શરીરનું જે પારમાર્થિક સ્વરૂપ છે તેજ પરમેશ્વરનું સ્વરૂપ છે અને શારીર સ્વરૂપ છે તે કેવળ ઉપાધિને લઇને છે. શરીરનો દ્રષ્ટા જે જીવ છે તેજ સમષ્ટિ રૂપ શરીરધારણકરનાર ઇશ્વર છે અને તેજ ઇશ્વર જ્યારે સમષ્ટિના પણ અભિમાન અને શરીર તજે છે ત્યારે ઉપાધિ રહિત નિર્ગુણ બ્રહ્મ સ્વરૂપ છે. માટે જીવ, ઇશ્વર અને બ્રહ્મ એ એકજ ચૈતન્યનું નામ છે. નાની ઉપાધિવાળાનુ નામ જીવ, મોટી ઉપાધિ વાળાનું નામ ઇશ્વર અને ઉપાધિ રહિત તે શુદ્ધ ચૈતન્ય બ્રહ્મ છે. જ્યાં સુધી શરીર-રૂપ ઉપાધિ છે અને તે શરીર રૂપ ઉપાધિ કર્મ કર્યા વગર ક્ષણ પણ ટકી શકે એમ નથી. એટલા માટે કર્મની અવશ્યકતા છે. કારણ કે હૃદયમાં ધબકારા કરવા અને શ્વાસો શ્વાસ લેવા જીવ અને ઇશ્વર એ બેના કર્મ છે અને તે બે જણને બે પક્ષી રૂપે શરીર રૂપ વૃક્ષ તરીકે શ્રુતિમાં વર્ણન છે. આ બન્ને સ્વરૂપ ઉપાધિવાળાં છે તેનો ત્યાગ એટલે ફરી જન્મ મરણ ન થવાં માટેનું ઓસડ બ્રહ્મવિદ્યાજ છે. કે, જેમાં જ્ઞાન સ્વરૂપ નિર્ગુણ બ્રહ્મ સ્વરૂપ જે પ્રતિપાદ્ય વિષય અથવા જ્ઞેય અથવા જેને શુદ્ધ ચૈતન્ય કરીને કહે છે તે બ્રહ્મ પ્રાપ્તિ છે. તેથી કરીને દ્રષ્ટા નિર્લેપ થઇ સ્વરૂપ સ્થિતિમાં સદા પ્રકાશિત રહે છે. જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી કર્મ કર્યા વગર ચાલતું નથી એટલા માટે પાપ રહિત થવા માટે યજ્ઞાદિક કર્મ કરવા શ્રુતિઓ ઉપદેશ કરે છે. દેહ જર્જરિ ભૂત થઇ જાય અને મરણ થાય તેની અવધિ સો વરસની છે. માટે સો વરસ સુધી યજ્ઞાદિ કર્મ કરવાં અને તે અભિમાન રહિત સ્વાર્થ ત્યાગથી પરમેશ્વર પ્રીત્યર્થ કરવાથી જીવ પાપથી રહિત નિર્લેપ થાય છે અને પાપથી રહિત થયો એટલે શુદ્ધ કાચના તકતામાં મેલ ન હોવાથી એટલે કે રજસ તમોમલ ન રહેવાથી શુદ્ધ પ્રતિબિંબ પડે છે અને નયનદ્વારાએ તેનું જ્ઞાન થાય છે કે, મારૂં પ્રતિબિંબ તે આ અને આવું છે એમ સ્પષ્ટ અનુભવમાં આવે છે. તે પ્રમાણે કર્મમાર્ગવડે રજસ તમો-મલ ધોવાઇ ચિત્તરૂપી આરસો સ્વચ્છ એટલે સાત્વિક ભાવને પામે છે અને તેથી કરી બ્રહ્મવિદ્યા વડે જ્ઞેય જે બ્રહ્મ તેનું યથાર્થ જ્ઞાન અનુભવમાં દર્શન દઇ આવે છે. એટલા માટે બ્રહ્મવિદ્યાનું અંગ કર્મ છે. પણ કર્મનું અંગ કાંઇ બ્રહ્મવિદ્યા નથી. માટે જેને સ્વાર્થ કહે છે તેને તજતાં પરમાર્થ

મયાય છે, એટલે કે નિર્લેપ, દ્રષ્ટા અને સ્વરૂપ સ્થિતિ પમાય છે. એટલા માટે જેને કાંઇ શંકા હોય તેણે (બૃ૦ ૩, ૧, ૧) (છા૦ ૫, ૧૧, ૫) (બૃ૦ ૪, ૪, ૨) (છા૦ ૮, ૧૫, ૧) (ઇ૦ ૨) (શત૦ બ્રા૦ ૧૨, ૪, ૧, ૧) (પ્ર૦ સ૦ ૩) (પ્ર૦ સૂ૦ ૩, ૪, ૧૬) (પ્ર૦ સૂ૦ ૩, ૪, ૧) (મું૦ ૧, ૧, ૮) (તૈ૦ ૨, ૮, ૧) (ક૦ ૨, ૬, ૨) (બૃ ૩, ૮, ૯) (છા૦ ૬, ૨, ૩) (બૃ૦ ૨, ૪, ૫) (બૃ૦ ૩, ૪, ૧) (છા૦ ૮, ૭, ૪) (છા૦ ૮, ૯. ૩) (બૃ૦ ૨, ૪, ૧૦) (બૃ૦ ૩, ૫, ૧) (છા૦ ૮, ૧૨, ૩) (છા૦ ૬, ૮, ૭) (બૃ૦ ૩, ૮, ૧૧) આ શ્રુતિઓ જોઇ લેવી. આ પ્રમાણે ભગવાન બાદરાયણનો મત સ્વીકારવા યોગ્ય, પ્રમાણ અને શ્રુત્યાનુકુળ છે અને ભગવાન જૈમિનિનો મત કર્મમાર્ગ પુરતોજ સ્વીકારવા યોગ્ય છે. બ્રહ્મવિદ્યા વિશે તેમનો મત શ્રુતિ પ્રમાણ કરતી નથી. માટે તે પ્રમાણ રહિત છે તેથી સ્વીકારવા યોગ્ય નથી.

तुल्यंतु दर्शनम् ॥ ९

સૂત્રાર્થ:— બ્રહ્મવિદ્યા કર્મના શેષરૂપે નથી. આ બાબતમાં પણ એકસરખો આચાર જેવામાં આવે છે

ટીકા:—યાજ્ઞવલ્કયે સવાદ કર્યા પછી કર્મનો ત્યાગ કરી અરણ્યમાં જઇ કર્મરહિત થઇ રહ્યા. પણ બ્રહ્મવિદ્યા રહિત થઇ રહ્યા નહિ.

एतावदरे खल्वमृतत्वमिति० (બૃ૦ ૪, ૫.૧૫)

અર્થ:—આ પ્રમાણેનું અમૃતત્વ છે આ પ્રમાણે ઉપદેશ કર્યા પછી યાજ્ઞવલ્કય મુનિ અરણ્ય વિષે ચાલી નીકળ્યા આ સૂત્રથી એમ સિદ્ધ થાય છે કે બ્રહ્મવિદ્યા કર્મના શેષરૂપે નથી.

असार्वत्रिकी ॥ १०

સૂત્રાર્થ:—વિદ્યાનો સંબંધમાં જે છાંદોગ્યમાં શ્રુતિ છે ત્યાં કોઇ વિશેષ વિદ્યાને લઇને છે.

विभागः शतवत् ॥ ११

**સૂત્રાર્થ**:—જેમ શતનો બે વિભાગ પાડી શકાય તેમ વિદ્યા તથા કર્મના બે જુદા ભાગ છે

**अध्ययन मात्रवत् ॥ १२**

**સૂત્રાર્થ**:—અધ્યયન થવા સુધીજ કર્મનો વિધિ છે.

ટીકાઃ—વિદ્યા બે પ્રકારની છે. પરા અને અપરા એમ શ્રુતિ કહે છે

**नाविशेषात् ॥ १३**

**સૂત્રાર્થ**:—નિયમનું જે વિધાન છે, તેમા વિશેષતાનો અભાવ છે. માટે વિદ્વાનને કોઇપણ પ્રકારની વિશેષતા રહેતી નથી.

**स्तुतयेऽनुमतिर्वा ॥ १४**

**સૂત્રાર્થ**:—અથવા તો વિદ્યાની સ્તુતિને અર્થે કર્મનું અનુષ્ઠાન છે.

**काम कारेण चैके: ॥ १५**

**સૂત્રાર્થ**:—કેટલીક શાખાવાળા એમ માને છે કે, ઇચ્છા માત્ર વડે વિદ્વાન કર્મ કરે છે.

**ટીકા**:—જેને મોક્ષ પ્રાપ્તિ થઇ છે તે નિરિચ્છ છે. તેથી તેને કોઇ પણ કર્મમાં મન કામના હોતી નથી તેમજ તે અહંભાવ રહિત છે. તેથી કરીને જે પુરૂષને બ્રહ્મવિદ્યા વડે સાક્ષાત્ અનુભવ થયો છે, તેને પરોક્ષ કર્મ ફળની આશા હોતી નથી. તેથી તે કર્મ કરતો નથી. કદાપિ લોક સંગ્રહાર્થે કર્મ કરે તો તે કર્મથી લેપાયમાન થતો નથી. જેવી રીતે કે, કોઇ લશ્કરનો ઉપરી દુશ્મન પક્ષના માણસોને મારી નાખો, કાપી નાખો, તેના અન્નાદિ દ્રવ્યો લૂંટી લો, તેના દારૂખાના તોપગોળા લઇ લો ઇત્યાદિ ઇત્યાદિ હુકમો કરે છે, તથાપિ આ કર્મ લોક કલ્યાણાર્થે હોવાથી તેને પાપ લાગતું નથી અને પાપ કર્મનું ફળ જે દુઃખ, શોક, ભય, શંકા અને લજ્જા ઇત્યાદિ જન્મ મરણ અને બન્ધન તેને પ્રાપ્ત થતા નથી. તે પ્રમાણે જેનામાં બ્રહ્મવિદ્યાનું બળ છે તે કર્મથી લેપાયમાન થતો નથી અને તેને કોઇ કર્મ કરે વા ન કરે તેનો નિયમ લાગુ પડતો નથી.

**उपमर्दंच ॥ १६**

**સૂત્રાર્થ**:—બ્રહ્મવિદ્યાના બળથી અવિદ્યાકૃત કારક આદિનો નાશ થાય છે.

**ऊर्ध्वरेतःसु च शब्दे हि ॥ १७**

**સૂત્રાર્થ**:—બ્રહ્મવિદ્યાનું નિરુપણ સન્યસ્ત આશ્રમોમાં છે. કારણ કે શ્રુતિમાં આ આશ્રમમાંજ બ્રહ્મવિદ્યા દર્શાવી છે.

**ટીકા**:—સર્વ આશ્રમોનો મુખ્ય હેતુ બ્રહ્મ પ્રાપ્તિને અર્થે છે એટલે કે સાક્ષાત્ અનુભવ વડે કરીને બ્રહ્મજ્ઞાન થવું અને પરતંત્રાથી છુટવું એ છે. કારણ કે જે પરતંત્ર પુરૂષ છે તે કંઇપણ કરવાને સાધન રહિત અને અસમર્થ છે. જે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઇ છે તેનું કારણ ધર્મના ત્રણ સ્કંધનું સેવન છે. યજ્ઞ, દાન અને તપ એ ત્રણ ધર્મના સ્કંધો કહેવાય છે. જે વિદ્યા વડે પોતે સુખી થયો છે તે વિદ્યા બીજાને આપવી એમ વિદ્વાન સતત્ રટણ કર્યાં કરે છે. કારણ કે એવા વિદ્વાનનું અંતઃકરણ સર્વાત્મ ભાવથી ભરપૂર હોવાને લીધે તેનામાં દયા ઉભરાય છે. હું જેવો સુખીને સ્વતંત્ર છું. મારે કંઇ પ્રાપ્ત કરવાનું નથી, કરવાનું તે હું કરી ચૂક્યો છું. જાણવાનું હતું તે જાણ્યું હવે મારે કોની પ્રાપ્તિ કરવાની રહી છે? કોઇની નહિ. જ્યારે હું દ્રષ્ટા શાક્ષી છું ત્યારે હવે મારે બીજા કયા દ્રષ્ટા આંખે જોવાનો છે? કયા દેવને પુજવાનો છે! કોને સ્પર્શ કરવાનો છે! કોને સુંગવાનો છે? ઇત્યાદિ ઇત્યાદિ સર્વ રુપ હુંજ છું માટે મારે કોઇ કર્તવ્ય નથી મારી સર્વ કામના સંપુર્ણ રીતે પ્રાપ્ત થઇ ચુકી છે. આ ફળ મને વર્ણાશ્રમ ધર્મનું પ્રતિપાદન બ્રહ્મચર્ય પાળવા વડે, તપ કરવા વડે, દાન કરવા વડે, યજ્ઞ કરવા વડે પ્રાપ્ત થઇ ચુકયું છે. મેં નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળ્યું છે. સો વર્ષના આયુષ્યની મર્યાદા છે. તેમાં પચિસ વર્ષ સુધી ઉર્ધ્વ રેતસ રહી વીર્ય સ્ખલિત ન થતાં બલ, બુદ્ધિ, પરાક્રમ, નિરોગીપણું, શરીર સામર્થ્ય, પ્રાપ્ત કર્યું છે. ગ્રહસ્થાશ્રમ કરી બીજા પચિસ વરસમાં પુત્ર પૌત્રાદિ સંતતિ એકપત્નીવ્રત વડે મન અને ઇન્દ્રિયો ઉપર કાબુ રાખી યથા વિધિ ધર્મનું સેવન કર્યું છે, દાન કર્યું છે, દ્રવ્ય પ્રાપ્તિ કરી છે અને દેવઋણ, મનુષ્યઋણ અને પિતૃઋણથી મુક્ત થઇ લોક કલ્યાણાર્થે યજ્ઞદાન અને તપશ્ચર્યા, વાનપ્રસ્થાશ્રમમાં સ્ત્રી સાથે રહી, સંભોગનો ત્યાગ

કરી, ગુરુ, અગ્નિ અને અતિથિનું સેવન કર્યું છે. અને બ્રહ્મવિદ્યાનો વિચાર કર્યો છે, માટે હવે છેલ્લો આશ્રમ જે સંન્યસ્તાશ્રમ છે તેમાં છેલ્લાં પચિસ વર્ષ નિરિચ્છ રહી, બ્રહ્મવિદ્યા વડે આત્મ પ્રાપ્તિ કરી, રજસ તમોમલ ધોઇ નાંખ્યો છે. સત્વ શુદ્ધિ થઇ ચૂકી છે. બ્રહ્મ સાક્ષાત્કારનો અનુભવ યોગ વડે પ્રાપ્ત થયો છે. માટે હવે મારે કોના વડે શું જોવું!!!? માટે હવે દેહના ત્યાગ સિવાય બીજું કાંઇ બાકી રહ્યું નથી. હું બ્રહ્મ છું, હું શુધ્ધ ચૈતન્ય છું. હું સર્વ શક્તિ છું, હું સર્વ કામના પરિપૂર્ણ કરી ચૂક્યો છું. હુ નિર્ભય છુ, હું સર્વાધાર છુ, સર્વત્ર વ્યાપક છુ. હું શાન્ત સ્વરૂપ છુ, હુ આનંદનિધિ છુ, હું શાન્ત સુધાકર છું, રવિ રૂપ તે મારૂ છે, ઇન્દ્ર પણ હુ છુ. સદાશિવ રૂપે મેઘગર્જના કરી ઇન્દ્રધનુષ્ય અને વિદ્યુત, વજ્ર એ પણ મારી શક્તિ છે. પૃથ્વીમાં ધાન્ય હું ઉગાવુ છું. બીજ રૂપ પણ હુ છું, પવનમા અગ્નિ રૂપનુ સ્ફોટન કરી હુંજ ધરતીને ધ્રુજાવું છુ, હુજ સમુદ્રને ખળભળાવુ છું, વાયુના અતિ વેગવડે સાઇકલોન (આંધી) કરી વૃક્ષોને ઉખેડી નાખી મોટી મોટી શિલાઓને ઉંચે ઉડાવી, અખિલ વિશ્વને હું ઘુમાવું છું, તોપમાં ધડાકો થઇ દુશ્મનનો નાશ કરનાર તે હું છું......દુષ્ટ સંસ્કાર અને સારા સંસ્કાર રૂપે પણ હું છું, ઇત્યાદિ ઇત્યાદિ સૂત્રો વડે કરીને ભગવાન મુનિશ્વર વેદવ્યાસ જીવન મુકતની સ્થિતિનો સાક્ષાત્કાર કરાવે છે.

**परामर्शं जैमिनिरचोदना चापवदति हि ॥ १८**

**સૂત્રાર્થ:**—જૈમિની નામના આચાર્ય સંન્યસ્તાશ્રમમાં અન્ય આશ્રમોનો સમાવેશ કરે છે, શ્રુતિ અન્ય આશ્રમનો અપવાદ કરે છે માટે તે મોક્ષાર્થ રૂપ પ્રેરણાથી રહિત છે.

**ટીકા**—પાંચ વરસનો છોકરો થયો એટલે તેને પ્રાથમિક કેળવણીની નિશાળમાં ચોપડી, સ્લેટ અને પેન આપી ગુરૂને સ્વાધીન કરવામાં આવે છે. ત્યાર બાદ મીડલ સ્કુલમાં દાખલ કરવામાં આવે છે ત્યાર પછી હાઇ સ્કૂલમાં દાખલ કરવામા આવે છે અને ત્યાર બાદ કોલેજનો અભ્યાસ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. એકદમ કોઇને એમ. એ. અને ડોકટર ઓફ લોઝ અથવા બેરિસ્ટર કરવામાં આવતો નથી. જ્યારે હાઇકોરટની સનદ મેળવે છે, ત્યારે તેને બોધ કરવાનો, ભાષણ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. તે સિવાય સામાન્ય પુરૂષની ફરિયાદ હાઇ કોરટ સાંભ-

ળતી નથી. તે પ્રમાણે યથાક્રમે વર્ણાશ્રમ ધર્મ લોકકલ્યાણાર્થે બ્રહ્મવિદ્યામાં પ્રવેશ કરવા માટે પરમાત્માએ રચ્યા છે. તદાનુસાર શ્રુતિ, સ્મૃતિ, પુરાણ-ને અનુસરી આચાર્યો બ્રહ્મવિદ્યાનું શિક્ષણ આપે છે. નૈષ્ઠિક બ્રહ્મચારી અને સંન્યાસિ એ બેને જો તેમણે પૂર્વ જન્મોમાં ત્રણ આશ્રમો પાળ્યા હોય તો એકદમ એમ. એ. ની કલાસમાં બેસાડી દે છે. તેમને કાંઈ બીજી નીશાળોમાં અભ્યાસ કરવાની જરૂર જણાતી નથી તેમ છતાં નિશાળમાં ભણે તો, તેમાં હરકત પણ કાંઇ નથી પૂર્વ જન્મમા ભણેલો હોય તે તાજુ થાય છે અને સ્હેલથી તે ભણી શકે છે. જેવી રીતે કે શ્રી કૃષ્ણ ભગવાન સાંદીપન ગુરૂને ત્યાં ભણ્યા હતા. ઇશ્વરને બ્રહ્મવિદ્યા કાંઇ અજાણી ન હોતી. તેમ છતાં લોકોને એ માર્ગમાં ક્રમશ પ્રવૃતિ કરાવા માટે પોતે યજ્ઞ, દાન, તપનું આચરણ કરી લોકોને તે માર્ગે જવા દ્રષ્ટાંત આપ્યું છે.

સંન્યસ્ત આશ્રમનો હેતુ કાંઇ વર્ણાશ્રમ વ્યવસ્થા તોડી પાડવાનો નથી. પણ જે પુરૂષોએ પૂર્વ જન્મમાં એ ત્રણે ધર્મના વિભાગનું આચ-રણ કર્યું છે તેને ફરીથી તેજ આચરણ કરી પિષ્ટપેષણ અને કાળક્ષેપ કરવાની જરૂર રહેતી નથી. એટલા માટે શંકરાચાર્ય જેવાએ એકદમ નૈષ્ટિક બ્રહ્મચર્ય અને સન્યસ્તનું ગ્રહણ કરી લોક સંગ્રહાર્થે કર્મ કર્યા હતાં. એવા અધિકારીઓ તો જુજ હોય છે. વર્ણાશ્રમની ધર્મ વ્યવસ્થા સાર્વજનિક જથા માટેની છે. સન્યસ્ત સિવાયના ત્રણ આશ્રમમાં ધર્મનું સેવન કરનારને દેવયાન માર્ગે બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે અને તેને તે લોકમાં બ્રહ્મબોધ કરે છે અને બ્રહ્માના મોક્ષની સાથે તેમનો પણ મોક્ષ થાય છે સંન્યાસીને કાંઇ દેવયાન માર્ગે ગમન કરવું પડતું નથી. તે તો જ્યાં તેનું શબ પડયું અને જીવ ગયો કે તરતજ ત્યાંનો ત્યાં સર્વ શક્તિ-માન ચૈતન્ય બ્રહ્મરૂપમાં ભળી જાય છે. જેવી રીતે કે, મેઘ મંડળમાંથી વરસાદનુ ટીપું સમુદ્રમાં પડયું તેવુંજ જળમાં સમાઇ જાય છે તેને માટે મોરીમાં થઇ સમુદ્રમાં જવાને માગે જવુ પડતુ નથી. તેને તો જ્યાં પડે ત્યાંજ સમુદ્ર મળે છે.

"**ब्रह्मसंस्थोऽमृतत्वमेति** (છાં૦ ૨, ૨૩, ૧) બ્રહ્મસંસ્થ અર્થાત બ્રહ્મનાજ પર આસ્થાવાળો કેવળ અમૃત ભાવને પામે છે. "**वीरहा वा एष देवानां** (तै० १, १२, १) **ना पुत्रस्य लोकोऽस्तीति तत्सर्वं**

**પશવો વિદુ:** અર્થ:-જે અગ્નિની ઉપાસના નથી કરતો, તેનો અગ્નિ નાશ કરે છે. આચાર્યને યથેચ્છ ધન આપ. ગૃહસ્થાશ્રમ ધર્મ માંડી પ્રજાના વિસ્તારનો નાશ મા કર. પુત્ર રહિતને કોઈ લોકની પ્રાપ્તિ થતી નથી. આ બાબત સર્વ પશુઓ જાણે છે.

**अनुष्ठेयं बादरायणः साम्यश्रुतेः ॥ १९**

**સૂત્રાર્થ**:—સંન્યસ્ત સિવાયના અન્ય આશ્રમો આચરવા યોગ્ય છે, એમ બાદરાયણ મુનિનું માનવું થય છે. કારણ કે, શ્રુતિ તે રીતે પ્રતિપાદન કરે છે.

**ટીકા**:—અભણ માણસને એક ચોપડી આપીએ. તો તે ચોપડીનું પુંઠું જોય છે અને મોહ પામે છે. પછી અંદરના પાનાઓ એક પછી એક ઉથલાવે છે. ત્યાર પછી તે કંટાળીને આઘી મૂકી દે છે. પણ બીજા બોડો આંખ આગળ ધરીને તેમાં કાંઇ જોવા કરે છે અને સમજે છે તે કાંઈ સમજાતો નથી. અભણ માણસને ધોળો કાગળ ને કાળા લીસોટા અને ધોળા અને કાળા એ બે રંગ વચ્ચે કોઇ ચીકાસને લીધે સંબંધ ધરાવનાર કોઇ એક વસ્તુ હોય એમ લાગે છે. તે પ્રમાણે આ જગતમાં પ્રકૃતિનો સત્વ ભાગ તે ધોળા કાગળને સ્થાને છે. જે સાહીના લીસોટાનો ભાગ છે તે પ્રકૃતિનો તમાત્મક વિભાગ છે અને કાળું અને ધોળું એ બંન્ને સાથે એકસરખું જોડનાર અને સંબધ ધરાવનાર કોઇ ચીકાસ છે તે રજોગુણ સ્થાને છે. તથાપિ એમાં જે કાંઇ અક્ષર છે તે ક્ષર એવાં જે સાહિ કાગળ અને ગુંદરથી ભિન્ન છે. એ અક્ષરને ઓળખવાથી પ્રત્યેક અક્ષરમાં જે કાંઇ જ્ઞાન ઓતપ્રોત છે, તે ઓળખાવનાર ગુરૂ છે. એટલા માટે ગુરૂ અને શાસ્ત્ર વડે પ્રકૃતિ અને પુરૂષ એટલે કે ચોપડીના અક્ષરમાં જે કાંઇ જ્ઞાન છે તે શિષ્યના અનુભવમાં આવે છે. તે પ્રમાણે આ જગતમાં પ્રકૃતિ જન્ય પદાર્થો અને તેમના હલન ચલન અને વ્યવહાર આદિ સર્વને સામાન્ય રૂપે દ્રષ્ટિગોચર છે. પછી તે ભણેલો હો કે અજાણ હો. કીડીથી માંડીને બ્રહ્મા સુધી સર્વ કોઇ સુખની ઇચ્છા રાખે છે અને સુખને અર્થે સર્વ કોઇ પ્રયત્નશીલ છે. તે પ્રમાણે યજ્ઞ, દાન, તપ આદિ શ્રદ્ધાવાન શાસ્ત્ર પર શ્રદ્ધા રાખી આચરે છે. તેમ છતાં એ કર્મ વડે તેને એટલે કે અજ્ઞાનીને સુખ, વૈભવ, આનંદ, ધાન્ય, ધન, પુત્ર, સ્ત્રી, ગાય, ઘોડા વિગેરે અનેક સુખ પ્રાપ્તિ

થાય છે. સુંદર રૂપ આરોગ્યતા ઇત્યાદિ થાય છે. તથાપિ આ કર્મ માર્ગનું સ્થાપન એટલે પહેલા ત્રણ આશ્રમનું આ ફળ છે. પણ ચોથા આશ્રમનું ફળ જે કર્મ રહિત એટલે કે વૈદિક કર્મ રહિત હોવા છતાં કાંઇ વિલક્ષણ છે. જૈમિનીનો મત એવો છે કે, આ સર્વ વૈભવ આદિ કર્મ વડેજ પ્રાપ્ત થાય છે. પણ પ્રત્યેક શ્રુતિમાં કર્મ અને તેનું ફળ અને તે કરવાનું સામર્થ્ય અથવા પ્રયત્ન તેનું વર્ણન છે. પણ તેમાં જે નિગૂઢ પ્રજ્ઞાન ઓતપ્રોત છે તે જૈમિનીના શાસ્ત્ર વડે જણાતું નથી. પણ તે બ્રહ્મજ્ઞાનનો અનુભવ મુનિશ્વર બાદરાયણ શ્રુતિ વડે આપે છે એટલા માટે શ્રેષ્ઠજનો બાદરાયણનો મત સ્વીકારવા યોગ્ય ગણે છે. જૈમિની મુનિશ્વર નશ્વર વૈભવની પ્રાપ્તિ કરાવે છે, તે વડે સંપૂર્ણ સ્વતંત્રતા મળતી નથી અને જન્મ મરણની સંસૃતિ ટળતી નથી. સન્યાસીઓ બ્રહ્મચર્ય પાળે છે. લોકોને ઉપદેશ કરે છે, એ વિદ્યાદાન છે. કાયા કષ્ટ ધડપણે વેઠે છે તે તેમનું તપ છે એ પ્રમાણે સંન્યાસીઓ પણ એક મુઠ્ઠીભર અનાજને પેટે સર્વ લોકને બન્ધનથી છોડાવવા કર્મ કરતાંજ રહે છે અને અથાગ પુન્ય પર્વતોના ટગેઢગ ત્રિભુવનમા સ્થાપિ કૃત કૃત્ય થાય છે

જે કોઇ કેવળ સુખનીજ આશા રાખે છે અને વિદ્યા રહિત છે તેની ઇચ્છાનુ નામ સત્ય મંગલ સંકલ્પ એવું નથી. પણ તેનુ નામ મિથ્યા મૃગ તૃષ્ણિકાના જળથી તરસ મટાડવાનાં ફાંફાં જેવું છે. તૃષા મટતી નથી તે પ્રમાણે સુખ થતુ નથી. ઇચ્છે છે સુખ ને આવે છે દુઃખ માટે જ્ઞાન સહિત સંપુર્ણ સાધન વડે અધિકાર પ્રાપ્ત થઇ જે કોઇ પ્રયત્ન કરે છે તેના સંકલ્પ વડે ફળ પ્રાપ્ત થયા વિના રહેતુ નથી. કદાચને આ જન્મે ફળ ન થાય તો પણ કાળાન્તરે અન્ય જન્મમાં તેનું ફળ મળ્યા વિના રહેતું નથી. એમ વેદશાસ્ત્ર અને પુરાણો સર્વને પ્રબોધે છે.

**विधिर्वाधारणवत्** ॥ २०

**સુત્રાર્થ**:—ધારણની માફક અન્ય આશ્રમનો પરામર્શ વિધિ રૂપે છે

**ટીકા**:—પ્રત્યેક આશ્રમમા અને પ્રત્યેક વર્ણમાં ભિન્ન ભિન્ન વિધિ અને ભિન્ન ભિન્ન મુખ્ય કર્મો, શ્રુતિ પ્રતિપાદ્ય છે. તેમ છતાં સર્વ કર્મમાં બ્રહ્મજ્ઞાન તરફ શ્રદ્ધાવાન પુરૂષને લઇ જવા પ્રયત્ન છે. પ્રથમ ત્રણ આશ્રમના કર્તવ્યમાં જે શ્રુતિઓ છે તે ગૌણ છે. પણ મુખ્ય બ્રહ્મ પ્રતિપાદ્ય

અર્થ છેલ્લા આશ્રમમાં તથા વેદાંતમાં વિસ્તારે છે. સંન્યાસ એ બ્રહ્મરૂપે છે. એમ નારાયણ ઉપનિષદમાં (૧–૨–૩) કહ્યું છે સંન્યાસના ધર્મ રૂપે શમ દમ આદિ છે. બ્રહ્મચર્ય આશ્રમમાં વિદ્યા સંપાદન કરવી એ મુખ્ય ધર્મ છે. વાનપ્રસ્થમાં શરીર અને ઇંદ્રિયનુ દમન–તપ એ મુખ્ય છે. ગૃહસ્થાશ્રમમાં દ્રવ્ય સંપાદન કરવું સુપુત્ર અને સુપુત્રી ઉત્પન્ન કરવાં એ ધર્મ છે અને એ ત્રણે આશ્રમને પાલન કરવા દેવ પીતર, અને મનુષ્યને તથા અગ્નિને તૃપ્ત કરવા એ ગૃહસ્થનો ધર્મ છે. કાગડા, કૂતરા, ભૂત, પ્રેત, ગાય, આદિને બલી આપવા એ મુખ્ય ધર્મ છે અને તે રુદિ વાણીજ્ય અને ગોરક્ષા કરવાથી દ્રવ્ય ઉત્પન્ન કરવાં ઇત્યાદિ ધર્મો ભગવત ગીતાના ૧૮માં અધ્યાયમાં શ્રી ભગવાને અને બીજા અનેક શાસ્ત્રોમા તથા શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, વેદ, વેદની સહિતા તથા ઉપનિષદમાં દર્શાવ્યા છે અને તેમાં સર્વના કર્તવ્ય સૂચવ્યાં છે.

स्तुतिमात्रमुपादानादिति चेन्नापूर्वत्वात ॥ २१

**સૂત્રાર્થ** —ઉદ્ગીથના અર્થવાળા શ્રુતિ વચનો કર્મના અંગ તરીકે ગ્રહણ કરાયલાં હોવાથી તેઓ સ્તુતિ અર્થે છે એમ કહેશો તો તે યોગ્ય નથી. કારણ કે પૂર્વ સિદ્ધ અર્થનું તેઓ પ્રતિપાદન નહિ કરનારા હોવાથી વિધિ રૂપે છે.

**ટીકા :—वेद प्रणित्तो धर्मः अधर्मस्तद विपर्ययः** વેદમાં કહ્યું છે તે પ્રમાણે વિધિપૂર્વક આચરણ કરવું, તેનું નામ ધર્મ છે. ધર્માચરણ કરવાથી કરીને વર્તમાનમાં થોડું દુઃખ અને અખંડ તથા અનંત સુખ ભાવિમાં થાય છે. એ ધર્મનું ફળ છે. સર્વ કાળમાં ધર્મ એજ સુખ ઉત્પન્ન કરનાર વસ્તુ છે અને વેદ વિરૂદ્ધ વર્તન કે જેનું નામ અધર્મ અથવા પાપ કહે છે તે દુઃખ અને ક્લેશ ઉત્પન્ન કરી સહેજસાજ સુખાભાસ આપી ઘણાં કાળ સુધી કલિકલેશ દુઃખ દારિદ્રય ઇત્યાદિ આપી અધોગતિ કરાવનાર છે. એટલા માટે આ જગતમાં અવતાર લઇ જેને સુખની ઇચ્છા હોય તેણે વેદાનુકુળ આચરણ કરવા અને વેદ વિરૂદ્ધ ઝાંઝવાના જળ જેવી મિથ્યા ભ્રમણાનો ત્યાગ કરવો તોજ સુખ થશે. એટલા માટે ઉદ્ગિથમા ઇશ્વરની સ્તુતિ ગાવાનો વિધિ લખ્યો છે કે જેથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઇ અખંડ અગાધ અને અબાધિત સ્વતંત્ર સુખની પ્રાપ્તિ થાય કે જેને મોક્ષ અથવા સ્થુલ, સુક્ષ્મ, કારણ અને મહાકારણ એવા

આ કેદખાનામાં પ્રગટેલો જીવ કે જે બ્રહ્મનુંજ સ્વરૂપ છે તે સ્વરૂપજ સ્થિતિને પામે અને જન્મમરણ રહિત થાય જે કાંઈ દુઃખ છે તે આ ચાર કાયાને લીધે પ્રાપ્ત થાય છે અને એટલા માટે કૃષ્ણ એટલે બ્રહ્મસ્વરૂપ જીવાત્મા એ કેદખાનામાંથી છૂટી ગયો એટલે કે શ્રુતિનું પ્રતિપાદન કર્યા કરે છે કે, જે શ્રુતિએ ગાયનું સ્વરૂપ આ પૃથ્વિ ઉપર ધારણ કર્યું છે અને તેની સતતિ સર્વ કોઇનું પાલનપોષણ કરે છે અને અન્નરસ આપે છે એ દર્શાવવા માટે ઉપરના સૂત્રની રચના ભગવાન વેદવ્યાસે કરી છે.

**भावशब्दाच्च** ॥ २२

**સૂત્રાર્થ:**—વળી વિધિ શબ્દ હોવાથી ઉદ્‌ગીથાર્થ શ્રુતિ વચનો વિધ્યર્થક છે

**ટીકા:**—આજકાલ વેશ્યાના વિષય ઉત્તેજક ગાયનોનો પ્રચાર લગ્નાદિક મંગલ સમયે નાચરૂપે શ્રીમંતો તરફથી મીજલસો કરી કરાવવામાં આવે છે. તે સમયે તબલચીઓ વગાડે છે કે ગધેડા ગધેડા ગધેડા એમ તબલાં વાગે છે. સારંગીવાળો વગાડે છે કે કોણ ? કોણ ? કોણ ? ત્યારે વેશ્યા લાંબો હાથ કરી બતાવી કહે છે કે આ આ આ આ. તે સ્થળે મારૂજી ઢોલાઓ જેવા વિષયી કીડા પોતાની મા, બહેન, દીકરી અને વહુ સાથે મીજલસમાં ભાગ લે છે. ગાયન એ અતિશય સર્વને પ્રિય લાગે છે. હરિણ પોતાનો પ્રાણ ત્યજે છે. નાગ ડોલે છે. ગાય, ઘોડા અને બાળકો સિધા કાન ધરી નાદ બ્રહ્મનું રસમય પાન કરે છે. આવી ઉત્તમ વિદ્યાને અધોગતિએ પમાડનાર અવિદ્યા સિવાય બીજું કાંઇ હોય એમ અમને કાંઇ લાગતું નથી એવુ સજ્જનોનું કહેવું છે. પૂર્વે મુગલોના જુલમથી વડનગર ભાંગ્યું. તેનું કારણ પણ નાગરોનું ગાયન હતું. પણ તે વિષયી ગાયન ન હતા. તેમા મુખ્યત્વે કરીને ઉદ્‌ગીથ સામ ગાયનોને અનુસરી ઇશ્વર સબંધી અને નીતિ સંબંધી ગાયનો વડે વૃતિનો નિરોધ થઇ જાણે નિર્વિકલ્પમાં સર્વ કોઇ શ્રવણ કરનારાઓ સ્થિત થયા હોય તેવાં તે યજ્ઞ વિધિરૂપ યજ્ઞનારાયણને પ્રસન્ન કરવા ! હતા અને એ ! લીધેજ નાગરોની ઉજ્જવલતા, રૂપ, સુખ, સંપતિ તથા બુદ્ધિ, બલ અને પરાક્રમ પ્રગતિ કરતાં હતાં, એવું મનાય છે.

વિધિ પાંચ પ્રકારના કરવું જોઇએ કરવામાં આવે છે, કરાવવું જોઇએ, થવું જોઇએ, હોવું જોઇએ, એ રીતના છે, લીગ આદિના આ સર્વ અર્થ વિધિરૂપે છે. તે ગાનારને અધો લોકથી માંડી ઉર્ધ્વલોક સુધીનો તથા ઉર્ધ્વ લોકથી લઇ અધોલોક સુધીના સર્વ લોક ભોગ્ય રૂપ થઇ પડે છે.

(Beauty of the Beautiful) એનો અર્થ એ છે કે, ત્રિભુવનના પ્રત્યેક પદાર્થમા ઇશ્વરની આશ્ચર્યજનક વિચિત્ર રચનાનું બારિક અવલોકન કરી આનંદાશ્ચર્યે પ્રભુ ધન્ય છે તારી લીલાને એમ કહી નમન કરવું એ તેનું ફળ દરેક પ્રકરણમાં વેદની શ્રુતિ જણાવે છે. એ દર્શાવવા ઉપરનું સૂત્ર રચ્યું છે.

**पारिप्लवार्था इति चेन्न विशेषितत्वात् ॥ २३**

**સૂત્રાર્થ:**—વેદાંતના આખ્યાનની શ્રુતિઓ પારિપ્લવને અર્થે નથી અમુક આખ્યાનોજ પારિપ્લવરૂપે નિરૂપિત થયેલાં છે.

**तथा चैकवाक्यतोपबन्धात् ॥ २४**

**સૂત્રાર્થ:**—વળી આ આખ્યાનોનો એક વાકયતારૂપ સંબંધ બ્રહ્મવિદ્યા સાથે છે.

ટીકા:—પારિપ્લવ એટલે અશ્વમેધ યાગમાં કુટુંબ સહિત રાજાને બેસાડી તેની આગળ અધ્વર્યુ કેટલાંક મુકરર કરેલાં વૈદિક આખ્યાનોનું નિરૂપણ કરે છે તેનું નામ છે એ આખ્યાનો કરવાનો હેતુ બ્રહ્મવિદ્યા તરફ તે વિદ્યાની સ્તુતિ કરી રુચિ ઉત્પન્ન કરવાને અર્થે આખ્યાનોનું પર્યવસાન છે.

**अत एव चाग्नीन्धनाद्यनपेक्षा ॥ २५**

**સૂત્રાર્થ:**—આથીજ અગ્નિને પ્રજ્વલન કરવારૂપ કર્મકાંડની બ્રહ્મવિદ્યા સાથે અનપેક્ષા છે.

**सर्वापेक्षा च यज्ञादिश्रुतेरश्ववत् ॥ २६**

**સૂત્રાર્થ:**—બ્રહ્મવિદ્યાને સર્વ આશ્રમ કર્મની અપેક્ષા છે. જેમ અશ્વને રથ ખેંચવામાં જોડવામાં આવે છે, તેમ શ્રુતિ યજ્ઞાદિને વિદ્યાના સાધન તરીકે દર્શાવે છે.

**ટીકા:**—વર્ણાશ્રમ ધર્મનુ પાલન કરવાની અપેક્ષા બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત કરવા માટે સાધનરૂપે છે. પણ સ્વર્ગાદિ ફળની પ્રાપ્તિ કરવા માટે નથી. ચિત્ત શુદ્ધિ કરવા માટે અગ્નિ સળગાવી બ્રહ્મચર્ય આદિ પાળી કર્મ કરવાં અને વર્ણાશ્રમ ધર્મ પાળવાની આવસ્યકતા છે. પણ કર્મનું ફળ જે સ્વર્ગાદિની પ્રાપ્તિ છે તદર્થે નથી.

**शमदमाद्युपेतः स्यात्तथापि तु तद्विधेस्तदंगतया तेषामवश्यानुष्ठेयत्वात् ॥ २७**

**સૂત્રાર્થ:**—યજ્ઞવડે જાણવા ઇચ્છે છે, આ રીતની શ્રુતિ વિધિરૂપે નથી. તેમ છતાં બ્રહ્મ જીજ્ઞાસુએ શમદમ આદિ યુકત થવું જોઇએ. તેનું વિધાન વિદ્યાના અંગ તરીકે છે. માટે શમદમ આદિ અવશ્ય પાળવાં જોઇએ.

**ટીકા:**—અમુક વિધિ વડે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય છે એવો કઇ નિયમ નથી. તથાપિ વિધિ પુરઃસર કર્મ કરવા અવશ્ય છે. યજ્ઞ, દાન, તપ, બ્રહ્મચર્ય ઇત્યાદિ કર્મો બ્રહ્મવિદ્યાના બહિર્અંગ સાધન છે પણ તેના અંતર્અંગ સાધન શમદમ અને નિષ્કામ વૃત્તિ ઇત્યાદિની અવસ્યકતા છે. બહિર્અંગ સાધનો જોકે, કરવાની અવસ્યકતા છે, તથાપિ અંતર્અંગ સાધન વિના બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઇ શકશે નહિ. માટે તે બ્રહ્મવિદ્યાના અંગીભુત છે અને બાહ્યકર્મ તેટલાં અવશ્ય નથી.

**तस्मात् देवंविच्छान्तो दान्त उपरतस्तित तिक्षुः०** (બ્રહ૦, ૪, ૪, ૨૩).

**અર્થ:**—જે આ પ્રમાણે આત્માને ઓળખે છે, જેણે પોતાની સર્વ ઇન્દ્રિયો પર જય મેળવ્યો છે, અર્થાત જે શાંત છે, જે સર્વ પ્રકારની એષણામાંથી મુકત છે, જે સહનશીલ છે, તથા એકજ વસ્તુને વિશે જે

પોતાના મનને સ્રગાડનારો છે, આત્માને વિશે કુશળ એવો તે આત્માનેજ જુવે છે.

**सर्वान्नानुमतिश्च प्राणात्यये तद्दर्शनात् ॥ २८**

**સૂત્રાર્થ:**—શ્રુતિમાં નિરૂપણ હોવાથી પ્રાણ જવાના સંકટ સમયેજ સર્વ અન્ન ભક્ષણ કરવાનો વિધિ છે

ટીકા—અભક્ષ્યા ભક્ષ્ય એટલે કે જે વસ્તુ ખાવાને માટે અથવા ઉચ્છિષ્ટ અન્ન ખાવા માટે નિષેધ કરેલો છે તે સામાન્ય નિયમ તરીકે નિષેધ કરેલો છે. દારૂ પીવો, માંસ ભક્ષણ કરવું અને ઉચ્છિષ્ટ અન્ન ખાવું ઇત્યાદિ પ્રાણ જવાનું સંકટ આવે તે સમયે એટલે કે વિશેષ જરૂરી અથવા સંકટ સમયે વાપરવાને શાસ્ત્ર બાધ કરતું નથી. જેવી રીતે કે, લશ્કરમાં અન્ન ખુટયું ત્યારે ફ્રેન્ચ લોકોએ પારિસના ઘેરા વખત ઘોડાઓ કાપીને ખાધા અને પ્રાણનું રક્ષણ કર્યું. એ વિશેષ નિયમ તરીકે ગણાય. તેમ છતાં વૈદિક ધર્મ અહિંસાત્મક છે. તેથી કરીને ગાયના ગળાં કાપી ખાવાં, બકરાં અને મરઘીઓની ગરદન ઉપર છરી ફેરવવી અને તેને પકાવી ખાઇ જવાં, તથા તેમના ગર્ભ એટલે ઈંડા ઈત્યાદિ ખાઇ દરરોજ પેટ ભરવા તેની મનાઈ છે. પ્રાણ જવાના સંકટ વખતે ભક્ષ્ય ચીજો ન મળે તો અભક્ષ્ય ચીજો ખાવાની છૂટ આપી છે અને તે પણ જ્યાં પ્રાણ વિષયનું પ્રકરણ છે ત્યાં પ્રાણ વિદ્યાના અંગ તરીકે ગણાય નહિ. બ્રહ્મ-વિદ્યાના અંગ તરીકે પ્રાણ જાય, તો પણ પ્રાણ જાય તેની બેદરકારી રાખી અહિંસા ધર્મ પાળવો એ પ્રાધાન્ય છે.

**अबाधात् ॥ २९**

**સૂત્રાર્થ:**—ભક્ષ્યાભક્ષ્ય વિભાગવાળા શાસ્ત્રને બાધ ન આવે, માટે પ્રાણવિદ્યામાં જે કહેલ છે તે અર્થવાદરૂપે છે.

**अपि च स्मर्यते ॥ ३०**

**સૂત્રાર્થ:**—સ્મૃતિમાં પણ આપત્ સમયે સર્વાન્ન ભક્ષણની સમ્મતિ છે.

**शब्दश्चातोऽकामकारे ॥ ३१**

**સૂત્રાર્થઃ—**યથેચ્છાચરણ નહિ કરવાના સંબંધમાં શ્રુતિ પણ પ્રમાણ રૂપે છે.

ટીકાઃ—સ્મૃતિકારો કહે છે કે, જેણે બ્રહ્મવિદ્યા વડે બ્રહ્મરૂપ થવુ છે તેણે જો અભક્ષ્ય એવા મદ્યનું પ્રાસન કર્યું હોય તો તેના મોંઢામાં ઉની ખળખળતી દારૂ રેડી તેને મારી નાખવો કે, તેથી કરીને તે ફરીથી જન્માન્તરોમાં જીવ જવાની દેહશતે દારૂને સ્પર્શ પણ કરે નહિ. ઇતર જનો સ્તંભક અને ઉત્તેજક તરીકે સંભોગને માટે દારૂ પીએ છે તેને કૃમિનો અવતાર આવતે જન્મે આવે છે. એટલે કે, તે જીવ આંતરડામાં કૃમિ થઇ નરક ખાનારો થાય છે. પોતાને સંભોગ પ્રાપ્ત ઇશ્વરે નિર્માણ કર્યા કરતાં વધારે થવાના હેતુંથી જે કોઇ દારૂ પીએ છે તેને એક જાતની ઘેલછા આવે છે જ્ઞાન પ્રાપ્ત થવાને બદલે જડતા પ્રાપ્ત થાય છે અને બ્રહ્મવિદ્યા કદાપિ પ્રાપ્ત થતી નથી. દરરોજ તેને વધારે ને વધારે દારૂ હોય તોજ કળ વળે છે. વિર્ય ઉત્પન્ન થતાં પહેલા ગરમાવાને લીધે ઉત્તેજન વડે વિર્ય ખલાસ થઇ શરીર રસહીન થાય છે અને દરેક રોગ એવાં ખોખાં થઇ ગયેલાં શરીરને સ્હેલથી વળગે છે અને સંભોગને બદલે મરણને શરણ થાય છે. તેના કરતા દારૂ નહિ પીનારો વધારે વરસ જીવે છે. બળ, બુદ્ધિ અને પરાક્રમમાં જેવોને તેવો કાયમ રહે છે અને મરતા સુધી સંભોગ સુખ ભોગવે છે. એટલા માટે અભક્ષ્ય પદાર્થનો ભક્ષ્ય કરવો નહિ. મેં જાતે જોયુ છે કે મારા ઘરની સામે એક વિલાયત જઇ આવેલો બેરિસ્ટર મુંબઇમાં દારૂપીધા પછી દુધની તલપ લાગવાથી રાતે અગિયાર વાગે નાગોને નાગો કાલબાદેવી રોડ ઉપર દુધ વાળાની દુકાને જઇ તેને માર્યો. કારણ કે, તેની પાસે દુધ વેચાઇ જવાથી ખલાસ થયું હતું અને બેરિસ્ટર સાહેબને દુધ પીવું હતું. કાલબાદેવી રોડપર હોહા થવાથી હું જાગી ઉઠયો અને જોયું કે, આ બેરિસ્ટર સાહેબની આબરૂ બેકોડીની થઇ ગઇ અને તેના ઘરના સમજાવીને તેને માળ ઉપર તેડી ગયાં અને દુધવાળા ભૈયાનું શાન્તવન કર્યું. આવી તરેના દ્રષ્ટાંતો હું આપું તેના કરતાં કોઇ પીડાવાળો વસ્તુ સાક્ષાત્કાર કરાવવાને લાયક છે એમ હું ધારું છું.

**विहितत्वाच्चाश्रमकर्मापि ॥ ३२**

**સૂત્રાર્થ:**—આશ્રમ કર્મનું વિધાન હોવાથી અમુમુક્ષુએ પણ અવશ્ય આશ્રમ કર્મ કરવું.

**ટીકા:**—નિત્ય નૈમિતિક અને કામ્ય અને નિષ્કામ એવા ચાર પ્રકારના કર્મ છે. બ્રાહ્મણનો જન્મ થયો એટલે મનુષ્ય માત્ર ઉપર દેવરૂણ, મનુષ્ય રૂણ અને પિતૃ રૂણ ચોંટી ચુક્યાં છે. એ ત્રણ ઋણોનું દેવું જો મનુષ્ય અદા ન કરે તો તેને પ્રત્યવાય તરીકે ગણવામાં આવે છે. માટે એ કર્મો દરરોજ કરવાં દેવું પતાવ્યું એટલે માણસ પાપરહિત થાય છે. પાપ રહિત થયો એટલે તેનુ ચિત્ત સાત્વિક થાય છે. ચિત શુદ્ધ થયું એટલે તેને બ્રહ્મવિદ્યાનો અધિકાર પ્રાપ્ત થાય છે અને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થવાથી બ્રહ્મ સાક્ષાત્કાર એટલે મોક્ષ થાય છે. નૈમિતિક કર્મ કરવાથી પાપ દુર થાય છે. જેવી રીતે જેનાથી ખાર ખવાઇ ગયો હોય તો તેનો ઉતાર છાસ અથવા ખટાસ છે. ઉનુ હોય તેની સામે ટાઢક એ તેનો ઉતાર છે. તે પ્રમાણે આ સાપેક્ષ જગતમાં એક એકને માથે તેના ઉતાર છે. જો કે દર્શપૂર્ણિમા આદિક કર્મો બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થવા માટે તેના અંગીભુત નથી. માટે તે કરે યા ન કરે તોપણ તેને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય છે. તેમ છતાં જેને સ્વર્ગની કામના છે. તેને તો સ્વર્ગ પ્રાપ્તિને અર્થે જે જે પુણ્ય કર્મો કહ્યાં છે તે કરવાં અવશ્યક છે.

**सहकारित्वेनच ॥ ३३**

**સૂત્રાર્થ:**—કર્મો વિદ્યાના સહકારીપણા વડે રહેલાં છે

**ટીકા:**—જે પ્રમાણે નવુ તરતા શીખનારને ગુરૂ અથવા તારો શિષ્યને તુમડી બાંધી તરાવે છે. કેમકે તરવાનું શિખવા માટે તુમડી બાંધવાનો વિધિ છે. પણ તુમડી ન મળે તો નાળીયેર બાંધી અથવા લાકડાનો કટકો રાખીને પણ તરાય છે અને કેટલાએક તો કશુ પણ સાધન ન રાખતાં પોતાની મેળેજ પાણીમાં પછાડા મારતા મારતાં તરતાં શિખે છે. તે પ્રમાણે નિત્ય નૈમિતિક અને કામ્ય કર્મો બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવાનાં સહાયક તરીકે વપરાય છે અને વૈદિક કર્મની સહાયતા વિના પણ બ્રહ્મવિદ્યા

પ્રાપ્ત થાય છે કર્મનુ ફળ સ્વર્ગ છે અને તે ફળની અપેક્ષા બ્રહ્મવિદ્યાને નથી અથવા કર્મના ફળરૂપે બ્રહ્મવિદ્યા નથી.

સંહિતા એને વેદ કહે છે એટલે કે સાંકેતિક અર્થ ઇશ્વર અને કર્મના કર્તા વચ્ચે અને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટે સાધનભૂત છે. બ્રાહ્મણ ગ્રંથોમા એ મંત્રના પ્રયોગો કેવી રીતે કરવા તેને માટે ઇતિહાસ ઇત્યાદિનો વિનીયોગ છે. ઉપનિષદોમા બ્રહ્મવિદ્યાનુ પ્રાધાન્ય છે. એટલા માટે કેટલાએક મનુષ્યો મંત્ર, બ્રાહ્મણ અને ઉપનિષદને વેદ કહે છે અને કેટલાએક એ ત્રણે ત્રણ જુદાં જુદાં ગણે છે આ બાબત પ્રત્યેક મનુષ્યની બુદ્ધિના ભેદ ઉપર આધાર રાખે છે.

सर्वथापि तएवोभयलिङ्गात ॥ ३४

**સૂત્રાર્થ:**—સર્વથા અર્થાત કામ્ય તરીકે ગણો કે નિત્ય તરીકે ગણો પણ તેજ યજ્ઞાદિ કર્મો અનુષ્ઠેય છે એમ શ્રુતિ તથા સ્મૃતિના વચનથી સિદ્ધ થાય છે

अनभिभवं च दर्शयति ॥ ३५

**સૂત્રાર્થ:**—વળી શ્રુતિ દર્શાવે છે કે બ્રહ્મચર્યાદિ સાધન સંપન્ન પુરૂષને રાગાદિ અભિભવ થતો નથી.

**ટીકા:**—પુણ્ય કર્મ કરવુ અને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવી એ એનો અધિકાર સર્વ કોઇને છે. મુસલમાન હોય, હિંદુ હોય, પારસી હોય કે ખ્રિસ્તી હોય કે બુધ્ધિષ્ટ હોય સર્વ કોઇને બ્રહ્મવિદ્યા અને પુણ્ય કર્મ વડે ઇશ્વરનો સાક્ષાત્કાર પણ થાય છે. કાંઇ વૈદિક કર્મની આવશ્યક્તા નથી. થોડે વધારે અંશે તેઓના શાસ્ત્રમાં ઉપનિષદનુ રહસ્ય આવી ગયલુ છે મુસલમાને મહમદે રચેલા નિયમે ચાલવુ. ખ્રિસ્તીઓએ ઇસુના નિયમે ચાલવુ. હિંદુએ પોતાના વૈદિક ધર્મ પ્રમાણે ચાલવુ પણ કાગડાએ મોરના પીછા ખોસવા છતાં તેમ કરવુ નહિ એટલે કે એક ધર્મમાંથી બીજા ધર્મમા વટલી જવુ નહિ. કારણ કે ઇશ્વરે તેને જે દેશમા તેનો જન્મ છે તે દેશ અને તે ધર્મ અને તે ધર્મ, તો શાશન કર્તા ધર્મનો દર્શક તેને માટેજ નિર્માણ કર્યો છે અને એ નિયમને જે નહિ પાળે તેને કાગડાને

એઓએ મોર પીઠવાળા કાગડાને ટોચીને મારી નાંખે છે અને પોતાની કોમ માંથી દુર કરે છે અને મોર પણ તેને સંઘરતો નથી અને ટોચી મારે છે. તે એવી દશા તે ધર્મ ભ્રષ્ટની થઇ ત્રિશંકુવત તેની ગતિ થાય છે.

अन्तरा चापि तु तद्दृष्टेः ॥ ३६

**સૂત્રાર્થ:**—શ્રુતિ એમ પ્રતિપાદન કરે છે કે જે આશ્રમ વિના રહેનારો છે તેને પણ બ્રહ્મવિદ્યાનો અધિકાર છે.

अपि च स्मर्यते ॥ ३७

**સૂત્રાર્થ:**—સ્મૃતિ પણ એમ પ્રતિપાદન કરે છે કે, અનાશ્રમીને બ્રહ્મવિદ્યાનો અધિકાર છે.

विशेषानुग्रहश्च ॥ ३८

**સૂત્રાર્થ:**—વળી અનાશ્રમીને ધર્મ વિશેષથી બ્રહ્મવિદ્યાનો અધિકાર છે

**ટીકા:**—આશ્રમી અને અનાશ્રમી એ બન્નેને સત્વ શુદ્ધિ થવાથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય છે, એમ શ્રુતિ અને સ્મૃતિમાં વર્ણવ્યું છે. આશ્રમનું પ્રતિપાલન કરનારને બેવડું જોર છે કારણ કે, તેને આગલાં જન્મમાં પુણ્ય કર્મ કરેલાં, તેમજ જપ, તપ, દેવોની ઉપાસના અને ઉપવાસ ઇત્યાદિ ધર્મ કર્મ જે અનાશ્રમીઓ કરે છે તે આશ્રમીઓ પણ કરે છે. માટે બન્નેને બ્રહ્મવિદ્યાનો અધિકાર પ્રાપ્ય થાય છે. હવે વર્ણ વિશે કંઇ એક કહીએ છીએ. ઢેડ, હજામ, ઇત્યાદિકને યજ્ઞાદિનો અધિકાર નથી તેમ છતાં બ્રહ્મવિદ્યાના વ્યાખ્યાનનુ તેમને શ્રવણ અને મનન કરવાની મનાઇ નથી. ઢેડાઓ પણ શ્રાદ્ધ અને લગ્ન વિધિ વિગેરે સંસ્કારો કરે છે, એટલા માટે તેઓ વૈદિક કર્મ કરનારા છે, વિધુર અને વિધવા કોઇ પણ આશ્રમમાં નથી તેમ છતાં પતિનું અથવા સ્ત્રીનું અકાળે મરણ થવાથી રેલ્વેની સડક બદલાય અને બીજા પાટાપર જાય તેવું Turning Point of life (જીંદગીનું બીજું સ્વરૂપ) શરૂ થાય છે. તેમાં ફાયદો એટલો થાય છે કે, પોતાનો પતિ અથવા સ્ત્રી જે વહાલામાં વહાલી વસ્તુ છે અને જેના ઉપર તેની આસક્તિ અને અહંમમત્વ ધારણ કરી રાત દિવસ મહેનત કરી દ્રવ્ય સંપાદન કરે છે તેનું અકાળે મરણ થવાથી તેને એકદમ વૈરાગ્ય

પ્રાપ્તિ થાય છે અને તિવ્ર સંવેગ પ્રાપ્ત થાય છે. દિવસાનુદિવસ પૂણ્ય કર્મની વૃદ્ધિ, ઉપવાસ, બ્રહ્મચર્ય અને આશક્તિનું છુટવું જબરજસ્તીથી થાય છે. જો કે પુરૂષની આશક્તિ વિષયમાંજ છે, તથાપિ ઈશ્વર અકાળ મૃત્યુ વડે તેનુ અહંમમત્વ જબરાઇથી કહાડી નાંખે છે એથી કરીને એની સત્વ શુદ્ધિ થઇ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થયેલી જણુ ય છે. ગાર્ગી અર્થાત્ વાચક નવી, રૈક્વ આદિને અનાશ્રમી હોવા છતાં બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થએલી જણાય છે. નગ્નચર્ય આદિ વડે જેનો દેહાધ્યાસ જતો રહી બ્રહ્મવિદ્યામાં રત થયા છે એવા સહજ યોગની પ્રાપ્તિ થઇ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય છે.

**अतस्त्वितरज्ज्यायो लिंगाच्च ॥ ३९**

**સૂત્રાર્થ:**—શ્રુતિ તથા સ્મૃતિના વચનથી અનાશ્રમી કરતા આશ્રમી રહેવું તે વધારે સારૂ છે.

**तद्भूतस्य तु नातद्भावो जैमिनिरपि नियमात्**
**तद्रूपाभावेभ्यः ॥ ४०**

**સૂત્રાર્થ:**—તદ્રુપને અર્થાત્ બ્રહ્મસંસ્થને જે પ્રાપ્ત થયો છે તેનું તેમાંથી પતન થતું નથી, એમ જૈમિનિ નામના આચાર્ય માને છે. કારણ કે નિયમ વડે તેમજ પતન સંબંધી શ્રુતિના અભાવથી તેમજ શિષ્ટાચારના અભાવથી પ્રચ્યુતિનો અભાવ છે.

**ટીકા:**—જેણે યથાવિધિ બ્રહ્મચર્ય આશ્રમમાં ઉર્ધ્વ રેતસ રહી ક્રમે વર્ણાશ્રમ ધર્મના નિયમ પાળ્યા છે અથવા દેહપાત પર્યંત નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળ્યું છે, એવાને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થયા પછી દેવયાન માર્ગમાંથી પુનઃ-પતન થતું નથી. એવો જૈમિનિ અને બાદરાયણ મુનિશ્વરોનો મત છે. જે પુરુષ લગ્નમાં પરણેલી સ્ત્રીની સાથ યથાવિધિ સંગ કરી પ્રજોત્પત્તિ કરે છે, તે બ્રહ્મચારી છે અને તે પુણ્યવાન પુરૂષ પ્રજાતંતુનો ઉચ્છેદ કરનાર થતો નથી. એક માણસે દિવામાં આંગળી મૂકી દાઝ્યો અને હોસ્લો ઉડયો, રડયો અને આંગળી પાકી. ડાક્ટર પાસે જઇ પટ્ટી મરાવી અને [illegible] ગયું. એ ઉપરથી એના મનમાં દિવાને અડકવાથી દઝાય છે એ વાત એવી તો ઠસી ગઇ કે, તે કદી વિસરતો નથી અને ફરીથી દીવામાં આંગળી મુક્તો નથી. તે પ્રમાણે જેને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું છે, તેને તે જ્ઞાનની

વિસ્મૃતિ કદાપિ થતી નથી અને કોઇ કર્મ વડે લેપાયમાન થતો નથી અને તેનું અધઃપતન થતું નથી.

**न चाधिकारिकमपि पतनानुमानात्तदयोगात् ॥ ४१**

સૂત્રાર્થઃ—અધિકારી થવા યોગ્ય પ્રાયશ્ચિત નૈષ્ઠિકને નથી. કારણ શ્રુતિમાં એવું અનુમાન છે કે, તેને માટે પ્રાયશ્ચિત અયોગ્ય છે.

**उपपूर्वमपि त्वेके भावमशनवत्तदुक्तम् ॥ ४२**

સૂત્રાર્થઃ—વળી કેટલાક આચાર્યો આ પ્રાયશ્ચિતને ઉપપાતક માને છે. માટે અશનના પ્રાયશ્ચિતની માફક જેમ ઉપકુર્વાણને પ્રાયશ્ચિત છે, તેમ નૈષ્ઠિકને પણ પ્રાયશ્ચિતનો ભાવ ઇચ્છે છે તથા પ્રમાણ લક્ષણમાં તે પ્રમાણે કહ્યું છે.

ટીકાઃ— નૈષ્ઠિક બ્રહ્મચારી મધુ, માંસ, વ્યભિચાર જેવાં મહાપાતક કરે તો તેને પ્રાયશ્ચિત કરવું કે નહિ? અને ઉપપાતક ગણવું કે મહાપાતક ગણવું? એ વિશે બે જુદા જુદા મત છે. જેની સ્વરુપમાં સ્થિતિ થઇ છે તે નિરિચ્છ અને નિર્લેપ છે. માટે તે પાપકર્મ કરતો નથી. લોકોને ભાસે કે, તેણે પાપકર્મ કીધું. તથાપિ તે તેમાં આશક્તિ રહિત હોવાથી તે પાપ તેને નડતું નથી. જેવી રીતે કે, દત્તગુરૂએ શિષ્યને ઉપદેશ કરવા માટે કલાલની દુકાને જઇ દારૂ પીધો, એટલે તેમના શિષ્યોએ ગુરૂ નિંદા કરવા માંડી અને પોતે પણ દારૂ પીવા માંડયો. થોડા દિવસ પછી ખળખળતો દારૂ કરી દત્તગુરુ તે પી ગયા તેથી તેમનું મરણ થયું નહિ. ગુરૂએ જે જે શિષ્યોએ દારૂ પીધો હતો તે પ્રત્યેકને પકડી કહ્યું કે, આ ખળખળતો દારૂ પી જાવ,! શીષ્યોએ જાણ્યું કે મરી જઇશું, તેથી તે દારૂ પીધો નહિ. આ ઉપરથી તેમને શીખવ્યું કે, ગુરૂ જે કરે તે શિષ્યે કરવું નહિ તેમજ શિષ્યને ગ્રહસ્થ થવાની આજ્ઞા આપતી વખતે ગુરૂએ ટાંક્યું કે "અમારે પગલે તમારે ચાલવું અને ધર્માચરણ કરવું પણ અમારાં જે કોઇ નઠારાં કર્મ હોય તેનું અનુકરણ તમારે કરવું નહિ. જે કુશળ તરનાર છે તે ઉંચેથી ઉંડા જળમાં ભૂશકો મારે છે અને તરીને બહાર નીકળે છે પણ તેનું જોઇ જો અકુશળ માણસ ઉંડા જળમાં ભૂશકો મારે તો તેનાથી તરીને બહાર નીકળાતું નથી અને ગુંગળાઇને મરી જઇ મરણ પામે છે. જે આચાર્યો બ્રહ્મ સંસ્થિત દેવયાનમાં જનાર પુરૂષને ઉપપાતક

તરીકે આપવાનું કહે છે. તો તે ઉપરથી સમજવાનું કે, જે માણુસ દેવયાન માર્ગમાં ગયો છે તેનામાં સંપૂર્ણ નિરિચ્છપણું અને નિર્લેપપણું પ્રાપ્ત થઇ બ્રહ્મવિદ્યા સંપુર્ણ રીતે પ્રાપ્ત થઇ નથી. તેનું પતન થઇ ફરી જન્મ મરણ સંસૃતિમાં પડે નહી એટલા માટે તેને અલ્પ પ્રાયશ્ચિત આપવાનું કેટલાક કહે છે. તેથી કરીને તે શુદ્ધ થઈ બ્રહ્મ લોકમાં પોતાની વિદ્યા સુદૃઢ કરી આશક્તિ રહિત થાય છે. બ્રહ્મલોકના મુનિવર્યો પણ બે જાતના સુખ ભોગવે છે. સ્વર્ગના સરખું સુખ, ગાન, તાન, ખાન, પાન અને પંચેન્દ્રિયના વિષય ભોગો આનંદ સાથે ભોગવતાં કર્મ કરે છે. પણ બ્રહ્માના બ્રહ્મવિદ્યા પ્રબોધ વડે કરીને તેઓ તેમાં આસક્ત થતા નથી. તેથી કરીને તેઓનું પતન કદાપિ થતું નથી અને બ્રહ્માની સાથે પ્રલયાન્તે બ્રહ્મમાં ભળી જાય છે.

**बहिस्तूभयथापि स्मृतेराचाराच्च ॥ ४३**

**સૂત્રાર્થ:**—પતિત નૈષ્ઠીક મહાપાતકી હો, વા ઉપપાતકી હો તથા તેણે પ્રાયશ્ચિત કર્યું હોય, છતાં સ્મૃતિ તથા આચારના પ્રમાણથી શિષ્ટોએ તેનો બહિષ્કાર કરવો યોગ્ય છે.

**ટીકા:**—દેવયાન માર્ગમાં ચઢયા પછી જે યોગી પાપાચરણ વડે આત્મઘાતી થાય છે તેને માટે સ્મૃતિકાર કહે છે કે હું તેને માટે પ્રાયશ્ચિત જોતો નથી. તેમ છતાં શિષ્ટ જનો તેનો બહિષ્કાર કરે છે અને તેની સાથે કન્યા આપવી લેવી ઇત્યાદી વ્યવહાર બંધ કરે છે.

**स्वामिनः फलश्रुतेरित्यात्रेयः ॥ ४४**

**સૂત્રાર્થ:**—અત્રિ ઋષિનું માનવું એવું છે કે સ્વામીને ફળની શ્રુતિછે.

**ટીકા:**—જે પ્રમાણે યુધ્ધની હારજીત રાજાની કહેવાય છે અને તેનું ફળ પણ રાજાની ગાદી છીનવી લેઇ તેને નસાડવાનું અને તેને પકડવાનું મળે છે. ખરૂં જોતાં તો લડનારા લશ્કરના સીપાઇઓ છે અને તેથી જ્યાં લડાઇ થતી હોય ત્યાંથી રાજા હજારો માઇલ દુર પલંગમાં સુતો હોય છે અને તેણે એક ફટાકડી પણ ફોડેલી હોતી નથી. તે પ્રમાણે યજમાનના હુકમથી ઋત્વિજ દક્ષિણા વડે કરીને કર્મ કરવાને ખરીદાયલો માણુસ છે. તેને ફળ મળતું નથી એવો અત્રિ ઋષિનો અને ઓડુલોમી મહર્ષિનો મત છે અને તે શિષ્ટોએ સ્વીકાર્યું છે. એટલા માટે છાંદોગ્ય ૨-૩-૨ માં

**वर्षति हास्मै वर्षयतिमह.** એ મંત્રથી પ્રતિપાદન કર્યું છે કે સામની વૃષ્ટિ સાથે સાદ્દશ્યતા કરી પાંચ પ્રકારવાળા સામની જે ઉપાસના કરે છે તે પોતાની ઇચ્છા પ્રમાણે વૃષ્ટિને પડવા હુકમ કરી શકે છે અને વૃષ્ટિ તેને માટે વરસે છે.

**आर्त्विज्यमित्यौडुलोमिस्तस्मै हि परिक्रियते ॥ ४५**

**સૂત્રાર્થ**:—ઔડુલોમી આચાર્ય એમ માને છે કે ઉપાસના એ ઋત્વિકનું કર્મ છે. કારણ કે સાંગ કર્મ કરવા માટે યજમાન ઋત્વિકને નિષ્ક્રયરૂપ દક્ષિણા આપે છે.

**ટીકા**:—યજ્ઞ કર્મમાં દરેક ઋત્વિજને યજ્ઞ કર્મનું અંગ કરવા માટે ઋત્વિકને નિમવામાં આવે છે અને તેને બદલે તેને દક્ષિણા આપવામા આવે છે.

ઉપાસના કરવી એ ઋત્વિકનું કામ છે યજમાનનું નથી એટલા માટે સર્વ કર્મનું ફળ યજમાનને મળે છે. કારણ કે તેના હુકમથી સર્વ કર્મ થાય છે. માટે જેના હુકમથી અને જેના પૈસાથી અન્ય કોઇ કર્મ કરે છે તેના ફળનો ભોકતા પૈસા આપનાર થાય છે.

**श्रुतेश्च ॥ ४६**

**સૂત્રાર્થ**:—વળી શ્રુતિનુ પ્રમણ છે કે, ઉપાસનાનું ફળ યજમાનને જાય છે.

**ટીકા**:—**यांवै कांचन यज्ञ ऋत्विज आशिषमाशासत इति यजमानायैव तामाशाशास इति होवाचेति** તથા **तस्माद् हैवं विदुद्गाता ब्रूयात्कं ते काममागायानि.**

છા. ૧–૭–૮–૯

જે કાંઇ આશિષ યજ્ઞમાં ઋત્વિજ પ્રાર્થે છે તે યજમાનને માટેજ પ્રાર્થે છે એમ કહ્યું છે.

આ પ્રમાણે ઉદ્દગીથનો ઉદ્ગાતા જે આ સર્વ જાણે છે તે નહિ જાણનારને કહે છે તારી શી કામનાઓ છે તે મને કહે. હું તે કામના માટે પ્રાર્થના કરીશ. એટલા માટે ફળનો ભોક્તા ઋત્વિજ નથી પણ યજમાન છે.

**सहकार्यन्तरविधिः पक्षेण तृतीयं तद्वतो विध्यादिवत् ४७**

**સૂત્રાર્થ**:—બ્રહ્મવિદ્યાના સંબંધમાં અન્ય સહકારી રૂપે છે. આ વિધિ તે મૌન (મનનશીલ થવું તે) છે. શ્રવણ તથા મનની અપેક્ષા એ આ વિધિ ત્રીજો છે. જો દર્શન પ્રાપ્તિવાળાનો પ્રધાનવિધિ જે રીતે છે તે પ્રમાણે અભેદદર્શી વિદ્વાવાનનો મૌન, એ વિધિ છે.

ટીકા:—બૃહદારણ્ય ૩-૫-૧માં કહ્યું છે કે **तस्माद्ब्राह्मणः पांडित्यं निर्विद्य बाल्येन तिष्ठासेत् बाल्यं च पांडित्यं च निर्विद्याथ मुनिरमौनं च मौनं च निर्विद्यार्थ ब्राह्मणः** અર્થાત વિવેક તથા બળને ઓળખનાર મુનિ ખરો બ્રાહ્મણ થઈ શકે છે. અર્થાત્ કૃતકૃત્ય બની શકે છે.

**कृत्स्नभावात्तु गृहिणोपसंहारः ॥ ४८**

**સૂત્રાર્થ:**—યજ્ઞ આદિ અથવા અન્ય આશ્રમમાં વિધાન કરેલ શમ આદિનો, ગૃહસ્થાશ્રમમાં મુખ્યત્વે કરી સંભવ છે. માટે ગૃહસ્થાશ્રમથી ઉપસંહાર છે.

**ટીકા:**—સર્વ આશ્રમીઓને માટે માનનું વિધાન છે અને તે બ્રહ્મ વિદ્યાને સહાયક છે. કેમકે મનનશીલ હોય તેજ મૌન ધારી શકે છે અને મનનશીલ તથા મૌન ધારી જે હોય તે નિદિધ્યાસન અર્થાત્ અભ્યાસ કરી શકે છે અને અભ્યાસ કરે તેને વિદ્યા પ્રાપ્ત થાય છે અને વિદ્યા પ્રાપ્ત થઇ એટલે વસ્તુ સાક્ષાત્કાર થાય છે, અર્થાત મોક્ષ થાય છે.

**मौनवदितरेषामप्युपदेशात् ॥ ४९**

**સૂત્રાર્થ**:—સન્યાસની માફક બાકીના બે અર્થાત વાનપ્રસ્થ તથા બ્રહ્મચર્યાશ્રમને વિષે પણ સમાન ઉપદેશ છે.

ટીકા:—મૌન એ એક જાતની વૃત્તિ નિરોધ અવસ્થા છે. નિરોધમાં વિવેક અને બલ વિચારશીલને આવે છે. એ વિષય અમે ગાંધારીની આંખે પાટા બાંધવા વિષે આ પુસ્તકમાં ટીકા કરી છે ત્યાં જોઇ લેવું.

વિવેક, વિચાર અને મૌન એકલી બ્રહ્મવિદ્યાજ પ્રાપ્ત કરવાને માટે સર્વ આશ્રમીઓને સહકારી છે એટલુંજ નથી પણ સર્વ વ્યવહારમાં એ ત્રણેની જરૂર છે. માટે આ ઉપદેશ સામાન્ય છે.

अनाविष्कुर्वन्नन्वयात् ॥ ૯૦

**સૂત્રાર્થ**:—જ્ઞાનના અભ્યાસવાળાએ પોતાના ગુણોને નહિ પ્રકટ કરતાં શુદ્ધ ભાવથી રહેવું કારણ કે તેનો અન્વય જ્ઞાનાભ્યાસને વિશે છે.

**ટીકા**:—યતિ એટલે યત્ન કરનારાએ દાંભિકપણું ત્યજીને અંધ, જડ અને મૂકની માફક રહી પોતાના ગુણો પ્રકટ ન કરવા. તેનું કારણ એ કે બોલવાથી વાણીનું વીર્ય જતુ રહે છે અને મનન થવામાં હરકત પડે છે. બાહ્ય જગતના દર્શનથી કરીને જ્ઞાનની સતતધારા રૂપ વિચારનું સ્ખલન થાય છે અને વિચારમાં તુટ પડે છે. જડતાનું કારણ એ કે માન અપમાન, કામ ક્રોધાદિ હરિપુ આદિનું જોર કમી થાય છે અને તેની બેદરકારી રહે છે. બાલક વત રહેવા માટે મોટા માણસમાં જેવું બુદ્ધિનું ચાંચલ્ય છે અને જગતના અન્ય કર્મોમા આશક્તિ રહે છે. તેવી આશક્તિ અને ચચલતા રહે નહી બાલકનું મન દોષથી રહીત છે અને તે દોષ કરે તોપણ પાંચ વર્ષની અંદરના બાલકને કાયદા પ્રમાણે શિક્ષા થતી નથી. પોતાના ગુણો પ્રકટ કરવાથી દર્પદાંભિકપણું અને અહંભાવ પ્રકટે છે. પ્રતિબંધક ન હોય તો આ જન્મમાંજ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય છે. નહી તો બીજે કોઇ જન્મમા તે પ્રાપ્ત થાય છે. તે પ્રમાણે શ્રુતિ અને સ્મૃતિ કહે છે, ભગવત ગીતામા લખ્યુ છે કે–

તેનો જન્મ કે જેની વિદ્યા અધુરી રહી છે તેવા અવકચરાનું મરણ તે જન્મમાં વિદ્યાનું ફળ ન થાય તો તે સુચિમાન, શ્રીમાન,ના ઘરમાં તેનો જન્મ થાય છે અને સાધન સપન્ન થાય છે અને તેમ ન થાય તો તેનો જન્મ ઉત્તમકુળમાં કોઈ વિદ્વાન અથવા યોગીનો ત્યાં થાય છે, જેથી કરીને તે પોતાનો બાકી રહેલો અભ્યાસ મરણ વડે જ્યાંથી અટકયો છે તે પાછો આગળ શરૂ કરે છે. કર્મના પરિણામની પ્રાપ્તિ થવી તે દેશકાળ અને નીમિતને લઇ થાય છે એ દર્શાવવા આ સુત્રની રચના ભગવાન વ્યાસ મુનિએ રચી છે.

ऐहिकमप्यप्रस्तुतप्रतिबन्धे तद्दर्शनात् ॥ ૯૧

**સૂત્રાર્થ**:—શ્રુતિ આ રીતે પ્રતિપાદન કરે છે કે પ્રસ્તુત અર્થાત પ્રારબ્ધ-કર્મનાં અટકાવ ન હોય તો આ જન્મમા પણ બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિ થઇ શકે છે.

ટીકા:—બ્રહ્મવિદ્યા દુસાધ્ય છે. સહેલથી પ્રાપ્ત થતી નથી એ વિષય કઠ ઉપનિષદની **श्रवणायापि** (ક. ૧. ૨. ૭.) મા તેમજ ભગવદ્ ગીતા આદિ સ્મૃતિઓમાં ૬ અધ્યાયના ૩૭–૪૦–૪૩–૪૫ શ્લોકમાં લખ્યું છે. તે ત્યાં જોઈ લેવું. જે પ્રમાણે બાળક છોકરાને એક રમકડામાં ચીત ચોંટયું હોય ત્યારે તેને બીજું રમકડું બતાવીએ તો પહેલું નાંખી બીજું લે છે. તાળી વગાડી ઉંચે આંગળી કરી બતાવીએ કે જો કાગડો બોલ્યો, પોપટ બોલ્યો તો તે બીજું રમકડું નાંખી દઇ ઉંચે નજર કરે છે. આ પ્રમાણે ક્ષણુક્ષણે પોતાના સંકલ્પો બદલ્યા કરે છે તે પ્રમાણે ઉંમરે મોટા થએલા માણસો પણ વીર્યહીન અને વૃથા સંકલ્પી હોવાથી બાળક જેવા છે તે પોતાના સંકલ્પો ઘડીઘડી બદલ્યા કરે છે. સશાસ્ત્ર અને દૃઢ સંકલ્પવાન તો કોઇ વીરલોજ હોય છે. એટલા માટે બ્રહ્મવિદ્યાની શરૂઆત અને શ્રવણ ઘણા લોકો કરે છે. તેનું મન બાલકના સરખું હોવાથી ઘડીમાં વિદ્યા તરફ ઘડીમાં અવિદ્યા તરફ આગ હિચકા ખાયા કરે છે, એવાને ફળ થવાને ઘણો વિલબ લાગે છે અને તેને **अनेक जन्मसंसिद्ध स्ततोयाति-परांगति** એ ભગવદ્ વાક્ય લાગુ પડે છે.

**एवंमुक्तिफलानियमस्तदवस्थावधृतेस्तदवस्थावधृतेः** ॥ ૫૨

**સૂત્રાર્થ:**—આ રીતે બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિમાં પ્રતિબંધ હોવાને લીધે તેના ફળરૂપ મુક્તિને વિષે નિયમ નથી. કારણ કે બ્રહ્મજ્ઞાનીની અવસ્થાનો નિશ્ચય થઇ ચૂકેલો હોય છે.

**ટીકા:**—બ્રહ્મવિદ્યા સર્વને એક સરખીજ પ્રાપ્ત થાય છે. અને તેનું ફળ પણ એકજ જેને બ્રહ્મતત્વ પ્રાપ્ત અથવા સ્વરૂપ સ્થિતિ કે મોક્ષ અથવા બંધનથી છૂટવું એવું કહેવામાં આવે છે તે સર્વને એકસરખું છે માટે તેમાં નિયમનો ભેદ નથી અને નિયમ થઇ શકે તેમ પણ નથી. મોક્ષ સ્વરૂપમાં માયા જડતા અવિદ્યા ઇત્યાદિ ન હોવાથી અપકર્ષ હોતો નથી. તે તો કેવળ સત્ય વિદ્યાત્મક સાત્વિક ભાવ અને અનુભવ ગમ્ય છે. જ્યાં માયા છે અથવા અવિદ્યા છે ત્યાં ઉપાસનાનો પણ ભેદ છે. ભિન્ન ભિન્ન દેવનાની ભિન્ન ભિન્ન ઉપાસના હોવાથી તેના ફળ પણ ભિન્ન ભિન્ન હોય છે તેમાં નિયમ પણ કરવા પડે છે. બ્રહ્મ નિરાકાર છે. નિર્લેપ છે. સર્વત્ર વ્યાપક છે સુખસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ અને શાંતસ્વરૂપ ઇત્યાદિ છે. તેમાં વધઘટ થતી નથી માટે કોઇ પણ પ્રકારનો ભેદ

ત્યાં નથી સર્વ પ્રતિબંધકો દુર થઇ ગએલા હોય છે ત્યાર બાદજ મોક્ષ પ્રાપ્તિ થાય છે માટે તેને કોઇ પ્રતિબંધક પણ નડતો નથી એ માટે બૃહદારણ્યની **अस्थूलमनणु** ૩,–૮,–૮. **सएष नेतिनेत्यात्मा** ૩–૯–૨૬ **नान्यत्पश्यति** છાં. ૭–૨૪–૧. **ब्रह्मैवेदममृतं पुरस्तात** મુ. ૨–૨–૧૧ **इदं सर्वं यदयमात्मा** બૃ. ૨–૪–૬ **स वाएष महानज आत्माजरोऽमृतोऽभयो ब्रह्म** બૃ. ૪–૪–૨૫ **यत्र त्वस्य सर्वमात्मैवा भुत-केन कं पश्येत्**॥ બૃ. ૪–૫–૧૫

ઇત્યાદી વચનોથી લખ્યું છે. તેનો ભાવાર્થ એ છે કે બ્રહ્મ સ્થુલ નથી, તેમ અણુ નથી, આ આત્મા આવો નથી તે આવો નથી આભૂમા આત્મામાં બીજું કોઇ જોઇ શકતું નથી. મારી સમક્ષમાં સર્વ વસ્તુ અવિ-નાશી બ્રહ્મ રૂપે છે. આ સર્વ જે દ્રષ્ટવ્ય તથા શ્રોતવ્ય રૂપે છે તે બ્રહ્મ રૂપજ છે. આ આત્મા મહાન જન્મભાવથી રહિત, જીર્ણ ભાવથી રહિત, અમૃત રૂપે, અવિનાશી રૂપે તથા અભય રૂપે અર્થાત્ અવિદ્યાના કાર્યથી રહિત રૂપે છે. જેને સર્વ આત્મ સ્વરૂપ છે તે કોને કઇ વસ્તુ વડે જોઇ શકે.

આ બ્રહ્મવિદ્યામાં ઉત્કૃષ્ટ તથા નિકૃષ્ટ ભાવની અતિશયતા હોતી નથી. કારણ કે નિકૃષ્ટ વિદ્યાનો અભાવ છે. ઉત્કૃષ્ટ રૂપેજ બ્રહ્મવિદ્યા છે.

જે જે પ્રકારે ઉપાસના કરે છે તે તે રૂપ થાય છે. ગુણનો અભાવ હોય છે માટે ફળમાં ભેદ હોતો નથી હવે અમે અમારી કલ્પનાથી કાંઇ સ્પષ્ટિ કરણ કરવાનુ ધારીએ છીએ તેમાં કેટલું ખરૂં કેટલું ખોટું તે પ્રમાણ સહિત કોઇ વિદ્વાન અમને બતાવશે તો મ્હોટી કૃપા થશે. સર્વ સજ્જનોનો હેતુ અધિકારી જન સમુદાયને મોક્ષ તરફ વાળવા યત્ન કરવો હોય છે.

બ્રહ્મ એવી વસ્તુજ નથી. વ્યાકરણ શાસ્ત્રમા અને વૈશેષિકમાં સામાન્ય અને વિશેષ એવા નામના વ્યાખ્યાન છે. વિશેષ નામે એટલે એકજ આકારવાન પદાર્થ અથવા વ્યક્તિનું નામ છે, દ્રષ્ટાંત તરીકે ઝાડ એ એક વિશેષ નામ છે પણ જેનું નામ જંગલ છે એવી કોઇ વસ્તુ નથી. પ્રત્યેક ઝાડનો સમુહ તેનું નામ જંગલ કલ્પ્યું છે. પણ જંગલ એવી કોઇ વસ્તુ નથી તેને સામાન્ય નામ કહે છે.

પુરૂષ કે જેનામાં એક જાતની શક્તિ છે તેને પ્રકૃતિ કહે છે અને તે પ્રકૃતિમાં ત્રણ ગુણ છે અને તે ત્રણ ગુણના વધતા ઓછા પણાને લીધે આકારો, દેહો, સુખ, દુઃખ અને બંધ મોક્ષ થયા કરે છે. કાલ, કર્મ, દેશ, દ્રવ્ય, અને પદાર્થ માત્ર એ માયાવી છે. માયા એ પુરૂષનુંજ અંગ છે. માટે પુરૂષથી ભિન્ન એવી પ્રકૃતિરૂપ વસ્તુ પણ છેજ નહિ. આ પુરૂષના પુરૂષમાં બે ભેદની કલ્પના માત્ર છે.

જડતા એ મુખ્યત્વે કરીને સ્થુલ દેહને લાગે છે, એટલે કે સ્પષ્ટ દેહને લાગે છે. જેવી રીતે કે મુડદુ અથવા સબ માયા એ મનોમય શબ્દને લાગે છે. જેવી રીતે કે કેટલાએકનું માનવુ એમ છે કે સીનેમેટોગ્રાફએ દૈત્યની એક માયા જેવી વસ્તુ છે. એટલે કે કલ્પના માત્ર છે. દેખાવ ખોટો છે અને વસ્તુતઃ કાંઇ નથી. તેમ મુડદું અથવા સબ એ પણ પરમાણુઓનો એક સંઘાત અથવા ઢગલો અથવા આકારનું નામ છે અને જડતાએ પણ જ્યારે ત્રણ દિવસ પછી ફુલીને ફાટી પરમાણુ વીખરાઇ જાય છે ત્યારે મુડદુ જતું રહી પરમાણુ રૂપ તેનું થાય છે. માટે જડ વસ્તુ છે. પણ એ નથી. ફકત પ્રકૃતિના અણુઓ છે. હવે અવિદ્યા એટલે કારણ શરીરમાં રહે છે. અથવા જીવમાં રહે છે, એ અવિદ્યા મોક્ષ થતાં વારને જીવ સ્વરૂપ જતું રહીને **જીવોબ્રહ્મ** એ પ્રમાણે રહે છે એટલે વિદ્યા અને અવિદ્યા કારણ શરીરના નાશ થવાથી તેને રહેવાનું ઠેકાણું કાંઇ નથી કારણ શરીર એટલે સંસ્કાર, તર્ક વિતર્ક અવળું જ્ઞાન ઇત્યાદિ, કામક્રોધાદિ ષડરિપુ શમદમ આદી સાધનો, જપ, તપ, એ બધું મોક્ષ થતાં ઉડી જાય છે એટલે એ કારણું શરીર પણ કલ્પના માત્ર છે. વસ્તુતઃ નથી.

હવે મહાકારણ શરીર એટલે બ્રહ્મા વિષ્ણુ અને રૂદ્ર જે ત્રણ વ્યષ્ટિ દેહના અભિમાની ઇશ્વર કહેવાય છે અથવા મહામાયા, મહાલક્ષ્મી, મહા સરસ્વતિ, મહાકાલિ, મહેન્દ્ર ઇત્યાદિ એ પણ કલ્પના માત્ર છે કારણ કે તેઓના દેહ વ્યષ્ટિરૂપે છે. જો કે તેમની સત્તા સર્વ સમષ્ટિ ઉપર છે તથાપિ પોતે જાતે તો એક વ્યષ્ટિ છે. મહા પ્રલયમાં એ વ્યષ્ટિ પણ અદ્રશ્ય થાય છે. કોઇ બ્રહ્મ સ્વરૂપ થાય છે અને કોઈ જીવસ્વરૂપે રહે છે અને નવી સૃષ્ટિમાં પાછા અવતરે છે. ઇશ્વરનો લય બ્રહ્મમાં થાય છે. સૂર્ય, ચંદ્ર, અગ્નિ, વાયુ, ઇત્યાદિ દેવો બ્રહ્મ સ્વરૂપસ્થ સ્થિતિને પામે છે અને **સર્વં ખલ્વિદં બ્રહ્મ** એ વાક્ય વડે એક બ્રહ્મજ શ્રેષ્ઠ રહે છે અને અમે ઉપર

કહી ગયા છીએ કે બ્રહ્મ સ્વરુપ તે એક જાતની કલ્પના માત્ર છે એટલે આ સર્વ કલ્પના માત્રજ છે.

જેને અમે અમારા સ્વામી કહીએ છીએ તેમને સાષ્ટાંગ દંડવત્ કરીને અમે ગરબડ સરબડ લખ્યું છે તે એના ચરણમાં મૂકીએ છીએ. જેવી પ્રેરણા થઇ તેવું લખાવ્યું છે. ખરૂં ખોટું હોય તો કોઇ સદ્ગુરૂ યથાર્થ સમજાવવા કૃપા કરો એ વિનંતી સાથે આ અધ્યાય પૂર્ણ કરી શ્રી શંકર અને શ્રી શંકરાચાર્યને અમારૂં નમન સમર્પીએ છીએ.

इति तृतियाध्यायस्य चतुर्थभागः ॥







# ब्रह्म सूत्रनो आशय

## चतुर्थ अध्याय प्रथमपाद

## મોક્ષનિરૂપણ–જીવનમુક્તિ.

**आवृत्तिरसकृदुपदेशात् ॥ १**

**સૂત્રાર્થ**:—વારંવાર શ્રુતિને ઉપદેશ હોવાથી સાધનરૂપ સંપત્તિનું જ્ઞાન વારવાર મેળવવું જોઇએ.

**ટીકા**:—આ અધ્યાયમાં બ્રહ્મવિદ્યાનું ફળ જે જીવન્મુક્ત સ્થિતિ અને મરણ પછી મોક્ષ સ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું છે, વારંવાર શ્રવણ મનન અને નિદિધ્યાસન કરવું કે જેથી બ્રહ્મ સાક્ષાત્કાર થાય ત્યાં સુધી અભ્યાસની જરૂર છે. એકવાર શ્રવણથી કાર્ય સિદ્ધ થાય તેમ નથી. જેવી રીતે કે મેલા લુગડાને અથવા ઘાંચીની દીવેલ વાળી અને મેલી પાઘડી હોય તેને એકવાર પાણીમાં બોળીએ તો તેથી કાંઇ મેલ જતો રહેતો નથી. ડાંગરને ભરડી એટલે કાંઇ શુદ્ધ તાંદુલ નીકળતા નથી જ્યાં સુધી તમામ કુશકી નીકળી જઇ શુદ્ધ તાંદુલ નીકળે ત્યાં સુધી ખાંડ ખાંડ કરવું પડે છે. રોજ નિશાળીઆને આંક ગોખવા પડે છે. મહેતાજીએ એકવાર ભણાવ્યું એટલે ખુસ થતું નથી તે પ્રમાણે બ્રહ્મવિદ્યા સંબંધી પણ જાણવું.

પાછલા અધ્યાયમાં પરા અને અપરાવિદ્યાનુ નિરૂપણ કરેલું છે અને હવે વિદ્યાનું ફળ જે સ્વરૂપ સ્થિતિ છે તેનું વર્ણન કરવામાં આવે છે.

**लिंगाच्च ॥ २**

**સૂત્રાર્થ**:—શ્રુતિનું વચન પણ એ રીતનું છે કે, શ્રવણના જ્ઞાનની આવૃત્તિ હોવી જોઇએ.

**ટીકા**:—જે જ્ઞાન એકવાર ઉપદેશ કરવામાં આવ્યું છે તે જ્ઞાન મલ વિક્ષેપ અને આવરણ એવા ત્રણ દેહત્રયના પ્રતિબંધક છે. મય એટલે

રોગાદિએ સ્થુલ શરીરના પ્રતિબંધક છે. વિક્ષેપ એ મનોમય શરીરનું પ્રતિબંધક છે અને આવરણ એ કારણ શરીરનું પ્રતિબંધક છે. અનેક પુરૂષોની અનેક પ્રકારની વિચિત્ર બુદ્ધિ હોવાને લીધે અનેક પ્રકારે શ્રુતિ બોધ કરે છે. શબ્દ, અર્થ અને જ્ઞાન એ ત્રણે વ્યવહારની અંદર ભિન્ન ભાસે છે છતાં તેમાંથી જે કાંઇ અનુભવ ઉત્પન્ન થાય છે તે સર્વને એક સરખો છે. આ પ્રતિબંધક હોવાને લીધે એકવાર જ્ઞાન આપેલું હોય તે ભૂલી જવાય છે. કારણકે સંસારમાં પ્રતિક્ષણ અવનવા વિચારો એક બીજાના વિરૂદ્ધ ઉઠી પ્રથમ કરેલા વિચારને નબળો પાડે છે અથવા ભૂલાવી દે છે. બ્રહ્મ કોઇ એકજ વસ્તુ નથી પણ તે સર્વ સ્વરુપે છે. માટે સર્વને જ્યાં સુધી અનુભવમાં ન લાવે ત્યાં સુધી તે સર્વજ્ઞ બ્રહ્મ થતો નથી તેથી તે બ્રહ્મસ્વરુપ છે એવું કહેવાય નહિ. જે બ્રહ્મને જ્યોતિરૂપ જાણે છે તે તેનું શાંત સ્વરૂપ જાણે છે. જે આનંદરૂપ જાણે છે તે તેનું વિભુત્વ જાણતો નથી ઇત્યાદિ ઇત્યાદિ. માટે જે કોઇ આનંદ, શાંતિ, વિભુત્વ અને તેજ સ્વરૂપ એમ સર્વ પ્રકારે જાણે છે તેજ બ્રહ્મજ્ઞાની છે. એટલા માટે વારંવાર નિદિધ્યાસન કરી સ્વરૂપસ્થ સ્થિતિ પામવાની જરૂર છે અને તેથી આ સૂત્રની રચના છે એમ શ્રુતિમાં પ્રતિપાદન કરાયું છે.

**आत्मेति तपगच्छन्ति ग्राहयन्तिमच ॥ ३**

**સૂત્રાર્થ:**—પરમેશ્વરજ આત્મસ્વરૂપે છે એમ જાબાલો માને છે. વળી શ્રુતિ પણ એમ પ્રતિપાદન કરે છે કે ઇશ્વર આત્મ સ્વરૂપે છે.

**ટીકા:**—વ્યષ્ટિ, સમષ્ટિ, સામાન્ય અને વિશેષ, વ્યક્ત અને અવ્યક્ત સગુણ અને નિર્ગુણ, એ સર્વમાં **અહં** બુદ્ધિ વડે જો ભેદનું દર્શન થાય તો ત્યાં આગળ **અહં** એ આત્માથી વિરૂદ્ધ ગુણનો હોય છે. એજ **હું** સમષ્ટિરૂપ, સર્વત્રવ્યાપક, અવ્યક્ત, ભેદરહિત, સામાન્યરૂપે જો જાણે તો તે **અહંજ** બ્રહ્મસ્વરૂપ છે. જાણવું અને ન જાણવું તેમાં એ ભેદ છે કે **હું** કહેતાં એક આમિનો તણખો કહેવાય અને તે અલ્પશક્તિ છે, એવું માની બેસવું તે અજ્ઞાન છે. પ્રહલાદ અને હિરણ્યકશ્યપની તકરારોમાં એજ વિષય છે. પ્રહલાદે કહયું કે સમષ્ટિરૂપ વિભુ, સર્વત્ર વ્યાપક તે એકલા તમે **જે હું** હું કહીને એક તનખા જેવા છો તે પોતાનું સર્વત્ર સ્વરૂપ તેને ભૂલી ગયા છો માટે એ હું ને એક પોતાના નાના

સરખા દેહમાં જોઇ રહ્યા છો તેને બદલે અખિલ બ્રહ્માંડમાં સર્વત્ર વ્યાપક વિભુ તરીકે એજ હુંને જો તમે જુઓ તો તમેજ સર્વશકિત છો, તમેજ ઇશ્વર છો, તમેજ બ્રહ્મ છો, તમેજ વિષ્ણુ છો અને તે સર્વ તમારૂંજ રૂપ છે અને તમે જે સર્વમાં સર્વરૂપે છો. તે વિષ્ણુ સ્વરૂપજ છો. માટે હું એ વસ્તુને એકજ દેહમાં માની બેઠાં છો તેને કાઢી નાંખી તું જે અહં અહં કહે છે તે અહંને મ્હોટા અહંરૂપે સર્વત્ર વ્યાપક કરી દો. એટલે તમેજ અથવા તમારો આત્મા અથવા તમારો જીવ, તમારો ઇશ્વર, તમારો બ્રહ્મ અથવા તમારો હું તે સર્વ તમેજ છો અને અભેદ દર્શન થશે, કુમતિ જતી રહેશે, ઇત્યાદિ ઇત્યાદિ. અમે આ ગ્રંથમાં ઠેરઠેર બ્રહ્મસ્વરૂપનું વર્ણન કરી ગયા છીએ તેથી અત્રે વિસ્તાર કરવાની જરૂર નથી અને વિશેષ જણાવાનું પણ નથી. આ અર્થને વેદની અનેક શ્રુતિઓ પ્રતિપાદન કરે છે.

તાત્પર્યમાં એક માણસ વાઘનું ચામડું ઓઢીને આવ્યો અને હું વાઘ છું, વાઘ છું એમ કહેવા લાગ્યો. વાઘનું ચામડું ફેંકી દઇને હાથીનું ચામડું ઓઢીને આવ્યો અને હું હાથી છું હાથી છું એમ કહેવા લાગ્યો એમ અનેક વેષ ધારણ કરતાં કરતાં હું કોણ એ કાંઇ સમજ્યો નહિ એનું ચિત્ત ભ્રમણ કરવા લાગ્યું કે હું વાઘ, હું હાથી. હું વરૂ ઇત્યાદિ બોલવા લાગ્યો અને કહેવા લાગ્યો કે મારૂં ચિત્ત ચકડોળે ચઢયું છે તેથી હું તે હાથી છું વાઘ છું કે વરૂ છું કે કોણ છુ તેની મને સમજ પડતી નથી. એટલામાં એક સદ્ગુરૂએ આવી કહ્યું કે અલ્યા એ બધું થનાર તો તું મુસલમાનજ છે. આ તો બધા તારા અવનવા વેષ છે પણ તે તું નથી પણ તું એક માણસ જુદા જુદા ચામડા ઓઢીને જુદા જુદા નામ ધારણ કર્યાં છે. તું તો મનુષ્યરૂપે છે અને સર્વમા એકજ છે તે વાત તું કેમ ભુલી ગયો. તેને ભાન આવ્યુ અને સર્વ ભ્રમણા મટી ગઇ અને જાણી ગયો કે મેં આતો એક નકામું તોફાન ઉઠાવ્યું છે. પણ હું કાંઇ વાઘ. વરૂ કે હાથી નથી. હું તો એકનો એક સર્વમાં છું ઇત્યાદિ દ્રષ્ટાંતની કલ્પના કરી લેવી.

न प्रतीके न हि सः ॥ ४

**સુત્રાર્થ:**—પ્રતિમામાં આત્મા તરીકે બુદ્ધિ કરવી નહિ. કારણ કે ઉપાસકો આત્માને પ્રતિમારૂપે માનશે નહિ.

ટીકા:—ન સિંહ મહેતાએ કહ્યું છે કે:—

જાગીને જોઉં તો જગત દીસે નહિ

એ પદમા કહ્યું છે કે બ્રહ્મ લટકા કરે બ્રહ્મ સાથે સમુદ્ર સાથે સમુદ્રના મોજાઓ નાચી કુદી શબ્દનો ઘોષ કરી ગાયન કરવાં મંડી ગયાં અને હસતાં ફીણુના ફિસોટા પણ મોઢે આવ્યા. તે પ્રમાણે શુદ્ધ ચૈતન્ય રૂપ સમુદ્ર તેજ સ્ત્રી પુરૂષ અને વિવિધ પ્રતિમા આદી નામ રૂપ ધારણ કરી રહ્યું છે એ પ્રતિમા સ્ત્રી અને પુરૂષ ઇત્યાદિનો નાશ થતાં પણ અને તેના રૂપ જતાં રહયા છતાં પણ હું જે સાક્ષી રૂપ છું તે તેનો જોનાર છું. એ કાંઇ કદી નાશ પામ્યો નથી. મહાપ્રલયમાં આખા જગતની પ્રતિમાઓ એટલે બ્રહ્માના ઘડેલા ઘાટ અને કોઇએ પાડેલા નામ રૂપ સર્વનો નાશ થાય છે તે વખતે પણ હું જે સાક્ષીરૂપ ચૈતન્ય તે સર્વનો વિનાશક તે તો જેમનો તેમ હતો તેવોને તેવો સર્વનો પ્રલય થયો તો પણ બાકીને બાકી શેષ રહ્યો છું અને તે કદી નાશ પામનારો નથી. પ્રતિક વિષે સ્વામી દયાનંદે તેમજ પાદરીઓએ તથા મહમદે તેની અવહેલના કરી છે. એક પાદરી કહે છે કે-

જડ પાસે જઇ ચેતન માંગે તું મુજને કંઈ દે,
ત્યારે જડ તે બોલ્યું કે તારી એક ફુટી છે કે બે.

આ દોહરામા શુધ્ધ ચેતન્ય ઇશ્વર રૂપ જે અહં છે તે ઉંધી સમજણુથી જડની પાસે યાચે છે ત્યારે જડમાં જે વ્યાપક ચૈતન્ય હતું તે બોલ્યું એટલે આકાશવાણી થઇ કે આ તો પથ્થરનું પુતળું હું જડ છુ અને તું ચૈતન્ય સ્વરૂપ છે. જેને જીવ અથવા આત્માં કહે છે. તને આ જડ શું આપવાનું હતું માટે શું આંખે દેખતો નથી અને તારૂં હૈયું ફુટયું છે આ બાબત ચેતન દર્શાવવા માટે અતિશયોક્તિ હોય એમ લાગે છે. કેળ મૂર્ખ અજ્ઞાનીને સન્માર્ગે પ્રવેર્તાવવાને માટે પાટી ઉપર ધૂળ પથરાવી માસ્તર હાથ ઝાલી એકડો કઢાવે છે તે પ્રમાણે મૂર્તિની ઉપાસના ઇશ્વરનું અસ્તિત્વ પોતાથી કાંપ બીજી મહાન શક્તિરૂપ છે તે દર્શાવવા માટે આચાર્યોએ ઉપાસનાનો આ મૂર્તિ માર્ગ સ્થાપન કર્યો છે એમ જણાય છે. મૂતિમાં પણ ચેતન છે કારણ કે એક ચેતનજ વિભુ છે. માટે અમે મૂર્તિની એટલી બધી નિંદા કરી શકતા નથી. જેણે આત્મસ્વરૂપને ઓળખ્યું છે જે બુદ્ધિમાન છે તેને કાંઇ મૂર્તિની ઉપા-

મનાની જરૂર નથી આ યોગમાર્ગ છે. મર્તિપૂજકો અન્ય મસારી ગડબડાટથી એકાંતમાં બેસે છે. હોમને બદલે ઘીના દીવા બાળે છે. પુષ્પ ધૂપ ઇત્યાદિથી પોતાના આત્માનેજ પ્રસન્ન કરે છે અને કોઇ પોતાથી બીજી મહાન શક્તિ છે તેનું ધ્યાન કરે છે, જપ કરે છે ઇત્યાદિ એક પ્રકારના યોગમાર્ગે મૂર્તિપૂજકો પણ ચઢે છે. તેમ છતાં જ્યારે શુદ્ધ ચૈતન્યની ઓળખ થાય છે ત્યારે જડ અને ચેતન એવો ભેદ રહેતો નથી. તેને રેતીના કણમાં પણ એક રૂદ્ર શક્તિ જે ચૈતન્ય છે તેજ દેખ છે અને તેની દષ્ટિએ જડ એવો કોઈપણ પદાર્થ થતો નથી.

ब्रह्मदृष्टिरुत्कर्षात ॥ ૯

**સૂત્રાર્થઃ**—આદિત્ય આદિમાં બ્રહ્મદષ્ટિ રાખવી. કારણ બ્રહ્મ ઉત્કૃષ્ટરૂપે છે.

**ટીકાઃ**—આદિત્ય આદિ શબ્દોમાં બે અર્થ પ્રતિત થાય છે. એક ઉત્કૃષ્ટતાનો એટલે સર્વ શુભ સદ્ગુણોનો સમુહ જે તેજ પુંજ છે તે. બીજો અર્થ એ છે કે આતપ એટલે તપાવવાવાળો આ નિકૃષ્ટ અર્થ છે. તેજ પ્રમાણે પ્રતિક એટલે પત્થર, કાષ્ઠ, ધાતુની મર્તિમા પણ બે અર્થ છે. વિષ્ણુને ભગવાન તેની ઉપમા અપાય છે અને બીજી રીતે જડ પાષાણ એવું પણ તે મૂર્તિનું સ્વરૂપ છે. તે પ્રમાણે બ્રહ્મની ઉપાસનામાં જે કાંઈ ઉત્તમ બ્રહ્મ સદૃશ ગુણ છે. તેનુ સમાનાધિકરણ એટલે એક સરખાપણું જે છે તેની ઉપાસના કરવી. પણ સર્વોત્તમ જે બ્રહ્મ તેને આતપ આદિ દોષવાળા અર્થનુ સાદશ્ય આપવું નહિ. એટલા માટે સૂર્યની ઉપાસના કરવી તેમાં બ્રહ્મદષ્ટિ રાખી જો ઉપાસના કરે તો બ્રહ્મદ્વારાએ સૂર્યની ઉપાસનાનું ફળ મળે છે. પણ સૂર્ય જે એક જગતમાંની વસ્તુ છે તે તરીકે માનીને જો તેની ઉપાસના કરે તો તે ફળદાયક નિવડતી નથી

મ્યુનીસીપાલીટીના ઝાડુ કાઢનારને એમ કહીએ કે તમે રાજ્યસત્તાનું એક અંગ છો તે યોગ્ય ગણાય. પણ જો રાજાને એમ કહીએ કે તમે એક ઝાડુ કાઢનારનું અંગ છો તો રાજા આપણને શિક્ષા કર્યા વગર રહે નહિ અને ગુસ્સે થાય. એ દર્શાવવા માટે આ સૂત્ર રચેલું છે. સર્વત્ર જે કાંઇ ફળ થાય છે તે બ્રહ્મોપાસનાનું ફળ છે અને સૂર્યથી માંડી બાવળીયાની મેલડી માતા તેમાં પણ ભાવના જે કાંઇ કરવાની છે તેમાં તેના

ઉત્તમ જે બ્રહ્મ સદશ્ય ગુણ છે તેની ઉપાસના કરવી યોગ્ય છે. પણ બ્રહ્મને મેલડી માતા માનવી અથવા દુર્ગુણ આરોપણ કરવા એ અનર્થકારક છે. એટલા માટે પ્રતિકોપાસનાદિમાં પણ બ્રહ્મભાવનાથીજ સર્વ કાર્ય સિદ્ધ થઇ ફળ મળે છે. એ દર્શાવવાને માટે પણ ઉપરના સૂત્રની રચના જણાય છે.

**आदित्यादिमतयश्चांग उपपत्तेश्च ॥ ६**

**સૂત્રાર્થ**:— ઉદ્દિગથ આદિમાં આદિત્ય આદિની બુદ્ધિ કરવી. કારણ કે ઉદ્દિગથ આદિ અંગમાં કર્મની પ્રાપ્તિ થાય છે.

**ટીકા**:—બ્રહ્મ અવ્યવહાર્ય હોવાથી એકદમ સમજણમાં આવતું નથી. તેમજ સર્વગત હોવાથી કરીને એમાં ગતિ એટલે કર્મનું આરોપણ કરી તેના વિભુત્વની કલ્પના કરી ધ્યાન ધરવું અને ગાન કરવું યોગ્ય નથી અને ખોટું પણ છે. જ્યાં જોશો ત્યાં બ્રહ્મ છે. માટે તેમાં ગતિનું આરોપણ કરી ધ્યાન ધરવું અને આ બ્રહ્મ અને હું બને ભેદરૂપે છીએ ઇત્યાદિ વિચાર શ્રુતિ વિરૂદ્ધ છે. એટલા માટે બ્રહ્મનું નિરુપણ કરનારી શ્રુતિઓ છે. તદનુસાર જો ધ્યાન થાય તો તે મોક્ષ ફળ આપનાર નિવડે છે. પણ વિજ્ઞાન અને બુદ્ધિથી ગ્રહણ કરી શકાય એ વાત પ્રથમ થઇ તેનું ફળ જે વિદ્યા તે પ્રાપ્ત થઇ મોક્ષ થાય એ પણ વાત સયુક્તિક નથી. એટલા માટે બ્રહ્મના વિવિધરૂપ જગતના પદાર્થોની ઉપાસના કરી જેને જેમ રૂચે તેમ તેમાં જે બ્રહ્મ શુદ્ધ ચૈતન્ય તેની ઉપાસના ધ્યાન અને ગાન કરવું. એ બદલ અમે આ ગ્રંથમાં આગળ મારવાડી, સમુદ્ર અને સૂર્યના દ્રષ્ટાંત વડે દર્શાવી ગયા છીએ.

છાંદોગ્યની ૧-૧-૧૦ શ્રુતિમાં લખેલું છે કે જ્ઞાનની પ્રાપ્તિ થયા પછી શ્રદ્ધા રાખી તથા ચિત્તની એકાગ્રતાથી કરાએલું કર્મ વધારે પ્રબળ હોય છે.

ઉપાસના પોતેજ કર્મ રૂપે થઇ ફળની ઉત્પતિ કરે છે. કર્માંગના આશ્રય રૂપજ વિજ્ઞાન છે. આ સર્વ દર્શાવવા ઉપરના સૂત્રની રચના કરી છે.

**आसीनः संभवात् ॥ ७**

**સૂત્રાર્થ:**—ઉપાસના કરવાનો ક્રમ બેઠાજ છે. કારણ કે તેજ પ્રકાર સંભવે છે.

ટીકા:—ધ્યાન અને ઉપાસના બેસીનેજ કરવાં જોઇએ. જ્યારે ઇન્દ્રિયો બીજા કામમાં રોકાયલી હોય છે ત્યારે ધ્યાન અને ઉપાસના બરોબર થઇ શકતાં નથી. દોડીએ તો દોડવામાં ચિત રોકાય છે. સુઇએ તો ઉંઘ આવે છે. ઉભા રહીએ તો પણ ઉભા રહેવામાં મન રોકી જોર કરવું પડે છે નહિ તો પડી જવાય માટે બેઠાં બેઠાંજ ઉપાસના, ધ્યાન અને ગાન કરવાં એવો વિધિ છે.

**ध्यानाच्च ॥ ८**

**સૂત્રાર્થ:**—ધ્યાનના સંબંધમાં પણ ઉપાસનાની માફક બેસીને ધ્યાન કરવું જોઇએ.

ટીકા:—એકજ પ્રકારના જ્ઞાનને વિષે મનને રોકવું તેનું નામ ધ્યાન છે. ધ્યાનકાળે અંગની ચેષ્ટાઓ શિથિલ પડી જાય છે. દ્રષ્ટિ ધ્યેયમાં સ્થિર થાય છે અને ચિત એકજ વિષયને વિષે રોકાયલું હોય છે.

જે વસ્તુ સ્થિર છે તેના સબંધમાં પણ કહેવાય છે કે તે ધ્યાન ધરે છે.

**अचलत्वं चापेक्ष्य ॥ ९**

**સૂત્રાર્થ:**—વળી અચળપણાને લઇ પૃથ્વિ આદિ ધ્યાન ધરે છે એમ કહ્યું છે.

**स्मरन्ति च ॥ १०**

**સૂત્રાર્થ:**—સ્મૃતિ પણ પ્રતિપાદન કરે છે કે આસન એ ઉપાસનાના અંગ રૂપે છે

ટીકા:—સ્થૈર્ય પ્રાપ્તિ થવા માટે શુધ્ધદેશ, શુધ્ધકાળ, શુધ્ધ આસન અને બેસવાની પણ જરૂર છે એમ યોગ, શાસ્ત્ર, સ્મૃતિ અને શિષ્ટ-

સંપ્રદાયથી જણાય છે અને તેથી તેને ધ્યાનના અંગ તરીકે ગણ્યા છે.

यत्रैकाग्रता तत्राविशेषात् ॥ ११

**સૂત્રાર્થ:**—જે સ્થળે ચિત્તની એકાગ્રતા થાય, તેવે સ્થળે આસન કરવું. આ સંબંધી બીજો નિયમ નથી.

**ટીકા:**—દિશા, દેશ, કાળ, આસન ઇત્યાદિ વૈદિક કર્મમાં અવશ્ય જરૂરના છે અને તેને માટે તે નિયમો પ્રમાણે ચાલવું તે પણ અવશ્ય જરૂરનું છે. પણ જ્યાં ઇશ્વરનું ધ્યાન ધરવાનું છે તેને માટે કોઇ નિયમ અવશ્ય જરૂરનો નથી. જોકે વહ્નિ વાલુકા, કાંકરા, જળ ઇત્યાદી હોય ત્યાં બેસવું નહિ એમ શ્વેતાશ્વતર ઉપનિષદમાં ૨, ૧૦માં લખ્યું છે તેની પણ મતલબ એટલીજ છે કે બેસનાર જળમાં પડી જાય, અગ્નિથી દાઝે, કાંકરા ખૂંચે રેતી વિગેરે આંખમાં જાય તો તેથી ચિત્તની એકાગ્રતા મટી જઇ વિકળતા પ્રાપ્ત થાય છે એ હેતુ છે. જ્યાં જોવ રીતે ચિત્ત એકાગ્ર થાય અને એકાગ્રતાની સંતતધારા સ્ખલિત ન થાય એ મુખ્ય હેતુ છે. તદનુસાર ધ્યાન ધરવું એમાં કોઇ નિયમે બદ્ધ થઇ શકતો નથી.

आ प्रायणात् तत्रापि हि दृष्टम् ॥ १२

**સૂત્રાર્થ:**—મરણ પર્યંત ઉપાસનાની આવૃતિ કરવી કારણ કે શ્રુતિ તે પ્રમાણે પ્રતિપાદન કરે છે.

**ટીકા:**—ઉપાસના એટલે આવૃતિવિશિષ્ઠ એવો અર્થ થાય છે. વારંવાર આવૃતિ કરવી તે, ભુલી ન જવાય અને દૃઢ થઇ રહે તેટલા માટે છે અને તે મરણ પર્યંત કરવી. મરણ સમયે જે દૃઢ થએલી મનોવૃતિ હોય છે તદ્નાસુર ફળ નવા દેહમાં મળે છે. તેને માટે બૃ૦ ૧. ૨૯૫ ૪–૪–૨ શ્રુતિમાં લખ્યું છે કે,

सविज्ञानो भवति स विज्ञानमेवान्ववक्रामति ॥

જ્ઞાનથી યુક્ત એવો તે લિંગાત્મા બહિર્ગમન કરે છે. કોઇ પણ શરીરના ચિત્તમાર્ગે જીવ મન વડે મુખ્ય પ્રાણને પ્રાપ્ત થાય છે. પછી

ભોક્તાયુક્ત તથા તેજ યુક્ત અર્થાત તેજરૂપ ઉદાન વાયુથી ઉક્ત થયલો પ્રાણ કર્મ જ્ઞાનાદિ સાધન વડે ઇચ્છિત ભાવી શરીરને પમાડે છે.

**यं यं वापी स्मरन्भावं** ગીતા અધ્યાય ૮–૬ તથા **प्रयाणकाले मनसा चलेन** ગીતા અધ્યાય ૮–૧૦માં લખ્યું છે કે, મોતની વખતે શરીર છોડતા જેને જેને હકૌન્તેય! સંભારે છે તેના તેના ગુણને મળતા થઇને તેને તે પામે છે. મરણ વખતે મનને અડગ જરા હાલે નહિ એવું સ્થિર રાખીને **सोऽन्तवेलाया मेतत् त्रयं प्रतिपद्येत** છાં ૩–૧૭–૬ ઉપાસકે આ ત્રણ યજુર્વેદના મંત્રનું મરણ સમયે સ્મરણ કરવું જોઇએ. આ શ્રુતિ મરણ સમયે શું કર્તવ્ય છે તે જણાવે છે. એટલા માટે હું બ્રહ્મ સ્વરૂપ છું. દેહથી જુદો છું. મને જન્મમરણ થવાંનાજ નથી. હું સ્વેચ્છાચારી સ્વતંત્ર છું. મારાથી કોઇ મ્હોટું નથી. હુંજ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ છું. હુંજ ઇંદ્ર, સૂર્ય ઇત્યાદિ મારાજ સ્વરૂપ છે. એવી ભાવના આ મરણ પર્યંત વારંવાર ધ્યાન ધરવાથી દેહાવસાન સમયે તેને મોક્ષ મળે છે એટલા માટે ઉપરનું સૂત્ર રચ્યું છે.

**तदधिगम उत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात् ॥ १३**

**સૂત્રાર્થ:**—આત્મપ્રાપ્તિ જ્યારે થાય છે ત્યારે પાછળથી થનારાં પાપોનો તેને સ્પર્શ હોતો નથી. તેમજ પૂર્વના પાપોનો નાશ થયલો હોય છે કારણ કે શ્રુતિ તે પ્રમાણે પ્રતિપાદન કરે છે.

ટીકાઃ—કર્મ જેનો આશ્રય કરીને રહે છે તે આશ્રય આપનાર અહંકાર છે અને તેમાં કર્મમાં આસક્તિ અને સંસ્કાર એ કર્મને ઉગાવનારી શક્તિ છે. બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરતી વખતેજ પ્રથમ યોગાગ્નિ વડે અહંકારને બાળી ભસ્મ કરવામાં આવે છે. જે વ્યક્તિની અંહવૃત્તિ બળીને ભસ્મ થઇ ગઈ છે તેના સંસ્કારો અને ઉગવાની શક્તિ બળીને ભસ્મ થઇ ગઇ છે. સેકેલાં બીજ ખેડુત ખેતીમાં વાવે તો તે ઉગતાં નથી અને તેને ફળ પણ થતાં નથી. તે પ્રમાણે યોગાગ્નિ વડે કરીને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થતાંની સાથેજ કર્મબીજ ઉગવાની શક્તિ ભસ્મ થઇ ગયલી હોય છે. તેથી તે ફળ આપી શકતી નથી.

પ્રાયશ્ચિતનું પ્રયોજન દોષનો નાશ કરવા માટે છે, જેણે અંહવૃત્તિનો

ત્યાગ કર્યો છે તેને પાપ સ્પર્શજ કરી શકતા નથી. જેમ કમળ પત્રને જળ, તથા અળુના પાંદડા ઉપર ગમે તેટલું પાણી રેડો પણ ભીંજાતું નથી. રોગાનવાળી છત્રી વડે અથવા મીણકપડ ચોપડયુ હોય તેવું વસ્ત્ર પાણીથી પલળતું નથી. તે પ્રમાણે કર્મ કર્યા હોય કે હવે પછી કર્મ કરે તે, અથવા વર્તમાનમાં પણ લોક સંગ્રહાર્થે કર્મ કરતો દેખાય તેવો તે ઐશ્વર્ય પ્રાપ્તિ થતે પણ તેને સસ્કાર બધાતો નથી. અંતઃકરણ ઉપર અવિદ્યાનું વાદળ જેમ જેમ સૂર્યના કીરણ ઉગતાં અંધારૂં એકદમ નાશી જાય છે તે પ્રમાણે એની અવિદ્યા સર્વ નાશી જાય છે અને ઇશ્વરપણુ જીવને પ્રાપ્ત થયા પછીની ગતિ તે મોક્ષ છે. મોક્ષની પાયરીથી ઇશ્વરની પાયરી ચઢતી નથી એ વિષે યોગશાસ્ત્રમાં સ્પષ્ટિકરણ કર્યું છે તે ત્યાં જોઇ લેવુ.

**इतरस्याप्येवमश्लेषः पाते तु ॥ १४**

**સૂત્રાર્થ**:—આજ રીતે જીવનમુકતાવસ્થાવાળાને પુણ્યનો પણ અસ્પર્શ તથા નાશ હોય છે. તેના દેહનો પાત થવા પછી તેને મુકિતજ શેષ હોય છે.

**ટીકાઃ**—કોઇપણ માણસ કહેશે કે કાંટા ઉગે એવુ બાવળનું બીજ સેકીને વાવ્યું તો ઉગતું નથી પણ આફુસની કેરીનો ગોટાળો સેકીને વાવીએ તો તે ઉગી શકે એવુ કહેનારને લોકો મુરખમાં ગણી કાઢે છે. તે પ્રમાણે પુણ્ય કર્મ અને પાપકર્મના બીજના ફળ થાય નહિ એ વાત પણ હસી કાઢવા જેવી છે. પ્રારબ્ધ ભોગ માત્રજ દેહને લઇને છે તેના સુખ દુઃખ અને ભોગ દેહાવસાન થતા સુધી ભોગવવા પડે છે. તેનું કારણ એ છે કે પૂર્વ જન્મમાં દેહોત્પાદક જે જે બીજ સેકયા વગરના વાવેલાં છે તે તો અવશ્યે ઉગવાનાંજ તેને નાશ કરવાનો ઇલાજ નથી. તે પ્રમાણે ઉપરના સૂત્ર વિષે સમજવું.

**अनारब्धकार्ये एव तु पूर्वे तदवधेः ॥ १५**

**સૂત્રાર્થ**:—દેહના પતન થવા સુધીજ કર્મ રહેલાં હોવાથી અપકવ ફળવાળાં કર્મનો પણ જ્ઞાનના પ્રાદુર્ભાવથી નાશ થાય છે.

**ટીકાઃ**—બ્રહ્મવિદ્યા સંપુર્ણ પ્રાપ્ત થઇ એમ કયારે કહેવાય કે જ્યારે મોક્ષ થાય ત્યારે દેહનું પતન થયા વગર મોક્ષ થતો નથી તેનું કારણ

એ કે જ્યાં સુધી એ મનુષ્ય જીવે છે, ત્યાં સુધી એનું પ્રારબ્ધ કર્મ જે અવિદ્યાયુકત છે તે કુંભારના ચક્રની પેઠે તેમાંનો વેગ સમન થયા વિના અટકતો નથી. અત્રે ગતિ અથવા વેગ દેહના પતન સુધી કર્મ કરવાની શક્તિ તેનું નામ દ્રષ્ટાંત તરીકે એટલે કે એકજ ક્ષણે ત્રણ વસ્તુ સાથે થાય છે.

૧ પ્રારબ્ધ કર્મનો આવેગ મરણ થતાં સુધી કાયમનો કાયમજ રહેછે.

૨ મરણ કાળ પર્યંત સહેજ સાજ અવિદ્યા રહેલી હોવાથી સંપૂર્ણ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઇ શકતી નથી. દેહના પતનની સાથેજ અવિદ્યાનો નાશ સંપૂર્ણ રીતે થઇ સમગ્ર બ્રહ્મવિદ્યાનો ઉદય થાય છે.

૩ સમગ્ર બ્રહ્મવિદ્યાનો ઉદય થતાં વારનેજ દેહાવસાન સમયે એનો મોક્ષ થાય છે. મોક્ષ થયો કે ચાર જાતના શરીરનું બંધન તુટી જાય છે. એટલે તરતજ તે સ્વરૂપ સ્થિતિ પામી સર્વ સુખ, શાંતિ, આનંદ, અને સર્વ સત્ય સ્વરૂપ થાય છે. પાછલાં જન્મના શેષ રહેલાં કર્મો અને વર્તમાન જન્મમાં કરેલાં કર્મો જે સંચિત રૂપે છે તેનો નાશ દેહ પતન પૂર્વેજ થઇ ગયેલો હોય છે. પણ પ્રારબ્ધ કર્મનો ભોગ દેહાવસાન સુધીજ રહે છે.

**अग्निहोत्रादि तु तत्कार्यायैव तद्दर्शनात् ॥ १६**

**સુત્રાર્થ:**—વળી અગ્નિ હોત્રાદિ પણ જ્ઞાનના કાર્ય માટે અર્થાત્ મોક્ષને માટે છે. કારણ કે શ્રુતિમા તે પ્રમાણેનું નિરૂપણ છે.

**ટીકા:**—યજ્ઞ, દાન, તપ જો કામના રહિત થઇ કરવામાં આવે તો સર્વનું ફળ બ્રહ્મ વિદ્યાની પ્રાપ્તિ કરાવવી એ છે. સકામ કર્મ કર્યાં હોય તો તે સ્વર્ગાદિ સુખ ઉત્પાદક છે. માટે જે જે વૈદિક કર્મ નિરિચ્છ પુરૂષ કરે તે બ્રહ્મ વિદ્યા ઉત્પાદક નિવડે છે. જે પ્રમાણે સોમલ છે તે ખાધાથી મરણ નીપજે છે. તેવી રીતે અજાણપણે અથવા કોઇપણ ઇચ્છા વિના જે કાંઇ સત્કર્મ થાય તે અવિદ્યાનો નાશ કરવાના હેતુ રૂપ થાય છે. પણ તે ઇચ્છાવડે કરીને એજ સોમલની જ્વરાકુંશની માત્રા કરવામાં આવે તો તે તાવ કાઢે છે. શરીર સુદૃઢ કરે છે. સુખ અને વૈભવ આપે છે.

अतोऽन्योऽपि ह्येकेषामुभयो : ॥ १७

**સૂત્રાર્થ:**—આથી અર્થાત્ અગ્નિ હોત્રાદિ નિત્ય કર્મથી અન્ય અર્થાત્ પુણ્ય થાય છે. એમ કેટલીક શાખાવાળાઓ માને છે. પણ જૈમિની તથા બાદરાયણ બેઉ આચાર્યોની સંમતિ છે કે આ સકામ કર્મ બ્રહ્મવિદ્યાને ઉપકારક નથી.

**ટીકા:**—જેવી રીતે બ્રહ્મવિદ્ પુરૂષના શેષ રહેલાં કર્મ જેને સંચિત કહે છે તે કર્મમાં જે પુણ્ય કર્મ છે, તે તેના મિત્રો અને પ્રસંસા કરનારા લે છે. જે પાપ કર્મો છે તેના વિભાગી બ્રહ્મવિદ્ પુરૂષની નિંદા કરનારા પાપીઓ થાય છે. તેની મીલકતના વારસ તેના પુત્રો છે અને પ્રારબ્ધ કર્મ દેહાવસાન થાય એટલે જતાં રહે છે. એટલે કોઇ પણ પ્રકારનું કર્મ એને ભોગવવાનું રહેતુ નથી.

નિષ્કામ કર્મ બ્રહ્મવિદ્યા ઉત્પાદક થાય અથવા તો સંકટ સમયે સહાય કરવાને માટે શેષ રહે છે તે અડીવેળાએ કામ આવે છે અથવા તો બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરાવે છે. સકામ કર્મ સુખ વૈભવ આદિ ભોગ આપે છે. આ ઉપરથી સમજાશે કે સર્વ પ્રકારના કર્મથી રહિત બ્રહ્મવિદ્ થાય છે અને જીવદશા કે જે કર્મ વડે બ્રહ્મ પ્રાપ્ત થઇ છે તે પોતાનુ બ્રહ્મ સ્વરૂપ જીવ પાછું મેળવે છે. કર્મ સંસ્કારરૂપ જે અવિદ્યાનું કળ મેઘથી સૂર્ય છુપાઇ જાય તેવું છે તે ખસી જવાથી સૂર્ય જેવો હતો તેવો દેખાય છે એટલે કે સ્વયંજ્યોતિ સ્વયંપ્રકાશ એવો જીવ થાય છે.

यदेव विद्ययेति हि ॥ १८

**સૂત્રાર્થ:**—**यदेव विद्यया** આશ્રુતિ એમ દર્શાવે છે કે વિદ્યાથી નહી જોડાયલું અગ્નિહોત્રાદિકર્મ બળવાન છે. १८

**ટીકા:**—વૈદિક સર્વ કર્મો, પછી તે જ્ઞાન સહિત હો કે અજ્ઞાન યુક્ત હો, તોપણ એ બનેનો અંતિમ હેતુ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઇ, મોક્ષ આપવાનું કાર્ય કરે છે. વિદ્યા યુક્ત, વિધિ યુક્ત, શ્રદ્ધાયુક્ત, યોગયુક્ત, અને યજ્ઞ યુક્ત કર્મ અભિમાન રહિત હોવાથી, તેમ સવેગવાન હોવાથી, અત્યંત બલવત્તર હોય છે અને તેથી કરીને ફલસિદ્ધ તરત પ્રાપ્ત થાય

છે અને જે અજ્ઞાનયુક્ત, સકામ કર્મ હોય તો તે પણ આખરે સદ્‌વિદ્યા ઉત્પન્ન કરી મોક્ષ કરાવી આપનાર નીવડે છે. પ્રથમ અજ્ઞાનયુક્ત કર્મ પાપ દહન કરી પ્રતિબંધકનો નાશ કરે છે. વૈભવાદિ ભોગ ભોગવાવી ચિત્ત શુદ્ધ અને તૃપ્ત કરે છે. ત્યારબાદ તેમાંથી વિદ્યા ઉત્પન્ન થાય છે. અને આખર મોક્ષ થાય છે, માટે કોઇપણ રીતે સત્કર્મ કર્યું હોય તો એટલે કે જ્ઞાન યુક્ત અથવા અજ્ઞાન યુક્ત સત્કર્મ કર્યું હોય તો તે નિષ્ફળ નિવડતુ નથી. સર્વ વૃત્તિઓ અને યજનમાં કર્મદ્વારા બ્રહ્મ વિદ્યાજ ભરેલી છે. તેથી અજ્ઞાન યુક્ત કર્મ કરનારને પણ અથવા સકામ કર્મ કરનારને પણ ભોગેશ્વર્ય પ્રાપ્ત થાય છે અને પ્રતિબંધકો દુર થઈ સત્વ શુદ્ધિ દ્વારાએ બ્રહ્મ વિદ્યા પ્રાપ્ત થાય છે અને બ્રહ્મવિદ્યાનુ ફળ જે મોક્ષ તે તેને મળે છે. વિદ્યા યુક્ત કર્મ અને અવિદ્યા યુક્ત કર્મ, સકામ કર્મ અને નિષ્કામ કર્મ એમાં ફેર એટલોજ છે કે હાઇડ્રોલીક લીફ્ટમાં બેસનાર વિદ્વાન દાદરે ચડયા વગર, વિનાશ્રમે ઉંચો ચઢી જાય છે અને અવિદ્વાનને રાજાબાઇ ટાવરના પગથીયા ચડતા ચડતા દમ નીકળે છે ત્યારે અતિશ્રમે ઉપરને માળે જવાય છે એટલોજ ફેર છે

શ્રુતિમા લખેલુ છે કે **तमेतमात्मानं यज्ञेन विविदिषन्ति** ઉપનિષદ્ ગમ્ય આત્માનુ જ્ઞાન યજ્ઞ વડે થાય છે.

**यदहरेव जुहोति** ( ૨. ૧, ૫, ૨ ) જે મનુષ્ય આ રીતે જાણે છે તે જે દિવસથી આ રીતે હોમ કરે છે તે દિવસથીજ પુનઃ મૃત્યુનું અતિક્રમણ કરી શકશે.

જ્ઞાની અથવા અજ્ઞાની હો તેણે જીવીત પર્યંત કર્મને તો કર્યાંજ કરવાં, કદાપિ કર્મ છોડવા નહિ એમ શ્રુતિ કહે છે. યજુર્વેદનો ૪૦ મો અધ્યાય જુઓ

**भोगेन त्वितरे क्षपयित्वा संपद्यते ॥ १८**

**સૂત્રાર્થ:**—જીવન્મુક્ત આરબ્ધ કર્મના પુણ્ય તથા પાપનો ભોગ વડે નાશ કરી બ્રહ્મ સંપન્ન થાય છે.

**ટીકા**—આરંભ કરેલા પ્રારબ્ધ કર્મ દેહાવસાન સુધી છે. માટે જીવન્મુક્ત પુરૂષ ભોગેશ્વર્ય ભોગવતો છતો તેમાં લેપાયમાન થતો નથી

કારણ કે બ્રહ્મવિદ્યારૂપ યોગાગ્નિ વડે કર્મના સંસ્કારરૂપ જે બીજ હોય છે તેની ફરી ઉગવાની શક્તિ બાળી નાંખેલી હોય છે તેથી તે ફરી ઉગી શકતા નથી અને દેહની સાથે સર્વ કર્મબીજોનો નાશ થઇ જાય છે.

इति तत्सत् ब्रह्मार्पण मस्तु

હરિ ॐ शांतिः शांतिः शांतिः

इति चतुर्थाध्यायस्य प्रथमः पादः ॥



# બ્રહ્મસુત્રનો આશય

## ચતુર્થ અધ્યાય—દ્વિતીય પાદ

## ઉત્ક્રાંતિ નિરૂપણ

**वाङ्मनसि दर्शनाच्छब्दाच्च ॥ १**

સૂત્રાર્થ:—વાણી વૃત્તિનો મન વિષે લય થાય છે. કારણુ કે આ બાબત પ્રત્યક્ષ જોવામાં આવે છે. તથા શ્રુતિ પણુ તેજ પ્રમાણે કહે છે.

ટીકા:—જે વસ્તુ જેમાંથી ઉત્પન્ન થાય છે તેમાંજ તેનો લય થાય છે. એવો એક નિયમ છે. મનમાંથી વાણી ઉત્પન્ન કદી થતી નથી. પણુ અગ્નિથી વાણી ઉત્પન્ન થાય છે માટે વાણીનું કારણુ મન ન હોવાથી વાણી વૃતિનો લય મનમા થય છે એવો અર્થ કરવો. જેવી રીતે કે પૃથ્વિ માંથી કાષ્ટની ઉત્પતિ છે અને કાષ્ટમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે. માટે અગ્નિનો ઉત્પાદક જેમ કાષ્ટ છે તેમ વાણીનુ ઉત્પાદક મન નથી પણુ વાણીની વૃતિનો લય મનમાં થાય છે કારણુ કે સર્વ વૃત્તિઓ મનમાંથી ઉઠે છે માટે વૃત્તિનો લય સમજવો.

અગ્નિનો લય કરનાર જળ છે. પણુ પૃથ્વિ નથી એટલા માટે ઉત્ક્રાંતિ સમયે સવને સામાન્ય એટલે કે વિદ્વાન અને અવિદ્વાન બંનેના મનની વાણી વૃત્તિનો લય મનમાં થાય છે એમ સમજવુ મરણુ સમયે વાણી મનમાં લય પામે છે એવું પ્રત્યક્ષ દર્શન થાય છે અને શ્રુતિ પણુ તેમ પ્રતિપાદન કરે છે તો પણુ મન વાણીની વૃત્તિનું કારણુ ન હોવાથી તેમાં વૃત્તિનો લય થતો નથી. વૃતિ સંસ્કાર જન્ય ઉદ્ભવે છે તેથી સંસ્કાર ધોવાય છે ત્યારે વાણી મનમાં લય પામી એમ જેનો મોક્ષ થાય છે તેને વિષે સમજવુ. અવિદ્વાનની વૃત્તિનો લય મનમાં નહિ થતાં સંસ્કારને લીધે પુર્ન જન્મમાં વૃત્તિ પાછી ઉઠે છે તેમ વિદ્વાનને થતુ નથી માટે વિદ્વાનના મનમા વાણીનો લય છે એમ જણાય છે. એટની વાણી મનની સાથે લયમા જાય છે. અવિદ્વાનની વાણીમાં વૃત્તિનો લય થાય છે, પણુ વાણીનો લય થતો નથી તેથી તે પાછી ઉગે છે.

એ માટે નીચે પ્રમાણે શ્રુતિ છે.

**अस्य सौम्य पुरुषस्य प्रयतोवाङ् मनसि संपद्यते प्राणे प्राणस्तेजसि तेजः परस्यां देवतायाम्** છા-૬-૮-૬ જ્યારે મનુષ્ય જીવિત રહિત થાય છે ત્યારે તેની વાણી મન વિષે લય પામે છે મન પ્રાણ વિશે લય પામે છે. પ્રાણ તેજમાં લય પામે છે તથા તેજનો લય પર બ્રહ્મમાં થાય છે આ અધ્યાયમાં મરણ સમયનો કાળ એ વિષય પ્રતિપાદન કરેલો છે.

**अत एव सर्वाण्यनु** ॥ २

**સૂત્રાર્થ**:—આથીજ એમ કહેવાય છે કે સર્વ ઇન્દ્રિયો મનની પાછળ જાય છે. અર્થાત્ મનમાં લય પામે છે.

**ટીકાઃ**—વાણીની વૃત્તિનો લય વાગ્ ઇન્દ્રિયમાં થાય છે અને વાગ્ ઇન્દ્રિય તથા બીજી સર્વ ઇન્દ્રિયો મનમા લય પામે છે અને મન પ્રાણમાં લય પામે છે. લય પામે છે એનો અર્થ એ છે કે જે પ્રમાણે કાચબો પોતાના હાથ પગ અને માથું અને સર્વ ઇન્દ્રિયો તેની ઢાલ જેવી પીઠમાં સંકોચી સમેટી સમાવી લે છે, તે પ્રમાણે આ સર્વ ઇન્દ્રિયો મરણ સમયે મનમા સંકુચિત થાય છે અને મન પ્રાણમાં સંકુચિત થઇ જાય છે. જેમ બીજમાં વૃક્ષ ભરાઈ જાય છે અને તે વૃક્ષ પાછું ઉગે છે તે પ્રમાણે જ્યારે ઉદાન વાયુ નીકળી જાય છે ત્યારે તેનો જીવ ગયો એમ કહેવાય છે અને તે ઉદાન વાયુ પુણ્ય કર્મથી પુણ્ય લોકમાં અને પાપ કર્મથી પાપભોગ પામવાના લોકમાં નવાં શરીરને ધારણ કરાવે છે અને ત્યાં આગળ ફરીથી જેમ ચંદ્રની કળા શુકલ પક્ષમાં દિનદિન પ્રતિ વધે છે તદનુસાર સર્વ પ્રાણ સર્વ ઇન્દ્રિયો અને મન અને તેની સર્વ વૃત્તિઓ એક પછી એક વધારેને વધારે પ્રકટ થતી જણાય છે.

**तन्मनः प्राण उत्तरात्** ॥ ३

**સૂત્રાર્થ**:—આ મનનો પ્રાણ વિષે લય થાય છે એમ પાછળના વાકયથી સમજાય છે.

**ટીકાઃ**—અન્ન વડે મન ઉત્પન્ન થાય છે અને જળ વડે પ્રાણ ઉત્પન્ન થાય છે. અન્નને ઉત્પન્ન કરનાર જળ છે. એટલા માટે મનનો

લય પ્રાણમાં થાય છે અને પ્રાણનો લય જીવમાં થાય છે અને એ જીવને ઘોડા તરીકે લોકાન્તરમાં લઇ જનાર ઘોડા જેવો ઉદાન વાયુ છે. પ્રાણ-વાયુ ગયો તેની સાથેજ જીવ ગયો એમ કહેવાય છે અને જે ઘોડા ઉપર બેસીને જીવ ગયો તે ઘોડાનું નામ ઉદાન વાયુ કે જે મુખ્ય પ્રાણમાંનો એક વિભાગ છે. તે કહે છે

**सोऽध्यक्षे तदुपगमादिभ्यः** ॥ ૪

**સૂત્રાર્થ**:—પ્રાણનુ જીવને વિષે ઉપગમનાદિ થતું હોવાથી પ્રાણનો જીવને વીશે લય થાય છે.

**ટીકા**:—સર્વ ઇન્દ્રિયોની વૃત્તિઓનો લય થાય છે. પણ ઇન્દ્રિયોના સ્વરૂપનો લય થતો નથી. જે પ્રમાણે કાર્યનો લય કારણમાં થાય છે તે પ્રમાણે નહિ થતા વૃતિઓનું કારણ જે મન તેમાં લય થાય છે. પણ મનનો નાશ થતો નથી માત્ર મનોમય વ્યાપાર થોડો વખત બધ પડે છે, પણ મનનો વિનાશ કદાપિ નથી તે તો ફરી પાછું બીજા જન્મમાં ઉગે છે અને પોતાની વૃત્તિરૂપ વ્યાપાર ચલાવ્યુ જાય છે.

**भूतेषु तच्छ्रुतेः** ॥ ૫

**સૂત્રાર્થ**:—શ્રુતિ એમ પ્રતિપાદન કરે છે કે પંચભુતોમાં પ્રાણ સહિત જીવનો લય થાય છે.

**ટીકા**:—વિજ્ઞાન સ્વરૂપ આત્માને લઇ જનાર અને તેના અસ્તિત્વનું દર્શન કરાવનાર પ્રાણ છે. તેથી વિજ્ઞાન આત્મા એટલે જીવ અને પ્રાણ એક સરખા જોડાયલા જણાય છે. પ્રાણનો લય જીવમાં થાય છે અને જીવનો લય તેજમાં થાય છે. અત્રે તેજ એ ભૌતિક પદાર્થમાં મુખ્ય હોવાથી તેજ શબ્દ વડે કરીને પાચે ભૂતો સમજવા અને એ પંચ મહાભૂતો તે પ્રકૃતિનું સ્વરૂપ છે અને પ્રકૃતિ તે પુરૂષમાં છે. તેથી જ્યારે બ્રહ્મવિદ્યા વડે પ્રકૃતિનો લય બ્રહ્મમાં કરાય છે ત્યારે સ્વરૂપ સ્થિતિ પ્રાપ્ત થાય છે.

**नैकस्मिन्दर्शयतो हि** ॥ ૬

**સુત્રાર્થ**. -શ્રુતિ તથા સ્મૃતિ પ્રશ્નોત્તરરૂપે પ્રતિપાદન કરે છે કે કેવળ તેજમા જીવ સ્થિતિ કરતો નથી.

**ટીકા:**—કેવળ તેજમા જીવ આશ્રય લેતો નથી પણ સર્વ ભૂતોનો આશ્રય લઇ તે તેમાં રહે છે એ વિષે શ્રુતિ નીચે પ્રમાણે કહે છે,

**पृथ्वीमय आपोमयो वायुमय आकाशमयस्तेजोमयः** (બૃ૦ ૪, ૪, ૫) આ બ્રહ્મરૂપ આત્મા પૃથ્વીમય રૂપે, જળમય રૂપે, આકાશમય રૂપે તથા તેજોમય રૂપે છે.

**समाना चामृत्युपक्रमादमृतत्वंचानुपोष्य ॥ ७**

**સુત્રાર્થ:**—દેવયાન માર્ગ જતા સુધી વિદ્વાન તથા અવિદ્વાનનુ ગમન એક સરખું છે. આ રીતે બ્રહ્મ લોક જવારૂપી અમૃતત્વ જે વિદ્વાને અ-વિદ્યા રૂપી કલેશને બાળ્યો નથી તેને માટે છે.

**ટીકા:**—વિદ્વાન તથા અવિદ્વાનની ઉત્ક્રાંતિ દેવયાન માર્ગમા જતા સુધી એક સરખી છે. જેવી રીતે કે વિદ્વાન અને અવિદ્વાન બન્નેને ઉદ્ય એક સરખી છે તે પ્રમાણે સમજવું. જે પુરૂષના સર્વ કલેશ દહન થયા નથી તેવા પુણ્યવાન પુરૂષને માટે દેવયાન માર્ગ છે અને તે બ્રહ્મલોકમાં થઇ બ્રહ્માની સાથે ભોગ ભોગવી સ્વરૂપ સ્થિતિને પામે છે પણ ઉત્ક્રાંતી થતા પહેલાજ જેના કલેશ દગ્ધ થઇ ગયા છે તેનું ગમન કોઇપણ અન્ય સ્થળે નથી. તેનો પ્રાણ તેનો, ઉદાન, તેનો જીવ એ સર્વ જ્યા વીદ્વાનના, દેહનું અવસાન થાય છે ત્યાજ લય પામે છે. તેથી તે દેહ છુટતાં ત્યાંને ત્યાંજ સ્વરૂપ સ્થિતિને પામે છે તેને કોઇ ઠેકાણે જવાનું નથી

**तदाऽपितेः संसारव्यपदेशात् ॥ ८**

**સુત્રાર્થ:**—અવિદ્યાદિ બીજવાળાને સસાર કાયમ રહે છે આ રીતનો શ્રુતિનો ઉપદેશ હોવાથી તેજાદિ સુક્ષ્મ ભૂતોની સ્થિતિ મોક્ષ પર્યંત હોય છે.

**ટીકા:**—**योनिमन्ये प्रपद्यन्ते** (ક. ૫, ૭) દેહ ધારણ કરવા અર્થે મૃત્યુ પછી કેટલાક અજ્ઞાનીઓ યોનીને વિશે પ્રવેશ કરે છે. બીજા કેટલાકો અર્થાત્ અત્યંત પાપીએ: વૃક્ષાદિ સ્થાવર ભાવને પામે છે. આ લોકમાં

જેવાં કર્મ કરવામાં આવે છે તથા જેવી રીતનું સારૂં યા નરસું જ્ઞાન સંપાદન કરેલુ હોય છે, તેને લાયક જીવને શરીરની પ્રાપ્તી થાય છે.

નિર્ગુણ બ્રહ્મનો ઉપાસક વિદ્વાન જ્ઞાન વડે મોક્ષ ગતિને પામે છે. એ સિવાયના બીજા સર્વ કોઇ પુણ્ય કર્મવાળા હોય છે તે મરણાન્તર-ક્રમે કરી દેવયાન માર્ગમા જાય છે. પાપીઓ નીચ યોનિમાં જાય છે. પર-હિત કરતા અજ્ઞાનીઓ જે દાનેશ્વરી હોય છે તેઓ ચંદ્રલોકમાં જાય છે અને પિતરો કહેવાય છે. તે ભોગૈશ્વર્ય વડે સુખ આનદ પામે છે. પાપીઓ, ભેંસ બકરી, માકણ, મચ્છર થાય છે. સમાન પાપ પુણ્યવાળા માણુસ મનુષ્ય અવતરે છે. અતિ ઘોર કર્મ કરનાર મનુષ્ય શિલા ઇત્યાદિ સ્થાવર યોનીને પામે છે. એ પ્રમાણે જન્મ મરણ અને મોક્ષ વ્યવસ્થા છે, અત્યંત સૂક્ષ્મ પ્રાણ, ઇંદ્રિય, મન અને તેજ હોવાને લીધે જીવ જાય છે અને અન્ય યોનીમાં પ્રવેશ કરે છે તે નજરે દેખાતું નથી એટલુંજ નહિ પણ સૂક્ષ્મદર્શક યંત્રથી પણ દેખાતુ નથી.

**सूक्ष्मं प्रमाणतश्च तथोपलब्धेः ॥ ९**

સૂત્રાર્થ:—આ ઉક્ત તેજ સ્વરૂપમાં તથા પ્રમાણમાં સૂક્ષ્મ છે. આ રીતની પ્રાપ્તિ જોવામાં આવે છે.

ટીકાઃ—આ તેજ સ્વચ્છ છે અને અતિ સૂક્ષ્મ છે, તેથી અન્યભૂતો તેને અટકાવી શકતા નથી અને તે તેજ ઝીણામાં ઝીણા પ્લેગ જેવા જંતુઓના શરીરમાં પણ પ્રવેશ કરી શકે છે. આટલું ઝીણું એ તેજ હોવા છતાં એની શક્તિ અગાધ છે. તે હાથીના શરીરમાં પ્રસરી જોર આપે છે. સૂર્યનારાયણ જેવા મહાન પદાર્થમાં પણ એજ તેજ વ્યાપક જોઇ રહે છે. જેવી રીતે કે એક અગ્નિની ઝીણી ચીનગારી હોય છતાં તે ઘાસની ગંજીમા પડી તો મોટા ભડકા થાય છે. શહેરના શહેર બાળી ભસ્મ કરી નાંખે છે. પ્રલયાગ્નિ આખુ બ્રહ્માંડ ભસ્મ કરી નાંખે છે એ સર્વ શક્તિ એક ઝીણી અગ્નિની ચીનગારીમાં છે. એ ચીનગારીનું નામ જીવ, શીવ અને બ્રહ્મ એવું છે અને તે ભિન્ન ભિન્ન ઉપાધિને લીધે સગુણ નિર્ગુણ કહેવાય છે અને નામ અને રૂપ ધારણ કરે છે. અવિદ્યાવાન ચિનગારીનું નામ જીવ છે, વિદ્યાવાન સગુણ બ્રહ્મનું નામ શિવ છે અને તે સર્વ વિદ્યાના સ્વામી છે અને એજ અગ્નિની ચીનગારી

નિર્ગુણ બ્રહ્મ સ્વરૂપ સ્થિતિ છે. આ ત્રણે સ્વરૂપો એકજ તેજના છે અને તેમા ભેદ નથી ઉપાધિને લઇને તેમાં ભેદ ભાસે છે અને નામરૂપની કલ્પના કરવામાં આવે છે.

**नोपमर्दनातः ॥ १०**

**સુત્રાર્થ:**—જો કે શરીરનું ઉપમર્દન થાય છે, છતા તેજ સૂક્ષ્મ હોવાથી તેનું ઉપમર્દન થતું નથી.

ટીકા:—ઉપમર્દન એટલે જીવ જતી વખતનું કષ્ટ અથવા વ્યથા શરીરને થાય છે તે નજરે દેખાય છે અને તેનું દહન પણ નજરે દેખાય છે. તેજનું ઉપમર્દન દેખાતું નથી. તેનુ કારણ કે, તે અતિ સૂક્ષ્મ છે. એટલા માટેજ સૂક્ષ્મ દેહ દેખાતો નથી. તેથી કરીને તે નથી એમ જાણવું નહિ. કાર્ય ઉપરથી કારણનું અનુમાન થાય છે તેજનો ધર્મ ઉષ્ણતા છે અને ઉષ્ણતા જતી રહી એટલે મરી ગયો એમ કહેવાય છે. આ વાતને શ્રુતિ પણ પ્રમાણ આપે છે.

**अस्यैव चोपपत्तेरेष ऊष्मा ॥ ११**

**સુત્રાર્થ**—ઉપપત્તિથી એમ જણાય છે કે ઉષ્ણતા એ તેજના ધર્મરૂપે છે.

**ટીકા:**—શ્રુતિમાં કહ્યું છે કે, **उष्ण एव जीविष्यञ्शीतो मरिष्यन्**

**અર્થ**:—જીવતા પ્રાણીને વિષે ઉષ્ણતા હોય છે તથા મરેલાનું શરીર ઠંડુ હોય છે.

**प्रतिषेधादिति चेन्न शारीरात् ॥ १२**

**સુત્રાર્થ:**—શાસ્ત્રમાં નિર્ગુણ બ્રહ્મવેત્તાને ઉત્ક્રાંતિને પ્રતિષેધ કર્યો તેથી તેને ઉત્ક્રાંતિ નથી એમ કહેશો તો તે યુક્ત નથી. કારણ કે પ્રાણની ઉત્ક્રાંતિનો આ પ્રતિષેધ છે.

**स्पष्टो ह्येकेषाम् ॥ १३**

**સૂત્રાર્થ**:—કણ્વ શાખામાં સ્પષ્ટ જણાય છે કે, બ્રહ્મજ્ઞાનીના પ્રાણોની દેહમાંથી ઉત્ક્રાંતિ થતી નથી પણ પરમાત્મામા તેનો લય થાય છે.

**ટીકા**:—આવાગમન, ઉત્ક્રાંતિ એ ક્રિયાત્મક હોવાથી તેમાં ગતિ સંભવે છે. એ ગતિનો સંભવ દેહને લઇને છે. તેમજ જેનો ફરી જન્મ થવાનો છે તેને વિષે સંભવે છે. પણ વિદ્વાન કે જે ગતિરહિત સ્વરૂપમાં સ્થિત છે તેનામા ગતિ, ક્રિયા કે ઉત્તક્રમણ સંભવતુ નથી તેથી કરીને તેના પ્રાણ જ્યાના ત્યા લય પામે છે.

**સ્મર્યંતેચ** ॥ ૧૪

**સૂત્રાર્થ**:—વળી સ્મૃતિના પ્રમાણથી સિદ્ધ થાય છે કે વિદ્વાનને ઉત્ક્રાન્તિ નથી.

**ટીકા**:—આગલા સૂત્રમા દર્શાવેલા વિચાર ને શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોમા સમતિ છે. માટે તે વાત સપ્રમાણ છે અને અન્ય કપોલ કલ્પનાઓ પ્રમાણે ગહન છે

**सर्व भूतात्मभूतस्य सम्यग्भूतानिपश्यत.।**
**देवापि मार्गे मुह्यन्त्यपदस्य पदैषिण.॥**

**અર્થ**:—જે સર્વ ભૂતોના આત્મરૂપે થએલો છે, જેને સર્વ ભૂતોનું આત્મભાવ કરી જ્ઞાન છે. તે એવા પદરહિત બ્રહ્મજ્ઞાનીના પદની ઇચ્છા કરવાવાળા દેવો પણ માર્ગમા મોહ પામી જાય છે.

**તાનિ પરે તથા ह्याह** ॥ ૧૫

**સૂત્રાર્થ**:—શ્રુતિ એમ કહે છે કે વિદ્વાનની પ્રાણ નામની ઇન્દ્રિયોનો પર બ્રહ્મમા લય થાય છે.

**ટીકા**:—**एवमेवास्य परिद्रष्टुरिमाः षोडशकलाः** (પ્ર. ૬, ૫)

**અર્થ**:—આ પ્રમાણે અર્થાત્ જેમ નદીઓ સમુદ્રની સમીપ જાય છે, તેજ પ્રમાણે પરમાત્માની સંનિધિમા પહોંચનાર સાક્ષી આત્માની સોળ

કળાઓ જ્યારે પુરૂષની સમીપ જઇ પહોંચે છે ત્યારે તેઓનો નાશ થાય છે. **गताः कलाः पञ्चदश प्रतिष्ठाः** (મુ. ૩, ૨, ૭) અર્થ:-વિદ્વાની મુક્તાવસ્થાને સમયે તેની પંદર કળાઓ પોતપોતાના કારણમાં લય પામે છે.

**अविभागो वचनात् ॥ १६**

**સૂત્રાર્થ:**—વિદ્વાનની કળાઓનો લય અવિભાગરૂપે અર્થાત્ આત્યંતિક છે. કારણ કે શ્રુતિ તે પ્રમાણે પ્રતિપાદન કરે છે.

ટીકા:—**भिद्येते तासां नामरूपे पुरुष०** (પ્ર. ૬, ૫) **અર્થ:**- તેઓનાં નામ તથા રૂપોનો નાશ થાય છે. માત્ર પરમાત્મ પુરૂષનું નામજ રહી જાય છે. આ સમયે તે કળારહિત થઇ રહે છે તથા અમૃત રૂપ થાય છે.

**तदोकोऽग्रज्वलनं तत्प्रकाशितद्वारो विद्यासामर्थ्यात् तच्छेषगत्यनुस्मृतियोगाच्च हार्दानुगृहीतः शताधिकया ॥ १७**

**સૂત્રાર્થ:**—ઉત્ક્રમણ કરનારા જીવના હૃદયનો અગ્રભાગ પ્રકાશને પામે છે. આ પ્રકાશથી વિદ્વાન તેમજ અવિદ્વાનના ઇન્દ્રિયોનાં દ્વારો પ્રકાશને પામે છે. અવિદ્વાનના જીવનું નિષ્ક્રમણ અન્ય કોઇ સ્થાનમાંથી થાય છે; પણ વિદ્વાનના જીવનું નિષ્ક્રમણ વિદ્યાના બળને લીધે તેમજ સગુણ વિદ્યાની શેષરૂપે રહેલી ગતિના ધ્યાનનું વિધાન હોવાથી હૃદયમાં રહેલ બ્રહ્મથી અનુગ્રહિત થઇ, એકસોને એકમી નાડીથી થાય છે.

**ટીકા:**—**स एतास्तेजोमात्राः समभ्याददानो०** (બૃ૦ ૪, ૪, ૧) તેજ વડે પૂર્ણ રીતે પ્રકાશતા પ્રાણોને સમ્યક પ્રકારે ગ્રહણ કરી લઇ, આ આત્મા હૃદયને વિશે પ્રવેશ કરે છે.

**तस्य हैतस्य हृदयस्याग्रं प्रद्योतते तेन प्रद्योतेनैष०** (બૃ૦ ૪, ૪, ૨) હૃદયાકાશના પ્રવેશદ્વાર વિશે અર્થાત્ નિર્ગમન દ્વારને વિશે પ્રકાશ થાય છે. આ રીતે આત્મ જ્યોતિ પ્રકાશદ્વારા વિજ્ઞાનમય આત્મા, કાંતો ચક્ષુના માર્ગે કરી બહાર નીકળે છે, મસ્તકના માર્ગે કરી

અથવા તો શરીરના બીજા અવયવોએ કરી બહાર ગમન કરે છે. **शतं चैका च हृदयस्य नाड्यस्तासां०** (છા૦ ૮, ૬, ૬,) અંતઃકરણમાંથી નીકળતી મુખ્ય એકસોને એક નાડીઓ છે. આમાંની એકતો મસ્તકને વિશે પ્રવેશ કરે છે. આ એક નાડીમાંથી જે ઉર્ધ્વ ગમન કરે છે, તે અમૃતત્વને પ્રાપ્ત થાય છે. અન્ય નાડીમાંથી જે ગમન કરે છે, તે ભિન્ન ભિન્ન સ્થાનો પ્રતિ જાય છે, અર્થાત્ સંસારની પ્રાપ્તિ કરાવે છે.

કોઇપણ રાજા જે દેશ ઉપર રાજ્ય કરે છે, તે રાજ્યમાં રહેવા બદલ અમુક નિયમો ઘડાવામાં આવે છે, એ નિયમનું નામ કાયદો છે. જે કોઇ કાયદાને માનતો નથી તેના ઉપર રાજા ગુસ્સે થઇ તેના તનમાલનું રક્ષણ કરતો નથી. પણ પોતાના રાજ્યમાંથી તેને કાઢી મૂકે છે. એવો સર્વત્ર નિયમ જોવામાં આવે છે. કોઇપણ રાજા એવો નથી કે જેનું રાજ્ય કોઇપણ કાયદા વગર ચાલે. ત્યારે આ જગતનો રાજા પોતાની રૈયત ઉપર કોઇપણ કાયદા વિના આવડું મોટું રાજ્ય ચલાવે એ અસંભવિત છે અને તેનું રાજ પણ ટકી ન શકે. એટલા માટે વેદ કે જેમા ઇશ્વરની રચેલી સૃષ્ટિના નિયમો ઘડેલા છે અને તે સૃષ્ટિના ગુણ, કર્મ સ્વભાવ ઇત્યાદિનું જ્ઞાન આપેલું છે, તે શું અસત્યતા, નિષ્ફળતા ભરેલું છે અને તેનો કાયદો જે વેદ છે તેને નહિ માનનારો અને માનનારો એ બન્નેને એકજ લાકડીએ ઇશ્વર ચલાવશે? અને ઇશ્વરજ નથી એમ જો કોઇ માને તો કારણ વિના અને કર્તા વિના ક્રિયા થવી અસંભવિત છે, એમ ન્યાય અને વ્યાકરણ શાસ્ત્રના મહા નિયમો મિથ્યા કરે છે અને અંધાધુંધી, અવ્યવસ્થા અને સ્વચ્છંદી વર્તન વડે દારૂ પીને યાદવો પરસ્પર લડીને નાશ પામ્યા, તેવી અવ્યવસ્થા અને લડાલડી થઇ વિનાશ થયા વિના રહેશે નહિ. સુખ અને આનંદ કોઇને પ્રાપ્ત થશે નહિ એ વાતનું નિરાકરણ કરી અનુભવ આપી વસ્તુ સાક્ષાત્કાર કરાવી દીનદીન પ્રત્યે પ્રગતિ, જ્ઞાન, સુખ વૈભવ અને આનંદ આપવા માટે ઇશ્વરની કૃપા થઇ મોક્ષ પર્યંત અનુભવ કરાવવા માટે આ બ્રહ્મસૂત્રની રચના છે અને એ બ્રહ્મસૂત્રને જે માનતો નથી અથવા ઇશ્વર વેદ અને વેદ નથી એમ કહે છે તે માણસ દારૂ પીને છાકટો થએલો અથવા ગાંડો માણસ અથવા તો કેવળ અંધ સ્વાર્થ જોનારો હોય તેના સરખો શિષ્ટ લોકોને લાગે છે અને તેનું વચન પ્રમાણ ગણતા નથી અને માનતા પણ નથી.

रश्म्यनुसारी ॥ १८

**સૂત્રાર્થ:**—સૂર્યના રશ્મિને અનુસરી વિદ્વાન આદિત્ય મંડળને પહોંચે છે.

**ટીકા:**—**अथ यत्रैतदस्माच्छरीरादुत्क्रामत्यथैतैरेव रश्मिभिरूर्ध्वमाक्रमते** (છા. ૮–૬–૫) પ્રારબ્ધ કર્મનો ક્ષય થયા પછી જ્યારે આ શરીરમાંથી ઉત્ક્રમણ થાય છે ત્યારે તે નાડીઓમાં રહેલ આદિત્યની રશ્મિઓની સહાયતાથી ઉર્ધ્વ ગમન કરે છે.

રાત્રિએ મરણ પામેલા મનુષ્યને સૂર્યના કિરણ કેવી રીતે મળી શકે તેનો ખુલાસો એ છે કે, સમગ્ર તેજનો અભાવ રાત્રિએ પણ થતો નથી. રાત્રિએ પણ સૂર્યના કિરણો અન્ય સ્થળે વક્રીભવન થઇને અંધકારમાં પેશે છે અને તેથીજ વાઘ બીલાડી વીગેરે રાત્રિએ પણ પોતાનો શિકાર દેખે છે માટે તેજની અત્યંતાભાવ રાત્રિએ પણ નથી એમ સમજવું. આપણી આંખે અંધારી રાતે ચપચપ કરતા કેટલાએક તારાઓ આકાશમાં દેખાય છે. જ્યોતિશ શાસ્ત્ર કહે છે કે તે બધા આપણી પૃથ્વિના સૂર્ય જેવાજ અનેક સૂર્યો છે અને તે પોતાના ગૃહઉપગ્રહ સાથે નર્મિાણ કરેલા ગોળમાં ફરે છે. તે સૂર્યોના કીરણ પણ પૃથ્વિ ઉપર પડે છે તો તેનો પણ આશ્રય લઇ શકે છે. માટે તેજનો અત્યંત અભાવ જગતમાં નથી.

निशि नेति चेन्न संबंधस्य यावद्देहभावित्वाद्दर्शयति च ॥ १૯

**સૂત્રાર્થ:**—રાત્રિમાં મરણ પામેલો રશ્મિનો અનુસારી નથી, એમ કહેવું યોગ્ય નથી. કારણ કે જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી રાત્રિનો સંબંધ છે. વળી શ્રુતિમાં પણ તેજ રીતનું પ્રમાણ છે.

**ટીકા:**—**अहरेवैतद्रात्रौ दधाति** સવિતા રાત્રિને વિશે દિવસ રૂપે થાય છે. નાડી અને શિરાનો સંબંધ દેહ છે ત્યાં સુધી છે અને નાડીનો સંબંધ સૂર્યના કિરણ સાથે છે. સૂર્યના કિરણ છે કે નહિ તે જાણવા માટે ઉષ્ણતા જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં સૂર્યના કિરણ છે એમ સમજવું. રાત્રિને વિશે પણ ઉષ્ણતા તો હોય છે. એ ઉપરથી એવું

અનુમાન થાય છે કે, રાત્રિએ પણ સૂર્યના કિરણ હોય છે. આપણી આંખે એ કિરણોનો પ્રકાશ રાત્રિએ દેખાતો નથી. તેનું કારણ એ છે કે રાત્રિએ ગરમી ઓછી હોય છે તેથી સૂર્યના કિરણ આછાં આછાં હોવાને લીધે પ્રકાશ આંખે દેખાતો નથી. દેહનું અવસાન થયા પછી રાત્રિએ પણ આછાં સૂર્ય કિરણોનો આશ્રય લઇ વિદ્વાન્ તરતજ ઉર્ધ્વ ગમન કરે છે. તેથી તેને દેવયાન માર્ગમાં જતાં જરી પણ વિલંબ થતો નથી.

अतश्चायने दक्षिणे ॥ २०

**સૂત્રાર્થ:**—વિદ્યાનું ફળ નિત્ય હોવાથીજ દક્ષિણાયનમાં મરણ પામેલો વિદ્વાન વિદ્યાફળ પ્રાપ્ત કરે છેજ.

**ટીકા:**—વિદ્યાના સામર્થ્ય બળ આગળ કાળનું મહાત્મ્ય નથી. વિદ્યાના બળથી દક્ષિણાયનમાં અથવા રાત્રિએ મરણ પામેલો વિદ્વાન્ તરતજ ઉર્ધ્વ ગતિને પામે છે અને તેની પ્રગતિને અટકાવનાર કોઇ પણ વસ્તુ નથી. કારણ કે, સત્યના બળ આગળ કોઇનું કાંઇ ચાલતુ નથી. સત્ય એજ બ્રહ્મનું સ્વરૂપ છે. માટે વિદ્વાનને દેશ, કાળ, દ્રવ્ય, શરીર, નાડી કે અન્ય કોઇ પણ ઉપાધિ નડી શકતાં નથી અને તેના મોક્ષને કાંઇ પણ હરકત થતી નથી અથવા વિલંબ થઇ શકતો નથી.

योगिनः प्रतिच स्मर्यते स्मार्ते चैते ॥ २१

**સૂત્રાર્થ:**—યોગીના સંબંધમાં દિવસ આદિનો વિનિયોગ સ્મૃતિમાં છે. વળી યોગ તથા સાંખ્ય સ્મૃતિના વચનનું પણ પ્રમાણ છે.

**ટીકા:**—સૂર્યના કિરણ અને અગ્નિઆદિ દેવ જીવને ગતિ કરાવનાર અને રસ્તો બતાવનાર વળાવા જેવા છે. અવિદ્વાનને માટેજ અથવા તો જે પુણ્યવાનને ક્રમે ક્રમે સૂર્ય લોકમાં થઇ બ્રહ્મલોકમાં જવું છે અને બ્રહ્માની સાથે સુખ વૈભવ ભોગવતાં ભોગવતાં મોક્ષ ગતિ લેવી છે અથવા પુનર્જન્મ લેવો છે તેને માટે કાળ, દિવસ ઉત્તરાયણ ઇત્યાદિની મૃત્યુ સમયે અવશ્યકતા છે, પણ જે વિદ્વાનના પ્રાણો અતરેજ એટલે જ્યાં શબ પડયું છે ત્યાંજ દેહનો સંબંધ છૂટતાં વારનેજ ત્યાં ને ત્યાં તેનો પ્રાણ લય થાય છે અને તેનો મોક્ષ થાય છે. તેને કોઇપણ પ્રકારની ગતિ કરવી

અથવા તો કોઇની સાહ્યતા મેળવવી અથવા અનુકુળતા પ્રતિકુળતા અથવા માર્ગદર્શક દેવની આવશ્યકતા નથી. એ સર્વ અવિદ્વાનને માટે અથવા દેવયાન માર્ગે જનારને અર્થે છે.

ભિષ્મ પૂર્વ જન્મમાં દેવ હતા અને મરણુ પછી પાછા પોતાને સ્થાને જવાના હતા માટે તેમને ઉત્તરાયણુ મરણુ કાળની અવસ્યકતા હતી પિતાના અનુગ્રહને લીધે સ્વચ્છંદ મૃત્યુ થયું છે તે પણુ લોક શિક્ષણાર્થે દર્શાવવાનું હતું તેથી તેમણે ઉતરાયણુ કાળની અપેક્ષા કરી હતી.

इत्योम् तत् सत् ब्रह्मार्पणमस्तु.

इति चतुर्थाध्यायस्य द्वितीय : पाद : ॥





# ब्रह्म सूत्र

## चतुर्थ अध्याय तृतीयपाद

## ઉત્તરમાર્ગ નિરૂપણ

**अर्चिरादिना तत्प्रथितेः ॥ १**

**સૂત્રાર્થ:**—બ્રહ્મલોક જેને પ્રાપ્ત કરવાની ઇચ્છા છે, તે સર્વ આર્ચરાદિ માર્ગ વડે જાય છે. આ રીતે શ્રુતિમાં પ્રસિદ્ધ છે.

**ટીકા:—स यावत्क्षिप्येन्मनस्तावदादित्यं गच्छति** (છાં૦ ૮, ૬, ૫) તે જેવા મનને પ્રેરે છે કે લાગલોજ આદિત્યને પામે છે. **ते तेषु ब्रह्मलोकेषु०** (બૃ૦ ૬, ૨, ૧૫) **तस्मिन्वसन्ति०** (બૃ૦ ૫, ૧૦, ૧) **सा या ब्रह्मणो** (કૌ૦ ૧, ૪) **तद एवैतं ब्रह्मलोकं** (છાં૦ ૮, ૪, ૩)

**અર્થ:**—આ શ્રેષ્ઠ બ્રહ્મલોકને વિશે તેઓ અનંત વર્ષો સુધી રહે છે. સા તે બ્રહ્માના અનેક કલ્પો સુધી રહે છે. બ્રહ્મનો જે જય તથા વ્યાપકપણું છે તે જયને તથા વ્યાપકતાને તે મેળવે છે તેઓ બ્રહ્મચર્ય વડે આ બ્રહ્મલોકની પ્રાપ્તિ કરે છે.

**वायुमब्दादविशेषविशेषाभ्याम् ॥ २**

**સૂત્રાર્થ:**—સામાન્ય તેમજ વિશેષ રીતે સંવત્સર પછી તથા આદિત્યની પહેલાં વાયુની પ્રાપ્તિ બ્રહ્મલોકમાં જનારાને થાય છે.

ટીકા: **स एतं देवयानं पन्थानं०** (કૌ૦ ૧, ૩) અર્થ:—આ દેવયાન માર્ગને પ્રાપ્ત કરી તે અગ્નિ લોક પ્રતિ જાય છે, ત્યાંથી વાયુલોકમાં જાય છે. ત્યાંથી વરુણ લોકમાં જાય છે, ત્યાંથી ઇન્દ્રલોકમાં ત્યાંથી પ્રજા પ્રતિલોકમાં તથા ત્યાંથી બ્રહ્મલોક પ્રતિજાય છે. **तेऽर्चिषमेवाभिसंभवन्ति०** (છા૦ ૫, ૧૦, ૧, ૨) તેઓ મરણ પછી અર્ચિરાદિલોકને પ્રાપ્ત થાય છે, પછી તે અહર અર્થાત્ દિવસના લોક વિશે જાય છે, ત્યાંથી તે શુક્લ પક્ષના લોક વિશે જાય છે, ત્યાંથી તે પણ માસના લોક વિશે જાય છે, કે જે સમયે સૂર્ય ઉત્તરાયણની અંદર હોય છે.

**तडितोऽधिवरुणः संबन्धात् ॥ ३**

સૂત્રાર્થ:—વરુણનો વિદ્યુત સાથે સંબંધ હોવાથી વિદ્યુલ્લોક ઉપર વરુણ લોક છે.

ટીકા:—**आदित्या चन्द्रमसं चन्द्रमसो विद्युतं** (છા૦ ૪,૧૫, ૫) આદિત્યમાંથી ચંદ્રમાં તથા ચંદ્રમાથી વિદ્યુલ્લોકમાં જાય છે.

**आतिवाहिकास्त लिंगात् ॥ ४**

સૂત્રાર્થ:—શ્રુતિમાં નિરુપણ છે કે, આ અર્ચિરાદિઓ ગંતવ્ય સ્થાનને પહોંચાડનારા છે.

ટીકા:—પ્રાણીઓના ભોગના સ્થળને લોક કહેવામાં આવે છે. **अहो रात्रेषु ते लोकेषु सज्जन्ते** (બ્રાહ્મણ ગ્રન્થ) દિવસ તથા રાત્રિરૂપ ભોગનાં સ્થાનોમાં જ્ઞાનીઓ ભોગના અનુભવ કરે છે. **चंद्रमसो विद्युतं तत्पुरुषोऽमानवः स एनान्ब्रह्म गमयति** (છા૦ ૪, ૧૫, ૪) ત્યાંથી ચંદ્રલોક પ્રતિ જાય છે તથા ત્યાંથી વિદ્યુલ્લોકને પ્રાપ્ત થાય છે. ત્યાર પછી ત્યાં રહી અમાનવ પુરુષ બ્રહ્મલોકમાં આવી બ્રહ્મને પ્રાપ્ત કરાવે છે.

**उभयव्यामोहात् तत्सिद्धेः ॥ ५**

સૂત્રાર્થ:—માર્ગ તથા માર્ગમાં જનાર, આ બેઉના અજ્ઞાનથી ઉર્ધ્વગમન થઇ શકે નહિ, માટે નેતાપણું સિદ્ધ થાય છે.

ટીકા:—જે પુણ્યવાન પુરૂષને જીવ જે અર્ચિ માર્ગમાં જાય છે તે દેહ અને ઇન્દ્રિય વગરનો હોવાથી તેને ક્યાં જવું તે માર્ગ સુઝતો નથી. જે પ્રમાણે કોઇ માણસને મૂર્છા થાય છે ત્યારે તે દેહ નિશ્ચેષ્ટિત, ઇન્દ્રિય વગરનો અને હલનચલન ચેતનરૂપ રહિત હોય છે. તેને કોઇ બીજા માણસો નેતા તરીકે તેને ધારેલે ઠેકાણે કે ઇસ્પીતાલમાં લઈ જાય છે તે પ્રમાણે આ પુણ્યવાનને દેવયાન માર્ગમાં ઇશ્વરે નીમેલા કેટલાએક દેવો તેને વિમાનમાં બેસાડી માનસહિત નેતા તરીકે લોક લોકાન્તરમાં તેડી જાય છે અને અગ્નિમાં, જળમાં, સ્થલમાં, વિદ્યુતમાં ઇત્યાદિ સર્વ લોકમાં થનો થનો જે પુરૂષ બ્રહ્મલોક પર્યંત ઉર્ધ્વગતિ કરે છે અને બ્રહ્માના લયની સાથે તેનો મોક્ષ થાય છે. દેવોના શરીર તેજોમય છે. તેઓને સ્થુલ દેહ હોતો નથી. તેથી તેઓ સર્વત્ર ગમન કરવાને વાસ્તે શક્તિમાન થાય છે. ત્યાં સદાયે શુક્લ પક્ષ છે. દિવસ છે અજવાળુ છે અને અંધકારનો લેશ પણ નથી. સર્વત્ર સુખ આનંદ અને શાંતિ વૈભવ છે અને તે પ્રાણીને માનપૂર્વક ઇશ્વરે નીરમેલા નેતાઓ તેને લઇ જાય છે. એ વિષયમા શ્રીમદ્ ભાગવતમાં અજામિલનું આખ્યાન છે ત્યાં યમદૂત અને વિષ્ણુદૂતનો સવાદ છે તે જોઇ લેવો. આ પુરૂષ નેતાઓને અમાનવ પુરૂષ એવી સંજ્ઞા આપેલી છે વિદ્યુતથી ઉપરના લોકમાં લઇ જનારાને અમાનવ પુરૂષો કહે છે.

**वैद्युतेनैवं ततस्तच्छ्रुतेः ॥ ६**

**સૂત્રાર્થ**—શ્રુતિમાં એમ કહ્યું છે કે, વિદ્યુતલોકમાં ગયા પછી ત્યાંનો અભિમાની અમાનવ પુરૂષ તેને વરૂણ લોકમાં લઇ જાય છે. આ રીતે તે બ્રહ્મલોક પ્રતિ પહોંચે છે.

**ટીકા:**—બ્રહ્મલોકમાં જતા સુધી જે જે પુણ્ય લોકમાં તે પુણ્યવાન જાય છે ત્યાં ત્યાંના અભિમાની દેવો તેના માર્ગના વિરોધી કે અડચણ કરનારા નથી પણ તેને માનપૂર્વક સાહ્યતા આપી ઉર્ધ્વ ગમન કરાવે છે કારણ કે અર્ચી માર્ગ તો અંધકાર રહિત પૂણ્યવાન પુરૂષોથીજ અને દેવોથી વસેલો છે.

**कार्यं बादरिरस्य गत्युपपत्तेः ॥ ७**

**સૂત્રાર્થ**:—બ્રહ્મ કાર્ય રૂપે છે એમ બાદરિ માને છે કારણ કે બ્રહ્મ ગંતવ્ય રૂપે છે. એમ જણાય છે.

ટીકા:—જે બાદરિ આચાર્યનો મત છે તેજ અમે પણ સ્વીકારીએ છીએ. પરબ્રહ્મ નિર્ગુણ સ્વરૂપ હોવાથી તે પ્રતિ ગંતવ્ય નથી પરંતુ સગુણ બ્રહ્મ ઉપાસક એટલે કાર્ય બ્રહ્મને જેને અપર બ્રહ્મ કહે છે અથવા બ્રહ્મલોક કહે છે ત્યાં જનારને માટે ગંતવ્ય અને નેતા તથા દેવયાન માર્ગ છે. નિર્ગુણ ઉપાસકને માટે તેમાનું કાંઇ નથી તે તો જ્યાંનાં ત્યાંજ દેહમાંથી જીવ નીકળતાની સાથેજ સ્વરૂપ સ્થિતિ અનુભવવા માંડે છે. તેને કોઇ માર્ગની, અજવાળાની કે નેતાની જરૂર નથી.

**विशेषितत्वाच्च ॥ ८**

સૂત્રાર્થ:—બ્રહ્મ શબ્દને બહુવચન યુકત વિશેષણ યોજવામાં આવ્યું છે. આથી બ્રહ્મ કાર્ય રૂપે છે એમ સિદ્ધ થાય છે.

ટીકા:—કાર્યમાંજ અવસ્થા ભેદની પ્રાપ્તિ હોય છે, જેથી કાર્યમાંજ બહુવચનનો અને ગતિનો સંભવ થઇ શકે છે.

**सामीप्यात्तु तद्व्यपदेशः ॥ ९**

સૂત્રાર્થ:—કારણ બ્રહ્મની સમીપ કાર્ય બ્રહ્મ હોવાથી આ રીતનો કાર્ય બ્રહ્મમાં જવા સંબંધી ઉપદેશ છે.

**कार्यात्यये तदध्यक्षेण सहातः परमभिधानात् ॥ १०**

સૂત્રાર્થ:—કાર્ય બ્રહ્મનો નાશ થવા પછી તેના અધ્યક્ષ રૂપ હિરણ્યગર્ભ સાથે પરબ્રહ્મને પામે છે. આ રીતે શ્રુતિનું વચન છે.

ટીકા:—પરબ્રહ્મને એટલે નિર્ગુણ બ્રહ્મને પામે છે.

**स्मृतेश्च ॥ ११**

સૂત્રાર્થ:—વળી શ્રુતિમાં પણ તેજ પ્રમાણે કહ્યું છે.

ટીકાઃ—ब्रह्मणासह ते सर्वे संप्राप्ते प्रतिसंचरे।

परस्यान्ते कृतात्मनः प्रविशन्ति परं पदम् ॥

**અર્થ**:—જ્યારે મહા પ્રલય પ્રાપ્ત થાય છે તથા જ્યારે હિરણ્યગર્ભનો અંત આવે છે ત્યારે શુદ્ધ બુદ્ધિવાળા તેઓ બ્રહ્મની સાથે પરસ્થાનમાં પ્રવેશ કરે છે.

**परं जैमिनिर्मुख्यत्वात् ॥ १२**

**સૂત્રાર્થ**:—અમાનવ પુરૂષ પરબ્રહ્મમાં લઇ જાય છે એમ જૈમિનિ માને છે. **सपनान् ब्रह्मगमयति** (છા૦ ૪, ૧૫, ૬) તે તેઓને બ્રહ્મપ્રતિ પહોંચાડે છે.

**दर्शनाच्च ॥ १३**

**સૂત્રાર્થ**:—પરબ્રહ્મમાંજ ગમન થાય છે, આમ શ્રુતિમાં જણાવવામાં આવ્યુ છે.

**न च कार्ये प्रतिपन्त्यभिसंधिः ॥ १४**

**સૂત્રાર્થ**:—પ્રાપ્તિનો સંબંધ કદી કાર્યબ્રહ્મમા હોઇ શકે નહિ.

**ટીકાઃ**—બ્રહ્મ સર્વના કર્મરૂપે છે તથા સર્વ કામનારૂપે છે, બ્રહ્મના નિરુપણ વિશે નીચેના ઉપનિષદો જુવો. (શ્વેત૦ ૬, ૧૯) (બૃ૦ ૩, ૮, ૯) (મુ૦ ૨, ૧, ૨), (બૃ૦ ૪, ૪, ૨૫) અને (બૃ૦ ૩, ૯, ૨૬) ધર્મ કર્મ કરવામાં પણ પાપ ઉત્પન્ન થાય છે. જેવી રીતે ફળને માટે આમ્રવૃક્ષ ઉછેરવામાં આવ્યું હોય તો તેની પાછળ છાયા તથા ગંધની ઉત્પત્તિ થાય છે. તેજ પ્રમાણે ધર્મનું આચરણ કરવામાં આવ્યું હોય તો પછી વાસના અને વિષયોની ઉત્પતિ થાય છે.

**अप्रतीकालम्बनान्नयतीति बादरायण उभयथाऽदोषात् तत्क्रतुश्च॥ १५**

સૂત્રાર્થઃ—પ્રતીક*નું અવલંબન કરનારા શિવાયના બધાઓને અમાનવ પુરૂષ બ્રહ્મલોક પ્રતિ લઈ જાય છે, એમ બાદરાયણ આચાર્ય માને છે. બેઉ પ્રકારે હોય એમાં દોષ નથી, કારણ કે કાર્યની ઉપાસના કરનાર હેતુરૂપે છે.

ટીકાઃ—**तंयथा यथोपासते तदेवभवति** જેની જે પ્રકારે ઉપાસના કરે છે તેઓ તે રુપ થાય છે.

**विशेषं च दर्शयति ॥ १६**

સૂત્રાર્થઃ—પ્રતિકોપાસનાવાળાને વિશેષ ફળની પ્રાપ્તિ થાય છે, એમ શ્રુતિ જણાવે છે.

ટીકાઃ—**यावन्नामनो गतं०** (છા૦ ૭, ૧, ૫) નામની બ્રહ્મરૂપે જે ઉપાસના કરે છે, તેને નામનો જેટલો વિષય છે તેટલા ફળની પ્રાપ્તિ થાય છે. ઇત્યાદિ ઇત્યાદિ. **इत्योम्.**

**इति चतुर्थाध्यायस्य तृतीय पादः ॥**



* પ્રતીક=જેઓ નામ આદિને ધ્યેયરૂપે અર્થાત્ પ્રધાનરૂપે માને છે અને બ્રહ્મને ગૌણરૂપે માને છે, આવાને બ્રહ્મની પ્રાપ્તિ થતી નથી. પણ વિદ્યુત્ લોક પર્યંતજ જઈ શકે છે.



# ब्रह्मसूत्र

## ચતુર્થ અધ્યાય-ચતુર્થ પાદ

## બ્રહ્મલોક સ્થિતિ નિરૂપણ

**संपद्याविर्भावः स्वेन शब्दात् ॥ १**

સૂત્રાર્થઃ—સ્વપ્રકાશ આત્માનો સાક્ષાત્ અનુભવ કરી આત્મ માત્ર કરી વિદ્વાનનો આવિર્ભાવ થાય છે કારણ શ્રુતિમાં સ્વશબ્દ વાપરવાથી તેજ પ્રમાણે થાય છે.

**मुक्तः प्रतिज्ञानात् ॥ २**

સૂત્રાર્થઃ—શ્રુતિ વડે આત્માને ઓળખવાથી એમ કહેવાય છે કે તે સંસારના સર્વ અનર્થ સમૂહથી મુક્ત થઇ રહે છે.

ટીકાઃ—પૂર્વ અવસ્થામાં દેહ હોવાને લીધે જાણે તે અંધ હોય, જાણે રડતો હોય, જાણે વિનાશમાં લીન થયો હોય, આમ ત્રણ અવસ્થા વડે દુષિત આત્મોવાળો હોય છે. **अशरीरवाव** (છા૦ ૮, ૧૨, ૧) શરીરથી રહિત આત્માને પ્રિય તથા અપ્રિય સ્પર્શ કરતાં નથી.

**आत्मा प्रकरणात् ॥ ३**

સૂત્રાર્થઃ—આત્મા જ્યોતિઃ સ્વરૂપે છે. શ્રુતિમાં એ રીતે કહેલું છે.

ટીકાઃ—જ્યોતિ શબ્દનો અર્થ તેજ થાય છે પણ તેજ ભાતિક પદાર્થ છે તે તેજ નથી. અત્રે તેજનો અર્થ ગૌણ છે મુખ્ય અર્થ તો તેજ એટલે આત્માનું સ્વરૂપ છે, કે જે સર્વ પ્રકાશક અને ભૌતિક તેજનો પણ દ્રષ્ટા છે. એમ **तद्देवा ज्योतिषाँ ज्योति.** (બૃ૦ ૪, ૪, ૧૬). આત્માનેદેવો આદિત્યાદિનો પણ જ્યોતિ રૂપે ઉપાસે છે.

**अविभागेन दृष्टत्वात्** ॥ ૪

**સૂત્રાર્થઃ**—શ્રુતિમાં કહ્યું છે કે, મુક્ત પરમાત્મા સાથે અવિભાગ રૂપે જોડાય છે.

**ब्राह्मेण जैमिनिरुपन्यासादिभ्य.** ॥ ૫

**સૂત્રાર્થઃ**—શ્રુતિમાં જે કહેલુ છે તેથી એમ જણાય છે કે, આત્મા બ્રહ્મ રૂપે કરી આર્વિભાવને પામે છે. આ રીતનો જૈમિનિ નામના આચાર્યનો મત છે.

**ટીકાઃ**—આત્મા પાપ આદિ દોષથી રહિત છે. આ આત્મા સત્ય કામનાવાળો તથા સત્ય સંકલ્પ રૂપે છે. (છા. ૮, ૭, ૧) આ જીવ આત્મામાં ગમન કરે છે. કેટલીકવાર ભક્ષણ કરે છે, કેટલીકવાર ક્રીડા કરે છે તથા કેટલીકવાર રમણ કરે છે (છા૦×૮, ૧૨, ૧) મર્ત્ય લોકને વિશે તે જેની સ્પૃહા કરે છે તે મેળવવા શક્તિમાન થાય છે (છા૦, ૭, ૨૫, ૨).

કોઇ માંદો માણસ સાજો થયો તો એમ કહેવામાં આવે છે કે, એણે પાછી તંદુરસ્તી મેળવી પણ વસ્તુતઃ વિચાર કરતાં એમ લાગે છે કે, જે ગયું હતું. તેજ પાછું જેવું ને તેવું રહ્યું. તંદુરસ્ત હતો, તે રોગ થવાથી તંદુરસ્તી દેખાતી નહોતી. તે રોગ ચાલી જવાથી પાછી જેવી ને તેવી દેખાય છે. એમાં ચાલી જવુ અને આવવુ એ રોગની ક્રીયા છે. તંદુરસ્તીને એમાં કાંઇ લેવા દેવા નથી.

**चिति तन्मात्रेण तदात्मकत्वादित्यौडुलोमिः** ॥ ૬

**સૂત્રાર્થઃ**—આત્માનું સ્વરૂપ ચૈતન્ય રૂપે હોવાથી મુક્ત ચૈતન્ય સ્વરૂપને પામે છે, એમ ઔડુલોમિ આચાર્યનો મત છે.

ટીકા:—**एवं वा अरे** (બૃ૦ ૪, ૫, ૧૩) "તેજ રીતે અરે ? આ મહાન-આત્મા અનંત-પણા રહિત બાહ્ય ... રહિત, કૃત્સ્નસ્વરૂપે તથા પ્રજ્ઞાન ઘન રૂપે છે." અશેષ પ્રપંચથી રહિત પ્રસન્ન સ્વરૂપે તેમજ અનિર્વચનીય બોધ સ્વરૂપે મુક્તની પ્રાપ્તિ થાય છે, એમ ઔડુલોમિ નામના આચાર્ય માને છે.

**एवमप्युपन्यासात्पूर्वभावादविरोधं बादरायणः ॥ ७**

**સૂત્રાર્થ**:—જો કે મુક્ત સ્વસ્વરૂપે થાય છે, છતાં શ્રુતિમાં જે ધર્માદિનું નિરૂપણ છે તેમાં વિરોધ આવતો નથી. કારણ કે વ્યવહારને લઇ આ નિરૂપણ છે, એમ બાદરાયણ નામના આચાર્ય માને છે.

**संकल्पादेव तु तच्छ्रुतेः ॥ ८**

**સૂત્રાર્થ**:—વિદ્વાન કેવળ સંકલ્પ માત્ર કરે છે, એટલે તેને પિત્રાદિ વિભુતિ પ્રાપ્ત થાય છે. આ રીતની શ્રુતિ છે.

**ટીકા**:—સંકલ્પ સિદ્ધ થવાને માટે જે કાંઇ બળ પ્રાપ્ત થાય છે તે સ્થૈર્યને લીધે થાય છે

**अतएव चानन्याधिपतिः ॥ ९**

**સૂત્રાર્થ**:—આથી અર્થાત વિદ્વાનનો સંકલ્પ અવિનાશી છે, તેથી વિદ્વાનનો કોઇ અધિપતિ નથી.

**अभावं बादरिराह ह्येवम् ॥ १०**

**સૂત્રાર્થ**:—શ્રુતિમાં કહ્યું છે કે વિદ્વાનને શરીરનો અભાવ છે. આથી બાદરિ નામના આચાર્ય મુક્તને શરીરનો અભાવ માને છે.

**भावं जैमिनीर्विकल्पामननात् ॥ ११**

**સૂત્રાર્થ**:—શ્રુતિમાં વિકલ્પ હોવાથી જૈમિની નામના આચાર્ય એમ માને કે મુક્તને શરીરનું અસ્તિત્વ છે.

ટીકા:—મન ઇન્દ્રિયનો અભાવ નિર્ગુણ સ્વરૂપ સ્થિતિમાં છે. તેથી નિર્ગુણની ઉપાસના અતિદુર્ઘટ છે. દ્વૈત વગર ઉપાસના થઇ શકતી નથી દ્વૈત થયું એટલે સગુણ થયું પૃથ્વિમાં ઘણા અબજ મનુષ્યની વસ્તીમાં ઇશ્વરને નહિ માનનારા ના જુજ હશે. ઘણો ભાગ તો ઇશ્વરને માનનારા છે એ બંનેની સંખ્યા કરતાં પણ આંગળીના વેઢાએ ગણાય એવા જુજ નિર્ગુણના ઉપાસકો હશે અને તેઓ હીમાલયની કઇ ભૂમિકામાં ભરાઇ ગયા હશે, અથવા તો ભૂમિની અંદર સમાધિ કરી દટાઇ ગયા હશે તે પણ જાણવું અશકય જેવુ છે. આથી કરીને સામાન્ય મનુષ્યને અને મોટા જથાને એટલે જન સમુદાયને ઉપાસ્ય દેવ સગુણ બ્રહ્મજ છે એમ ઘણાનુ ધારવું છે મોક્ષ સ્થિતિમાં શરીર ઇન્દ્રિય અને મન નો અભાવ છે તેમ છતાં પણ ઇંદ્રિય, મન, અને દેહ, ઉત્પન્ન થવાના જે કારણો છે તે કારણો બીજ ભાવે બ્રહ્મમાં સ્થિત છે અને મહાપ્રલયમાં પણ તેનો નાશ થતો નથી. ભિન્ન ભિન્ન આચાર્યોના ભિન્ન ભિન્ન એ વિષે મત છે પણ તેમાથી જે કાંઇ સાર ભૂત અમને લાગ્યુ તે અમે દર્શાવ્યું છે.

**द्वादशाहवदुभयविधं बादरायणोऽतः ॥ १२**

**સૂત્રાર્થ:**—બે પ્રકારના સુચનવાળી શ્રુતિ હોવાથી બાદરાયણ આચાર્ય એમ માને છે કે મુકત દ્વાદશાહ સત્રની માફક ઉભય પ્રકારે છે.

ટીકા:—**संकल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति** આજકાલ શ્રાદ્ધ ઉપર અને બ્રહ્મ ભોજન ઉપર તિરસ્કાર અને અપમાનની દૃષ્ટિએ અબાબુદાળ જેવા પાશ્ચાત્ય કેળવણીવાળા જુએ છે. યોગશાસ્ત્રમાં અને ઉપનિષદમાં શ્રુતિ અને સિદ્ધાંત જોવથી એમ લાગે છે કે સબળ સંકલ્પ વિદ્યુતના વેગ કરતા પણ વધારે બળવાન અને વેગવાન છે તે વાતાવરણમાં એક સબળ પદાર્થરૂપ છે અને તેને રંગ અને રૂપ છે એમ ઉપરથી વેદની પ્રત્યેક શ્રુતિઓને આકાર છે અને વેદના સ્વરૂપ [illegible] હાથ પગ નાખ્યા જેવા [illegible] શ્રુતિઓનું સ્વરૂપ [illegible] દેખાય છે. શ્રુતિઓ વિચારમય હોવાથી તેમા સામાના ઉપર ગોળા ફેંકયા બરાબર તેને વાગે છે. તે પ્રમાણે સંકલ્પબળ મુએલા બાપ ઉપર અને પિતના ઉપર અથડાય છે અને તેને જ્યાં પુત્ર પિંડ મૂકયો હોય તેમાં તેનો કાંઇ એક પ્રાણ અને ચેતનનો ભાગ આવી વસે છે. કોઇપણ માણસને અન્નદાન આપ્યાથી

તે નાખુસ થતો નથી કે શ્રાપ દેતો નથી પણ એથી ઉલટું એ છે કે તે ખુશ થાય છે અને તે મે઼ઢે આશીર્વાદ ન દે તોપણ તેનો અંતરાત્મા શ્વાસોશ્વાસમાં આશિષ દે છે અને **श्रद्धयादत्तं श्राद्धम्** એ વાક્ય **પ્રમાણે જે** કોઈ જેને ઉદેશીદાન આપ્યુ હોય તેને શ્રાધ્ધ એવુ **નામ આપ્યુ છે. હસ્ત**-શ્રાદ્ધમાં વીર વિદ્દ્વને પિતર સ્થાને બેસાડી તેનો સત્કાર કરવામાં આવે છે તેથી વિદ્યાને ઉત્તેજન મળે છે દાનથી ઇશ્વર પ્રસન્ન થાય છે અને પોતાના વંશમા જેજે ઉપકાર બુધ્ધિથી પિતૃભકિતનાં વિચાર દર્શાવ્યા અને કષ્ટ વેઠી ખર્ચ કર્યો તે જાણી પિતૃઓ તૃપ્ત થાય છે, સતંતિ આપે છે અને અમારા કુળમાં આવા સારા છોકરાઓ હમેશ પેદા થાઓ એવો આશિર્વાદ દે છે. શ્રાદ્ધના સંકલ્પમાં વિશ્વનો દેવ તેની પ્રાર્થના કરવામાં આવે છે કે જે જે યોનિમાં જે જે સ્થળે અમારો આ અમુક પિતર હોય તેને આ શ્રાદ્ધનો શ્રેય પહોંચાડજો અને દાનનું ફળ આપનાર વિષ્ણુદેવ **અમે તથા અમારા** **પિતરો** ઉપર પ્રસન્ન થજો. **तेना भगवान दानाधिश श्री महाविष्णु प्रियताम् न मम** આવા શબ્દો સંકલ્પમાં ઉચ્ચાર કરવામા આવે છે. પારસીઓ ડોમલા કરે છે. આ ઉપરથી વૈદિક ક્રિયાનુ રહસ્ય સમજાશે તે ક્રિયા કરતી વખત જે કાંઇ સંકલ્પ કર્યા છે અને તેનુ ફળ શુ થવાનુ છે તે પણ જ્યાં સંકલ્પ થાય છે ત્યાંજ તેનુ ફળ લખેલુ છે તેથી ઇશ્વર તે માનનાર શ્રાધ્ધાદિક કર્મ ઉપર અશ્રદ્ધા લાવતો નથી.

**तन्वभावे संध्यवदुपपत्ते** ॥ १३

**સુત્રાર્થ**:—ઇન્દ્રિય યુકત શરીરના અભાવ સમયે સ્વપ્નની **માફક** ભોગ છે આ રીતની પ્રાપ્તિ છે.

**भावे जाग्रद्वत्** ॥ १४

**સુત્રાર્થ**:—શરીર હોય ત્યારે પિતૃ આદિનાં કામો જેમ જાગ્રતાવસ્થામાં વિદ્યમાન છે તેમ મુકતને પણ છે.

**प्रदिपवदावेशस्तथाहि दर्शयति** ॥ १५

**સુત્રાર્થ**:—મુકતનો દેહોમાં પ્રવેશ દીપકની માફક છે શ્રુતિ એ પ્રમાણે પ્રતિપાદન કરે છે

ટીકા:—અમારા પાંતજલ યોગ દર્શનમાં એક યોગી એકી વખતે અનેક શરીર ધારણ કરી તે શરીરનુ એક મુખ્ય શરીર તે સર્વ શરીરોનું નિયામક રાખે છે. એમ લખ્યું છે. જે પ્રમાણે એક અસલમાંથી અનેક દીવાઓ સળગાવ્યા હોય તે અનેક દિવાઓ ઇચ્છામાં આવે ત્યારે સળગાવે અને ઇચ્છામાં આવે ત્યારે બુઝાવે તેથી કરીને મુખ્ય જે મસાલ છે તેમાંથી કાંઇ ઓછું વધતું થતુ નથી અથવા સુખ દુઃખ પણ તેમાં થતું નથી. માટે ભોગૈશ્વર્ય અનેક રૂપે ભોગવે છે અને ઇચ્છામાં આવે ત્યારે તેને સમેટી લે છે. જાલંધર યોગીને ગોરખે પુછ્યુ હતું કે યોગી એક દેહ છતાં અનેક દેહ ધારણ કરી શકે છે કે નહિ. તેના જવાબમાં ગુરૂજી તે વખત કાંઇ બોલ્યા નહિ પણ એક શરીર ગોપીચંદ રાજાએ ગુરૂજીને એક કુવામાં ઘોડની લીદ ભરી તેમાં દાટી મૂકયા હતા. બીજું શરીર જેવુંને તેવું રોજની માફક શિષ્યને ભણાવતું હતું અને સમાધિ કરતું હતું. જ્યારે ગોરખને ટાણો મારવામાં આવ્યો કે તારા ગુરુને ગોપીચંદ રાજાએ કુવામાં નાખી ઘોડાની લીદમાં દાટી દીધા છે તે તો તું જાણતો નથી અને તેમાંથી કાઢવાનો પણ પ્રયત્ન કરતો નથી. તેથી ગોરખે કુવા આગળ જઇને ગુરૂજીને કાઢયા. એ ગુરૂજીનું બીજું શરીર તેના અનુભવમાં આવ્યું તેથી ગોરખની ખાત્રી થઇ કે ગુરૂજી એકના અનેક શરીર એકી વખતે ધારણ કરી શકે છે તેમજ શ્રી આદ્ય શંકરાચાર્યે કુતરાના શરીરમાં ભરાઇ ઢેડને ત્યાં જમવા ગયા હતા અને ઢેડે ન જમાડતાં લાકડી મારી કાઢી મૂકયા. શ્રી કૃષ્ણ ભગવાન એક છતાં જેટલી ગોપી તેટલા કૃષ્ણ રાસલીલામાં થયા હતા અને તે સિવાય તેમનુ જે વિષ્ણુ સ્વરૂપ સ્વર્ગમાં હતું તે તો વળી જુદુંજ હતું. અનેક અવતાર ધારણ કર્યા છતાં પાછા વિષ્ણુ લોકમાંના વિષ્ણુમાંથી કાંઇ ઓછું વધતું થયું ન હતું. ઇત્યાદિ અનેક દષ્ટાંતો છે. ઇશ્વરથી પણ વધારે ઊંચી પાયરીનો મુકત થએલો સ્વરૂપ સ્થ સ્થિતિ પામેલો યોગી બ્રહ્મ થઇ તે પ્રમાણે મોક્ષ ગતિવાળો યથા કામચાર થાય છે. એટલે કે ઇચ્છામાં આવે તેમ અનેક સૃષ્ટિઓ ઉત્પન્ન કરવા સામર્થ્યવાન છે. બ્રહ્મથી જુદી વસ્તુ કોઇ નથી તે પ્રમાણે આ સૂત્રનો ભાવાર્થ છે.

स्वाप्ययसंपत्योरन्यतरापेक्षमाविष्कृतं हि ॥ १६

સૂત્રાર્થ:—સુષુપ્તિ તથા મુક્તિ આ બે અવસ્થામાંથી એક અવસ્થાની

અપેક્ષા વિશેષ જ્ઞાનના અભાવવાળી શ્રુતિના સંબંધમાં છે. કારણ કે શ્રુતિમાંના પ્રકરણ વડે એ રીતે સ્પષ્ટ સમજાય છે.

**ટીકા:—**સુષુપ્તિ અવસ્થાના સમાન મોક્ષ અવસ્થા છે.

**जगद्व्यापार वर्जं प्रकरणादसन्निहितत्वाच्च ॥ १७**

**સૂત્રાર્થ:—**જગતની ઉત્પત્તિઆદિ વ્યવહાર ઈશ્વરને આધીન છે. આ રીતનું વિવેચન હોવાથી તેમજ મુક્તને ઈશ્વરના સામીપ્યનો અભાવ હોવાથી, જગતના વ્યાપાર વિના મુક્તનું ઐશ્વર્ય છે. **અર્થાત્ મુક્તનું ઐશ્વર્ય અંકુશવાળું છે.**

**ટીકા:—**બ્રહ્મને શોધવા તથા તેના જ્ઞાનની ઇચ્છાપૂર્વક ઐશ્વર્ય, મુક્ત પુરૂષોનું છે, એમ શ્રુતિમાં કહ્યું છે.

**प्रत्यक्षोपदेशादिति चेन्नाधिकारिकमण्डलस्थोक्तेः ॥ १८**

**સૂત્રાર્થ:—**શ્રુતિમાં પ્રત્યક્ષ ઉપદેશ છે, તેથી મુક્તનું ઐશ્વર્ય નિરંકુશ છે, એમ કહેશો તો તે યુક્ત નથી. કારણ કે આદિત્યાદિનો અધિકારી જે મંડળસ્થ પુરૂષ છે, તેજ પ્રાપ્ત થવા યોગ્ય છે, આમ શ્રુતિ કહે છે.

**विकारावर्ति च तथा हि स्थितिमाह ॥ १९**

**સૂત્રાર્થ:—**વિકારને વિશે નહિ રહેનારૂં એવું પણ બ્રહ્મનું સ્વરૂપ છે. શ્રુતિમાં કહ્યું છે કે, બ્રહ્મની સ્થિતિ નિર્ગુણ તથા સગુણ બધામાં છે.

**दर्शयतश्चैवं प्रत्यक्षानुमाने ॥ २०**

**સૂત્રાર્થ:—**શ્રુતિના વચનથી સ્મૃતિ પ્રત્યક્ષ તથા અનુમાન પ્રમાણ દર્શાવે છે.

**भोगमात्रसाम्यलिंगाच्च ॥ २१**

**સૂત્રાર્થ:**—શ્રુતિના વચનથી સિદ્ધ થાય છે કે, ઉપાસકની ઉપાસ્ય દેવતા સાથે સામ્યતા કેવળ ભોગ માત્રજ છે.

**अनावृत्तिः शब्दादनावृत्तिः शब्दात् ॥ २२**

**સૂત્રાર્થ:**—અર્ચિરાદિ માર્ગે બ્રહ્મલોકને પ્રાપ્ત થએલાની અનાવૃત્તિ છે. શ્રુતિથી તેઓની અનાવૃત્તિ છે.

ટીકા:—સૂત્રમાં અનાવૃત્તિ શબ્દ બે વાર વાપર્યો તે ગ્રન્થ પરિપૂર્ણ થયો એટલે સમાપ્ત થયો એમ બતલાવે છે.

**इत्योम् तत्सत् ब्रह्मार्पणमस्तु.**

**इति चतुर्थाध्यायस्य चतुर्थः पादः ॥**

# વિવેચન.

અંગ્રેજી ભણીને નાસ્તિક થએલાં અને ભમી ગયેલા મગજના છાટકા છીનાળવા, પ્રપંચી, દયાહીન, ન્યાયનીતિને ઉંચી મુકનારા, ચોરી, જુગાર અને સટ્ટાથી પેટ ભરનારા કેટલાએક મનુષ્યો એવી શુષ્ક તકરાર કરે છે કે, હમોને તમારા ઇશ્વરની જરૂર નથી. હમારે ને તેને શું લેવા દેવા છે કદાચને તમારો ઇશ્વર હશે તો ઘરખુણામાં એક કચરાનો ઢગલો પડી રહેલો હોય તેના સરખો છો પડી રહે. હમારે તેની કંઇ દરકાર નથી, આ માણસને ઠેકાણે લાવવા શો ઇલાજ કરવો અને દુઃખ, દારિદ્ર, કલિમલ-કલેશમાં અધોગતિ કરતો અટકાવી પાપથી છુટો કરવો એવો હમારા સદ્-હેતુ છે. પણ કઇ રીતે તેને સુધારવો એ કાંઇ સુઝતું નથી.

अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः ।
ज्ञानलव दुर्विदग्धं ब्रह्मापितं नरं न रंजयति ॥

એનો અર્થ એ છે કે, અભણ માણસને આપણે જે કહીએ તે શ્રદ્ધા રાખી, આપણું વચન માની સહેલથી સમજી જાય છે અને વિદ્વાન માણસ નો તેજીને ટચકારો હોય તે પ્રમાણે અભણ માણસ કરતાં પણ વધારે સહેલાઇથી સમજી શકે છે. પણ અમારુંદાળ જેવા અધકચરા જ્ઞાનવાળાની સમજુત બ્રહ્મા પણ કરી શકતા નથી, તો અમારૂં શું ગજું. તેમ છતા મનુષ્ય જાતિની અંદર કોઇ ઇશ્વરી એવી પ્રેરણા છે કે પોતે જેનાથી સુખ, આનંદ વૈભવ પામ્યો તેવું સુખ આનંદ અને વૈભવ બીજાને મળે અને કલિમલકલેષથી દુઃખી થતો પાપી માણસ છુટે એવા વિચારથી તેનામાં દયા ઉભરાય છે અને તેના દુઃખમાંથી છોડવવા ઉપદેશ કરે છે. કેટલાએક જેની પાસે સદ્વિદ્યા અને સંપત્તિ છે, તેઓ પૈસા ટકાથી પણ ઘસાય છે અને પરહિતરત થાય છે, મૂરખને ઠેકાણે લાવવા માટે સત્યનો નિર્ણય કરવા કેટલાએક નિયમો વિદ્વાનોએ કર્યા છે. કે જેથી ઉપદેશક મહેલથી બીજાને પણ સમજુતી આપી, સન્માર્ગે દોરવી સુખી કરી શકે છે. તે અમે ગુરૂ શિષ્યના સંવાદરૂપે થોડું લખીયે છીએ.

ગુરૂઃ—અલ્યા ભાઇ તું સત્યનું અવલંબન કર. સત્ય એ ઇશ્વરનું

સ્વરૂપ છે અને એ સત્ય વડે તું પાપ અને દુઃખથી છૂટી શકીશ.

શિષ્યઃ—સત્ય એટલે શું? તે મારાથી સમજાતું નથી.

ગુરૂઃ—જે કાંઇ દેશ, કાળ અને દ્રવ્ય વડે વિકાર પામી નાશ થતું નથી, તેનું નામ સત્ય છે. ભેદ રહિત સર્વ ઠામે એક સરખું હોય તે સત્ય અને જ્યાં ભેદ છે તે અસત્ય છે.

ભૂત, ભાવિ અને વર્તમાન ત્રણે કાળમાં સત્ય તે એક સરખું જ રહે છે. તેનો ક્ષય અથવા બદલાવવું થતું નથી. તેથી તે કાળાતિત કહેવાય છે. કાળ જતો રહે છે, પણ સત્ય તો કોઈ કાળે જતું રહેતું નથી અથવા તેનો નાશ પણ થતો નથી. તેમજ કોઇપણ જાતિ, કોઇ પણ દેશ અને કોઇપણ પરિસ્થિતિમાં સત્ય તે એકજ સ્વરૂપે રહે છે અને જુઠું તે સર્વ ઠામે સર્વ કોઈ જુદું જુદું કહે છે. એટલા માટે વેદ વચન, ગુરૂ વાક્ય અને ઇશ્વરપણું એમાં દેશ, કાળ અને પરિસ્થિતિ વડે જરી પણ ફેરફાર સત્યનો થતો નથી અને તેઓમાં પાપનો સ્પર્શ પણ થઇ શકતો નથી.

શિષ્યઃ—તમારૂં આ ગડબડ સડબડ બોલવું મારાથી સમજાતું નથી માટે કાંઇ મારા અનુભવમાં આવે એવું કહો.

ગુરૂઃ—સત્યથી અવળું તે અસત્ય છે, વિનાશી છે, દુઃખોત્પાદક છે. જો તું એ વાત ન માનતો હોય તો હું સત્ય બોલું અને તું જુઠું બોલ. હવે કેવી રીતે તું જુઠો પડે છે તે બતાવીએ. હું સત્ય કહું છું કે, પચીસ રૂપીઆમાં બીજા વીસ રૂપીઆ મેળવીએ તો પીસતાલીસ રૂપીઆ થાય. આ વાત સત્ય છે. તેનો તું ત્યાગ કર. તારે બોલવું નહિ અને જુઠાણાથી તારા સાક્ષી પુરાવા સાથે તું જુઠું બોલ ને જુઠું બોલાવ. આપણે બે જણ ન્યાયની કોરટમાં જઇ ઈન્સાફ કરાવીએ.

શિષ્યઃ—પચીસને વીસ સુડતાલીસ થાય છે.

ન્યાયાધિશઃ—તમે બે જણ સત્યાસત્યનો નિર્ણય કરાવવા આવ્યા છો માટે તમારી પાસે સાક્ષી પુરાવા શું છે. કારણ કે, મારે જો ન્યાય કરવો છે, તે સત્ય શોધ્યા વગર થઈ શકે એમ નથી. લક્ષણ અને પ્રમાણથી સત્ય સમજાય છે. માટે તમે સાક્ષી પુરાવા લાવો.

**શિષ્ય:**—મારી પાસે પાંચસે સાક્ષીઓ છે અને હું રૂપીઆ પણ ગણી બતાવું.

દરેક સાક્ષીને બોલાવી ન્યાયવિશે પૂછયું:-તે બધા શિષ્યના સાક્ષી હતા અને જુદું બોલવા માંડયું.

**પહેલો શાક્ષી:**—પચીસ ને વીસ સુડતાલીસ થાય.
**બીજો શાક્ષી:**—,, ,, ,, પચાસ થાય.
**ત્રીજો ,, :**—,, ,, ,, પાસેઠ થાય.

એમ પાંચસે સાક્ષીઓએ પોતાને ફાવે તે પ્રમાણે ભિન્ન ભિન્ન જુઠું બોલવા માંડ્યું.

**ગુરુ:**—સાહેબ જે કોઇ ભલા માણસને પૂછશો અને જેને એમ કહેશો કે હું સાચું હોય તે કહે તો તે હું કહું છું તે એકનું એકજ કહેશે. અમે તેને પૂછી જુવો. હું સત્ય કહું છું કે વીસ ને પચાસ પીસતાળીસ છે.

માજીસ્ટ્રેટે ગુરૂના પ્રથમ સાક્ષીને પૂછયું કે, વીસ ને પચીસ કેટલા. તેણે કહ્યું કે પીસતાળીસ. બીજા સાક્ષીને પૂછ્યુ, તેણે પણ તેમજ કહ્યું. ત્રીજા સાક્ષીએ પણ તેમજ કહ્યું. એમ બધાએ એકનું એકજ કહ્યું અને કોઇનો ભેદ બોલવામાં થયો નહિ.

આ ઉપરથી ન્યાયાધિશે સિદ્ધ કર્યું કે, જુઠું બોલનારના સાક્ષીઓ ઉપરથી કોઇ પણ એક નિર્ણય પર આવી શકાતુ નથી. સઘળે ઠેકાણે ભેદ જણાય છે અને જુદું જુદુ બોલવામાં આવે છે. આ ગુરૂજી જે સાચું કહે છે, તેના સઘળા સાક્ષી એકનું એકજ પ્રતિપાદન કરે છે અને તે ઉપરથી એક એવો નિશ્ચય થાય છે કે, વીસ ને પચીસ મળી પીસતાળીસ થાય છે તે સિવાય બીજાઓ જે કાંઇ કહે છે તે સર્વ જુઠી સાક્ષી પુરનારા છે. એમ કહીને ન્યાય આપ્યો કે એકજ વસ્તુનું અવલંબન કરનાર જે ગુરૂજી છે તેની વીશને પચીસ મળી પીસતાલીસ થાય છે એ વાત સત્ય છે. એમ તેના સાક્ષી પુરાવાથી માલમ પડે છે. જે શિષ્યે જુઠા સાક્ષી લાવી ખોટી ફર્યાદ કરી છે તેને ખોટી ફર્યાદ બદલ જેલમાં મોકલું છું અને બાંધીને પીસતાલીસ ફટકા મારવાની શિક્ષા કરૂં છું તે માણસ લબાડ, જુઠો ને

પ્રપંચી કરે છે. જેઓએ ખોટી સાક્ષી પુરી છે તેમને પણ તેટલીજ શિક્ષા કરવામાં આવે છે.

**શિષ્યઃ**—તમે સત્તાધીશ અધિકારી છો. તમારૂં જજમેન્ટ અને મને ફરમાવેલી શિક્ષા, તમારો કાયદો અને કલમ તેમજ આ ગુરૂ છે ને તે સાચેસ છે એમાંનું હું કશું માનતો નથી. માટે હું કંઈ કેદમાં જવાનો નથી.

એમ તેણે બકબકાટ કર્યો. એટલામાં પોલીસે તેના બે હાથ પકડી બેડીઓ પહેરાવી થાંભલા સાથે બાંધીને ફટકા માર્યા, હાથે દોરી બાંધીને જેલની કોટડીમાં પુરી દીધો. એવી અવસ્થા જુઠું બોલનાર પાપીની થઇ અને તેનું બોલ્યું કોઇએ માન્યું નહિ. માજીસ્ટ્રેટના બોલવાનો તરતજ અમલ થઇ ગયો. તે પ્રમાણે રોગ, મૃત્યુ ઇત્યાદિ વડે પાપની શિક્ષા ઇશ્વર કરે છે, તેથી કોઇ તે શિક્ષા ને નહિ માનનાર તે શિક્ષાથી છુટી શકતો નથી. એમ સર્વ કોઇના અનુભવમાં આવે છે.

ઉપરના દૃષ્ટાંત પ્રમાણે એકજ સત્યનુ અવલંબન કરનાર શ્રી શંકરાચાર્ય અને વેદવ્યાસ તથા વેદશાસ્ત્ર પુરાણ અને સર્વ ન્યાયી વિદ્વાનોનો એકજ નિર્ણય આ બ્રહ્મસૂત્રમાં ઇશ્વરના અસ્તિત્વ વિશે અને ધર્મ માર્ગે ચાલવાથી સુખ પ્રાપ્તિ વિશે છે અને ભેદવાદીઓ, પાપી અને ભમવાળા છે તેના બોલવાનો ત્યાગ કરવાથી સુખ વૈભવ ઇત્યાદિ થશે એવું આ બ્રહ્મસૂત્ર વાંચવાથી ખાત્રીપૂર્વક સર્વના કોઇના અનુભવમાં ઇશ્વર આવશે અને શિક્ષા અને બંધનથી છુટી જશે **ઇત્યોમ્**



# અંતિમ પ્રાર્થના

જે પ્રભુએ મારા અંતરમાં પ્રેરણા કરી આ બ્રહ્મસૂત્રની ટીકા, વ્યાખ્યાન, સ્પષ્ટીકરણ કરાવ્યું અને તે નિર્વિઘ્ને પરિપૂર્ણ કરાવ્યું એવા અંતર્યામિ પ્રેરકને કઈ રીતે નમન કરવું અને તેના કયા કયા ગુણ ગાવા એ વિષે જેવી રીતે અર્જુન ભગવદ્ગીતાના ૧૧માં અધ્યાયમા છેવટે વિશ્વરૂપનું દર્શન થતાં વાવાઝોડું અને વરસાદ, વીજળીના કડાકા ભડાકા, પર્વતો ફાટી વહ્નિની જ્વાળા ગગનમાં ઉડી, ભુકંપ થતાં, સાગર ખળભળી જતાં, આખું બ્રહ્માંડ ડોલી જતાં, જાણે પ્રલયાનલ આવી આખા વિશ્વનું ગ્રાસ કરતું હોય એવું ઇત્યાદિ નિરખતાં ગભરાઇ ગયા અને ભયથી, આશ્ચર્યથી, આનંદથી અને ભક્તિથી આંખમાં અશ્રુ આવી રોમાંચ ખડાં થયાં અને પ્રણામ કરીને કહ્યું કે. હે પ્રભુ આ તમારૂં વિશ્વરૂપ જોવાને હું સમર્થ નથી. એટલા માટે

**किरीटिनं गदिनं चक्रहस्तम् इच्छामि त्वां द्रष्टुमहं तथैव।**
**तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥**

એનો અર્થ એ છે કે જેને માથે મુગટ છે એવા, ગદા અને ચક્ર જેના હાથમાં છે એવા સ્વરૂપે આપ મને દર્શન આપો એવી મારી ઇચ્છા છે. માટે હે અનંતબાહો! આ તમારૂં વિશ્વરૂપ સમેટી લઇ સબાહુરૂપનું ધારણ કરો. એટલું બોલી તમોને નમન કરી તમારા અનંત ગુણ સામર્થ્યે નામોચ્ચાર માત્રે કરીને આપને નમન કરૂં છું, પિતા પુત્રવત નામનામીનો સંબંધ વાચ્ય વાચક ભાવે રહેલો છે. તેથી આપનું નામ એજ તારકમંત્ર છે.

૧ હે પ્રજ્ઞાન સ્વરૂપ ૨ હે તેજ. પુંજ સ્વરૂપ ૩ હે સત્ય સ્વરૂપ ૪ હે આનંદ સ્વરૂપ ૫ હે શાંત સ્વરૂપ ૬ હે અસ્તિભાતિ અને પ્રિય સ્વરૂપ ૭ હે સર્વ ભૂતાત્મા સ્વરૂપ ૮ હે અંતર્યામિ સ્વરૂપ ૯ હે સ્થિતિ-લય ઉદ્ભવ કરતા ૧૦ હે અખંડ ઐશ્વર્યવાન ૧૧ હે મંગલ સ્વરૂપ ૧૨ હે સર્વાધાર ૧૩ હે આત્મ સ્વરૂપ ૧૪ હે અનંત સ્વરૂપ ૧૫ હે અખંડ સ્વરૂપ ૧૬ હે સમષ્ટિરૂપ ૧૭ હે પ્રશાસિતા ૧૮ હે જગન્નિયામક ૧૯ હે અગોચર ૨૦ હે સર્વ ભુતાન્તરાત્મા ૨૧ હે સચ્ચિદાનંદ ૨૨ હે નિર્લેપ ૨૩ હે નિરામય ૨૪ હે નિરંજન ૨૫ હે કર્તા ૨૬ હે ધર્તા ૨૭ હે હર્તા ૨૮ હે ઉદ્ધરતા ૨૯ હે સાક્ષી સ્વરૂપ ૩૦ હે સગુણ ૩૧ હે સમષ્ટિ અને વ્યષ્ટિરૂપ ૩૨ હે અહં વૃત્તિધારક ૩૩ હે આકાશને પણ રહેવાના સ્થાનરૂપ ૩૪ હે જ્યોતિ સ્વરૂપ ૩૫ હે મૃત્યુંજય, **नमो नमः इत्योम्.**

**શ્રી કાવ્યાનંદ નિાવ** (પ્રથમ વિભાગ, કવિ ઇંદિરાનંદ લલિતાનંદ પંડિત, નાગરફળિયા સુરત મૂલ્ય રૂા, ૧-૦-૦) તત્વજ્ઞાન, વ્યવહાર, નીતિ વેદાંત, ભક્તિ, સમાજ ધર્મ, ઇતિહાસ દર્શન અને બાલસાહિત્ય એવા અનેક વિષયોપર લખેલી છૂટી છવાઇ કવિતાઓનો આ સંગ્રહ કવિ ઇંદિરાનંદની લાક્ષણિક કવિત્વ શક્તિનો વ્યંજક છે. એમનાં ઘણા ખરા કાવ્યોમાં કેશવલાલ હરિરામની નહિજેવી સ્વાભાવિક્તા હોવા સાથે એથીએ અધિકતરપદ લાલિત્ય, માધુર્ય અને કર્ણપટુ શબ્દ જાળ છે. કવિ અનાદરેલ કવિતા અને કાવ્ય સૃષ્ટા વિષે પ્રસ્તાવમાં શોક પ્રદર્શિત કરી અત્યાર સુધી પોતાનો સંગ્રહ બહાર નહિ પાડવાનું કારણ સ્પષ્ટ કરે છે અને ખરેજ કાવ્ય પ્રકાશન સંબંધે એમનો એ પ્રાથમિક અનિશ્ચય પ્રકૃતિના બાલક કવિ બોટાદકરને ગુજરાતે બેદરકારી દ્વારા કરેલા અન્યાયનું સમર્થન કરે છે. કવિ ઇંદિરાનંદની વિશિષ જ્ઞાનકલા સુલહરી મંજુલ મહાલે ધીમી, સુમન આ સુમનાંજલી પ્રેમથી, ઇંદિરા અખંડ જ્યોતિ ઝગમગ ઉર મહાંય રહેતી, અંતરના અંતરમાં ચિદ્રુપ ભવ ભંજની જેવી પંક્તિઓમાં ઝળકી ઉઠે છે. છંદ અને વૃત સાથે કવિએ ભિન્ન ભિન્ન રાગ રાગણીઓનો છૂટથી ઉપયોગ કરી સંગીતની હલક જમાવી છે. જો કે એમની કવિતા દોષથી છેક આલપ્ત નથી તોપણ વિશિષ્ટ વિષયોને અનુલક્ષીને લખાયલાં પદો કવિની ઘણે ભાગે સફળવાણી વ્યક્ત કરતાં જણાય છે. દોષ એટલોજ જણાય છે કે, કવિએ આ ઉત્ક્રાંતિના યુગના પ્રેરક બળની પ્રચંડ છોળોનો અસ્વીકાર કરી રૂઢ અને કંઇક ગતકાલિન થઇ ગયલી શૈલીમાં રચવાનું વધારે પસંદ કર્યું છે. (ગુજરાતી તા. ૧૭-૫-૨૫ પૃષ્ઠ ૭૨૫-૭૨૬.)

**શ્રી રૂદ્રાધ્યાય** (રચયિતા કવિ ઇન્દિરાનંદ લલિતાનંદ પંડિત સુરત મૂલ્ય રૂા ૧।।) કર્મ કાંડી ભાવિકો માટે ઉપયોગી થાય તેવી શૈલીમાં કવિ ઇન્દિરાનંદે શ્રી રૂદ્રાધ્યાય તૈયાર કર્યો છે. સામાન્ય રીતે રૂદ્રિમાં આઠ અધ્યાય હોય છે. પરંતુ તેમાં બેજ મહત્વના ગણાય છે, પાંચમો અને આઠમો, તેમાંયે પાંચમા અધ્યાયમાં રૂદ્ર સ્તવન સર્વોત્કૃષ્ટ અને સર્વ ફલદાયી છે. આ વાતને માન્ય રાખી શ્રીયુત ઇંદિરાનંદે પાંચમા અધ્યાયને ખૂબ મહત્વ આપી તેનું સ્પષ્ટીકરણ અને વિવેચન કર્યું છે. આઠમો અધ્યાય ખાસ કર્મકાંડને લગતો છે એટલે તેનો પણ સમાવેશ રૂદ્રાધ્યાયમાં કરી સંપાદકે યજ્ઞની ક્રિયાઓનો સ્ફોટ કર્યો છે. પુસ્તક રચવામાં યજુર્વેદના ૧૬મા અને ૧૮મા અધ્યાયનો મુખ્યત્વે આધાર લેવાયો છે. પોતાની વૃદ્ધાવસ્થા છતાં અને લગભગ અંધાપા જેવી સ્થિતિ છતાં કવિશ્રીએ શ્રમ લઇ

આવું સારૂ ધર્મ સંબંધી પુસ્તક પ્રકટ કર્યું છે તે પ્રશંસનીય ગણાય. ક્વચિત ફ્રસ્તવનના સંસ્કારી ગુજરાતી ગાયનો અને છંદોની છાંટ પુસ્તકની આકર્ષતામાં વધારો કરે છે.

(ગુજરાતી તા. ૮-૨-૨૫ પૃષ્ઠ ૨૨૧.)

**શ્રી કાવ્યાનંદ નિધિ:** હાલના જમાનામાં કવિઓની કદર કોણ કરે છે ? ગુજરાતનાં જાણીતા કવિરાજ શ્રી દલપતરામ ડાહ્યાભાઇની કવિતા જે રસપૂર્ણ ભાવથી જુનાં જમાનાના ગુજરાતીઓ યાદ કરે છે, તે ભાવ હાલના વખતમાં મરહૂમ શ્રી ડાહ્યાભાઈ ધોળશાજી શિવાય, કોઇપણ કવી પોતાના કાવ્યો મારફતે ગુજરાતના જનસમુહમાં ઉપજા કરી શકયો નથી. એ કાળની બલીહારી છે. સુરતના જાણીતા વૃદ્ધ કવિ શ્રી ઇંદિરાનંદ લલિતાનંદ પંડિત કવીઓની વીટંબણાઓ વીષે પોતાનાં "કાવ્યાનંદ નિધિ નામના પુસ્તકમા જે કાંઇ લખે છે, તે અમારા ઉપરના કથનને ટેકો આપે છે. શ્રી ઇંદિરાનંદે યોગ, શાસ્ત્ર, વેદશાસ્ત્ર પુરાણ ઉપનીષદો વિગેરે ઉપર સંખ્યાબંધ લેખો લખ્યા છે, અને હાલમાં તેઓએ પોતાના અનુભવના ૪૮ કાવ્યોનો એક સંગ્રહ શ્રી કાવ્યાનંદ નિધિના પ્રથમ ભાગ તરીકે પ્રગટ કર્યો છે. પુસ્તકમાં માતૃભૂમિને લગતાં, પ્રભુસ્તુતીના, લગન વખતે ગાવાના વિગેરે કાવ્યો છે અને તે શ્રદ્ધાળુમાં ધર્મ જાગરૂતી કરે એવાં છે. કવિરાજ આવા અનેક પુસ્તકો પ્રગટ કરવા ઇચ્છા રાખે છે અને નાણાની મદદ હોય તો પડતર કીંમતે જનસમુહને આપવા માંગે છે. શ્રીમંતોએ ઉત્તેજન આપવા જેવો આ વિષય છે. પુસ્તકની કીંમત રૂપીઓ એક છે અને કરતા પાસેથી સુરત નાગરફળીયાને સરનામે લખવાથી મળી શકે છે.

(પ્રજામિત્ર અને પારસી તા. ૩-૧-૨૫)

**શ્રી કાવ્યાનંદનિધિ:**—સુરતના કવિ ઇન્દીરાનંદ લલિતાનંદ પંડિત વેદશાસ્ત્ર, પુરાણ, યોગશાસ્ત્ર, ઉપનિષદો, નીતિધર્મ વીગેરે વિષયો પર કેટલોક વખતથી ઘણું પુસ્તકો બહાર પાડવા લાગ્યાં છે અને તેમાં તેઓએ પ્રાચીન શાસ્ત્રોનો ઉત્તમ બોધ જનસમુહ આગળ મુકયો છે. તેઓએ પાંતજલયોગ સૂત્ર, રૂદ્રાધ્યાય બ્રહ્મસૂત્ર વીગેરે જે પુસ્તકો અગાઉ પ્રગટ કર્યાં છે, તે ઉપલાજ વિષયોને લગતા છે અને તેમાં તેઓએ સારી ફત્તેહ મેળવી છે. હાલમાં તેઓએ પોતાના લગભગ અડધી સદીના અનુભવના કાવ્યોનું એક પુસ્તક નામે કાવ્યાનંદ નિધિ (પ્રથમ વિભાગ) તરીકે પ્રગટ કર્યું છે અને તેમાં દેશપ્રેમની, ઇશ્વર પ્રેમના, વેદાંતના નીતિના, વાત્સલ્યભાવના, લગ્નને લગતાં, શુરવીરતાના વિગેરે લગભગ ૪૮ કાવ્યો પ્રગટ કર્યા છે.

કાવ્યો જુદા જુદા રાગરાગણીમા છે અને જીવને આનંદ આપે એવાં છે. પુસ્તક કરતા પાસેથી રૂપીઆ એકની કીંમતે સુરત નાગર ફળીયામાંથી મળી શકે છે. (મુંબઈ સમાચાર તા. ૬-૧-૧૯૨૫.)

પાંતજલયોગ સુત્રને આશય:—યોગવિદ્યા અદ્દભુત છે અને તે જાણનાર વીરલજ હોય છે. કેમકે જેઓને જડવાદ અને દુનિયા ઉપરનો પ્રેમ છોડી આત્મીક જ્ઞાનનેજ પોતાનુ ધ્યેય બનાવવાની ઇચ્છા થાય, તેઓજ એ વિદ્યામાં ચંચુપાત કરી શકે છે અને તેનો સ્વાદ લાગ્યા બાદ તેનાથી છુટા થવુ મુશ્કેલ બને છે. એ કારણર્થીજ ચાલુ જમાનામાં યોગ વિદ્યાના જાણકાર બહુજ થોડા મળી આવે છે અને તેના અભ્યાસી પણ બહુજ થોડા હોય છે. દુનિયાના સુખોને ત્યાગી આત્મા અને પ્રભુ સાથે લગની લગાડવી એ કાંઇ જેવો તેવો ભોગ આપવાનું કામ નથી, કેમકે દુનિયાના લોભ, લાલચો અને મોહનો જેઓ ત્યાગ કરી શકે છે તેઓ વીરલજ જણાય છે. તે છતા જેઓને આત્માના દર્શન કરી પ્રભુની સાથે એકતાર થવાની ઇચ્છા હોય તેવાને માટે કેટલાક પુસ્તકો વિદ્વાનોએ બનવ્યાં છે. અને તેમાં પાતંજલ યોગશાસ્ત્ર મુખ્ય છે. એ યોગશાસ્ત્રના પુસ્તકનું સરળ ભાષાન્તર કવી ઇન્દીરાનંદ લલિતાનંદ પંડિત સુરતવાળાએ કર્યું છે અને તેના સોલ એજન્ટ તરીકે અડાજણના વિશ્વજ્યોતિ કાર્યાલયના ઉત્પાદક પ્રભુશકર નરભેરામ વ્યાસ છે. જેઓએ એ પુસ્તક અમને અભિપ્રાયઅર્થે મોકલ્યું છે. પુસ્તકમાં આત્માર્થી જનો માટે ઉત્તમ ખજાનો છે અને તે એક રૂપીઆની કીંમતે અડાજણના વિશ્વજ્યોતિ કાર્યાલયમાંથી મળી શકશે.

(મુંબઇ સમાચાર તા. ૧૩-૨-૨૫)

શ્રીપાતંજલયોગ સૂત્રનો આશય: કવિ ઇંદિરાનંદ લલીતાનંદ પંડિત સુરતવાળા કે જેઓ મુંબઇની કસ્ટમ ઓફીસમાં અગાઉ ડેપ્યુટી એકાઉન્ટન્ટ હતા તેઓશ્રીએ પોતાની વૃદ્ધાવસ્થા છતાં અને આંખે દેખાતું ન છતાં એક અતિ ઉપયોગી પ્રાચીન યોગને લગતાં સૂત્રનું ભાષાંતર રચીને અને અડાજણના વિશ્વજ્યોતિ કાર્યાલયે સોલએજન્ટ તરીકે બહાર પાડીને આત્મા અને મોક્ષના રશીયાઓ પર મોટો ઉપકાર કર્યો છે એમ પુસ્તકનું અવલોકન કરતાં જણાય છે, યોગના સર્વોપરી ગ્રંથ તરીકે ભગવાન પાતંજલી કૃત યોગસૂત્ર અને શ્રીમન્ હેમચંદ્રાચાર્ય કૃત શ્રી યોગશાસ્ત્રનું ભાષાંતર વર્ષો અગાઉ બહાર પડયું હતું પણ હવે તે મળી શકતું પણ નથી. તેવા સમયે શ્રીપાંતજલ યોગસૂત્રનું ભાષાંતર આવકારદાયક થઇ પડવું જોઇએ. આ ભાષાંતરમાં માત્ર સુત્રનું ભાષાંતરજ આપવામાં આવ્યું

નથી પણ તેની હાલની સાયન્સ, વેદ, શાસ્ત્ર, પુરાણુ અને પદાર્થ વિદ્યાના તથા લઉકીક દ્રષ્ટાંતો આપી જીજ્ઞાસુ માટે યોગનો માર્ગ સરળ કરવા મારો પ્રયત્ન કરવામાં આવ્યો છે. જે ખાસ ધ્યાન ખેચનારૂં છે. જેઓને પ્રાચીન આત્મશાસ્ત્રોની વાણીનો થોડોગણો અદ્દભુત રસ ચાખવો હોય અને પોતાના આત્મા વિશે માહિતિ મેળવવી હોય એટલુંજ નહિ પણ જન્મ, જરા અને મરણથી પાર થવું હોય તેઓને માટે આ પુસ્તક અતિ ઉપયોગી છે. પુસ્તકની કીંમત રૂપીઓ એક છે અને તે અડાજણ (સુરત) ના પ્રગતી મદિરમાંથી મળી શકે છે.

(સાંજ વર્તમાન તા. ૧૯મી મગળવાર)

**શ્રી રૂદ્રધ્યાયઃ**—સુરતના નાગર ફળીયામાં રહેતા કવિ શ્રી. ઇન્દીરાનંદ લલિતાનંદ પંડિત કે જેઓ હાલમા ચર્મચક્ષુ ખોઈ બેઠા છે, તેઓ પોતાની વૃદ્ધાવસ્થામાં શાસ્ત્રને લગતાં અનેક વિદ્વતાપુર્ણ પુસ્તકો પ્રગટ કરતા જાય છે. તેમનું તે રીતે પ્રગટ થયેલું છેલ્લું પુસ્તક તે 'રૂદ્રધ્યાય' છે. સંસાર દુઃખને, દરીદ્રને, ભયને, શોકને, અમગળને, અવિદ્યાને, દ્રવીભુત કરી સુખ, વીદ્યા મંગળ, અભ્યાસ ઇત્યાદિ આપે તેને રૂદ્ર કહે છે, એ પુસ્તકના અનેક અર્થ થાય છે જેમાનાં કેટલાક આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે અને ધર્મ ઓમ, વરણો, શાસ્ત્રો, દેવો વિગેરેની વ્યાખ્યા આપી શ્રી રૂદ્રનું ધ્યાન કેવી રીતે કરવું તે સ્પષ્ટ રૂપમાં દેખાડવામાં આવ્યુ છે. આ બાબતો યજુર્વેદમાં આપેલી છે અને તેમાં આઠ અધ્યાય આવે છે. આઠ અધ્યાયમાં પાંચમાં અને આઠમાં અધ્યામાં મૂખ્યત્વે રૂદ્ર સ્તવન આવે છે અને તેથી રૂદ્રાભિષેક કરનારા પાંચમા અધ્યાયને મહત્વ આપે છે અને કહે છે કે રુદ્રાધ્યામાં ત્રણ વખત પાઠ કરવામાં આવે તો એક રૂદ્રાભિષેકનું ફળ મળે છે. પંડિતજીએ તેથી આ પુસ્તકમાં અને આ મુખ્ય અધ્યાયનું વિવેચન કર્યું છે અને તે બાદ આઠમાં અધ્યાય પર વિવેચન કર્યું છે. તેમાં પંડિતજીએ વેદના ૧૬ મા અને તે પછી ૧૮ મા અધ્યાયનો આધાર લીધો છે. વેદના એ ૧૬ મા અધ્યાયને રૂદ્રના સામાન્ય પુસ્તકમાં પાંચની અને ૧૮ મા અધ્યાયને આઠની સંખ્યા અપાઇ છે. એ ઉપરાંત પંડિત જવાલાપ્રસાદની એ અધ્યાયો પરની ટીકાનો. સ્વામી આનંદાનંદના અધ્યાયના પુસ્તકનો અને બીજા પુસ્તકોનો પણ આધાર લેવમાં આવ્યો છે. જીજ્ઞાસુ અને શ્રદ્ધાળુઓએ આ પુસ્તક વાંચવા જેવું છે. પુસ્તકની કીંમત દોઢ રૂપીઓ છે. (મુંબઇ સમાચાર તા. ૩-૬-૧૯૨૪)